માણસો વિગેરે દ્રશ્યો છે. આજુબાજુ કાચની બારીમાંથી આ દેખાવો જોઈ શકાય છે. ત્રીજા માળ ઉપર પણ જવાય છે ત્યાંથી પણ બીજા માળના દેખાવો જોઈ શકાય છે. તદ્ ઉપરાંત સ્વર્ગમાં ઉડતા વીમાનો વિગેરે સુંદર દ્રશ્યો જોવા



સોનીનું મંદીર (અજમેર)

લાયક છે. જૈન મત મુજબની સૃષ્ટિની ઉત્પત્તિ અયોધ્યા અને પ્રયાગ તથા વિમાનોમાં ઉડતા દેવ વિગેરે તાદ્રશ્ય વસ્તુઓ, હિંદમાં હજુ પણ આવી કારિગરી પડી છે તેનો અચ્છો ખ્યાલ આપે છે.

# ભારતનો ભોમીયો

# "All India Traveller's Guide"




લેખક : વકીલ હર્ષદરાય સાંકળેશ્વર શુકલ

પ્રયોજક : નટવરલાલ પી. લાખીયા

પ્રકાશક :

ધી સ્ટાન્ડર્ડ ટ્રેડીંગ કંપની

પબ્લીશર્સ એન્ડ પબ્લીસીટી એક્સપર્ટ્સ

ગાંધીરોડ. . . . . . . . . અમદાવાદ.

# આમુખ

ગુજરાતી સાહિત્યમાં પ્રવાસો સંબંધી પુસ્તકો કમતી છે. જો કે દેશાટન કરવું એ સમગ્ર હિંદની સાથે ગુજરાતીઓમાં પણ પ્રાચીન સમયથીજ ચાલતો આવેલો રિવાજ છે. આધુનિક યુગમાં જવર અવરના સાધનોની સુલભતા થવાથી મુસાફરીનું પ્રમાણ વધ્યું છે છતાં તે ઝડપી અને ઉડતી નજરવાળુ બનતુ જાય છે. ઝોન ટીકીટો અને સ્પેશીયલ ગાડીઓના આ જમાનામાં પ્રવાસીઓને પોતાનું પર્યટન ટુંક સમયમાં પતાવી લેવાનું હોય છે. એટલે જિજ્ઞાસુ પ્રવાસીઓ માટે પૂર્વ તૈયારીઓની આવશ્યકતા રહે છે. ભારતનો ભોમીયો આ આવશ્યકતા બધી રીતે પુરી પાડે છે.

ભરતખંડ જેવા વિશાળખંડના મુદ્દા મુદ્દાના સ્થળોનો પરિચય પણ એક નાનકડા પુસ્તકમાં સમાવવો એ સંક્ષિપ્તતામાં દક્ષ લેખક માટે પણ અઘરૂ કામ છે. તેમાં પણ વિશાળ જનતાની દૃષ્ટિથી લખાયેલા ગ્રંથ માટે તો તે અવિશેષ અઘરૂ થઈ પડે છે: ભારતનો ભોમીયો દ્વારિકાથી કલકત્તા અને હિમાલયથી કન્યાકુમારી સુધીના તમામ અગત્યના સ્થળોની ટુંકી છતાં ઉપયોગી માહિતીથી ભરપૂર છે. પુરાણકાળથી માંડીને ગાંધીયુગ સુધીમાં નામાંકિત બનેલા સ્થળો વિષે એક પ્રવાસીને માર્ગદર્શક થાય તેવી સામગ્રીથી ભરપૂર છે. લીંટીએ લીંટીએ હકીકતથી લદાયલા છતાં આ ગ્રંથ એટલી સરળતાથી વાંચી શકાય છે કે જાણે કોઈ નવલકથા વાંચવા બેઠા. લેખકની શૈલી વાંચીકને આકર્ષી લે છે અને અથથી ઇતિ સુધી જરાપણ કંટાળો આપ્યા વિના વાંચન આનંદ સાથે બોધ આપે જાય છે. ઠેકાણે ઠેકાણે નામાંકિત સ્થળોના ફોટાઓ આપીને ગ્રંથને સજીવ બનાવેલ છે.

પ્રવાસીને તો તે બહુ મુલ્ય છેજ પરંતુ બિનપ્રવાસીને ઓછા પ્રવાસ કરનારને પણ તેનું વાંચન પ્રવાસ કર્યા જેવો અનુભવ આનંદ

અને જ્ઞાન આપે છે. ભિન્ન ભિન્ન રૂચિના માણસને તે એક સરખો તૃપ્ત કરે છે અને વાંચનને અંતે પ્રત્યેકના જ્ઞાનમાં વૃદ્ધિ કરે છે. એટલું જ નહિ પરંતુ દેશભક્તિ પ્રેરે છે.

આવો સુંદર, સરળ અને ઉપયોગી ગ્રંથ ગુજરાતી આલમને સુલભ કરાવવા માટે તેના લેખક મારા મિત્ર શ્રી. હર્ષદરાય સાંકળેશ્વર શુક્લને મારા અભિનંદન છે.

આ ગ્રંથ પ્રતિત આપે છે તેમ તેઓ ભવિષ્યમાં એક સમર્થ લેખક નિવડો.

ડીસ્ટ્રીકટ લોકલબોર્ડ
**અમદાવાદ.**
તા. ૧-૧૦-૪૦

**ઇશ્વરલાલ કાળીદાસ વ્યાસ**
બી એ; એમ એલ એ;

# પ્રસ્તાવના

"ભોમિયા"ને વળી પ્રસ્તાવનાની જરૂર હોય ખરી? ભોમિયો તો પોતાની જાતેજ પરિચય સાધી લેશે, છતાં પણ **यद्यपि शुद्धं लोकविरूद्धं ना करणीयं ना चरणीयं** એ ન્યાયે, અને ખાસ કરીને તો આ મહદ્દકાર્યમાં સહાયભૂત બનેલા મિત્રો, પ્રશંસકો અને સ્નેહીઓની સહાયનો ઉલ્લેખ કરી ઉપકારબોજ હળવો કરવા ખાતરજ હું આ પ્રસ્તાવિક શબ્દો લખું છું.

પ્રવાસ એ તો જીવનવિકાસનું સર્વ શ્રેષ્ટ સાધન છે. જેમ અંધારામાં રહેલ ફુલઝાડ કરમાતા જાય છે, તેમ એક સ્થાને પડી રહેલ મનુષ્યનું જીવન ઘણું કરીને અપકવ અને અણુવિકસ્યું રહે છે. તેથી પ્રવાસભુખ એ તો માનવસ્વભાવ બની ગયેલ છે. મારા શાળા અને કોલેજના જીવનકાળમાં તે ભુખ ઠીકઠીક સંતોષાયેલી; પછીથી વ્યવસાયી જીવન જંજાળમાં પડતાં પ્રવાસ શોખ ઓછો થતો લાગ્યો. પરંતુ તે અરસામાં મથુરાથી અમારા મિત્રે શ્રી. ઔદિચ્ય યુવક પરિષદને ત્યાં આમંત્રી. અને તે રીતે મારે તો જ્ઞાતિ સેવા સાથે પ્રવાસશોખ પૂરો પડયો. ચાલુ વ્યવસાયી જીવનક્રમ સાથે જ્ઞાતિસેવામાં પરોવી તેની મને દીક્ષા આપનાર મુરબ્બી જ આ પ્રવાસ-પુસ્તકનું આમુખ લખે એ પણ મારે માટે ગૌરવની વાત છે. અમદાવાદ જીલ્લા બોર્ડના પ્રમુખ તરીકેની સતત કામગિરીમાં રોકાયેલા હોવા છતાં અને નાદુરસ્ત તબિયત હોવા છતાં મુ. શ્રી. ઇશ્વરભાઈ વ્યાસે આમુખની અમારી માગણી કબુલી તથા ટુંક સમયમાંજ આમુખ લખી આપી અમને ખુબ ઉપકૃત કર્યા છે.

સમસ્ત "ભારતનો ભોમયો" લખવો એ કાંઈ સહેલી વસ્તુ નથી. હિંદના એક એક શહેરમાં એટલું જાણુવાનું, જોવાનું, સમજ-

વાનું છે કે તે દરેક શહેર માટેજ આટલા કદનું એક પુસ્તક જોઈએ. તો પછી આખા આર્યાવર્તનું તો પૂછવું જ શું ? તેથીજ સિંહલદ્વીપ, અને બ્રહ્મદેશને બાકાત રાખેલ છે, અને બીજી અનેક જગોએ વિગત ટુંકાવી છે. આમ છતાંય જ્યારે પ્રથમ મને આ પુસ્તક લખવાની મારા મિત્ર શ્રી. નટવરલાલ લાખીઆએ સૂચના કરી ત્યારે આ કાર્યનો બોજો સમજી મેં આનાકાની કરેલી; પરંતુ જ્યારે તેમણે તથા સ્વર્ગસ્થ **ઠાકોરભાઇ શાહે** એકઠી કરેલી શહેરે શહેરની સામગ્રી, બ્લૉકસ, સાહિત્ય વિગેરે જોયું ત્યારે મેં તે કાર્ય માથે લીધું. તેમાં મને મારા મિત્ર શ્રી. નાનુભાઈ જેચંદ શાહે પણ પ્રોત્સાહન આપી જે થોડાંક શહેરનો પ્રવાસ મેં ખેડયો નથી તેની વિગતો લખાણ અને ફોટાઓ તેમણે આપ્યા. મારા કાકા મુરબ્બી શ્રી. મગનલાલ જેઠાભાઈ શુકલે પણ આ કાર્યને પાર ઉતારવામાં ખુબજ મદદ કરી છે. વળી અમારા મિત્ર શ્રી. ભટ્ટ છોટાલાલ નંદલાલભાઇએ અને બીજા સ્નેહી અને શુભચિંતકોએ ગામેગામથી જે માહિતિ તથા સામગ્રી પૂરી પાડી છે તે બદલ તે સર્વના અમો રૂણી છીએ. છેવટે મારા સહકાર્યકર અને પ્રકાશક શ્રી. લાખીઆ કે જેમણે મને આ ક્ષેત્રમાં ખેંચ્યો છે, અને જેમણે મુખપૃષ્ટ, નકશા, બ્લોક અને પ્રેસની સર્વ જવાબદારી ઉપાડી લઈ મને ફક્ત લખાણનોજ કાર્યભાર આપેલ છે, અને મને આ મહાન કાર્ય પાર ઉતારવામાં રાતદિવસના ઉજાગરા કરી જે મદદ કરી છે, તેમના માટે તો જેટલું લખું તેટલું ઓછું છે. આ બધો યશ તેમને જ આભારી છે.

આ પુસ્તક લખવામાં અમારી પ્રવાસનોંધ ઉપરાંત હિંદની દરેક રેલ્વેઓએ સહકાર આપી તેમનું સાહિત્ય મોકલી આ પુસ્તકને સંપૂર્ણ બનાવવામાં ઉત્તમ સહાય કરી છે. આ પુસ્તક અંગે સ્વાભાવિક રીતેજ અમોને ઘણા પુસ્તકો માર્ગદર્શક નીવડ્યાં છે. શ્રી કાકા કાલેલકર જેવા મહાન પ્રવાસી અને સાહિત્યકારે ગુજરાત સમસ્તને પ્રવાસ

વર્ણનમાં અને પ્રવાસનો આનંદ માણવામાં નવી દિશા આપી છે; આ કળિયુગના તે મહાન સ્મૃતિકારનાં પુસ્તકો, શ્રી. રત્નમણિરાવનું "ગુજરાતનું પાટનગર," અને મુ. શ્રી. રવિભાઈનું "કલાધામ અજંટા" વિગેરે અનેક પુસ્તકો અમોને ખુબ ઉપયોગી માર્ગદર્શક થયાં છે. તે બદલ તે સર્વનો પ્રકાશક શ્રી. લાખીઆ તરફથી આભાર માનું છું.

આ પુસ્તક મુખ્યત્વે યાત્રાળુઓ સહેલાણીઓ; અને વેપારીઓ; માટે લેખેલું; આમાં ઘણી ક્ષતિઓ રહી છે, ઉતાવળ અંગે જાતિ દેખરેખ રહી નથી, તે બદલ ક્ષમા યાચું છું.

અમારો વિચાર તો "ભારત સર્વસંગ્રહ" ( EncycloPedia of India ) જેવો મહાનગ્રંથ બહાર પાડવાનો છે. પરંતુ તે માટે આ સહાયકવૃન્દ ઉપરાંત શહેરે શહેરથી પુરતી મદદ મળે તો તે ભગીરથ પ્રયત્ન આદરવાની મુરાદ અમો સેવીએ છીએ. આવા પ્રકાશનોદ્વારા માતૃભૂમિની સારી પિછાન થાય છે અને દેશપ્રેમ વધે છે. આ પ્રકાશનદ્વારા તે પ્રયત્નમાં પ્રકાશક અને લેખક કાંઈક સફળ થયા હોય તેમ વાચકવૃન્દને લાગે, અને સામાન્ય જનતા તે અવાજ ઝીલે તો અમારો પ્રયત્ન સફળ થયો લેખીશું. એજ અભ્યર્થના.

ખાડિયાગેટ, અમદાવાદ.
તા. ૧-૧૦-૪૦

લીઃ હર્ષદરાય સાંકળેશ્વર
શુકલ.

# અનુક્રમણિકા.

સમાપ્ત.

# ચિત્રોની અનુક્રમણિકા

સંપૂર્ણ.

# ભારતનો ભોમિયો

## પ્રકરણ ૧લું:—

## પૂર્વ પીઠિકા.

**( ભારતી મૈયાના ભૂગોળ અને ઇતિહાસની ઝાંખી )**

**सारे जहांसे अच्छा हिन्दोस्थां हमारा ।**

સાચેજ ભારતવર્ષ એ અદ્ભુત કુદરતી સમૃદ્ધિનો અને પૌર્વાત્ય સંસ્કૃતિનો અખુટ ખજાનો છે. અંબરચુંબિત ગિરિશૃંગો, નંદાદેવીનું દિવ્ય શિખર, હજુએ અજેય રહેલ શિખર ગૌરિશંકર, કૈલાસ અને માનસ સરોવર, અમરનાથ અને બદ્રીનાથ–વિગેરે મુકુટમણિથી શોભતા હિમાચ્છાદિત ગિરિરાજ હિમાચલ–મહાત્મા રોરિક જેવા વિશ્વવિખ્યાત ચિત્રકારોને પણ આકર્ષી રહેલ છે, અને હજુએ ભારતવર્ષને તેના ઝુકી રહેલા જંગલોદ્વારા બાવનભાર વનસ્પતિનો રસથાળ પીરસતા, અને પતિતપાવની ગંગામૈયા અને પ્રાતઃસ્મરણીય શ્રી કૃષ્ણ પ્રભુની ક્રીડાસાક્ષી સખી યમુના, બ્રહ્મપુત્રા, સિંધુ અને ઉત્તરાખંડની બીજી અનેક સરિતાઓ વહાવતો આખા આર્યાવર્તને અમૃતપાન સીંચી પુષ્ટ કરી રહેલ છે. અખુટ જળ, વનસ્પતિ અને ખનીજોથી ભરપુર, ભારતવર્ષના ઉત્તરાખંડને દુષ્કાળની દારૂણ ચૂડમાંથી સદાને માટે નિર્ભય બનાવી મુકનાર, અગણિત લોકમાતાઓનું ઉગમસ્થાન, એ ગિરિરાજ તેની કૃપા રેલાવેજ જાય છે. અમ ગરીબનું તે અક્ષયપાત્ર છે અને તેથીજ આટઆટલા સૈકાઓના ચાલુ શોષણ છતાં હજુ આર્યાવર્ત અને આર્યો તેના જ આધારે ટકી રહ્યા છે. એવા

એ ગિરિરાજ હિમાચલના વર્ણન માટે જ હજારો પુસ્તકો લખાય, સેંકડો ચિત્રો આળેખાય, છતાંય તેની રમ્યતા અને ભવ્યતા, તેની ઉપરના સૂર્યોદય અને સૂર્યાસ્તના અદ્ભુત દશ્યો, તેના શિખરો ઉપરની વાદળાઓની દોડાદોડ, એ સર્વે અવર્ણનીય અને અપ્રતિમજ રહેવાના. જ્યારે જ્યારે તે પર્વતરાજના દર્શન કરો ત્યારે ત્યારે કાંઈક નવું જ આકર્ષણ મળે છે. ખરેખર **पदे पदे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः** નો સાક્ષાત્કાર આ પર્વતરાજ જ કરાવી રહેલ છે.

એ ગિરિરાજ હિમાચલના ઉછંગમાંજ સાચવીને મુકેલું છે–" પૃથ્વી ઉપરનું સ્વર્ગ "–કાશ્મીર. કાશ્મીરના એ મનોરમ વિશાળ સરોવરો, આસપાસ ચારે બાજુએ આવેલા ગગન-ચુંબી હિમાચ્છાદિત ગિરિશૃંગો, સ્ફટિકશાં, શ્વેત ગિરિ-નિર્ઝરણો, સફેદાના ઉંચા વૃક્ષો, અને સરોવરોમાં પથરાયેલા મયદાનવની ઉભી કરેલી માયાવી સૃષ્ટિ જેવાં-કમળ અને શીંગોડાના ક્ષેત્રપટો, વિગેરે સર્વ હૃદયંગમ દશ્યો આપણી સમક્ષ એક અને અનોખી અદ્ભુત સ્વર્ગીય સૃષ્ટિ ખડી કરે છે. હિંદી મૈયાના એ મણિમય મુગટના એક એક મૌક્તિક માટે એક એક પુસ્તક લખીએ તોપણ તેનું વર્ણન અને વિગત અપૂર્ણજ રહે.

એ ગગનચુંબી ગિરિમાળા અને સૌંદર્ય ધામ કાશ્મીર પછી, આવે છે ગંગા સિંધુ વિગેરે મહાનદીઓના કાંપના સપાટ મેદાનો અને સુરમ્ય ખેતરો. પછી છે વિન્ધ્ય અને સાત-પૂડાના પર્વતો જે અગસ્ત્યના વાયદા સ્મરાવતા હજુ આડા પડ્યા દેખાય છે; સાથો સાથજ હિંદમાં છે રજપુતાના અને કચ્છના રણ, અને દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ, અને ત્યાંના સરો-

વરો, ધોધ, નદીઓ, અને મંદિરો,–આવી વૈવિધ્ય ભરી છે આપણી માતા–હિંદમૈયા.

નૈસર્ગિક સૌંદર્યની સાથેજ આવીરીતે સ્મરણમાં સ્ફુરી આવે છે આપણા યાત્રાધામો. હિંદ તો સૃજન જુનો ધાર્મિક દેશ છે. વૈદિક કાળથી માંડીને અદ્યાપિ પર્યંત–ઋષિમુનિઓએ અને વેદના દ્રષ્ટાઓએ, સ્મૃતિકારોએ અને ઉપનિષદ્કારોએ, ગૌતમબુદ્ધે અને મહાવીર સ્વામીએ, યુગપુરૂષ શ્રી કૃષ્ણે અને પૂજ્યપાદ્ શ્રી શંકરાચાર્યે ભૂતકાળમાં સમસ્ત ભારતવર્ષને અને બીજા મહાનદેશોને પણ સંસ્કૃતિપાન કરાવ્યું છે. અહિંસાથી વિશ્વકલ્યાણ થશે તે સિદ્ધાંતનો ઉદય આ દેશમાંથી થયો છે અને યંત્રોના આધુનિક જમાનામાંયે દુશ્મનોને પણ પ્રેમ અને સત્યથી જીતવાનો પાઠ શીખવનાર મહાત્મા ગાંધીજી આ દેશમાં ફરીને આપણી વિસરાઇ ગયેલી સંસ્કૃતિનું પુનરૂત્થાન કરવાજ સમર્થ જીવન જીવી રહ્યા છે. એટલે આ દેશની ભૂતકાલિન સંસ્કૃતિના અને સમૃદ્ધ ઇતિહાસના પથદર્શક યાત્રાધામ પણ અનેક છે. અલબત યાત્રાધામોની પસંદગીમાં નૈસર્ગિક સૌંદર્યનો ફાળો કાંઇ ઓછો હોતો નથી. તીર્થરાજ પ્રયાગ અને પુષ્કર, કાશી-વિશ્વનાથનું વારાણસી, દક્ષિણમાંના રામેશ્વર અને મદુરાના-મહાન ગોપુરમ્વાળા ગામ જેટલા વિશાળ–મોટાં મંદિરો, ઉત્તરના વૃંદાવન અને મથુરાની પાસેના વિશાળ ત્રણ ત્રણ કિલ્લાવાળા મંદિરો, દ્વારિકાપુરીનું જગત્ મંદિર, જગન્નાથપુરી તથા ભુવનેશ્વરના મંદિરો, ચાર ધામ, હરદ્વાર, અયોધ્યા, વિગેરે સપ્તપુરી, અંબાજીનો આરાસુર, અને મહાકાળીનો પાવાગઢ, સૌરાષ્ટ્રના સોમનાથ અને શ્રી શૈલમ્ના મલ્લિકાર્જુન વિગેરે દ્વાદશ જ્યોતિર્લિંગ, રામાયણનો આખો કથા પ્રસંગ તાજો કરતું

ચિત્રકૂટ અને નાશિક, હનુમાનજી જ્યાંથી સમુદ્ર તરી ગયા તે ધનુષ્કોટિ, મહાભારતનું ઇન્દ્રપ્રસ્થ અને દિલકંપાવનાર ભીષણ દાવાનળને હજુએ સ્મરાવતું તે કુરૂક્ષેત્ર, વિગેરે એકે એક તીર્થક્ષેત્રની પ્રાકૃતિક શોભા પણ કાંઇ ઓછી નથી. વૈષ્ણવ કે શૈવો, જૈનો કે બૌદ્ધો સર્વેએ સુંદર પ્રાકૃતિક દ્રશ્યોમાંજ ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો છે, અને ત્યાંજ ભક્તિભાવના પ્રતીકરૂપે પવિત્ર વાતાવરણ જોઇ મંદિર બાંધ્યા છે. કુંભમેળા, માઘમેળા અને જગન્નાથપુરીની રથજાત્રા વિગેરે ઉત્સવ પ્રસંગોએ ભક્તિની ધૂનમાં મસ્ત પ્રભુમાં તન્મય બની ડોલતા હજારો યાત્રાળુઓનું દ્રશ્ય, હરદ્વારનું ગંગામૈયાનું દીપપૂજન, ત્રિવેણી સંગમનું મનોરમદ્રશ્ય વિગેરે પ્રસંગો આવી કુદરતી સુંદર શોભા રચનાર મહાન ભેજાંની–ઇશ્વરની–કાંઇક ઝાંખી અવશ્ય કરાવે છે.

તદ્ ઉપરાંત ભૂતકાળના સુવર્ણયુગની કાંઇક ઝાંખી કરાવતા મોહેન્જોદારોના ખોદકામ, અશોકના સ્તુપો શિલાલેખો અને સ્થંભો, બૌદ્ધ મંદિરો અને ગુફાઓ વિગેરે સ્પષ્ટ બતાવે છે કે જ્યારે જગત્ આખું અજ્ઞાન અને અસંસ્કૃત-લગભગ જંગલી જેવી–અવસ્થામાં હતું ત્યારે હિંદ હુન્નર ઉદ્યોગમાં આગળ પડતો, સામાજિક રાજકિય અને આર્થિક ઉન્નતિ ધરાવતો, આધુનિક નગરરચનાના કરતાં પણ સુંદર નગરરચના વિ. ના પ્રબંધવાળો, ધન ધાન્યથી ભરપૂર, વિદ્વાનો વૈજ્ઞાનિકો કળાકારો અને જ્યોતિર્ધરોથી સુસમૃદ્ધ પ્રદેશ હતો વળી "વૈરાગ્ય ભવનના વારસા"રૂપ કાર્લા ઇલોરા (વેરૂળ) અને એલીફન્ટાની ગુફાઓ, તથા જોગેશ્વરી, "ભારતવર્ષની કલાની ગુરૂપીઠ" અજંતાના અદ્ભુત વૈવિધ્ય દર્શાવતા અને અપ્રતિમ એવા, "પ્રાચીનશિલ્પ

સ્થાપત્ય અને ચિત્રકળાની ચરમસીમા જેવી, આધુનિક યુગના સર્વોચ્ચ કલાકારને પણ અજાયબ કરી મંત્રમુગ્ધ કરી દેતા કલામંડપો, એ દુનિયાની દશમી અજાયબી નથી શું ? સાચે જ પરતંત્ર હિંદના તેવા કેટલાક જગપ્રસિદ્ધ અને કેટલાક અણુપ્રીછયા રત્નો દુનિયાના "નવ ચમત્કારો" ને પણ ટપી જાય તેવા છે પરંતુ ભારતની ચિત્રકળા અને સ્થાપત્ય કળાનો સુવર્ણયુગ તો તેના સ્વાતંત્ર્ય સાથે જ આવશે એમ માની હાલ તો નિર્દિષ્ટને અને આપણી જાતને થોડોક ઠપકો આપવો જ રહ્યો. ખરેખર અજંતા આપણને કળા વિષેની તથા કળાનું જીવનમાં શું સ્થાન હતું અને હોવું જોઇએ તે વિષેની એક નવી જ દ્રષ્ટિ આપે છે.

વળી હિંદમૈયા એટલે ફક્ત ઉત્તુંગ હિમાલય વિગેરે પહાડ, કે ફળદ્રુપ અને રસાળ ગંગા યમુના કે સિંધુ વિગેરે લોકમાતાના સુરમ્ય તટ અને સ્વચ્છ જળપ્રવાહો જ નહિ, કે જબલપુર પાસેના નર્મદાના સ્ફટિકના ખડકોજ નહિ, પરતુ ધન ધાન્ય અને ફલફૂલથી સમૃદ્ધ, સુંદર વનરાજિ અને વનસ્પતિઓનો ભંડાર એક જગત કોઠાર. ઘઉં, ચોખા વિગેરે રોજીંદા ઘરગથુ ધાન્ય ઉપરાંત નીલગિરીના ચાના બગીચા, હિમાલયનું શિલાજીત, અને મ્હૈસુરના ચંદનવૃક્ષ, કાશ્મીરના અખરોટ નાસ્પતિ અને ચીકુ, ગુજરાતના રસકસ ભર્યા આમ્રવૃક્ષો પપૈયાં લીલા હરિયાળા ખેતરો, અને સર્વ જગતનું ઢાંકણ કપાસ, વર્ષાદથી ભીનો ઉંચો પશ્ચિમઘાટ, અને જરાક નીચો અને છીછરા કિનારાવાળો પૂર્વઘાટ, આડો થઈ સૂતેલો વિન્ધ્ય, અને તેવા કાંઇ કાંઇ અનોખા દ્રશ્યો અને વનરાજિના ઝુંડો **सुजलां सुफलां मलयज शीतलां** એવી આપણી **मातरम्** ને વંદન કરતાં

આપણાં મનઃચક્ષુ સમીપ ખડા થાય અને આપણને આપણી ફરજ તાજી કરી–ધર્મરત–ફરજ માટે તૈયાર–રહેવા હાકલ કરે તો જ આપણી ધર્મપ્રીતિ—દેશપ્રીતિ–સાચી.

હિંદના મહાવિદ્વાન પ્રવાસી અને ગુજરાતીઓને પ્રવાસલેખ અને કલાની વિવેચનામાં નવી દ્રષ્ટિ અર્પનાર શ્રી. કાકા કાલેલકરે યોગ્યજ કહ્યુ છેકે "સૌથી મુખ્ય અને દુનિયાનો સૌથી ઉંચો પહાડ હિંદુસ્થાનમાં છે; સિંધુ ગંગા અને બ્રહ્મપુત્રા જેવી નદીઓ માટે કોઇપણ દેશ જરૂર મગરૂર થઈ શકે. સૌથી લાંબી નદી પોતાને જ ત્યાં છે એમ સિદ્ધ કરવા માટે અમેરિકાને બે નદીઓની લંબાઇ ભેગી કરવી પડી છે. જેમ હિંદુસ્તાનનો ઈતિહાસ પૃથ્વીમાં જૂનામાં જૂનો છે તેમ હિંદુસ્તાનની ભૂરચના પણ આખા જગતમાં અદ્ભુત છે.....દુનિયાએ કબુલ કર્યું છે કે અશોક જેવો બીજો સમ્રાટ નથી. ભૂગોળમાં પણ લોકોએ સ્વકારવું જોઇએ કે ભવ્યતામાં ગેરસપ્પાની હારમાં બેસે એવો એકે ધોધ નથી." પરંતુ જેમ સ્તન્યપાયિની લોકમાતાઓમાં પણ પતિતપાવની જાન્હવીનું અને યમુના, કે સિંધુ, અગર જેલમ, ચિનાબ રાવી વિગેરે તેની સાત શાખાઓ (વેદનો "સપ્તસિંધુ" અને "પંચનદ") નું, બ્રહ્મપુત્રાનું કે શોણનું, અગર તે તે નદીઓની નહેરનું, જોરશોર મચાવતા જેના "નીર ગંભીર ગાજે" તે નર્મદાનું, તથા દક્ષિણની ગોદાવરીનું કે કૃષ્ણાનું, દરેકે દરેક નદીનું વહેણ, તથા તે તે દરેક નદીની આસપાસની રમણીયતા અને ઉઠાવ બધું અનોખુંજ હોય છે. તેવી જ રીતે હિંદમાં જોગધોધ ઉપરાંત બીજા ધોધ પણ અનેક છે. શિવસમુદ્ર ધોધ, સુરપાણનો ધોધ અને હુન્ડુ ધોધ વિગેરે દરેક ધોધની શોભા અનેરીજ છે.

હિંદ પરદેશોને ધનધાન્ય કપાસ આદિ કાચી વસ્તુઓ પૂરા પાડે છે અને તેથી બ્રીટીશ સામ્રાજ્યનું તે એક અમુલ્ય રત્ન લેખાય છે; પરંતુ તદ્ ઉપરાંત શિલ્પ અને સાહિત્યમાં, જુની સંસ્કૃતિ અને પ્રકૃતિની શોભામાં, હિંદ અપ્રતિમજ રહ્યું છે. હિંદની કલાકૃતિઓની એ વિશિષ્ટતા છે કે ઝીણવટભરી દરેકે દરેક વિગતમાં તે સુસ્પષ્ટ અને સુંદર હોવા ઉપરાંત આખુંએ ચિત્ર કે ઇમારત એક સુંદર ભાવ હ્રદયમાં અંકિત કરી આપણને રસાનંદથી ભરી દે છે. જેની સામાન્ય કળાઉત્કૃષ્ટતા સ્વીકારાઇ છે તે બેનમૂન કળાકૃતિ તાજમહાલ કે મદુરા અને રામેશ્વરના મંદિરો, દેલવાડાના જૈન મંદિરો કે અજંતા અને વેરૂળની ગુફાઓ, એ સર્વ કેટલાં ભવ્ય અને વિશાળ છે અને છતાં કેટલી સૂક્ષ્મ સવિગત ઝીણામાં ઝીણી કારીગરીવાળા છે! અજંતાના ચિત્રો બાબતમાં એક પ્રખ્યાત વિવેચકે કહ્યું છે કે નાની કનિષ્ઠિકાની વિગત પણ તે ચિત્રોમાં સુસ્પષ્ટ સુરેખ દેખાય છે અને છતાં આખુંએ ચિત્ર એક સળંગ સુસંગત સુરમ્ય ભાવ દર્શાવે છે અને તેવાજ રીતે બીજી કલાકૃતિઓ પણ ચિરસ્મરણીય હ્રદયંગમ ભાવ મૂકી જાય છે.

વૈદિક કાલ પછી આવ્યો સ્મૃતિકાલ અને પૌરાણિક યુગ, ત્યારબાદ આવ્યો રાજપુત યુગ અને ત્યારપછી આવી મુસલમાનોની ચડાઇઓ. મુસલમાનો હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યા અને હિંદને અલબત પરતંત્ર બનાવ્યો, પરંતુ તેમણે હિંદમાં જ રહીને હિંદને પાળ્યો પોષ્યો, અને સમૃદ્ધ બનાવ્યો. દુનિયાની અજાયબીમાંની એક જગવિખ્યાત અપ્રાતિમ કલાકૃતિ– "તાજમહાલ", તે વાતની સાક્ષી પુરતી હજુએ હિંદી-મૈયાની અંગુલિનિર્દેશ સમી યમુનાકાંઠે મોજુદ છે. હિંદનું

વેનીસ શ્રીનગર, શાલીમાર બાગ, નિશાન બાગ અને ચશ્મ-શહાઈના જહાંગીર અને નુરજહાંના ઉપવન અને તે ઉપ-વનોની વૃક્ષરાજીમાં ઉડતા સેંકડો ફુવારા, બિજાપુરનો ગોળ ઘુમ્મજ, દિલ્હીના દિવાનેઆમ દિવાનેખાસ, મોતીમસ્જીદ અને કિલ્લો, ઉત્તુંગ કુતુબમિનાર અને અમદાવાદની લાલદરવાજાની મસીદની અદ્દ્ભુત ઝીણવટભરી કારીગરોવાળી કોતરેલી જાળીઓ અને જુમ્મા મસ્જીદો, આ અને આવી બીજી કરોડો રૂપીઆના ખર્ચે, કેટલા વર્ષોની મહેનતે, તૈયાર કરેલી કલાકૃતિઓ તેમનો હિંદ તરફનો પ્રેમ અને મમતા બતા-વતી હજુ ઉભી છે. તેમાંની કેટલીક કલાકૃતિઓમાં તો હિંદુ સ્થાપત્ય એટલું મિશ્રિત અને એકરસ થઇ ગયું છે કે તે કલાકૃતિઓ એમ બોલતી લાગે છે કે લગભગ આઠસો વર્ષના સહવાસથી હિંદુમુસ્લીમો એકત્ર વણાઈ ગયા છે અને મુસ્લીમ બિરાદરોએ હિંદને "માદરે વતન" તરીકે સ્વીકાર્યું છે. આપણે ચેતનાશીલ પ્રખર બુદ્ધિવાન મનુષ્યો આ જડ પણ મુંગા ઉપદેશકો પાસે થી આટલો એકદિલીનો પાઠ ક્યારે લઈશું?

પછી બુદ્ધિમાન પુરૂષો ભેદભાવ જારી રાખી તેમની બુદ્ધિની કસોટીનું રણાંગણ ટકાવી રાખી તેમની મહત્તા ઓછી થવા દેવા તૈયાર નથી?

એવાજ અંદર અંદરના કુસંપ અને નિર્બળતાને કારણે મુસ્લીમ બાદશાહોનો પણ નિર્દિષ્ટ સમય પૂરો થયો અને થોડો વખત શ્રી. શિવાજી મહારાજે હિંદુત્વનું પુનરૂત્થાન કર્યું. સતારા અને સિહગઢના કિલ્લા, પુના, પ્રતાપગઢ અને રાયગઢ એ ઈતિહાસની સાક્ષી પુરે છે.

આંતરિક કલહ અને અંધાધુંધી ફરીને જાગ્યા, હિંદુસામ્રાજ્ય ગયું અને વ્યાપારી પ્રજાનું-સામ્રાજ્ય સ્થપાયું. આવી રીતે હિંદ કે જેની વ્યાપારી આંટ અને કારકીર્દિ છેલ્લાં સૈકાઓમાં તો તદ્દન મૃતપ્રાય થઈ ગઈ હતી તેની વ્યાપારી-વૃત્તિ ફરીથી પુનર્જીવિત થઇ અને પાશ્ચિમાત્ય રાજ્ય પદ્ધતિના કારણે અને વ્યાપારી સંસર્ગથી વ્યાપારના કેન્દ્રો સ્થપાયાં કાપડ અને શણની મીલો અને દીવાસળી, કાગળ, ચામડાં, કાચ, ખાંડ, સીગારેટ, વિગેરેના કારખાના શરૂ થયા. મુંબઈ, કરાંચી, કલકત્તા, મદ્રાસ અને અમદાવાદની-બંદરોની અને કારખાનાવાળા શહેરોની-અગત્ય વધી. ગામડા તૂટતા ગયા અને ગામડાની વસ્તી ધંધાની શોધમાં કે શહેરના મોહથી અંજાઈ શહેરો તરફ દોડવા લાગી, રેલ્વે, મોટર, ઈલેકટ્રીકટ્રામ અને એરોપ્લેનો તથા વીજળીના દીવા, પંખા અને રેડીયો ચાલુ થયા. ચોમાસાના પવનના પ્રદેશમાં મુખ્ય એવું કૃષિપ્રધાન હિંદ ખેતીવાડીને છોડવા માંડયું; ખેતીમાંથી તેને રસકસ ઉડતા લાગ્યા અને મીલ અને કારખાનાની નોકરીઓ માટે લોકોએ વલખાંમારવા શરૂ કર્યા. હજુ ખેતીવાડી અને ગ્રામઉદ્યોગો તદન લુપ્ત થયા નથી તે પહેલાં ચેતવણીના સુર ફુંકાવા લાગ્યા છે અને તે આવકારદાયક છે, કારણકે :—

A bold peasantry, the country's pride,
If once destroyed, can never be supplied.
(*Goldsmith*)

અલબત હાલના એરોપ્લેનના જમાનામાં વ્યાપાર અને હુન્નર ઉદ્યોગની જરૂરિઆત પણ અવગણી શકાય તેમ નથી;

અને તેથીજ જમશેદપુર ઉર્ફે ટાટાનગર, દાલમીઆંનગર, ભદ્રાવતી આયર્નવર્કસ, કૃષ્ણુરાજસાગર ડૅમ, તાતાહાઇડ્રોઇલેકટ્રીક વર્કસ, સીન્ધીઆ સ્ટીમ નેવીગેશન કંપની વિગેરે ઉદ્યોગનગર અને ઉદ્યોગ કેન્દ્રો સ્થપાયાં અને વ્યાપાર હુન્નર ઉદ્યોગ અને વહાણુવટામાં દેશ આગળ વધવા માંડયો. તદ્ ઉપરાંત બંગાળમાં રાણીગંજ, ઝરીઆ વિગેરે સ્થળે કોલસાની ખાણો તથા કોલરની સોનાની ખાણો વિ. પણ જોવા લાયક છે. વ્યાપાર ધંધો વધતાં ધનિક લોકો અને અમલદારો પ્રવૃત્તિ ભર્યાં શહેરોથી કટાળી હવાખાવાને સ્થળે દોડવા માંડયા. ભારતીમૈયામાં તેવા આરોગ્યનિવાસવાળા શહેરોની કાંઈ ખોટ નથી. હિન્દમાં તો નૈસર્ગિક સૌંદર્ય, અને સારા હવાપાણી અખૂટ ભર્યા છે, જેને જોઈએ તે સુખેથી માણે. આબુ ગુજરાતનું હવાખાવાનું મુખ્ય કેન્દ્ર છે. દેલવાડાના જૈનોનાં દહેરાં, અને કુંભારીઆના દહેરાં, ત્યાં પાસે જ છે; અને તેની ખુબ ઝીણુવટ ભરી કારીગરીવાળી છત અને થાંભલા તે પુરાણી સ્થાપત્ય અને શિલ્પકળાની ઝાંખી કરાવી આપણુને અજાયબ કરે છે. તેવાંજ મનોરમ સ્વાસ્થ્યપ્રદસ્થાન મહાબળેશ્વર, અને માથેરાન, નૈનિતલ, અને મસુરી, દહેરાદુન, અને ઉટાકામંડ, પંચગની, અને ડુમસ, ઉદવાડા, અને દેવલાલી, વગેરે અગણિત સૌંદર્યભર્યાં આરોગ્યધામો હિન્દમાં વિખરાયેલા છે.

વળી દરેક મોટા શહેરની નજીકમાં જ આરોગ્યગ્રામ અગર ઉજાણીના સ્થળો હોય છે જ્યાં જઈ શહેરની અનહદ પ્રવૃત્તિથી થાકેલો મનુષ્ય પ્રકૃત્તિની ગોદમાં જઈ નિવૃત્તિ અને નિજાનંદ મેળવી શકે.

રાષ્ટ્રીય તીર્થ સ્થાનોમાં શિવાજી મહારાજનું જન્મ સ્થાન જુન્નરનો કિલ્લો, તથા વીર મહારાણા પ્રતાપનું ચિતોડ છે. મહાત્માજીનો સાબરમતીનો સત્યાગ્રહ આશ્રમ, દાંડીકુચનું સ્મારક દાંડી, હાલનું વર્ધા અને સેવાગ્રામ, અને ગુજરાતનું રાષ્ટ્રીય રણક્ષેત્ર બારડોલી તીર્થસ્થાન જેવાંજ બની ગયા છે. હિંદમાં વર્તમાનયુગમાં મહાત્માજી ઉપરાંત બીજી પણ મહાન વિભૂતિઓ હયાત છે. ડૉ. રવિન્દ્રનાથ ટાગોરનું શાંતિનિકેતન, અરવિંદ ઘોષનો પોંડીચેરી આશ્રમ, માલવીયાજીની બનારસ વિદ્યાપીઠ, ગુજરાત વિદ્યાપીઠ, દક્ષિણામૂર્તિ અને સ્વામી રામકૃષ્ણ આશ્રમ વિગેરે સ્થળોનું મહત્વપણુ ઓછું નથી. તેવાજ બીજા શિક્ષણ કેન્દ્રો કાંગડી ગુરૂકુલ અને વડોદરાનો આર્યકુમાર આશ્રમ અને તેવા બીજા આશ્રમો અને કન્યાવિદ્યાલયો એ સર્વેની માહિતિવાળું એક જુદું પુસ્તક બહાર પડે તો શિક્ષણશાસ્ત્રીઓને પણ ઘણું ઘણું જાણવાનું મળે. તે સર્વ વિગત આપતાં આ પુસ્તક ભોમીયો મટીને "ભારતી સર્વ સંગ્રહ" ( Encyclopedia of India ) બની જાય પરંતુ હિંદી મૈયાના આટલા વૈવિધ્યભર્યા અગણિત જ્યોતિઓનો થોડો થોડો પ્રકાશ પણ આપણે ઝીલી શું તો આપણે કૃતકૃત્ય થઇશું.

સને ૧૯૩૫ના નવા સુધારા (?) થી હિંદમાં અગ્યાર મોટા પ્રાંત બન્યા છે તદ્ ઉપરાંત નાના વિભાગો છે અને હજુ નાના મોટા થઈ ને છસો રાજસ્થાનોનો કોયડો અણ ઉકલ્યો પડયો છે. તે રાજ્યોમાં કાશ્મીર, હૈદ્રાબાદ, વડોદરા, મ્હૈસૂર, ઈંદોર, ગ્વાલીયર, બુંદી, ઉદેપુર, તથા કાઠિયાવાડના ભાવનગર, નવાનગર, વિગે ઘણા રાજ્યો છે તેમાંના બહુ થોડા રાજ્યોમાં—ઔંધ જેવા બે ત્રણ રાજ્યોમાં જ—પ્રજાને સારા સુધારા

મળ્યા છે, જ્યારે બીજામાં પ્રગતિના પગલાં ધીમાં છે—નહિ જેવાં છે—રજવાડી પવન હજી ગયો નથી પરંતુ વેપાર ઉદ્યોગની ખીલવણીમાં—કેળવણીમાં તથા શહેરની રોનક સુધારી સારા મહેલ, સરોવર, બગીચા, અજાયબઘર (મ્યુઝીયમ), અને સારાં પુસ્તકાલયો વિગેરે સ્થાપી સુંદર રસ્તા બનાવી સુધારો દર્શાવવામાં તો મોટાં રાજ્યો પાછાં પડતા નથી. તેમાં ફક્ત તે રાજાઓનો પોતાને મોજશોખના સાધનો ઉભા કરવાનો જ એકલો હેતુ છે તે તો કેમ કહેવાય ? તેમની રસવૃત્તિ (asthetic taste) ને પોષવાનો યા તો લોકોપયોગી કામ કરવાનો ઉદ્દેશ પણ હોય; અને રાજામહારાજાઓ પ્રજાકલ્યાણ અને પ્રજા સેવાનેજ આપણા આદર્શ રાજા રામની જેમ પોતાનું સર્વસ્વ માને, તો પ્રજાની અને પ્રજામંડળોની આટલી બુમ રહે છે તે રહે ખરી કે ?

હાલનો જમાનો પ્રવૃત્તિનો છે, દોડધામનો છે, એરોપ્લેનનો છે; તેથી અનાજના વેપારીઓને કે રૂના વેપારીઓને, દવાવાળાઓ (કેમીસ્ટ) ને કે સ્ટેશનરી વેચનારને, વર્તમાનપત્રવાળાને કે વૈદ્ય (ડૉકટર) ને કે પુસ્તક વેચનાર (બુકસેલર) ને દરેકને પોતાના ધંધા કાજે વારંવાર મુસાફરી કરવી પડે છે. તદ્ ઉપરાંત આરોગ્યપ્રદ સ્થળોએ હવાખાવા જનારા કે કાશ્મીર આબુ કે દિલ્હીનું આનંદપર્યટન (ટુર—મુસાફરી—) કરનારા પણ ઓછા નથી. ઉદ્દામવાદની અને સમાજવાદની બુમ પાડનાર કોલેજીયનોને ગ્રામસેવાનું કામ આવે ત્યારે ખસી જતાં, અને તરતજ કાશ્મીર સ્પેશ્યલમાં જગ્યા ન હોય તો પણ ધાંધલ મચાવી બીજાને મુશ્કેલીમાં મૂકી, જગ્યા મેળવી,

કાશ્મીર વિહરતા આપણે જોઈ એ છીએ. તેવા સહેલાણીઓ ઉપરાંત કેન્વાસરો, બેંક અગર વીમાકંપનીના દલાલો (એજન્ટ્સ) એ તથા તેના વ્યવસ્થાપકો ( ઓર્ગેનાઇઝર્સ ) અને નિરીક્ષકો (ઈન્સ્પેકટર્સ) એ તો રખડપટીજ કરવાની હોય છે. ઐતિહાસિક સ્થળો ઉપરાંત કલાધામોમાં ત્યાંની કલા માટે જોવા-જનારા કલાકોવિદો અને કલાકારો પણ હોય છે. અમેરીકા, ઇટલી, જર્મની, જાપાન અને ઈંગ્લાંડ વિગેરે દેશમાંથી ઘણા મુસાફરો હિંદની મુલાકાતે આવે છે. પરંતુ ઉપર દર્શાવેલા તમામ વિધવિધ સમુદાયોને એકત્ર કરતાં જે સંખ્યા થાય તેનાથી ઘણી વિશેષ સંખ્યાના યાત્રાળુઓ પ્રતિવર્ષ હિંદમાં યાત્રાર્થે જાય છે. કેટલાએ યાત્રાળુઓ હરિદ્વારથી પતિત પાવની ગંગામૈયાનું જળ લઇ રામેશ્વરનો હજુએ અભિષેક કરે છે, ગયા અને બ્રહ્મકુંડમાં અસ્થિ પધરાવે છે. પૂરીમાં રથજાત્રા સમયે રથને ખેંચે અને પંચપરિક્રમા, પિંડદાન, અને પૂજન, અર્ચન, દાન, બ્રહ્મ ભોજન, અને નૃત્યગાન કરે છે. અલબત તેમાં કોઇ અંધશ્રદ્ધાળુ પણ હોય, પરંતુ તેમાંના કેટલાક તો સર્વવસ્તુ સમજી પૂર્ણભક્તિભાવથી તન્મય બની આત્માસમર્પણથી રાચતા હોય છે તેની કોઇ ના કહી શકશે નહિ. આપણે તે ભક્તોની કહેવાતી અંધશ્રદ્ધા ઉડાડવાનું છોડી દઈ, આપણી સંસ્કૃતિનું પુનરૂત્થાન કરી, સર્વ વસ્તુ સવિગત સમજી, તેનો બુદ્ધિગમ્ય પ્રચાર કરતાં શીખીએ તો કેટલું સારૂં ?



## પ્રકરણ ૨જું.

### યાત્રા અગર પ્રવાસ શા માટે ?

દરેક ધર્મમાં યાત્રા એ જીંદગીનું એક મહત્ત્વનું કર્ત્તવ્ય મનાય છે. યાત્રા કરવાથી સંચિત પાપનો નાશ થઈ, આ સૃષ્ટિના સરજનહારની કાંઈક ઝાંખી થાય છે, તેનું અસ્તિત્ત્વ વધારે સચોટ રીતે પ્રતીત થાય છે અને તે પરમકૃપાળુ પરમેશને જાણવા તથા તેના નિયમો અનુસરવા મન વધુ જાગ્રત થાય છે. ઈશ્વર સર્વવ્યાપી હોવા છતાં, કોઈ કોઈ સ્થળો તેની નૈસર્ગિક સુંદરતાને લીધે, તેના આસપાસના વાતાવરણને અંગે કે તેના જુના ઇતિહાસ સંસ્કાર અને પ્રણાલિકાઓને લીધે હૃદયમાં કોઇ અત્યંત પવિત્ર ઉર્મિઓ જગાવવા સમર્થ બને છે. ચાહે હિંદુ ધર્મ હોય યા ઈસ્લામ, બૌદ્ધ ધર્મ હોય યા ક્રીશ્ચીયન ધર્મ, દરેક ધર્મમાં તેના સ્થાપકોથી યા તો તે ધર્મના મહાન પુરૂષોથી પવિત્ર બનેલી ભૂમિના ગુણગાન કરેલાં જ છે. બાઈબલમાં પણ યેહોવે હઝરત મુસાને કહ્યું છે કે "મુસા, તું તારા જોડા ઉતારી નાંખ, તું જે ભૂમિ ઉપર હાલ ઉભો છે તે પવિત્ર છે"; એટલે મક્કા શરીફમાં કે જૈનમંદિરોમાં બધે પીરસ્તાઓ યા તીર્થંકરોને વંદના થાય છે. મસ્જીદો યા મંદિરોથી વાતાવરણ પ્રભુમય ધર્મમય બને છે. સાચેસાચ "આપણા લોકોના મંદિરો એટલે જન્મભૂમિના કાવ્યમય સ્થાનો જ છે." તેવા મંદિર પાછળ કોઈ મહાન સંત, ભક્ત, જ્ઞાની કે પરોપકારી પુરૂષનો આત્મા

ખડો હોય છે, તેનો સુંદર અને રસમય ઈતિહાસ હોય છે. તેવા મહાત્માના મનોગમ ભાવોની કાંઇક ઝાંખી થાય અને તેના જેવું જીવન જીવવા આપણે કોઇ પ્રેરાઈએ, અગર ઉત્સાહિત બનીએ તો તે આત્માને કેટલો સંતોષ થાય? શ્રી કાકા કાલેલકરે યથાર્થ કહ્યું છે કે આ મંદિરો "તે આપણા જ પૂર્વજોના હૃદયનું અને ઉત્સાહનું સ્મારક છે. આપણામાં પ્રાચીન છતાં ચેતન એવો પ્રાણ ફુંકનાર આપણો પવિત્ર વારસો છે. આ મંદિરો ગમે તેટલા ખંડિત થયાં હોય તોપણ આપણે માટે તે નિષ્પ્રાણ નિરગ્નિ રાખ નથી. ભારતવર્ષને માટે આ મંદિરોમાં અમૃત સંજીવની રહેલી છે. આપણે શ્રદ્ધાથી તેમનું દર્શન કરીએ, તેમની પાસેથી આશિર્વાદ મેળવીએ અને આદર્શ આર્ય જીવન ગાળતા શીખીએ."

કોઈ નાનકડા ગામને ગોંદરે મંદિરના સંધ્યાઆરતી અને ઘંટારવ થાય, ઝાલર અને નગારા વાગે અને ભાવિક ભક્તો પ્રભુનું ગુણગાન ગાય, સ્તોત્રો યા ભજનકીર્તન કરે એ વખતે શહેરના કોઈ નાસ્તિક યુવાનો આવી ચડે તો તેના મનમાં પણ આછી આછી પ્રભુ ઝાંખી યા તેવી ઉન્નત ભાવના નથી જન્મતી શું? પૂજ્યપાદ–શંકરાચાર્ય સ્વામી શ્રી ભારતી કૃષ્ણતીર્થે ખરૂં જ કહ્યું છે કે "મનુષ્ય એક ધાર્મિક જીવ છે," અને તેમાંયે વળી હિંદ એતો સ્વભાવથીજ મુળથી ધાર્મિક દેશ છે. દુનિયાના "ચોમાસાના પવનના" માર્ગમાં થોડાક જ દેશ આવેલ છે જ્યાં રીતસરની ચોમાસાની નિયત ૠતુ હોય છે; તેવા અને મુખ્યત્વે કૃષિપ્રધાન દેશમાં સામાન્ય રીતે વરસાદ ઉપર અને તેથી સ્વાભાવિક રીતે આકાશીબળો

ઉપર જ આધાર અને વિશ્વાસ રાખવો પડયો હશે કે ગમે તે કારણે આપણામાં ધાર્મિક તત્ત્વોએ ઉંડા મૂળ કરેલ છે. વેદકાળના દૃષ્ટાઓ તથા સ્મૃતિકારો, સમ્રાટ રાજા અશોક રાજર્ષિ જનક અને ભગવાન બુદ્ધ, મહાવીર સ્વામી અને જગદ્‌ગુરૂ શંકરાચાર્ય, મહાત્મા, કબીર, ગુરૂ નાનક અને સહજાનંદ સ્વામી, તુલસીદાસજી, તુકારામ અને જ્ઞાનેશ્વર, વીઠોબા મીરાંબાઈ અને ભક્ત કવિ નરસિંહ મહેતા વિગેરે અગણિત ભક્તો અને જ્ઞાનીઓએ આપણી ધાર્મિક ભાવના અને ધર્મ પ્રીતિ ટકાવી રાખ્યાં છે. ઐહિક સુખોને બદલે પારલૌકિક શ્રેય તરફજ આપણું ધ્યાન વધુ ખેંચાયેલું છે. અને મૂળથીજ દરેક ઇષ્ટ વસ્તુને ફરજિયાત બનાવવા માટે આપણે તેને ધાર્મિક સ્વરૂપ આપી રૂઢીબદ્ધ કરી દીધેલ છે. તે મુજબ પ્રવાસ પર્યટનને પણ યાત્રાનું ધાર્મિક સ્વરૂપ આપી જીવનમાં યાત્રા કરવાની એક મહત્વની ફરજનો ઉમેરો કરેલો છે. "કોઈ પણ સ્થાનની રમણીયતા હિંદવાસીને આકર્ષે કે તરત એણે એનું ધાર્મિક રૂપાંતર કર્યું જ છે. હિંદનું હૃદય કોઇ અદ્‌ભુત, રમણીય કે ભવ્ય દૃશ્ય જુએ કે તરત એને થાય છે કે આ તો ગાય વાછરડાને બોલાવે તેમ પરમાત્મા જીવાત્માને બોલાવે છે."

બાકી હાલના જમાનામાં અર્થોપાર્જન માટે માણસો આફ્રિકા કે અમેરીકા, ઝરીયા કે કવેટા જાય છે, અને સહેલગાહ માટે આબુ કે પંચગની, કાશ્મીર કે ઉટી ખુંદી વળે છે. પ્રત્યેક વ્યક્તિને એક યા બીજા કારણે,—યાત્રા માટે કે વેપાર અર્થે, મિત્ર કે સગાને મળવા કે જોવા યા તો પર્યટન

અર્થે બહારગામ જવું જ પડે છે. વળી બળદગાડી, ઉંટ, અને ઘોડાના વાહનોને સ્થાને ઝડપી અને સગવડીયા રેલ્વે મોટર અને એરોપ્લેનરૂપી સાધનો આવતાં પ્રવાસ તો અનિવાર્ય બની ગયેલ છે. જેમ હિંદમાં હરદ્વાર કે કાશ્મીરની તેમ યુરોપમાં સ્વીટઝર્લેન્ડ કે રોમની, અને અમેરિકામાં નાયગરા ધોધ કે પનામા નહેર અગર તેવા બીજા સ્થળની નૈસર્ગિક શોભા જોવા હજારો માણસો નીકળી પડે છે. પરંતુ હિંદમાં પ્રવાસને પણ ધાર્મિક સ્વરૂપ આપ્યું છે અને તેથી પાશ્ચિમાત્ય દેશો માફક બસો પાંચસો કે હજાર સાધનસંપન્ન ધનિકોજ નહિ પરંતુ અકિંચન સાધુઓ, અને સામાન્ય વેપારી યા મજુરો યા ખેડુત સ્ત્રીઓ પણ હજારો બલ્કે લાખોની સંખ્યામાં હરદ્વાર અને બદ્રીનાથ, જગન્નાથ અને રામસેતુ, દ્વારિકા અને નાશિકની યાત્રા કરે છે અને નૈસર્ગિક શોભા ઉપરાંત ધાર્મિક સંસ્કારો પુનર્જાગ્રત કરે છે. યાત્રાથી હવા બદલો તો થાય જ, તદ્ ઉપરાંત ચિત્ત શુદ્ધિ થઈ અંતઃકરણ પૂનિત માર્ગે વળે છે; યાત્રાળુઓનો સમુહ ધર્મની અને પુરાણોના મહાપુરૂષોની વાતો કરી તે મહાપુરૂષોના ચરિત્રમાંથી જીવનસુવાસ મેળવે, ભજન ગાય અને રામધુન મચાવે અને તે રીતે પુનિત સંસ્કારો વૃદ્ધિગત થાય, વાતાવરણ ધાર્મિક બને, અને પાપીને પશ્ચાત્તાપ પણ થાય.

દેશાટનના ફાયદા અનેક છે. જુદા જુદા સ્વભાવના, જુદી જુદી રીતભાતના, જુદી જુદી ભાષા બોલતા, જુદા જુદા ધર્મ અને કોમના માણસોનો પરિચય થતાં બહારની દુનિ-

યાનો અનુભવ મેળવી રીઢા થવાય છે. તદ્ ઉપરાંત બીજા દેશના સારા રીતરિવાજો સમજી, વેપાર ધંધાના નવા નુસખા શીખી, કઇ વસ્તુ કયાંથી અને કયારે મંગાવવી ફાયદાકારક છે વિગેરે હકીકતો મેળવી આર્થિક અને સામાજીક લાભ પ્રાપ્ત થઈ શકે છે. ઇતિહાસની વાતો તાજી થાય છે, આપણા વીર પૂર્વજોની જીવનગાથા જાણીએ છીએ, અને સ્વદેશભક્તિ વધુ દૃઢ થાય છે. દરેક મનુષ્યમાં સૌંદર્યની પરીક્ષાની યાતો કળાની અભિજ્ઞાની વૃત્તિ વધતે ઓછે અંશે હોય જ છે. અને નૈસર્ગિક સૌંદર્યનો યા કળાનો રસાસ્વાદ ચાખનાર માટે તો હિંદ સભર ભર્યો છે. દક્ષિણના ભવ્ય મંદિરો અને હિમાલયના ઉત્તુંગ ગિરિશૃંગો, પૂરી દ્વારામતી પાસેનો ગોમતી સંગમ કે જગન્નાથપુરીની રથજાત્રા, બૌદ્ધોની ગુફાઓ કે જૈનોનાં દહેરાં, જુમ્મા મસ્જીદો કે તાજમહાલ બધા આપણી પ્રાચીન સંસ્કૃતિ અને કળાના અખુટ ઝરા પડયા છે.

ખરેખર "ચાર ધામની યાત્રા ગોઠવનાર તીર્થપરાયણ ધર્મકાર તો એક મોટો કલ્પનાકાશમાં વિહાર કરનાર કળાધર જ હતો" એ વાત નિઃશંક સાચી જ લાગે છે. અને તે સમયમાં ચારે ધામ ફરનાર અને તે રીતે સ્વદેશ પૂજાને આવશ્યક લેખી જીવનમાં ઉતારનાર તે ઋષિમુનિઓની સ્વદેશભક્તિ પણ આપણા જેવી લુખી દેશસેવા ન હતી એ તો ખરૂં જ ને? એવી યાત્રા કરેલી હોય તે સજ્જનો જાણે છે કે આ જમાનામાં આટઆટલાં સાધન છતાં હજુએ યાત્રામાં કેટલાં તાપતડકો, ભુખતરસ વેઠવાં પડે છે, અને કેવા દુઃખ અને હાડમારી સહન કરવી પડે છે. કોઈ જગાએ તો એવું

બને કે આપણું બોલ્યું કોઈ સમજેજ નહિ અને કોઇનું બોલ્યું આપણે સમજીએ નહિ. "બિલીપત્ર"નું અંગ્રેજી cat and leaves કરી ઓડનું ચોડ પણ વેતરાય, અને કોઈવાર ધાંધલ પણ થઈ જાય. એટલે યાત્રાથી સહિષ્ણુતાનો ગુણ કેળવાય છે અને સમભાવ જાગૃત થઈ, ધનવાન કે ગરીબ, બ્રાહ્મણ કે શુદ્ર, પ્રભુ પાસે તો સર્વ સરખાં જ છે તેવું જ્ઞાન થાય છે. યાત્રાધામમાં નાતજાતના બંધન તૂટે છે, સર્વ એકાકાર, એક-તાર થઇ જગન્નાથપુરીનો રથ ખેંચે છે, દેવદર્શન પામે છે, અને એક આરે જમે છે. હિંદુ ધર્મમાં પ્રભુને દ્વારે કશો ભેદભાવ નથી તેનો આથી વધુ સબળ બીજો શું પુરાવો જોઈએ ? અલબત, તીર્થના પંડયાના ત્રાસ યા તો મંદીરમાં ગોંસાઇઓની ગુરૂલીલા યા તેવા અનિચ્છનીય પ્રસંગો પણ બને છે, પરંતુ તેવું તો દરેક સમુહમાં બનેજ; તે નિવારવા પ્રયત્ન ન કરતાં આપણી યાત્રા પ્રણાલિકાની ભુલ બતાવવી તે અયોગ્ય છે. યુરોપ અમેરીકાની મુસાફરીએ ગયેલા મિત્રોને હાઉસ એજન્ટ્સ, અને હાઉસ મીસ્ટ્રેસીઝ વિગેરેનો ત્રાસ કેવો હોય છે તે પૂછી જોશો, અને છતાં તેઓ તો એમ વર્તે જાણે કે તેઓ મુસાફરોના શેઠ.

કુંભમેળા વખતે પ્રયાગમાં લાખો માનવીઓ, સ્રી પુરૂષો સાધુ સાધ્વીઓ મળે, અને ગંગામૈયાના પુનિત જલ જ્યાં શ્યામજલા મંદાકિનીને મળે છે તે સંગમસ્થાને લાખો માણસો સ્નાન, પૂજન, દાન અર્ચન કરે તે દૃશ્ય ખરેખર દેવતાઓને પણ એક વખત ભારતમાં જન્મ લેવા લલચાવનારૂં નીવડે તેમાં શી નવાઈ? વળી તેવી જ રીતે આપણી યાત્રામાં તેવો

ગંગા યમુનાનો સંગમ જોઈ આપણને કવિકુલગુરૂ કાલિદાસના રઘુવંશના **क्वचित्प्रभा लेपिभिरिन्द्र नीलैः** વિગેરે શ્લોકોનો સાચો અને સુરમ્ય અર્થ સમજાઈ તે ચિત્ર હૃદયમાં અંક્તિ થાય, અગર તો હિમાચલને જોઈ મેઘદૂતના પ્રસંગો સાંભરે, કે કુરૂક્ષેત્રને જોઈ શ્રીકૃષ્ણપ્રભુએ કરેલ ગીતોપદેશનું ભવ્ય ચિત્ર ખડું થાય, અગર તો ભીષ્મની શરશય્યા સ્મરણમાં આવે; અયોધ્યાકે ચિત્રકુટમાં જતા પિતૃભક્ત શ્રી રામનો વનવાસ કે તુલસીદાસનું રઘુવીરને તિલકચંદન કલ્પનાચિત્રરૂપે ખડું થાય તો પછી આપણી યાત્રા કાંઈક અંશે સફળ થઈજ માનવી. બાકી વિતર્કો ન હોય તો પ્રવાસ શાનો અને સર્વ મનુષ્યો તો સરખા કયાંથીજ હોય ? કાશ્મીરની ખાસ ટ્રેનોમાં અને સહેલગાહમાં કે આગબોટની મુસાફરીમાં, કાંઈ કાંઈ યૌવનલીલા થાય છે પણ તેને તો આપણે વ્યક્તિસ્વાતંત્ર્યના પૂજારી ઉવેખીએ છીએ, આંખ આડા કાન કરીએ છીએ, અરે કોઈ કોઈવાર તો અભિનંદનોથી નવાજી પાછળથી પસ્તાઈએ પણ છીએ. અને તેનું કારણ એ છે કે દરેક પ્રશ્નમાં ઉંડા ઉતરી તલસ્પર્શી મીમાંસા કરવાની આ ધાંધલીઆ જમાનામાં કોને ફુરસદ છે, અને કોને ધગશ છે ? વળી હાડમારી તો આપણા ઘરે કયાં નથી પડતી ? પ્રવાસમાં જરી વધુ તકલીફ પડે છે તે વાત સાચી; પરંતુ તે નવું નવું હોય તોજ, પછી તો સુગમતા થઇ જાય છે. છતાં મનુષ્ય સ્વભાવજ એવો છે કે કોઇપણ વસ્તુને બને તેટલી સુલભ કરવી. તેથી દરેક યાત્રાળુ અગર મુસાફરે પ્રકરણ ત્રીજામાં જણાવેલી તૈયારી કરી પછીજ નીકળવું તે ઇષ્ટ છે.

## પ્રકરણ ૩ જું.

### મુસાફરો અને યાત્રાળુઓને આવશ્યક સૂચના.

૧. દરેક યાત્રાળુ અગર પ્રવાસીએ દોરીલોટો, નાની ડોલ, છરી કે ચપ્પુ, લાકડી તથા છત્રી, બે ચાર નાની નોંધ પોથી (નોટબુક), કાગળ પેન્સીલ, કાર્ડકવર અને ટપાલની ટીકીટો, જોઈતાં કપડા લત્તાં, બીછાનું, ઈલેકટ્રીકટોર્ચ, ટુવાલ, તથા બે ત્રણ તાળાં લઇ લેવા. જેમ બને તેમ સાધનો નાના અને ઓછાંજ રાખવા. ટોર્ચના બદલે મીણબત્તી યા નાનું ફાનસ રાખી શકાશે. દાગીના-(સામાનના નંગ) ગણી લેવા.

૨. એક શીરનામાપોથી (ઍડ્રેસબુક) તથા એક હિસાબની ચોપડી રાખવી. વળી યાત્રાનો અહેવાલ લખવાની જુદી નોંધપોથી રાખી, તેમાં દરરોજ વિગતવાર અહેવાલ લખવો.

૩. પોતાને જરૂર પડે તેટલું નાણું રાખવું અને તેપણ સાચવીને જુદી જુદી જગોએ રાખવું. ગંજીફરાક અગર બંડીમાં ગજવા રાખવા વધારે જરૂરી છે, કારણ તીર્થોમાં ચોરી ઘણીવાર થાય છે. ઇમ્પીરીયલ તથા સેન્ટ્રલ બેંક વિગેરે બેંકની શાખાઓ કયાં કયાં છે વિગેરે તપાસ કરી, યોગ્ય અને અનુકુળ લાગે તો ખાતું ખોલી, ચેકબુક રાખવી.

૪. એક Identity card ઓળખાણનો દાખલો. પોસ્ટ ઓફીસમાંથી રૂા. ૧) આપી પ્રવાસે નીકળતા પહેલાં લઈ લેવો, જેથી આપણો પત્રવ્યવહાર નિયમિત મળી શકે.

૫. રૂતુ મુજબના કપડાં સાથે રાખવા. શિયાળો હોય તો ઓવરકોટ, શાલ, મફલર, અને મોજાં રાખવા. ચોમાસું હોય તો રેઈનકોટ, કવરહૅટ અગર છત્રી લેવાં; ઉન્હાળો હોય તો ગોગલ્સના ચશ્મા અને અનુકુળ પડે તો હૅટ (સાહેબ ટોપી) રાખવી, જેથી ગરમી લાગે નહિ. નાનો ટુવાલ ભીનો કરી માથે મૂકી દેશી હૅટ બનાવી શકાય છે.

૬. " ટ્રાવેલર્સ ગાઇડ " યાને **ભારતનો ભોમીઓ** કે તેવું બીજું માહિતિ આપતું પુસ્તક સાથે રાખવું.

૭. દરેક સામાન ઉપર તમારૂં પૂરૂં નામ અને શીરનામું હિન્દી યા અંગ્રેજીમાં લખી રાખવું. પ્રવાસે નીકળતા પહેલાં સામાન જોખાવી લેવો જેથી વચમાં તકલીફ પડે નહિ.

(૮) ફોટોગ્રાફી આવડતી હોય તો નાનો હેન્ડકેમેરા અને થોડીક ફીલ્મ લઈ લેવી.

(૯) શીરનામાની નોંધપોથી (ઍડ્રેસબુક) રાખવી, અને તેમાં જે જે સ્થળોએ જવાનું હોય તે તે સ્થળોમાં જ્યાં જ્યાં ઉતરવાનું હોય તેના પૂરા શીરનામા લખી રાખવા. મુસાફરી દરમ્યાન પણ જ્યાં જ્યાં ઉતરીએ ત્યાં ત્યાં તેમના તથા અન્ય પિછાનવાળાઓના શીરનામા ઉતારી લેવાનું ભૂલવું નહિ.

(૧૦) મુસાફરી શરૂ કરતાં અગાઉ ચાલુ–અખિલ હિંદની રેલ્વેઓનું સમયપત્રક ( ઑલ ઇન્ડીયા રેલ્વે ટાઈમટેબલ) ખરીદી લેવું.

(૧૧) જો અંગ્રેજી ભાષા બોલી તથા સમજી શકતા હોઇએ તો ઠીક, નહિ તો અંગ્રેજી અગર તો હિંદી બોલવા સમજવા

જેટલું શીખી લેવું જરૂરી છે; જેથી ભાષા સમજવા સમજાવવાની મુશ્કેલી પડે નહિ.

(૧૨) બિછાનું પણ ઋતુ મુજબ જ રાખવું. શિયાળો હોય અને ઉત્તરાખંડની મુસાફરી કરવાની હોય તો સારા ધાબળા શાલદુપટ્ટા, મફલર મોજાં વિગેરે લઇ લેવા. ઉનાળામાં નાની રજાઈ કે ચટાઇથી પણ ચલાવી શકાય છે.

(૧૩) બનતાં સુધી રાંધવાની માથાકુટમાં મુસાફરોએ ન પડવું. ટુંક સમયમાં જોવાનું ઘણું હોય અને તેથી સમય ગુમાવ્યો પાલવે નહિ. સારો સમુહ હોય ને રસોયો લીધો હોય, તો તે પણ બંને કામ કરી શકતો નથી. અણીને પ્રસંગે કામ આવે તે ખાતર નાની તપેલી, નાની થાળી વાટકો અને લોટો પ્યાલો રાખવા.

(૧૪) મુસાફરી દરમિયાન દિવસમાં એક વખત જ જમવાનો રિવાજ રાખવો. સાંજે જરૂર લાગે અને પથ્ય હોય તો દુધ કે દહીં લેવું. બહારના સેવગાંઠિયા રબડી કે માવામીઠાઇ બને ત્યાં સુધી ન જ લેવા; લીધા સિવાય ન જ ચાલે તેમ હોય તો સ્વચ્છ અને તાજી વાનગીઓ લેવી, અને તેમાં પણ મિતાહારી રહેવું.

(૧૫) મજુરો પાસે સ્ટેશન ઉપર માલ ઉપડાવતાં પહેલાં તેનો નંબર અવશ્ય લઈ લેવો. વળી સ્ટેશન બહાર પણ મજુર કરો તો તેને સોંપેલા માલનું બરાબર ધ્યાન રાખવું, નહિ તો માલ સાથે મજુર અગ્યારા ગણે તો પરદેશમાં આપણા તો બાર જ વાગી જાય.

(૧૬) ગાડીવાળા, મોટરવાળા, વિગેરે પણ ઘણુખરૂં પરદેશી અજાણ્યા મુસાફરોના અજ્ઞાનનો ગેરલાભ ઉઠાવનારા જ હોય છે, અને સ્ટેશનથી નજીકના જ સ્થળે લઈ જવાના રૂપીઓ બાર આના લઈ લે છે. તેથી પહેલેથી ભાડું ઠરાવી લેવું અને ગાડી કે મોટરનો નંબર પણ લખી લેવો.

(૧૭) યાત્રાનું સ્થળ સ્ટેશનથી દૂર હોય તો લોભ કરી પગે ચાલીને ન જતાં વાહનમાં જ જવું, કારણ વિલંબ થાય અગર થાકી જાવ તો પછી તમો નિયત સ્થળે યા તમારા મુકામે સમયસર પહોંચી શકો નહિ.

(૧૮) તમારો સરસામાન લઈ જવા લાવવાની અગવડ ખુબ પડે માટે બનતાં સુધી તો વધારાનો સામાન સ્ટેશન ઉપર જ સ્ટેશન માસ્તરને સોંપવો. તેઓ દાગીના દીઠ પ્રથમ દિનના બે આના તથા પછીના રોજના એક આનાના દરથી મજકુર સામાન રાખશે, અને તમોને તે બાબતની પહોંચ આપશે. ત્યાંથી નીકળતી વખતે તે પહોંચ બતાવી નાણાં ભરી તમારો સામાન તમો સહિસલામત મેળવી શકશો.

(૧૯) ગાડીમાં, મોટરમાં કે ભોજનગૃહ (લોજ) કે ઉપાહારગૃહ (હોટલ)માં એવા મહાનુભાવો હોય છે કે જે તમારા માટે ચાપાણી બીડી વિ.નો થોડો ખર્ચ કરી, તમારા મિત્ર બની જઈ, તમારા ગજવા પાકીટ તથા સરસામાનનો ભાર ઓછો કરવા ખુબ આતુર હોય છે. તેવા અજાણ્યા મહાનુભાવ મિત્રોની મૈત્રી ન જ કરવી, નહિ તો તે મૈત્રી ખુબ સાંભરશે.

(૨૦) બનતાં સુધી તમારૂં જોખમ તમારી પાસે જ રાખવું.

ધર્મશાળા કે લૉજમાંથી બહાર જતી વખતે જોખમ સાથે જ લેવું અને ઓરડીને પણ તાળું વાસવું.

(૨૧) ગાડીમાં ચડતાં ઉતરતાં સામાનના તમામ દાગીના ગણી લેવા અને ઉતરતી વખતે ગાડીનું ખાનું તપાસી જોવું. જ્યાં ઉતરવાનું છે તે સ્ટેશન અગાઉથી જોયેલું ન હોય અને રાત્રિનો સમય હોય તો દરેક સ્ટેશને પૂરતી તપાસ રાખવી, નહિ તો આગળ ક્યાંય નીકળી જશો. રાત્રિની મુસાફરીમાં બધાએ સુઈ જવું નહિ.

(૨૨) રેલ્વે મજુરોનો દર સામાન્ય રીતે સાધારણ દાગીને એક આનાનો હોય છે. બહારના મજુરો સાથે મજુરી ઠરાવી લેવી.

(૨૩) મુસાફરે ચારેક જોડ કપડાં ઉપરાંત ટુવાલ, તથા બગલ થેલી અને હાથની ઝોળી રાખવી. જો શ્રદ્ધાળુ હોય અને પૂજા સેવાની આવશ્યકતા હોય તો રેશમી વસ્ત્ર પણ લઇ લેવું.

(૨૪) હમણાં હમણાં ખાસ ગાડીઓ (સ્પેશ્યલ ટ્રેઈન્સ) પણ ખુબ દોડે છે. પરંતુ તેમાં ઘણી જ અગવડ પડે છે. તેવી ગાડીઓના સંચાલક અમુક સ્ટેશને જ ગાડીને રોકે છે. જ્યારે તે સ્ટેશનની નજીકનાજ બીજા ઘણા જોવા જેવા સ્થળોએ તે ગાડી જતી નથી, અને તે સ્થળો જોવાના રહી જાય છે અગર તો સૌ સૌએ પોતાના પદરના ખર્ચે તેવા સ્થળો થોડા વખતમાં જ જોઈ આવવા પડે છે. વળી તેવી ગાડીઓના સંચાલકો (કન્ડકટર્સ) ફક્ત આર્થિક નફો મેળવવાની દ્રષ્ટિથીજ કામ કરતા હોય છે જેથી નિયત સંખ્યા ઉપરાંત વધુ મુસાફરો લઇ ખુબ અગવડ કરે છે. ભોજન, વાહન વ્યવહાર, વિ. ઘણી

ઘણી નાની બાબતોમાં પણ તેઓ કંજુસાઈ કરી હાડમારી આપે છે.

(૨૫) 'ક્વીનાઈન' અગર તો 'સુદર્શન,' તથા રેચની અને તેવી બીજી ખાસ જરૂરી લાગે તેવી દવાની ગોળીઓ યા પડીકીઓ લઈ લેવી. જેથી નિર્વિઘ્ને મુસાફરી થઈ શકે અને શરીરસ્વાસ્થ્ય સાચવી શકાય.

---

## પ્રકરણ ૪ થું

## હિંદુસ્થાન, હિંદનો વાહનવ્યવહાર, પ્રવાસનો પ્રારંભ, અને "ગુણવંતી ગુજરાત"નું પાટનગર અમદાવાદ

પંજાબ, સિંધુ ગુજરાત મરાઠા, દ્રાવિડ ઉત્કલ બંગ,
બિન્ધ્ય હિમાચલ જમુના ગંગા, ઉચ્છલ જલધિ તરંગ.
તવ શુભ નામે જાગે,
તવ શુભ આશિષ માગે,
ગાહે તવ જય ગાથા.
ભારત ભાગ્યવિધાતા.
( રવીન્દ્રનાથ ઠાકુર )

ભારતીમૈયામાં ભૌગોલિક વિવિધતા ઉપરાંત કાંઇ કાંઇ વૈવિધ્ય ભર્યું છે. એ વૈવિધ્યથી ફાયદા થવાને બદલે હાલ તો નુકશાન–અધોગતિ થઇ રહી છે; જેમ વિવિધરંગી સાડીમાં એકતા ન હોય, રંગોનો સુંદર સુભગ સુમેળ ન હોય, તો તે થીગડાનું બનાવેલું ચીથરૂં પહેરનારને હાસ્યાસ્પદ બનાવે છે, લજ્જિત કરે છે; જેમ ભિન્ન ભિન્ન વાદ્યાચાર્યો તેમના વાજિંત્રો એક સુરમાં ન વગાડતાં સૌ પોતપોતાના ગીત અને લયમાં મસ્ત હોય તો જેમ આખો સમૂહ ઘૃણાસ્પદ બને છે; તેમ આપણી આ ભારતીમૈયા તેના વિધવિધ ધર્મ અને કોમના

બાળકોના ખોટા કોમી અને ખોટા ધાર્મિક ઝેરીલા પ્રચારથી સમસ્ત વિશ્વના શિરતાજ બનવાને પાત્ર હોવા છતાં હાલ તો લજ્જિત થઈ જાણે કે તેનું ઉત્તુંગ ગિરીશિર્ષ હિંદી મહાસાગરમાં છુપાવી દેવા ન મથતી હોય તેવું કરૂણચિત્ર ખડું કરે છે.

**अहं ब्रह्माऽस्मि** ના સિદ્ધાન્તના પ્રચારક, દરેક મનુષ્યમાં ઈશ્વર છે તેમ માનનારા—અને કદાચ તેથી જ તેત્રીસ કોટી દેવોની માન્યતા ધરાવતા—આપણે, આ ભેદભાવ ક્યારે દૂર કરી શકીશું ? હિંદુ, મુસ્લીમ, પારસી, ખ્રીસ્તિ, હરિજનો, શીખ, જૈન, બ્રાહ્મણ, અબ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, સર્વે પોતપોતાનું જુદું વ્યક્તિત્વ, ધાર્મિક સંસ્કૃતિ અને પોતપોતાનો ધર્મ ભલે સાચવે. તેમાં જ વૈવિધ્ય છે, તેમાં જ આપણી શોભા છે. પરંતુ તેવા ભેદમાં પણ અભેદ્ય, રાષ્ટ્રીય એકતા—આપણને સર્વેને જોડનારી સુવર્ણ શૃંખલા છે. આટઆટલા વર્ષોના પરિચયથી, સહવાસથી સહજીવનથી ગામડાઓમાં તો હિંદુ, મુસ્લિમ, પારસી, શીખ, જૈન કે ખ્રિસ્તીમાં મહત્વનો ભેદભાવ નથી, કુશંકા નથી, પણ મૈત્રી અને સદ્‌ભાવ છે. પણ શહેરોમાં અને ભણેલામાં ઝગડાનું જ ભેદભાવ અને ઝઘડા કુસંપ છે. ખરેખર હાલના શહેરો અને ત્યાંનું શહેરીજીવન જ ઝગડાનું પ્રેરકજનક અને પોષક છે.

વળી હિંદમાં જુદા જુદા ધર્મો ઉપરાંત એક જ ધર્મમાં અનેક કોમો છે, જેવી કે બ્રાહ્મણ, વાણીયા, કણબી વિગેરે તેઓને ભાણા વ્યવહાર'—રોટી વ્યવહાર નથી. વળી એક જ કોમમાં અનેક જ્ઞાતિ, ગોળ તડ અને વાડા છે, જેવી કે ઔદીચ્ય, શ્રીમાળી, શ્રીગોડ, મોઢ વિગેરે બ્રાહ્મણ જ્ઞાતિઓ, તેમાં ગામ-

વાર અગરતો ગોળવાર બેટી વ્યવહાર-લગ્નવ્યવહાર હોય છે. આવી મહામાછીજાળમાં ગુંચાયેલું છે હિંદનું કોકડું ! ભાષા રીતરિવાજ વિગેરેના ભેદ પણ અનેક છે, પહાડી ગુરખા, કદાવર પંજાબીઓ, અલમસ્ત બલુચી પઠાણો, વેપારી ઢીલા ગુજરાતીઓ, ખુલ્લા માથાના બટક બોલા બંગાળી અને મદ્રાસીઓ વિગેરે "ભાત ભાતના લોક" હિંદમાં છે. દરેકના ખાન પાનના રીતરિવાજ જુદા છે. કોઈ કોઈ માંસાહારી પણ છે, જોકે હિંદ ફળદ્રુપ કૃષિપ્રધાન દેશ છે, જેથી મુખ્યત્વેતો શાકાહારી વસ્તી જ વિશેષ છે. આ સર્વ વિભાગો ઉપરાંત જેને વિભાગ કરવાની સંપૂર્ણ સત્તા છે તેમણે, બ્રીટીશ હિંદના સત્તાવાર ( ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીયા એક્ટ કલમ ૪૬ મુજબ ) અગ્યાર પ્રાંત બનાવી હિંદને જુદી જુદી પ્રાંતમાં વહેંચી નાંખ્યું છે. તેવા ગવર્નરવાળા પ્રાંત ઉપરાંત બીજા વિભાગો પણ છે; નવા સુધારા ( ? ) મુજબ હિંદના બે વિભાગ મુખ્ય છે-બ્રીટીશ હિંદ અને હિંદના દેશી રાજ્યો. દેશી રાજ્યોમાં પણ કાશ્મીર, વડોદરા, હૈદ્રાબાદ વિગેરે મોટાં રાજસ્થાનોય છે અને કાઠિયાવાડ એજન્સીના ભાવનગર, જુનાગઢ મોરબી ધાંગધ્રા જેવા તથા દસાડા વધાડા જેવા તદ્દન નાનાં રાજ્યો પણ છે. હિંદમાં કુલ ૬૭૫ દેશી રાજ્યો છે, જેનું આધિપત્ય રાજાના હાથમાં હોય છે.

હિંદના સીમાચિન્હ ક્યાં ? આ પ્રશ્નનો જવાબ તો સ્વતંત્ર હિંદ જ આપે તે ખરો. હાલમાં તો હિંદની ઉત્તરે જેને "પૃથ્વીનું છાપરૂં" કહેવાય છે તેવી ગિરિરાજ હિમાચલની અને

વાયવ્યની હિંદુકુશની હારમાળા છે. દક્ષિણે હિંદી મહાસાગર ઘુઘવી રહ્યો છે અને લંકાનો દ્વીપ છે. પશ્ચિમે અરબીસમુદ્ર ઈરાન અને અફઘાનીસ્તાન છે. જ્યારે પૂર્વમાં બ્રહ્મદેશ અને ચીન છે. એ રીતે વિષુવવૃતના ગરમ પ્રદેશમાંનો "વર્ષાદના માર્ગ"માંના પ્રદેશ તરીકે વિખ્યાત–એવો આ હિંદુસ્તાન છે. અને હિંદીમૈયાના ઉછંગે નાજુક યૌવનના સમી બેઠી છે "ગુણિયલ દેવી ગુર્જરી."

પરદેશમાંથી આવતા મુસાફરો તો ઘણુંખરૂં તેમના પ્રવાસનો પ્રારંભ મુંબઈથીજ કરે છે. તેથી જ મુંબઈ "હિંદનું પ્રવેશદ્વાર" (Gateway of India) કહેવાય છે. અને ખરેખર સમુદ્રના વ્યાપારવાણિજ્યના આ જમાનામાં મુંબઇ બંદર જ હિંદનો મુખ્ય દરવાજો છે. વળી "કલકત્તા કે દિલ્હી કરતાં પણ મુંબઈનું મહત્વ કેટલીક રીતે ચડે છે," અને "મુંબઈ આજે એકરીતે હિંદુસ્તાનની રાજધાની છે." પરંતુ તે છતાં પણ હિંદની માહિતિ આપતા ગૂજરાતી ભાષામાં લખેલા પુસ્તકમાં ગુજરાતી લેખકની કલમ સ્હેજે ગુજરાતને જ પ્રથમ પસંદગી આપે અને તેથી "ગુણવંતી ગુજરાતના" મુખસમાં-ગુજરાતનાં પાટનગર અમદાવાદથી જ–આપણે આપણી ભારત-યાત્રા શરૂ કરીએ તો તેથી મુંબઈના વતનીઓને કે મુંબઇ વાસી ગુજરાતીઓને અન્યાય નહિ જ થાય.

હિંદમાં ભૂતકાળમાં તો પ્રવાસનું સાધન ગાડાં, બળદ, ઘોડા, ઉંટ વિગેરે હતા. શીઘરામ, ઘોડાગાડી અને બગી પછીથી વ્યાપારી પ્રજાના સંસર્ગથી રેલ્વે, ટ્રામ અને મોટર

આવી. ત્યારબાદ ઇલેકટ્રીકથી ચાલતી ટ્રેન, તથા ટ્રામ આવ્યાં, અને તેથી રેલ્વે વ્યવહાર, મોટર રસ્તા, અને ટ્રામવેઝ થયા. વહાણો અને હોડકાં તો હતાંજ, પણ હવે આગબોટ ને "મેઇલ સ્ટીમર" આવી. છેવટે એરોપ્લેનમાં ઉડ્ડયન કરી શીઘ્ર પ્રવાસ કરવાની સફળતા પણ થઈ છે. પરંતુ હજુ સુધી તો પ્રવાસનું મુખ્ય સાધન રેલ્વે જ રહી છે, જો કે મોટરે હવે સારી એવી હરીફાઇ કરવા માંડી છે. ગુજરાતમાં તો રેલગાડી સારા એવા પ્રમાણમાં પથરાયેલી છે.

## "જય જય ગરવી ગુજરાત"

× × ×

ગ્રીસ રોમથીય જૂનાં,
કુરૂ પાંડવથીય પ્રાચીન.
સોમનાથ, ગિરિનગર, દ્વારિકા,
યુગ યુગ ધ્યાન વિલીન;
ઉભીને કામ સિંધુને તીર,
બજાવે બંસરી ભવ્ય સુધીર.

+ + +

" ગુણવંતી ગુજરાત, અમારી
ગુણવંતી ગુજરાત "

× × +

ખરેખરો બગીચો ગુજરાતજ,
ફળ્યો ફુલ્યો ને ફાલ્યો પ્રખ્યાતજ.

રૂડો રૂડો મુલક ગુજરાત રૂડો !
જગદીશે જગતમાં ખુબ ઘડયો !
જ્યાં જુઓ ત્યાં લીલાલહેરજ છે !
ધન ધાન્યે ભૂધરની મહેરજ છે !

× × ×

ખરેખર ગ્રીસ, રોમ, મીસર (ઇજીપ્ત), બેબીલોન, કે એસીરીઆથી પણ પ્રાચીન એવો છે આપણા ગુજરાતનો ઈતિહાસ. સંસ્કૃતિના ઉદ્ભવ સ્થાન તરીકે લેખાતાં મજકુર દેશો જ્યારે અજ્ઞાનના અંધકારમાં ડુબેલા હતાં–તે પહેલાં સેંકડો વર્ષ પૂર્વેથી શ્રી કૃષ્ણપ્રભુની દ્વારિકા વિગેરે સ્થળો સુપ્રસિદ્ધ હતાં; અને આ નગરો સ્થપાયાં અને ફાલ્યાં તે પહેલાં કેટલાય વર્ષોની છે ગુજરાતના ઈતિહાસની યશોગાથા. ગુજરાતના કવિવરે ખરૂંજ કહ્યું છે કે

" કૃષ્ણ ચન્દ્રની કૌમુદી ઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશ :
અમારો ગુણિયલ ગુર્જર દેશ. "

પરંતુ ભૂતકાળના વૈભવ અને સ્વાતંત્ર્ય, વેદકાળના સપ્તસિંધુ અને યાદવો, સંસ્કૃતિ અને સમૃદ્ધિ સર્વ સંભારીને રોદણાં રડે કે ગર્વથી છાતી ફુલાવે શું અર્થ સરવાનો છે ? પરંતુ હજુએ સુવર્ણપુરી દ્વારિકાનો સુવર્ણયુગ સ્મરાવતી નદી ગોમતી, સૂર્યકુમારી તાપી, ગંભીર મદભર દોડતી નર્મદામૈયા, ઉંડા કોતરોવાળો મહીસાગર, કલીયુગની ગંગા સાબરમતી, સદા કૌમાર્યવતી સરસ્વતી, તથા કાઠિયાવાડની ચોમાસામાં તોફાન

મચાવતી શેત્રુંજી, આબુ, મચ્છુ ભાદર વિ. લોકમાતાઓ ગુજરાતના રસકસને પોષી રહી છે, અને સૌરાષ્ટ્રની કેટલીયે રસકથાઓનું ઉગમસ્થાન બની કાઠિયાવાડની શુરસંસ્કૃતિનું પાન કરાવી રહી છે.

દ્વારિકાના યાદવો, પંચાસરના વલ્લભીઓ, પાટણના સોલંકીઓ અને અમદાવાદના સુલતાનો એ સર્વનો ઇતિહાસ લાંબો અને રોમાંચક છે. મહારાજા સિદ્ધરાજ જયસિંહ, કુમારપાળ, ભીમદેવ, અને વાઘેલાઓનો ઇતિહાસ તો સર્વ શિક્ષિત ગુજરાતીને શ્રી. મુન્શીએ તાજો કરાવ્યો છે. પણ એ સર્વ ઇતિહાસની પગદંડીના સ્મારક શાં નાના પર્વતો—ગિરનાર, આબુ, અને આરાસુર, પાવાગઢ, ચોટીલો, બરડો, અને શેત્રુંજો વિ. અનેક નાના મોટા પર્વતો—છૂટા છવાયા વિખરાયેલા પડયા છે.

ગુજરાતમાં તીર્થ સ્થળ પણ અનેક છે. શ્રાદ્ધતીર્થ સિદ્ધપુર અને ભૃગુકૃચ્છ, દ્વારિકાપુરી અને સોમનાથ,—ગિરનાર અને શેત્રુંજો, આબુના જૈન દેહેરાં, આરાસુરી અંબામાત અને પાવાગઢના મહાકાળી, પારસીઓનું ઉદવાડા અને ઉંઝાના મીરાંદાતાર વગેરે મુખ્ય છે.

ગુજરાત એ ખરેખરો પ્રભુરચ્યો અનુપમ બાગ છે. મનોહર આંબાવાડીયામાં કોયલો ટહૂકી રહે છે; પડખે જ આવેલાં તાડ, ખજુરાં, કેળ, અને નાળિયેરના વન છે. ચીકુ, પપૈયા, ફણુસ, શેરડી, દાડમ વિ. ફળફળાદિથી દેશ સભર ભર્યો છે.

પુરાતન કાળથી જ ગુજરાત, કપાસના (કાચાસોનાના) અને ધાન્યના ઉછેર માટે વિખ્યાત છે. નર્મદા અને તાપી કિનારે, વીરમગામ તથા સૌરાષ્ટ્રમાં કપાસનો પાક ખુબ છે. ભાલના ઘઉં, ચીખલી અને દસ્ક્રોઈના ચોખા, ખેડા સાણંદ મેસાણા અને ચરોતરની તમાકુ, તથા બીજા કઠોળ અને તેલીબીયાં પણ ગુજરાતમાં પુષ્કળ થાય છે. ગળી, શાકભાજી, ફાલસા, તરબુચ, અને સીતાફળ, વિ. બીજા અનેકવિધ ઉપયોગી અને ખાદ્ય પદાર્થો પણ અહિં પાકે છે. પણ ગુજરાતની મહત્તા તો તેના વેપારથી છે. ગુજરાત કાઠિયાવાડના વ્યાપારીઓ વોરા, વાણીયા, લવાણા વિગેરે–દક્ષિણે મદ્રાસમાં કે ઉત્તરે દિલ્હી કે લાહોરમાં, કરાંચી કે કલકત્તામાં, અરે હિંદ બહાર–યુરોપ, આફ્રિકામાં, અમેરીકા અને જાપાનમાં, જઈ વસ્યા છે. ચરોતર અને સૌરાષ્ટ્ર મુળથી જ સાહસિક અને સહેલાણી હોય છે–સાગરની સફરથી ડરતો નથી.

'ચોરાશી બંદરનો વાવટો' અમદાવાદના સુલતાનોએ ફરકાવ્યો હતો.

અમદાવાદના કાપડ અને મિલઉદ્યોગે, તથા કપાસ, તેલીબીઆં વિ. ના ઉદ્યોગે ગુજરાતનું નામ હિંદ સમસ્તમાં વ્યાપારી આંટમાં સારૂં આગળ લાવી દીધું છે. ઓખા, ભાવનગર અને નવલખી વિગેરે નવા બંદરોથી વ્યાપાર સારો ચાલવા લાગ્યો છે. વ્યાપારમાં હુંડીના રિવાજની પ્રથમ પહેલ કરવાનું માન ગુજરાતનેજ છે.

"હિંદનો વ્યાપાર પણ બહુધા ગુજરાતીઓના હાથમાં

છે.” કરાંચી અને મુંબઈમાં ગુજરાતી પેઢીઓ ઘણી છે. બીજી પરદેશી પેઢીઓનો મુખ્ય વહીવટ પણ ઘણું ખરૂં ગુજરાતી-ઓના જ હાથમાં હોય છે.” “કલકત્તાનો ખાંડ, ચોખા, કરી-યાણા અને કાપડનો વેપાર ગુજરાતીઓના હાથમાં છે.” કાનપુર અને દિલ્હીનો કાપડનો વેપાર તો ગુજરાતીનોજ છે. મીલ ઉદ્યોગની સર્વતોદેશીયપ્રગતિમાં તો અમદાવાદ હિંદમાં કદાચ પ્રથમ પંક્તિ પણ લઈ જાય. ફરીને, અમદાવાદનું અને તે દ્વારા ગુજરાત અને સમસ્ત હિંદનું, જગતવ્યાપારીઆલમમાં તેનું જુનું ઉચ્ચ સ્થાન ક્યારે ફરીને પ્રાપ્ત થાય, અને ‘ચોરાશી બંદરનો વાવટો’ ફરીને હિંદમાં ઉડતો ક્યારે થાય એ શુભા-—શા સાથે આપણે અમદાવાદથી આપણી આનંદયાત્રાનો આરંભ કરીશું.

# અમદાવાદ

ધન્ય ભૂમિ ગુજરાત માત તુજ ભાગ્ય લેખ કંઇ ભવ્ય દીસે,
સહુ સાધુનો સાચો સાધુ સાભ્રમતી જલતીર વસે.

+ + +

કાશી કે મથુરાથી આજે રાજનગર કંઇ ઓર દીસે,
સાભ્રમતી જલ લોટી લોટી, ગંગા જમુના આવી વસે,

+ + +

રાજનગરના જન ઉદ્યોગી, કોડીલા કસરની સાથે રે,
વિવેકી ને વળી પરગજુ પણ, તનમન કણ ત્રણ વાતે રે,
રમીએ ગુજરાતે રે.......

+ + +

અમદાવાદે આદે હતી બહુ, ગાદી મોટી પાદશાહી રે,
જ્યાં ત્યાં મસીદ ને તોડા તે હજી, યાદ આણે છે ભાઈ,
રમીએ ગુજરાતે રે.......

+ + +

ગઈ પાદશાહી ઘણા દિવસથી, પણ શાહે રંગ રાખ્યો રે,
બાંધી સાડાત્રણ તાંતણે, શે'રને ધંધો ધોકો દાખ્યો,
રમીએ ગુજરાતે રે.......

+ + +

"ગુજરાતનું પાટનગર" અને "હિંદનું માન્ચેસ્ટર" અમદાવાદ, એ એક ત્રીજા અને મહાન તત્વને અંગે હિંદમાં એક અનોખું સ્થાન ભોગવતું બન્યું છે. સને ૧૯૧૪ માં મહાત્માજી આફ્રીકાથી સ્વદેશ પાછા આવ્યા અને ૧૯૧૫ થી અમદાવાદના સુભાગ્યે, એમણે, પુરાણ પ્રસિદ્ધ દેવોના પરિરક્ષક દધીચિ મુનીના આશ્રમની પુણ્યભૂમિ ઉપર નિવાસ કર્યો; અને ત્યાંથી એ "અર્વાચીન હિંદના નિર્માતા" એ વર્તમાન યુગને યુગધર્મના પાઠ શિખવવા માંડયા. સત્ય અને અહિંસાના પદાર્થપાઠ જીવનમાં ઉતારી તે જીવનસૂત્રોથી સામાજીક, રાજકિય અને આર્થિક તમામ કલહો નિવારવાનો સદુપદેશ તે સાબરમતીના સંતે અહિંથી આપ્યો, અને

રીતે આપણી પૌર્વાત્ય સંસ્કૃતિની પુનઃસ્થાપના કરી અહિંસા સત્ય અને ત્યાગ દ્વારા સાચી શાંતિ સ્થાપી, વિશ્વનો ઉદ્ધાર કરવાનો, અને હિંદને સ્વતંત્ર કરવાનો ભગીરથ પ્રયત્ન તે વિશ્વવંદ્ય મહાત્માએ અત્રે આરંભ્યો. અને તેથી હિંદની અનેક **સત્યાગ્રહની લડતના કેન્દ્રસ્થળ** જેવું અમદાવાદ જ રહ્યું. મહાત્માજીએ હિંદને સ્પર્શતા દરેક પ્રશ્નોમાં ઔદ્યોગિક, સામાજિક, બાળ કેળવણી અને સ્ત્રી કેળવણીને લગતા વિગેરે અનેકવિધ પ્રશ્નોમાં રસ લઇ, નવુંજ દિશાસૂચન કરવા માંડયું, અને તેથી વેપાર ઉદ્યોગના વિકાસમાં, કે મીલ ઉદ્યો-

ગોના ઝઘડા કે લવાદના પ્રશ્નમાં, કેળવણીના મૂળભૂત સિદ્ધાન્તો ઘડવામાં કે રાજકિય વ્યુહોના મંડાણમાં, સ્ત્રીનું સમાજમાં શું સ્થાન છે તે બાબતમાં કે હિંદ સાથે પરદેશના સંકળાયેલા આર્થિક સંબંધોમાં, સર્વ જગોએ અમદાવાદનાં દિશાસૂચન નક્કર સત્ય તરીકેજ સ્વીકારાવા લાગ્યા.

અમદાવાદ શહેર કળીયુગની ગંગાશી સાબરમતી નદીના કાંઠે વસેલું મોટું ઔદ્યોગિક શહેર છે; પણ તેનો ઇતિહાસ ઘણો જુનો રૂષિ મુનીઓના કાળજુનો છે. શ્વભ્રમતીનું માહાત્મ્ય પદ્મપુરાણમાં આપેલું છે. વળી દેવદાનવોના યુદ્ધમાં જ્યારે કોઈ રીતે દેવો જીતી શકયા નહિ ત્યારે દધીચિમુનીના અસ્થિ લેવા તેઓ જગદ્‌ઉપકારક તે મહામુનિ પાસે ગયા અને તેમણે દેવોના હિત માટે ખુશીથી જીવનસર્વસ્વનો ભોગ આપી દેહોત્સર્ગ કરી અસ્થિ આપ્યાં અને ઇન્દ્ર તેથી જ લડાઈ જીત્યા. એવા મહામુનિનો આશ્રમ અહિં અમદાવાદ પાસે સાબરમતી કાંઠે હતો. જગતયાત્રાએ નીકળેલા સપ્તર્ષિઓ અહિં સ્થંભેલા અને તેમનો સ્નાનઘાટ સપ્તર્ષિનો આરો હજુ તે સ્નાન સ્મરાવતો કે વિસ્મરાવતો કેલીકો મીલની નજીકમાં જ ઉભો છે! પોતાના પ્રિયનગરનો રક્ષક અહમદશાહ ભદ્રના મંદિરની પાસે જ સુતો છે. માણેકનાથ બાવો અને મીરાં દાતાર, અખો ભગત, અને કવિ શ્રી દલપતરામ વિગેરે અનેક મહાપુરૂષોથી પવિત્ર થયેલ આ શહેરમા મહાત્માજીએ વસવાટ કરી તેને કાંઈક નવું જ ઓજસ અર્પ્યું છે.

ટેલર્સ એન્ડ આઉટ પ્રીંટર્સ (સ્પેન્ડીડ) પાંચકુવા, અમદાવાદ.

**અમદાવાદ એ તો** ગુજરાતનું વ્યાપાર કેન્દ્ર છે, મધ્યબિન્દુ છે; ભારતવર્ષમાં વ્યાપાર ઉદ્યોગમાં ગુજરાતીઓનો જોટો નથી, અને તેથી ગુજરાતનું ઉદ્યોગકેન્દ્ર અમદાવાદ–"હિંદના માન્ચેસ્ટર"નું ગૌરવાન્વિત પદ આપ્યું છે. અલબત, જ્યાં જ્યાં વસે ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત એ કવિ ઉક્તિ મુજબ કરાંચી અને મુંબઇનો પણ બૃહદ્ ગુજરાતમાં સમાવેશ થાય. પરંતુ બહારગામ કે પરદેશ વસેલા ગુજરાતીઓ સ્હેજે સમજુ વિવેકી અને ઉદારમતવાદી હોય છે, જ્યારે તળ અમદાવાદના વતની તો "પાકા અમદાવાદી" કરકસરવાળા, હિસાબી, વ્યાજ અને ભાડું એકઠું કરનાર સામાન્યત: હોય છે. વળી અમદાવાદની સામાજિક સ્થિતિ તે જ ગુજરાતની સામાજીક સ્થિતિ સામાન્ય રીતે છે, અને તે મુજબ અમદાવાદના દોષો કે વૈશિષ્ટય તે ગુજરાતના દોષ કે વિશિષ્ટતા ઘણું કરીને હોય છે. અલબત્ત ધંધા રોજગારમાં આગળ પડતું શહેર છે જેથી સુધારામાં પણ બીજા નાના શહેરો કે ગામડા કરતાં આગળજ રહે છે. ખરૂં કહ્યું છે કે અમદાવાદ ગુર્જરી લક્ષ્મીનું મુખ હતું.

**श्री स्तम्भतीर्थ पुटभेदनं च यत्रोभयत्र स्फुरतः पुरे द्वे ।**
**अहम्मदाबाद पुराननायाः किंकुण्डले गूर्जरदेशलक्ष्म्याः ॥**
**(हीरसौभाग्य काव्य)**

હાલ પણ તેનું તે પદ કાયમ છે. હજુ પણ કહેતી ચાલે છે કે "ચોટું તો અમદાવાદનું."

મુંબઈ અને તેવાં બીજાં-થોડાંક વર્ષોના જ ઈતિહાસ-વાળા શહેરોમાં જૂની ઐતિહાસિક ઈમારતો ઓછી જ હોય છે. જ્યારે અમદાવાદમાં તો પોળે પોળે જુની મસીદો, યા મીનારા, ભોંયરાં કે મંદિરો છે. પરંતુ ઔદ્યોગિક ક્રાન્તિનું મોજું આવ્યું, મીલો શરૂ થઈ, અને વેપાર ધંધા વધ્યા; હાલમાં અમદાવાદમાં એંશી વાનરમુખી ચીમનીઓ સવાર-સાંજ ચીસો પાડ્યા કરે છે. તેના ધુમાડા અને મોટરોના ઘોંઘાટ અને ધમાલ છતાં પૌર્વાત્ય સ્થાપત્ય અને કળાના અપ્રતિમ વિશ્વવિખ્યાત નમુનાઓ-**લાલ દરવાજાની સીદી સૈયદની મસીદની અલૌકિક કોતરણીવાળી જાળીઓ**, શાહેઆલમ, હઠીસીંગનું દહેરૂં, ઝૂલતા તોડા અને અનેક સુંદર કારીગરીવાળા ઉંચા મિનારાઓ હાલ પણ અહિંઆં મોજુદ છે. કાળુપુર સ્ટેશનની ચારે બાજુએ મીલોની ધુમાડા કહાડતી બેડોળ ઉંચી ઉંચી ચીમની-ઓની હારમાળા નજરે પડે છે; પરંતુ સ્ટેશને ઉતરતાં જ, જેને આર્થિક લાભ ઉઠાવવા માટે દોડવાની ઉતાવળ નથી તેવા-અને કળામય કે ઐતિહાસિક ઈમારતોનું દર્શન કરવાની ઇચ્છાવાળા-મુસાફરની નજરે, તો સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર રેલ્વે ઓફીસોની નજીકજ દક્ષિણાદે ખુણે આવેલા બે મિનારા જરૂર નજરે પડશે જ. જૂના પણ સુંદર કારીગરીવાળા રમ્ય કઠેરા અને સુશોભિત ટેકાવાળા બારીબારણાવાળા કોતરેલા આંખો ઠારતા તેવા મિનારા ક્યાં અને ક્યાં આ શિખર કે ઘુમટ વગરની-બાંડી, સીધી સપાટ ધુમાડા કહાડતી હવા



લાલ દરવાજાની જાળી

બગાડતી સવારસાંજ ચીસો પાડતી ચીમનીઓ. એક આપણા આધ્યાત્મભાવને—આત્માને—બોલાવે છે, સજીવ કરે છે, જ્યારે બીજું શોષિતોને તેમના રોટલા માટે ચીસો પાડી જગાડે છે, દોડાવે છે. તેની ચીસ સાંભળી મજુરોના દિલ કંપે છે. શું આવો જ છે પાશ્ચાત્ય સંસ્કૃતિનો પરિપાક—? અમદાવાદ એ ખરેખર—પૌર્વાત્ય અને પાશ્ચાત્ય બંને સંસ્કૃતિનું—સ્થાપત્યનું સંગમસ્થાન છે. નવી કોઈ કોઈ ઇમારતોમાં કે બંગલાઓમાં તો બંને સ્થાપત્યનું સુસંમિશ્રણ કરેલું છે; અને તેવું સુસંમિશ્રણ બીજા શહેરોમાં ઘણું જ ઓછું હશે. અલબત કોઈ વખત સુંદરસુભગ સંમિશ્રણને બદલે ખીચડો પણ થઈ ગયેલ છે.

અમદાવાદ એ મુખ્યત્વે તો ગણત્રીબાજ વેપારીઓનું શહેર છે, અને તેથી જ જુમ્મા મસ્જીદ જેવી સુંદર, ભવ્ય અને મોહક પવિત્ર વાતાવરણવાળી ઇમારતને ચારે બાજુએથી શાકબજારની અને બીજી દુકાનોના પતરાં અને છાપરાંથી ઢાંકી બેડોળ બનાવી મુકી છે! ભાડા અને વ્યાજને લોભે એક અમદાવાદે જ આવી કેટલીએ સુંદર કલા—કૃતિઓને કલુષિત કરી મૂકી છે, અને તેથી જ ગાંધીરોડ ઉપર આવેલી તે ભવ્ય ઇમારત અજાણ્યો મુસાફર તે રસ્તેથી ચાલી જાય છતાં તેને પોતાનું મુખ દેખાડતાં શરમાય છે, અને મ્હોં છુપાવે છે.

અમદાવાદ એ ગુજરાતના મધ્યમાં—ગુજરાત કાઠિયાવાડની લગભગ વચ્ચે જ મુંબઈથી ૩૦૬ માઈલ દૂર બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે ઉપર આવેલું જંકશન સ્ટેશન છે. તેની વસ્તી પાંચ લાખ ઉપરની છે એટલે કે તે મુંબઈ ઇલાકાનું બીજા

નંબરનું શહેર છે. તે પશ્ચિમ હિંદના સૌથી સુંદર શહેરોમાંનું એક છે, અને મોટું વ્યાપારી મથક છે. ગુજરાતના એ રાજ-નગરનો ઇતિહાસ ઘણો જુનો છે. દધીચિ ઋષિની જીવન યશોગાથા તથા પદ્મપુરાણમાંની શ્વભ્રવતી મહાત્મ્યની વિગતો કોરે મૂકીએ તોપણ ઇ. સ. ની દસમી સદીથી ત્યાં આશાવલ ગામ હતું અને ત્યાં સુંદર જૈન મંદિર હતું. ઇ. સ. ૧૦૬૪ માં કરણ સોલંકીએ ત્યાં કર્ણાવતી વસાવ્યું અને છેવટે ઇ. સ. ૧૪૧૧ માં ગુજરાતના પ્રથમ સ્વતંત્ર સુલતાન અહમદશાહે ત્યાં અમદાવાદ (અહમદાબાદ)નો પાયો નાંખ્યો, અગર તેની પાસે જ નવું શહેર બંધાવ્યું. "જબ કુત્તે પર સસ્સા આયા, અહમદશાહે શહેર બસાયા" તે વાત અગર માણેકનાથ બાવાની ઝારી અને સાદડીની વાત, કેવળદંતકથાજ માનીએ તો પછી માણેકબુરજ, માણેકચોક, વિગેરે નામ શું મનો-કલ્પના જ હતી? તે વિગતો અને અમદાવાદની જહાંગીર, શાહજહાં, અને ઔરંગઝેબની મુલાકાતો, ગુજરાતના પાટ-નગરની તે વખતની જાહોજલાલી, તથા તેની ચડતીપડતીનો ઇતિહાસ ઘણો લાંબો છે, અસ્થાને છે. એક વખત તે શહેરમાં વીસ લાખ માણસોની વસ્તી હતી અને તે શહેરને ત્રણસો સાઇઠ પરાં હતાં, તેટલી જ વિગત તેની ભૂતકાલિન સમૃદ્ધિ બતાવવા બસ થશે.

અમદાવાદ જંકશન સ્ટેશને ( કાળુપુર-સ્ટેશન ) બી. બી. એન્ડ. સી. આઇ રેલ્વેની મોટી ગાડી (બ્રૉડગેજ) અને નાની ગાડી (મીટરગેજ) ભેગી થાય છે. મોટી ગાડી સીધા મુંબઇ

તરફ લઇ જાય છે, જ્યારે બીજી બાજુએ વીરમગામ તરફ લઈ જાય છે, જ્યાથી કાઠિયાવાડ તરફ જવાય છે. અહિંથી સળંગ નાની ગાડી મારફતે પણ ધંધુકા, બોટાદ અને ભાવનગર થઇને કાઠિયાવાડમાં જઇ શકાય છે. બીજી નાની લાઇન મહેસાણા, આબુ, અજમેર, સિંધ અને દિલ્હી તરફ જાય છે; વળી ત્રીજી નાની લાઇન પ્રાંતિજ અને ખેડબ્રહ્મા તરફ જાય છે. અંત્રે આવતી જતી ગાડીઓમાં ગુજરાત મેઈલ, કાઠિયાવાડ મેઇલ, સિંધ અને દિલ્હી મેઈલ, દિલ્હી એક્પ્રેસ વિ. મુખ્ય છે. વળી આ શહેર ઉત્તર વિભાગના કમીશ્નરનું મથક છે, એટલે તેનું રાજનગરનું પદ તો કાયમ છે જ. વળી ગુજરાતના જીલ્લાઓમાં મુખ્ય અમદાવાદ જીલ્લાનું મુખ્ય શહેર હોવાથી કલેકટર અને જીલ્લા ન્યાયાધિશ ( ડીસ્ટ્રીકટ જજ )નો મુકામ પણ અહિં જ છે. વ્યાપારી દ્રષ્ટિએ શહેરની અગત્ય વિશેષ છે; રૂ, સુતર, અને કાપડના વેપારનું મુખ્ય મથક છે, અને અહિં કાપડની એંશી મીલો છે. ગંજીફરાક અને કાગળ વિ.ની મીલો તથા રેશમ વણવાના કારખાના પણ છે. રંગાટકામ, છીંટ, કીનખાબ, વિ. પણ સુંદર બને છે. પ્રાચીન સ્થાપત્ય, અને ઇતિહાસની દ્રષ્ટિએ અમદાવાદની ઇમારતોથી ચડી જાય તેવી ઇમારતો સમસ્ત ભારતવર્ષમાં માત્ર દિલ્હી અને આગ્રામાં જ છે. વળી દિલ્હી અને આગ્રાના કળાધામ બંધાવનાર શાહજહાં વિ. ની સૌંદર્યભાવનાને ખરૂં પોષણ તો અમદાવાદમાં જ મળ્યું હતું. એ રીતે દિલ્હી આગ્રાના સ્થાપત્યનાં બીજ અમદાવાદમાં જ



ભદ્રનો કિલ્લો - અમદાવાદ

રોપાયાં હતા અને હજુ પણ અમદાવાદની કેટલીક કલાકૃતિઓ દુનિયામાં બેનમૂનજ રહી છે.

સ્થાપત્યની દ્રષ્ટિએ અમદાવાદની કેટલીક વિશિષ્ટતા છે. પ્રથમ તો તેમાં હિંદુ અને મુસ્લિમ બંને સ્થાપત્યનું સુભગ મિશ્રણ છે. બીજું અહિંની મસીદોના ગોખ તથા જાળીઓમાં "અસાધારણ કોમળતાભરી કોતરણી" છે. ત્રીજું અને ખાસ નવીન તત્વ એ છે કે અહિંની મસીદના મિનારા ઘણા જ સુંદર નવી ઢબના છે તેટલું જ નહિ, પરંતુ તે મિનારા "હાલતા" હોય છે; એટલે કે જો તે મિનારાની ઉપલી બારીએ જઈ મિનારો ડોલાવવા પ્રયત્ન કરીએ તો તે મિનારો ધીમે ધીમે ડોલવા માંડે છે, અને વળી તેની જોડેનો બીજો

મિનારો પણ આ એક મિનારાને ડોલાવતાં સાથે સાથે ડોલવા લાગે છે. હાલના વિજ્ઞાનમાં આગળ વધેલા જમાનામાં પાશ્ચાત્ય દેશના મોટા ઇજનેરો અને વૈજ્ઞાનિકો બૉમ્બ છોડી શહેરોનો નાશ કરી જાણે છે, પરંતુ તેઓ હજુ સુધી આ કરામતનો ભેદ ઉકેલી શક્યા નથી જ. નવલરામે ખરૂં જ કહ્યું છે કે:—

" શાહઆલમ સરખેજની શોભા શી રીતે વર્ણાયરે,
અસલી ઇમારત હુન્નર આગળ, ઇજનેરી લજવાય.
રમીએ ગુજરાત રે."

એ રીતે સુલતાનોના સમયની સ્થાપત્યની સંપૂર્ણ લાવણ્ય-મય કલાકૃતિઓ ઉપરાંત, સુંદર કારીગરીવાળી ઝીણવટભરી

કોતરણીના કઠેરા, મિનારા, વિગેરે મોગલાઇ વખતના સુંદર નમુનાઓ જોવાલાયક છે. અમદાવાદના સ્થાપત્યને ફર્ગ્યુસને "perfectly elegant" કહ્યું છે તે અક્ષરશ: સત્ય છે.

"Ahmedabad is one of the most interesting cities in India, and its architectural buildings both in stone and in wood are as beautiful as they are picturusque" (John Griffiths). ખરેખર જગતમાં જેની કુશળ કારીગરીનો જોટો નથી તેવી લાલ દરવાજાની જાળી, વિગેરે કેટલીએ અપૂર્વ કળાકૃતિઓ આ શહેરમાં પડી છે. અહિંના કેટલાએ મકાનો અને મસીદોના નમુનાઓ પરદેશના પ્રદર્શનોમાં ગયા છે. પરંતુ નિર્માલ્ય થયેલા પરતંત્ર હિંદના એક ખુણે પડેલી વિશિષ્ટ રચનાઓનું જ્યાં સુધી પરદેશી મુસાફરો આવી મુલ્યાંકન કરે નહિ ત્યાં સુધી તેમને જોવાની કે તે જોઈ તેનું રહસ્ય, કળા અને સ્થાપત્ય સમજવાની આપણને વેપારી ગણત્રીબાજ પ્રજાને ક્યાં પડી છે?

**રેલ્વે સ્ટેશન:**—અમદાવાદના પાંચ રેલ્વે સ્ટેશન છે, એક અમદાવાદ જંકશન ( કાળુપુર રેલ્વે સ્ટેશન ), બીજું એલીસબ્રીજ અને ત્રીજું મણિનગર, હાલમાં અમદાવાદનો વિસ્તાર વધતાં કેટલીક સોસાયટીઓ ( ઉદ્યાનનગર)—સાબરમતી સ્ટેશનની નજીકમાં જ થયેલી છે, અને તેથી નજીકના તે સ્ટેશનેથી પણ મજકુર ઉદ્યાનનગરો, સેન્ટ્રલ જેલ, સાબરમતી આશ્રમ, પાવર હાઉસ, વિ જગોએ પણ જઈ શકાય છે.

અમદાવાદ, મણિનગર અને સાબરમતી તે ત્રણ સ્ટેશન મુંબઈથી વીરમગામ જતી મોટી લાઈન ઉપર આવેલાં છે, જ્યારે એલીસબ્રીજનું સ્ટેશન અમદાવાદથી ધંધુકા જતી નાની લાઈન ઉપર આવેલું સ્ટેશન છે. પાંચમું અસારવા સ્ટેશન માલ લઈ જવા, ઉતારવા માટે અનુકુળ છે.

સાબરમતીના બે લાઇનના—નાની મોટી ગાડીના બે જુદા જુદા સ્ટેશન છે, જ્યારે અમદાવાદ જંકશને નાની મોટી બધી ગાડીઓ આવે છે. અમદાવાદ સ્ટેશન વિશાળ અને રોનકદાર છે. દરેક પ્લેટફોર્મ, રેલ્વે ઓફીસીઝ, તથા મોટાં ગોડાઉન છે. મણિનગર સ્ટેશન બ્રોડગેજ ઉપર અમદાવાદથી મુંબઈ જતાં પ્રથમ સ્ટેશન છે, ત્યાંથી મણિનગર અને પુષ્પકુંજ હાઉસીંગ સોસાયટી તથા ખોખરા મહેમદાવાદ જઈ શકાય છે. પાસે જ કાંકરીઆ રેલ્વે વર્કશોપ છે.

**વાહન વ્યવહાર:—**

૧ ઘોડાગાડીઓનું સ્ટેશન સામે જ સ્ટેન્ડ (થાણો) છે; ભાડું સ્થળ મુજબ ઠરાવી લેવાનું.

૨ ટેક્ષી—અમદાવાદ સ્ટેશન સામેજ સ્ટેન્ડ છે ત્યાં ઉભી હોય છે; ભાડું ઠરાવી લેવું.

**૩ શહેરમાં તથા પરામાં ફરતી ભાડાની મોટરો:—**

રસ્તો નં. ૧ ભદ્રથી કાળુપુર સ્ટેશન અને સ્ટેશનથી ભદ્ર ગાંધી રસ્તા પર થઈને.

„ „ ૧ A. ભદ્રથી રાયપુર, અને રાયપુરથી ભદ્ર.

„ „ ૨ ભદ્રથી શાહપુર અને સ્ટેશન. ગોળ રસ્તો (સર્ક્યુલર રૂટ)

" " ૩ ભદ્રથી વિકટોરિઆ બાગ.

" " ૪ ભદ્રથી કેમ્પ અને કેમ્પથી ભદ્ર.

" " ૫ ભદ્રથી દુધેશ્વર અને દુધેશ્વરથી ભદ્ર.

" " ૬ ભદ્રથી આનંદનગર ( કોચરબપાલડી ) અને આનંદનગરથી ભદ્ર.

" " ૭ મણિનગરથી વિકટોરિઆ બાગ.

" " ૮ કાળુપુર સ્ટેશનથી કૃષ્ણ સોસાયટી. શારદા મંદિર થઇને.

" " ૯ ભદ્રથી નવરંગપુરા. મહારાષ્ટ્ર સોસાયટી થઇને.

" " ૧૦ કેલીકો મીલથી કાળુપુર સ્ટેશન. અને સ્ટેશનથી કેલીકો મીલ.

" " ૧૦ A ભદ્રથી સરદાર પૂલ. પાલડી, અને સરદાર પૂલથી ભદ્ર.

૧૧ કેલીકો મીલથી હઠીભાઇની વાડી.

૧૨ આસ્તોડીયા દરવાજાથી ખોખરા મહેમદાવાદ.

૧૩ નરોડા ટોલનાકાથી ગોમતીપુર. કાળુપુર સ્ટેશન થઇને

૧૪ અસારવાથી અજીતમીલ કાળુપુર સ્ટેશન થઇને

૧૫ મણિનગરથી સરસપુર.

૧૬ શાહીબાગથી–કેમ્પથી–કાળુપુર સ્ટેશન. માધુપુરા થઇને.

૧૭ દુધેશ્વરથી કાળુપુર સ્ટેશન. માધુપુર. થઇને.

૧૮ ભદ્રથી સાબરમતી, વાડજ અને હરિજન આશ્રમ થઇને.

૧૯ ભદ્રથી બ્રાહ્મણ સોસાયટી પ્રીતમનગર થઇને.

એ રીતે શહેર અંદર તેમજ શહેર બહાર વાહન વ્યવહારની સુગમતા થઈ ગઇ છે. ખાસ લાંબા અંતર સિવાયની—ભદ્રથી સાબરમતી, કે ભદ્રથી કેમ્પ વિગેરે સિવાયની મોટરોમાં જવાનું ભાડુ ફક્ત એક આનો રાખવામાં આવેલ છે. અને તેથી શહેરનો વિસ્તાર વધ્યો છે તે છતાં નાગરિકો શહેર બહારના બગીચાવાળાં પરાંઓમાં (સોસાયટીઝમાં) રહી, પોતાનો વ્યવસાય સંભાળી શકે છે. મુસાફરોની સગવડ ખાતર સર્વીસની દરેક મોટર ઉપર તેનો રૂટ નંબર તથા ક્યાંથી ક્યાં જાય છે તેનું પાટીયું લગાવવું પડે છે. વળી જુદા જુદા રસ્તાની મોટરોના જુદા જુદા રંગ રાખવામાં આવેલ છે.

હમણાં હમણાં થોડાંક વર્ષોથી વાહન વ્યવહારનું એક માત્ર મુખ્ય સાધન રેલગાડી હતી. પરંતુ વ્યાપારી માનસ કેળવાતાં હવે બધે હરીફાઈ થવા માંડી છે, અને જ્યાં જ્યાં રેલગાડી નહતી ત્યાં ત્યાં ભાડાની મોટરો લાવી વાહન વ્યવહાર શરૂ થયેલો પણ હવે તમણે જુના દોસ્ત સાથે હરીફાઇ કરી જ્યાં જ્યાં રેલ દોડે છે ત્યાં ત્યાં પણ મોટરો દોડાવવી શરૂ કરી છે. તે રીતે અમદાવાદથી બહાર ગામ જતી મોટર સર્વીસો નીચે મુજબ છે.

૧ અમદાવાદથી સરખેજ.
૨ અમદાવાદથી સાણંદ.
૩ „ વીરમગામ.
૪ „ ધોળકા.

| | | |
|---|---|---|
| ૫ | ,, | બાવળા. |
| ૬ | ,, | કાસીંદ્રા. |
| ૭ | ,, | વઢવાણ. |

આ સર્વીસની મોટરો વીકટોરીઆ બાગ સામે ખાસ નિયત કરેલી જગા છે ત્યાં ઉભી રહે છે. મુસાફરોની સગવડ ખાતર મ્યુનિસીપાલિટીએ ત્યાં એક પેસેન્જર શેડ (મુસાફર-ખાનું) ઉભું કરેલ છે. વળી ખમાસાગેટથી બારેજા, અને અસલાલી તરફ, ગોળલીમડાથી માતર અને ખેડા તરફ, તથા દાણાપીઠાથી ડાકોર તરફ નિયમિત મોટરો દોડે છે.

**ધર્મશાળા:**—સ્ટેશનની બરાબર સામેજ—મુસાફરખાનું (પેસેન્જરશેડ) છે, અને તેના ઝાંપામાંથી નીકળતા સામે જ રેવાબાઇ ધર્મશાળા છે, જેથી ગાડી કરવાની જરૂર રહેતી નથી. ત્યાં હિંદુઓને રહેવાની ઓરડી, ગાદલાં વિગેરે સગવડ મળી શકે છે. તદ્ ઉપરાંત પાસે જ મણિભાઈ મેન્શન છે, ત્યાં અગર તો થોડુંક ચાલી જમણે હાથે વળી પાંચકુવા દરવાજા બહાર ચાર રસ્તા પાસેની લલ્લુભાઈ કરસનદાસની ધર્મશાળામાં ઉતારો કરી શકાય છે. વળી તદન ઓછી ધમાલવાળી શાંત ધર્મ-શાળા શોધવી હોય તો સીધા સ્ટેશનથી ભદ્રની મોટરમાં બેસી ભદ્રના દરવાજે ઉતરી, ભદ્રકાળીના મંદિર તરફ ડાબે હાથે ચાલી, ડીસ્ટ્રીકટ કોર્ટનો દરવાજો ઓળંગી ત્યાં પાસેજ આવેલી ડાબા હાથના ખાંચામાં રહેલી ધર્મશાળામાં ઉતારો

કરવો ઇષ્ટ છે. શહેરમાં બીજી પણ જાહેર તથા પૃથક્ જ્ઞાતિઓની ધર્મશાળા ઘણી છે.

**હૉટેલ:**—સુધરેલા સાધન સંપન્ન મુસાફરો ધર્મશાળા કરતાં હોટેલને વધુ પસંદ કરે છે. અમદાવાદમાં જમવા માટેની હોટેલ તથા લૉજ ઘણી છે. નામ "લૉજ" હોય છતાં ઉતરવાની સગવડ વગરની ફક્ત જમવાનીજ સગવડવાળી હોટલ અમદાવાદમાં ઠીકઠીક છે. હોટલ માલિકો ક્યાં તેનો અર્થ કરવા જેટલું ભણ્યા હોય છે? અને ભણ્યા હોય તો પણ તે તત્વજ્ઞાનીઓને નામદોષ ક્યાં સ્પર્શી શકે છે? મુખ્ય હોટલમાં 'ગ્રાન્ડ હોટલ' મીરઝાપુરરોડ; 'બોમ્બે હોટલ', સ્ટેશન-રોડ; તદ્ ઉપરાંત 'આર્યગૃહ હિંદુ લોજ', 'ગુજરાત હિંદુ લોજ' વિગેરે સ્ટેશન પાસેજ આવેલ છે, અને સામાન્યદરથી ત્યાં રહી શકાય છે. બાકી શહેરમાં જમવા ખાવાની સગવડ-વાળી હોટલ તો ઘણી છે. "વીણા રેસ્ટોરાં" સ્ટેશન પાસે રેવડી બજારમાંજ આવેલ છે, જ્યારે લક્ષ્મીવિલાસ, ચંદ્રવિલાસ, વગેરે ગાંધીરોડ ઉપર છે. રાજમહાલ હોટલનું આલીશાન મકાન સ્ટેશનથી કાળુપુર દરવાજા તરફ જતાં રેલ્વે લાઈન પૂરી થતાં ખુણા ઉપરજ આવે છે.

**કોટ, દરવાજા, જુના નવા પરાં (સોસાયટીઝ), અને શહેરનો વિસ્તાર**—ભદ્રનો કિલ્લો અહમદશાહે બંધાવ્યો છે. જ્યારે શહેરનો કોટ મહમદ બેગડાએ બંધાવ્યો હોય તેવા કારણો અને પુરાવાઓ વિશેષ છે. તે કોટને મોગલ બાદશાહોના વખતમાં તેમજ બ્રીટીશ અમલમાં પણ

વારંવાર સમરાવવામાં આવેલો છે. એક વખત આ કિલ્લો મોગલ સામ્રાજ્યમાં ફક્ત કાબુલ અને કંદહારથી જ ઉતરતો લેખાતો. હાલમાં તો જનસુખાકારી ખાતર અને ખુલ્લી હવા મેળવવાની તથા આવવા જવાના રસ્તાની સુલભતા ખાતર તે કોટને પાડી નાંખવાની જરૂરત લાગે છે. ખરેખર પાંચસો વર્ષ પહેલાં જેની નગરના રક્ષણ અને સહિસલામતી માટે પુષ્કળ જરૂર હતી તે કોટ આજે એરોપ્લેનના જમાનામાં ઐતિહાસિક અવશેષ સિવાય બહુ ઉપયોગી રહ્યો નથી.

શહેરનો વિસ્તાર પણ દિવસે દિવસે વધતો જાય છે. નગરરચનાની ત્રણ ચાર યોજનાઓ થઈ છે જેમાં જમાલપુર ટાઉન પ્લેનીંગ સ્કીમ, કાંકરીઆ ટાઉન પ્લેનીંગ સ્કીમ, અને એલીસબ્રીજ ટાઉન પ્લેનીંગ સ્કીમ મુખ્ય છે. નગરરચનાની યોજનાને અંગે શહેરનો વિસ્તાર વધીને હાલમાં તેનું ક્ષેત્રફળ ૨૦ સ. ચો. માઇલ ઉપર થયું છે; અને નાની મોટી ચાળીસ ઉપરાંતની સોસાયટીઝ ( ઉદ્યાનનગર–બગીચાવાળાં પરાં ) વસી ગયાં છે. તદ્ઉપરાંત વાડજ અને સાબરમતી પાસે પણ ઘણી સોસાયટી થઈ છે, અને હજુ બંગલા બંધાયે જાય છે.

શહેરના મોટા ભાગમાં ડામરના રસ્તા છે. મુખ્ય રસ્તો સ્ટેશનથી ભદ્ર સુધીનો રસ્તો–ગાંધીરોડ–છે. તેની ઉપર એટલી ગીરદી જામેલી રહે છે કે આવનાર જનારની ગીરદી ટાળવા માટે નવા મોટા રસ્તાનું–કાળુપુર રીલીફ રોડનું, મોટા સાઇઠ ફુટ પહોળા રસ્તાનું,–કામકાજ શરૂ થઈ ગયું છે. શહેરમાં પાણીના નળ, અને ગટર છે. ઇલેકટ્રીક બતીઓ છે, અને

ઑટોમેટીક ટ્રાફીક સિગ્નલ તથા રસ્તાની વચ્ચે નાના નાના લિલોતરીવાળા બેટ અને ત્રિકોણ બનાવી શહેરને છેલ્લામાં છેલ્લી પાશ્ચાત્ય ઢબથી શોભાવવાનો પ્રયત્ન ચાલુ છે. રાત્રે ત્રણ દરવાજા પાસે બગીચામાં એક સુંદર રંગીન ફુવારો ઉડે છે. એક વિશાળ જાહેર બગીચો (પાર્ક) બનાવવાનું નક્કી કર્યું છે. મ્યુન્સીપાલીટી તરફથી કેટલીક જગોએ સ્નાનગૃહ (બાથરૂમ) શૌચગૃહ (જાજરૂ), પેશાબખાના વિગેરેની સગવડ કરેલ છે. સાબરમતી નદી ઉપર એલીસબ્રીજ અને રેલ્વેબ્રીજ એમ બે જ પૂલ હતા; પરંતુ નદીની પેલી બાજુએ ઉદ્યાન-નગરો, કૉલેજ, પુસ્તકાલય, સાબરમતી આશ્રમ વિગેરે થતાં એલીસબ્રીજ ઉપરનો અવરજવર ખુબ વધ્યો, જેથી બીજા બે નવા પૂલ કરવામાં આવ્યા છે. સરદારપૂલ શહેરને નૈરૂત્ય ખુણે જમાલપુર દરવાજા બહાર કેલીકોમીલ આગળ સુંદર મર્ક્યુરી લાઇટથી પ્રકાશિત પહોળા રસ્તાવાળો મોટો પૂલ છે; અને તે પૂલ દ્વારા અમદાવાદથી કોચરબ પાલડી જઇ શકાય છે. શહેરના વીજળી દીવા કરતાં પણ આ પૂલની વધુ પ્રકાશ આપતી મર્ક્યુરી બત્તીઓથી કોચરબ પાલડીની રોનક તદ્દન ફરી ગઇ લાગે છે. રાત્રે પણ દિવસ જેવો છતાં શિતળ પ્રકાશ પૂલ પર પથરાઇ રહે છે, અને "અમદાવાદ તો અમદાબાદડી, ઓર બડા શહેર કોચરબપાલડી" વાળી લોકોક્તિની વાત સાચી પડી જણાય છે. બીજો શાહપુરબ્રીજ–દુધેશ્વર અને વાડજ ની વચ્ચે આવેલ છે.

હમણાં હમણાં અમદાવાદ શહેરે કેળવણી વિષયક પ્રગતિ

પણ સારી સાધી છે, અને ગુજરાત કૉલેજ ઉપરાંત નવી આર્ટસ કોલેજ, કોમર્સ કૉલેજ, અને લૉ કૉલેજનાં તથા તેનાં છાત્રાલયોના મકાન બંધાઈ ગયા છે. એ રીતે થોડા જ વર્ષમાં અમદાવાદમાં ગુજરાત યુનીવર્સીટી સ્થપાશે અને વૈદ્યકીય, ઈજનેરી, અને ખેતીવાડી કૉલેજ સ્થાપી લાંબા વખતની કેળવણી વિષયક એક મહાન આવશ્યક્તા જરૂર પૂરી પડશે એમ લાગે છે.

અમદાવાદ શહેરના અઢાર દરવાજા છે. વળી હાલમાં તો અમદાવાદ મ્યુન્સીપાલીટીએ પણ કોટ તોડી નવા નવા બાગ બગીચા, બાળકોને રમતગમતના મેદાનો, અને ફરવા હરવાના ખુલ્લા મેદાનો ( Air lungs ) બનાવવા માંડયા છે. શહેરના અઢાર દરવાજામાંથી મુખ્ય દિલ્હી દરવાજો, ત્રણ દરવાજા, કાળુપુર, રાયપુર, આસ્તોડીયા, સારંગપુર, ખાનપુર, શાહપુર, રાયખડ અને દરીયાપુરના દરવાજા છે. પ્રેમ દરવાજો, નવા દરવાજો ( પાંચકુવા ) વિગેરે નવા પાડેલા દરવાજા છે, વળી હાલમાં કોટને તોડીને ઘણી જગાએ માર્ગ ખુલ્લા કરેલા છે.

પહેલાં શહેરનો વિસ્તાર દસ ચોરસમાઈલથી વધારે હતો, પરંતુ ઉદ્યાનનગરો વસતાં હાલમાં તે વિસ્તાર બમણો થઈ ગયો છે. શહેરમાં એંસી ઉપરાંત મીલો છે. તેથી સ્વાભાવિક રીતેજ ધુમાડો વિશેષ રહે છે. હુન્નર ઉદ્યોગને લીધે અમદાવાદની વસ્તી પ્રમાણમાં ખુબ વધી ગઈ છે. અમદાવાદમાં એક મકાનમાં ફડેતાલ નાંખી ભાડું ખાવા કરેલા ચાર

પાંચ જુદા જુદા હવા ઉજાસ વગરના અંધારીઆ તંદુરસ્તીને હાનિકર્તા મકાનો હતા, તેને સ્થાને આસપાસ ખુલ્લા બગીચાવાળા સંપૂર્ણ હવા ઉજાસવાળા બંગલાઓ બાંધી ઉદ્યાન નગરોએ અમદાવાદની સુરત પલ્ટાવી નાંખી છે. એ પ્રવૃત્તિમાં પ્રથમ દિશાસૂચન કરનાર રા. સા. શ્રી. પ્રીતમરાય દેસાઈનું નામ પ્રીતમનગરમાં અમર બન્યું છે. જુના ત્રણસો સાઇઠ પરામાંથી સરસપુર, ગોમતીપુર, માદલપુર, નવરંગપુર વિગેરે થોડાંક હજુ છે; તદ્ ઉપરાંત પૂર્વમાં રેલ્વેપરૂં, ઉત્તરે માધવપુરા, હઠીપરૂં, બારડોલપરાં તથા જહાંગીપરાં નવા વસાવેલા પરાં છે; બ્રહ્મક્ષત્રીય કોઓપરેટીવ હાઉસીંગ સોસાયટી, જૈન મર્ચન્ટસ, બ્રાહ્મણ મિત્રમંડળ, ટોળક, ન્યુ ટોળક, વિગેરે એલીસબ્રીજ તરફ, તથા કાંકરીઆ અને મણિનગર તરફ પુષ્પકુંજ, વિશ્વકુંજ વિગેરે સોસાયટીઓ છે. શહેરની ધમાલથી થાકીપાકીને સાંજે બંગલે જઇએ તો ત્યાં સ્હેજે આરામ મળે છે, અને સ્ફુર્તિ આવે છે. તે બંગલાઓ નવીન બાંધણીના છેલ્લામાં છેલ્લી ઢબના હોય છે અને સાંજે બંને બાજુ પુષ્પથી સુશોભિત એવા તે રસ્તાઓ પરથી પસાર થતાં પરદેશના કોઈ મોટા અદ્યતન સાધનોવાળા શહેરમાંથી પસાર થતા હોઇએ તેવો ખ્યાલ આવે છે. હાલમાં મ્યુનિસીપાલિટીએ પણ હરિજનો માટે સુંદર સગવડવાળા બ્લૉકસ (ચાલ) બંધાવેલ છે, અને મધ્યમ વર્ગના લોકો માટે પણ સગવડવાળા, હવા ઉજાસવાળા, સુઘડ મકાનો બંધાવવામાં આવે છે. આવી રીતે મ્યુનિસિપાલિટીએ કરેલી

સર્વદેશીય પ્રગતિ માટે સરકારે પણ તેની મુક્તકંઠે પ્રશંસા કરેલી છે.

## અમદાવાદમાં જોવા લાયક સ્થળો:-

**ગાંધીરોડથી ત્રણ દરવાજા**—અમદાવાદ સ્ટેશનની સામેજ રેવાબાઇ ધર્મશાળા, મણીલાલ મેન્શન, ટાવર વિગેરે છે. ત્યાંથી આગળ જતાં ઑમ્બે શોપ આવે છે. સીધા મોટરમાં ન જઈએ અને ચાલીને જમણા હાથના પહેલા ખાંચામાં વળીએ તો સીધા જતાંજ સામે રેવડી બજાર અને વીણા રેસ્ટોરાં આવે છે. ત્યાં પાસેજ ડાબે હાથે થોડુંક ચાલતાં ગુજરાતી દૈનિક પત્ર "ગુજરાત સમાચાર"ની ઓફિસ છે;

જમણે હાથે જતાં મસ્કતી કાપડ મારકીટનું મકાન અને દુકાનો આવે છે. રેવડી બજાર, સાકર બજાર વટાવી કાળુપુર દરવાજે પહોંચી શકાય છે. અને ત્યાંથી આગળ જતાં દાણા બજાર, અને ફ્રુટ મારકીટ આવે છે. મુસાફરખાનાની સામેજ રેલ્વેપુરા પોષ્ટ ઓફીસ છે. પરંતુ પગે ચાલતાં અમદાવાદમાં આપણો પત્તો નહિ ખાય; ચાલો એક આનો ખર્ચી સીધા મોટરમાં બેસી ભદ્ર પહોંચીએ. મુસાફરખાના સામેજ મોટરનું સ્ટેન્ડ છે. મોટર પાંચકુવા કાપડ બજાર, પાંચકુવા દરવાજા, ચારરસ્તા, ગાંધીરોડ, અને ફર્નાન્ડીઝ પૂલ ઉપર થઈ પસાર થાય છે. ફર્નાન્ડીઝ પૂલની ઉપરના તથા નીચેના બંને રસ્તે મોટરગાડી તથા માણસોનો અવરજવર પુષ્કળ છે. વચમાં પતાશાની પોળના હરકોર શેઠાણી વિ.ના જુના લાકડકામના મકાનો તથા સુંદર કારીગરીવાળા નવા જૈનમંદિરો અને મહાવીર સ્વામીનું દેવળ જોવાલાયક છે. રસ્તામાં કેટલાંયે છબીઘર (સીનેમા અને ટૉકીઝ) આવે છે. ફર્નાન્ડીઝ પૂલ પછી માણેકચોક અને રતનપોળ મૂકી, કુવારો અને વલંદાની હવેલી પસાર કરી, પાનકોર નાકે થઇ ત્રણ દરવાજે પહોંચાય છે. રસ્તામાં એક બાજુ કાપડબજાર અને ઝવેરી બજાર બીજી બાજુ રહે છે. વળી આગળ જતાં પાનકોર નાકે એક બાજુ ખાંચામાં જતાં, થોડે છેટે શાક મારકીટ છે; જ્યારે બીજી બાજુ જતાં રમકડા મારકીટ આવે છે. દવા બજાર પૂરૂં થતાં ત્રણ દરવાજા આવે છે. આશરે ૨૫ ફીટ ઉંચા એ ત્રણ દરવાજામાં વચલો દરવાજો કાંઇક વિશેષ

પહોળો છે અને તે દરવાજામાંથી બાજુના દરવાજામાં જઈ શકાય તેવા વચ્ચે નાના દરવાજા–બારી અગર નાની કમાનો પણ છે. વચલા દરવાજાની બંને બાજુએ આગળ તથા પાછળ કોતરણીવાળા નાના બુરજ છે, અને મિનારા જેવા ગોખ છે. દરવાજા ઉપર બંને બાજુએ ઝરૂખા કહાડેલા છે. તે દરવાજા જોતાંજ તેને બંધાવનાર અહમદશાહ બાદશાહના પ્રાચીન સ્થાપત્યનો કાંઈક ખ્યાલ જરૂર આવે છે.

## રંગીન કુવારો–મેદાને શાહ–કારંજ અને ભદ્રનો કિલ્લો.

ત્રણ દરવાજાની શોભા જોવા માટે મોટરમાંથી ઉતરી પગે ચાલવુંજ ઠીક પડશે. તે દરવાજા વટાવી આગળ ચાલતાં સામે નાનો ત્રિકોણ બાગ આવે છે, અને તેમાં રાત્રે ઉડતો રંગીન ( રણછોડલાલ ) કુવારો જોવા જેવો છે. લીલી પીળી રાતી જલધારા ઉડાવતો તે કુવારો ગજવાનો ભાર ખાલી કર્યા વગર જોઈ આનંદ મેળવશો; બાકી ઉનાળામાં કે વગર ઉનાળે સતત–ગજવાનો ભાર હલકો કરી આઇસ્ક્રીમ કે ઠંડા પીણાની મોજ ઉડાવવી હોય તો વાડીલાલ સોડા ફાઉન્ટન વિ. પાસેજ છે. "મેદાને શાહ" (બાદશાહનું મેદાન) એ નામથી પ્રખ્યાત,–૨૧૦૦ ફુટ લાંબુ અને ૧૨૦૦ ફીટ પહોળું મર્દાનગી-ની–ચોગાન (polo) વગેરે રમતો રમવાનું–તથા નિશાનબાજી લશ્કરી કવાયત, વિગેરે માટેનું એ મેદાન હાલ તો યુવાનવૃદ્ધ સર્વેને ઠંડા પડવાનું સ્થાન બન્યું છે. એ પણ કાળનો મહિમા જ છેને? પાસેજ ખાસ બજાર–"શુક્રવારી" (ગુજરી) નું

બજાર છે. બાદશાહના વખતમાં દરેકે દરેક વસ્તુનું બજાર દર શુક્રવારે ત્યાં ભરાતું, અને બાદશાહ અને તેના અમીરો તે બજાર જોવા "ખાસ" બેસતા. હાલ તો જુની સસ્તી રેકર્ડો અને મારવાડી મીસ્ત્રીના ખાટલા, કે માટલાંની બજાર ત્યાં ભરાય છે. શુક્રવારે ઢોરનું બજાર હજુ પણ ભરાય છે. શુક્રવારે તે બજાર ભરાતી તેથી શુકરવારી કહેવાતી પણ ગુર્જરી કે ગુર્જરકુંવરીનો નામસંપર્ક કાયમ રાખવા તો "ગુજરી" નામાભિધાન નહિ રાખ્યું હોય? પછી કારંજાવાળાનું મકાન છોડી આગળ વધતાં સામેજ દેખાય છે કારંજનો નાનો બાગ અને તેમાંનું અમદાવાદના ધનાઢયો ઉદાર અને દાનશીલ પણ છે તે વાત સાર્થક કરતું સર ચીનુભાઇ માધવલાલ બેરોનેટનું બાવલું મહમદઅલી રોડની બીજી બાજુ પર છે, પ્રેમાભાઈ હૉલ એની સામેજ છે. અમદાવાદનો જૂનો રાજગઢ—ભદ્રનો કિલ્લો—અગર તો અસલના કિલ્લાને સ્મરાવતા ભદ્રના મુખ્ય દરવાજા અને તેની બંને બાજુના બે મોટાં ગોળ બુરજોને ઢાંકતો આગળનો મોગલાઈ સમયનો દરવાજો અગર પ્રવેશદ્વાર. તે દરવાજો અસલનો નથી પરન્તુ તે દરવાજામાં પ્રવેશ્યા પછી આવતો દરવાજો, બે મોટાં ગોળ બુરજ, તેની ઉપરનું ઘડિયાળ વિગેરે દ્રશ્ય ખરેખર ઘણું ભવ્ય છે. અને બાદશાહી કિલ્લાના પ્રાચીન સ્વરૂપનો ખ્યાલ આપી, અમદાવાદનો કિલ્લો સાચેજ કેટલો મજબુત અને વિશાળ હશે તેની ઝાંખી કરાવે છે. ભદ્રના કિલ્લાના બીજા દરવાજા હતા પણ લગભગ બધાજ પડી ગયેલ છે; અહમદશાહે તો ભદ્રનો કિલ્લોજ

બંધાવેલો અને તે ઘણોજ મજબુત ઉંચો અને ભવ્ય હતો. અને તેની ઉપર અનેક મોટી તોપો રહી શકતી હતી, તે વાતનો પુરાવો આ મુખ્ય દરવાજો, તેની પાસેના બે બુરજ, અને એલીસબ્રીજની નજીક ઉભેલો, જ્યાં કિલ્લાનું ખાતમુહૂર્ત થયેલું તે માણેકબુરજ સબળ રીતે આપે છે. માણેકબુરજની ઉંચાઈ જોતાં તે કિલ્લો સળંગ સ્હેજે પચાસ ફીટથી વધુ ઉંચો હશે, તેમ સ્પષ્ટ જણાય છે. કિલ્લાની અંદર આગળ ન વધતાં આપણે મુખ્ય દરવાજાના રસ્તે પાછા બહાર આવી પાસેના ભદ્રકાળી માતાના દર્શન કરીશું. ભદ્રનું મંદીર ત્યાં કદાચ અહમદશાહની પણ પહેલાંથી હશે, અગર હિંદુસ્થપતિઓએ ગામદેવ તરીકે કે અધિરક્ષક તરીકે તેની સ્થાપના કરી હશે; ગમે તેમ પણ ભદ્રકાળીની મૂર્તિ ભવ્ય અને સુંદર છે, અને ભદ્રકાળી તથા અહમદશાહ બાદશાહ એ બે કિલ્લાના પરિરક્ષક વચ્ચે ઉભેલો કોટ હજુએ હિંદુ મુસ્લીમ સ્થાપત્યની એકતાનતાના પ્રતીક સમો ત્યાં ખડો છે. ભદ્રના મંદિરમાંથી બહાર નીકળી ડાબે હાથે આગળ જતાં આવે છે. મોગલાઈ સ્થાપત્યનું અને મોગલાઈ સમયના આગ્રા અને દિલ્હીના મહેલો અને દરવાજાનું સ્મરણ કરાવતો આઝમખાંનો મહેલ.

**આઝમખાંનો મહેલ, ડીસ્ટ્રીકટ કોર્ટ, અને અહમદશાહની મસ્જીદ**–ભદ્રનો મુખ્ય દરવાજો અને બુરજ ગુજરાતની સલ્તનતની ઝાંખી કરાવે છે, જ્યારે આઝમખાંનો આકર્ષક અને ભવ્ય, સુંદર ઝરૂખા અને બારીઓવાળો, આ

મહેલ, આપણને મોગલાઈ બાદશાહતનો ખ્યાલ આપી ઘડીભર એ ભવ્યતામાં ગરકાવ કરી મૂકે છે. તે મહેલમાં દાખલ થતાં જ દરબારગૃહનો ભવ્ય અષ્ટકોણ ઓરડો આવે છે; તેની ચારે બાજુએ ચાર નાની અષ્ટકોણ ઓરડીઓ છે. મહેલનો મુખ્ય ભાગ ૨૫૦ ફુટ લાંબો તથા તેટલો જ પહોળો છે, અને બંને બાજુએ તેટલી જ લાંબી બે પાંખો છે. વચલા ભવ્ય ઓરડાની છત પણ ઘણી સુશોભિત ઉંચી છે, અને મહેલની ભવ્યતા ઓર વધારે છે. ઉપરના માળના ચારે બાજુના કઠેરા તથા આવવા જવાના માર્ગો અને નીચે વચ્ચોવચ્ચ આવેલી ગાદી અગર બેઠકની જગા–તેની બન્ને બાજુની ઉત્તરદક્ષિણની પાંખ, વિગેરે આપણી સમક્ષ દરબાર ભરી બેઠેલ મોગલાઇ સુબાનું, તથા ઉપરથી દરબારનું દ્રશ્ય નિહાળી રહેલ બેગમોનું, અને આસપાસ ઉભેલા સરદારો વિ.નું દ્રશ્ય ખડું કરે છે. પાછળ એક મોટો ચોક છે, અને તેમાં હાલ તો દિવાની જેલ અને જીલ્લા કોર્ટનું દફ્તરખાનું છે. એ અષ્ટકોણ ઓરડાની નીચે ભોંયરૂં છે, અને ત્યાં પણ ઓરડીઓ છે; વચ્ચે ચોકખા પાણીનો હોજ છે. હાલમાં તે મહેલમાં મામલતદારની કચેરી બેસે છે. પહેલાં ત્યાં બ્રીટીશે કેદખાનું કરેલું અને તેથી જ કવિશ્રી દલપતરામે કહ્યું છે કે,

"કાળા મુખવાળા વસે, કાળા કૃત્ય કરનાર,
તે કારણ કાળાશથી, ભદ્ર દીસે ભયંકર."

તે મકાનની મ્યુઝયમ માટે પ્રજાએ માગણી કરી છે. તે મહેલમાંથી બહાર નીકળી જમણા હાથે આગળ ચાલતાં

ડીસ્ટ્રીકટ અને સેશન્સ કોર્ટનું કમ્પાઉન્ડ આવે છે. તેમાં બીજી દીવાની કોર્ટ ઘણી છે, વળી જીલ્લા કોર્ટનું દફતરખાનું, વકીલોની ચેમ્બર્સ તથા વકીલો માટેનું પુસ્તકાલય પણ ત્યાંજ છે. ભદ્રનો જુનો કોટ તોડીને આ કોર્ટ બનાવેલી છે. કોર્ટના પાછળના ઝાંપેથી નીકળી આગળ જતાં આવે છે "ગુજરાત કલબ". તે અમદાવાદની જુનામાં જુની કલબ છે, અને શહેરના આગેવાન નાગરિકો તથા વકીલોનું આરામ તથા વિહારનું સ્થાન છે. સામે જ સીટી માજીસ્ટ્રેટની વિગેરે કોર્ટ છે. જ્યારે થોડું આગળ જતાં ખુણા ઉપર આવે છે ભદ્રના કિલ્લા જેટલી જ જુની બાદશાહ અહમદશાહની મસ્જીદ.

આ મસ્જીદ બાદશાહ અહમદશાહે બંધાવી હતી, તેથી

સુલતાનોના વખતનું ગુજરાતી સ્થાપત્ય કેવું હતું તેનો કાંઈક ખ્યાલ આવે છે. થાંભલાઓ કોતરણીવાળા, હિંદુ મંદિરોના અવશેષ જેવા જણાય છે. કોતરણી શુદ્ધ હિંદુ છે, ઘુમટ પણ જૈન અને હિંદુ ઘાટના જ છે. એમાં આઠ સુંદર કોતરણીવાળી જાળીઓ જોવા લાયક છે. બેગમો વગેરે માટેની નમાઝની જુદી ખાસ જગ્યા–મુલુકખાનું છે; જેમાં આવવાનો રસ્તો જુદો જ છે. મસ્જીદ ઐતિહાસિક દ્રષ્ટિએ જ અગત્યની છે. રાજકુટુંબની તે છોટી જુમ્મા મસ્જીદમાંથી બહાર આવી જમણા હાથે જતાં આવે છે અમદાવાદનો "રાણીબાગ."

**વિક્ટોરીઆ ગાર્ડન, બાળકો માટેનો બાગ, એલીસબ્રીજ, ટાઉનહૉલ અને શેઠ માણેકલાલ પુસ્તકાલય.** વિક્ટોરીઆ ગાર્ડન એ આ શહેરનો મોટામાં મોટો જાહેર બગીચો છે. તેમાં વચ્ચે બૅન્ડ સ્ટેન્ડ છે, પણ હવે "રેડીઓ"ના જમાનામાં આગળ વધતું અમદાવાદ અદ્યતનજ રહે તેથી બાગમાં રેડીઓ તથા ધ્વનિવર્ધક યંત્રની ગોઠવણ કરી છે. "રેડીઓ"ની રાડો પાછળ મન ન દોડે તો વચ્ચેજ બેઠેલા ભારતના પનોતા પુત્ર લોકમાન્ય તિલકનું બાવલું દ્રષ્ટિગોચર થાય છે. પાસે જ બાળકોને રમવા કુદવાના સાધનો–હિંચકો, ઝૂલો, લપસવાના પાટીઆં, હોડીઓ વિગેરે છે, જ્યાં ભવિષ્યના નાગરિકો ખેલ્યાંજ કરે છે.

આગળ ચાલતાં "વિક્ટોરીઆ રાણી"નું આરસનું પુતળું છે; તે જોઇ આગળ ચાલતાં સાબરમતી નદીનો નાનો પુનિત જળપ્રવાહ નજરે પડે છે. બાગ નદીના કાંઠે જ છે, અને ત્યાં

બનાવેલી બેઠક પર બેસી નિહાળતાં એક સુંદર દ્રશ્ય નજરે પડે છે. પાસેજ ખુણામાં મહાલક્ષ્મીનું મંદિર અને રામબલિ હૉલ છે. બાગના છેડાથી શરૂ થતો એલિસબ્રોજ નવા અને જૂના અમદાવાદને સાંધતો ઉભો છે. નદીનો પ્રવાહ ચુપકીદીથી વળાંક લેતો લેતો ચાલ્યો જાય છે, સામેજ વાડીલાલ સારાભાઈ ઇસ્પીતાલનું ટાવર અને ટાઉન હોલનો ઘુમ્મટ છે, અને દક્ષિણે ગાયકવાડની હવેલી અને સપ્તર્ષિનો આરો છે, અને તે પછી છે રાતદિન ધુમાડા કહાડતી પ્રખ્યાત કેલીકો મીલ; પરંતુ નવો થયેલો "સરદાર વલ્લભભાઇ પૂલ" વચ્ચે જવનિકારૂપે બની, રાત્રે તેના દેદિપ્યમાન પ્રકાશથી આંજી દેતો બીજું કાંઇ જોવા દેતો જ નથી. એલીસબ્રીજ પસાર કરી, સામેજ ટાઉનહૉલ (શહેર સભાગૃહ) છે, તે જોઇ ત્યાંથી આગળ જમણે હાથે જતાં 'શેઠ માણેકલાલ પુસ્તકાલય' આવે છે. તે પુસ્તકાલયમાં ગુજરાત વિદ્યાપીઠનાં પુરાતત્વના તથા બીજા સારાં પુસ્તકો છે. ત્યાં બેસીને પણ પુસ્તકો વાંચી શકાય છે. પણ હાલ તુરત શહેર બહાર બહુ ન જતાં ગયેલ રસ્તેજ પાછા રાણીબાગ આવી, ગુજરાત કલબની પાછળજ આવેલો બાળકોનો બાગ જોવો. સામેજ ખ્રીસ્તીઓનું દેવળ છે, પરંતુ તે તરફ ન જતાં કલબના રસ્તેજ પાછા વળી અહમદશાહની મસીદથી થોડાક કદમ આગળ સીધા જઇ જમણે હાથે વળતાં, કેટલીક અહિંસક સંગ્રામોના કેન્દ્રરૂપ બનેલ ગુજરાત પ્રાન્તિક સમિતિનું મકાન આવે છે. તેજ રસ્તે આગળ વધતાં બીજો ઉંચો રાષ્ટ્રીય ધ્વજ ફરકી રહ્યો

છે તે, અમદાવાદ જીલ્લા બોર્ડનું મકાન આવે છે. ત્યાંથી આગળ જતાં ભદ્રના કિલ્લાના મુખ્ય દ્વારનો પાછળનો દરવાજો આવે છે. અને વળાંક ન લેતા સીધા આગળ વધતાં આવે છે ઉત્તમ કારીગરીવાળી જાળીયોવાળી વિશ્વ વિખ્યાત સીદી શહીદની લાલ દરવાજાની મસીદ.

**સીદી શહીદની મસ્જીદ, અને તેની જગપ્રસિદ્ધ જાળીઓ**—જગતમાં જેનો જોટો નથી એવી અપ્રતિમ કલા કૌશલ્યભરી કોતરણીવાળી જાળીઓની આ મસ્જીદ ભદ્રના કિલ્લાના ઉત્તરના છેડે આવેલ લાલ દરવાજા પાસે છે, જેથી તે લાલ દરવાજાની મસીદ તરીકે પણ જાણીતી છે. તેની જાળીઓની કેટલીયે પ્રતિકૃતિઓ અને છબીઓ લેવાઇ છે, અને હજારોને ખર્ચે તૈયાર કરેલ લાકડાની પ્રતિકૃતિઓ ન્યુયોર્ક અને સાઉથકે નિંગ્સ્ટનના પ્રદર્શનમાં ગયેલી છે. મસ્જીદ સાદી પણ સુંદર છે, અને ભીંતમાં ઉંચે સુંદર કોતરેલી જાળીઓ છે. દક્ષિણાદિ ભીંતની જાળીઓમાં રંગોળી જેવા આકારોની જાળીઓ છે, પરંતુ ખરી ખુબી તો–પછીતની ઝાડના થડ, ડાળી, ફુલ અને પાંદડાને સુંદર રીતે કોતરી કુદરતી સૌન્દર્યની ગુંથણીની અવનવી અટપટી ખુબીઓ રજુ કરતી–તે બે જાળીઓમાં છે. પછીતે ચાર જાળીઓ છે જ્યારે વચલી કમાન ખાલી છે. ખાલી કમાનની બંને બાજુની કમાનોમાં ૧૦'x૭' ની જાળીઓ છે. બંને જાળીઓમાં તાડ તથા બીજા ઝાડની સુંદર ગુંથણી કરી આખી જાળી ભરી દીધી છે. બન્ને જાળીઓ એકસરખીજ (prototype) નથી કરી. પરંતુ બંનેમાં

થડ, ડાળી, પાંદડા, ફુલ વિગેરેનો એવો તો સુંદર સુરેખ સ્પષ્ટ વળાંક લીધો છે, અને એટલી ઉઠાવદાર કોતરણી કરી છે કે સાચોસાચ વૃક્ષોને લાવી આ જાળીમાં સમાવી દીધા હોય તેમ લાગે છે અને છતાં કોતરણી વગર જરાએ સ્થાન ખાલી નથી. બંને જાળીઓ આખી ભરચક, અપ્રતિમ સુંદર છે. રશિઆના ઝારે સાચું જ કહ્યું છે કે "હિંદુસ્તાનનું વનસ્પતિ સૌંદર્ય જાળીમાં અહિં કોતર્યું છે." દિલ્હી, આગ્રાકે સમસ્ત હિંદમાં તો શું પણ જગત આખામાં આ જાળીઓનો જોટો નથી. પ્રકૃતિ સૌંદર્યને પુરૂષ આટલી અપ્રતિમ રીતે પત્થરમાં રજુ કરે તે તાજુ બીનું જ દ્રશ્ય છે.

તે જોઈ હરખતાં હૈયે બહાર નીકળો તો સામેજ છેસ મ-મહાલવાળું અમદાવાદ ઇલેકટ્રીસીટી કંપનીની ઓફીસનું નવું આલેશાન મકાન. જાળીઓ રૂપી સુંદર કળાકૌસ્તુભ જેયા પછી, સાચોસાચ આ કોઈ વિરાટ રાક્ષસ જ આપણી સામે ખડો થતો લાગે છે. પાસે જમણા હાથે ખાંચામાં જતાં કલેકટરની ઓફીસ આવે છે; ત્યાં ન જતાં આવેલ રસ્તે જ પાછા પ્રાંતિક સમિતિએ જવું. ત્યાંથી આગળ જતાં ભદ્ર, સાબરમતી નદી, કાચી જેલ, રેકર્ડ ઓફીસ (દફતર કચેરી), તથા ઇમ્પીરીયલ બેંકના મકાનો આવે છે; પરંતુ હવે તો ભદ્રના મુખ્ય દરવા-જેથી જ બહાર નીકળી જાવ, તો કારંજના બાગના ખુણે કલેકટર મી. ફ્રીલપોટનું બાવલું આવે છે. તે બાવલાની દક્ષિણ બાજુએ પ્રેમાભાઇ હોલ છે, જ્યારે ઉત્તર બાજુએ જૂની પણ હાલમાં જેને સારી રીતે સુશોભિત કરી સમરાવી



જુમ્મા મસજીદ

છે તે અલેફની મસીદ આવે છે. ભદ્રના મુખ્ય દરવાજાથી ભદ્રકાળી મંદિર તરફ જતાં થોડાક કદમ ઉત્તર તરફ ચાલીએ તો ટેલીગ્રાફ (તાર) ઓફીસ આવે છે. ત્યાંથી ત્રણ દરવાજા પહોંચી જઈ અને સીધા સ્ટેશન તરફ જતાં, દવા બજાર ઓળંગીને પાનકોર નાકે પહોંચી જવું. પાનકોર નાકે હજી પણ પાનની દુકાનો છે; ત્યાં જમણે હાથે જતાં હંસરાજ પ્રાગજી હોલ, તથા મજૂર મહાજન ખાદી હાટ આવે છે; પરંતુ સીધા જ ચાલીએ તો તો હારબંધ આવેલી બેચાર કોડી દુકાનોમાં છુપાઈ ગયેલ જુમ્મા મસ્જીદને જોઈ શકાય નહીં. ખરેખર અમદાવાદની કુબેરપુજાએ જુમ્મા મસ્જીદની તો તમામ ભવ્યતા અને સુંદરતાને પારાવાર નુકશાન કર્યું છે.

## જુમ્મા મસ્જીદ

દિલ્હીની જુમ્મા મસ્જીદથી પણ સુંદરતા અને કોમળતામાં કાંઈક અધિકતર આ જુમ્મા મસ્જીદ અમદાવાદનું એક રત્ન છે. હિંદની મોટામાં મોટી મસ્જીદોમાં તેની ગણત્રી થાય છે. તે અમદાવાદ શહેરની મધ્યમાં આવેલી છે; ચારે તરફ વિશાળ રસ્તા અને મોટા મેદાનની વચ્ચે આવેલી તે ભવ્ય ઈમારતનું “ઉત્તમ સ્થાપત્ય, વિશાળ બાંધણી અને સુંદર અલંકારો” પવિત્ર અને ધાર્મિક વાતાવરણ સરજે છે, અને નીચ પાપી મનુષ્યને પણ પરમ તત્વની ઝાંખી કરાવી પશ્ચાતાપ તરફ પ્રેરે છે. આ મસ્જીદને બાંધતા બાર વર્ષ થયેલાં મુખ્ય દિવાલની બંને બાજુએ ચાર માળવાળા ઉંચા મિનારા હતા જ્યાંથી કહેવાય છે કે પાવાગઢ દેખાતો; ધર-

ધીકંપમાં તે મિનારા પડી ગયા. મસ્જીદને ત્રણ મુખ્ય દરવાજા છે. એક મલુકખાનામાં આવવાનો નાનો દરવાજો છે. તે દરવાજાની વચ્ચે વિશાળ ચોક છે, અને તેમાં મોટો હોજ છે. વચલી કમાન ભવ્ય છે, અને મસ્જીદમાં સેંકડો થાંભલા છે, છતાં રામેશ્વરના સહસ્ત્ર થાંભલાવાળા ગંજાવર ખંડની નીરસતા તેમાં નથી. ચઢતી ઉતરતી રચના કરી વૈવિધ્ય આણવા ઉપરાંત, પ્રકાશ આવવાની પણ સુંદર ગોઠવણ છે. "હાલતા મિનારા"ની મસ્જીદ તરીકે પૂર્વના સમસ્ત દેશમાં આ જુમ્મા મસ્જીદ પ્રખ્યાત હતી. હાલતા મિનારાની સ્થાપત્યની અદ્ભુત કરામતે ભલભલા પરદેશી મુસાફરોને પણ ચકિત કરી નાંખ્યા છે. આ કરામતનો અનુભવ હાલ પણ રાજપુર બીબીજીની મસ્જીદમાં જઈને કરી શકાય છે. મસ્જીદ ઘણી જ વિશાળ આશરે દસેક હજાર ચોરસ વાર ઉપરાંતની છે. વચ્ચે ઉંચો ઘૂમટ અને લિવાનનો ભવ્ય દરવાજો તેની બે બાજુ બે નાના ઘુમટ, તથા તેની બાજુ પર તેથી પણ નાના ઘુમટ છે. એટલે નાના પગથીઆં અગર ગિરિશૃંગોનો ત્રિકોણ બનતો લાગે છે. મિનારાની બાજુની ભીંતમાં સુંદર હિંદુ કોતરણીથી આલેખેલા છોડફુલવેલના બે સુંદર ગોખ છે. દક્ષિણનો દરવાજો મુખ્ય છે. તે દરવાજો ઉંચા ઓટલા ઉપર કરેલ મોટા મંડપમાં પડે છે. સામે જ શાક મારકીટ છે. પૂર્વ દરવાજેથી નીકળતાં અહમદશાહનો રોજો આવે છે.

**અહમદશાહનો રોજો, રાણીનો હજીરો અને માણેકચોક**

અહમદશાહ બાદશાહ શહેરની વચ્ચે જ તેની સતત જાળવણી કરતો આ રોજાની વચ્ચેની આરસની કબરમાં

સુતો છે. તેમાં તેના પુત્ર પૌત્રોની પણ કબરો છે. રોજાનું મુખ્ય પૂર્વદ્વાર વિશાળ છે, અને તેમાંથી નીકળી બહાર આવતાં આવે છે "અમદાવાદના સ્થાપત્યમાં માણેક કહી શકાય તેવો" અમદાવાદની વચ્ચે માણેકચોકમાં આવેલો રાણીનો હજીરો. તેનું પશ્ચિમાભિમુખનું ભવ્ય દ્વાર છે, તેમાંથી દાખલ થતાં સામે જ "લાલપત્થરનો અસાધારણ કોતરણીવાળો હજીરો" નજરે પડે છે. હજીરાની જાળીઓની તથા દરવાજાની, કારીગરી જોવા જેવી છે. હજીરા વચ્ચેની કબરો

ઉપર પણ સુંદર કોતરણીકામ છે. ખરેખર જ્યારે અમદાવાદ સ્વતંત્ર સલ્તનતનું "શહેરે મુઆઝમ" હશે ત્યારે એ ખુલ્લો માણેકચોક, અને તેની વચ્ચે આવેલી આ મસ્જીદ, રોજા અને હજીરાની ત્રિપુટીની શોભા તો કાંઈક અનેરી જ હશે; માણેકનાથ બાવાએ અહમદશાહનો કોટ દરરોજ તોડી નાંખ્યાની વાત ફક્ત દંતકથા હોય તો પણ (જોકે તેના સમર્થનમાં અમુક પુરાવા છે) માણેકચોકનું નામ બીજી રીતે પણ સાર્થક થાય તેવું તે ચોકનું સુંદર દૃશ્ય હશે જ. અત્યારે તો લારીવાળા, કાપડના વેપારી, અને છૂટક ફેરી કરનારાઓની ભીડમાંથી પસાર થવું પણ મુશ્કેલ પડે છે. કાપડ બજાર, વાસણ બજાર, તથા શાક બજાર આ ચોકમાં જ છે. માણેકચોકમાંથી સીધા ગાંધીરોડ તરફ જાવ તો સામે જ રતનપોળ શરૂ થાય છે. પરંતુ શાકબજાર તરફ જઈ આગળ જતાં દાણાપીઠ આવે છે. મ્યુન્સીપલ ગર્લ્સ સ્કુલનું મકાન પણ પાસે છે. ત્યાં પાનકોરનાકાથી સીધા દિલ્હી દરવાજે જવાની મોટર મળી શકે છે.

## પાનકોરનાકાથી દિલ્હી દરવાજા, સ્વામીનારાયણનું મંદિર, અને હઠીસિંગનું દહેરૂં

પાનકોર નાકાથી ઉપડેલી મોટર, ભદ્ર, લાલ દરવાજા મીરઝાપુર રોડ પર જાય છે. મીરઝાપુર રોડ પર અંબાલાલ સારાભાઈનો બંગલો છે, અને ત્યાં શ્રમજીવી અને ધનિકો વચ્ચે સમજૂતિથી પ્રયાસ કરી મજૂરોના હક્ક સંરક્ષવા મહાત્માજીની પ્રેરણા નીચે સ્થપાએલી પ્રખ્યાત સંસ્થા મજૂર

મહાજનની ઓફીસ છે. ત્યાંથી આગળ જઇ ચક્કર લેતાં નવાબ સુજાતખાંની મસીદ, મદ્રેસા, અને જનરલ પોષ્ટ ઓફીસનું મકાન આવે છે. ત્યાંથી આગળ જતાં ઘીકાંટાના નાકે સીવીલ હૉસ્પિતાલ આવે છે. આ સરકારી મોટી હૉસ્પિતાલ છે. તેમાં એલ. સી. પી. એસ. સ્કુલ અને પ્રસૂતિગૃહ પણ છે, અને એન્ટીરેબિક ટ્રીટમેન્ટ (હડકાયું કૂતરૂં કરડે તો આપવાના ઇન્જેકશન વિ) પણ મળી શકે છે. આગળ ન જતાં રસ્તામાં ઉતરી, થોડુંક ચાલી સ્વામીનારાયણનું મંદિર અને નવગજાપીર પણ જઈ શકાય છે. સ્વામીનારાયણનું મંદિર રતનપોળના બીજે છેડે છે. તે મંદિર પણ વિશાળ જગોમાં પથરાયેલું છે, અને તેને લગતા પુષ્કળ મકાનો છે. તેનો સુંદર હિંદુ કારીગરીવાળો દરવાજો પણ ભવ્ય કરણાની ઠાઠનો છે. મઠ, મૂર્તિઓ, મંદિરો અને સહજાનંદ સ્વામીની મૂર્તિ જોવા લાયક છે. સત્સંગીઓનું લાકડા ઉપરનું કોતરકામ સુંદર છે. હિંદુ મંદિરોમાં આ સર્વથી ઉત્તમ બાંધણીનું મંદિર છે. "મંદિરની બાંધણી પ્રાચીન હિંદુ ઘાટની અને આકર્ષક છે." વળતાં ઘીકાંટે ન જતાં પાનકોરનાકા તરફ જતાં પીરમશાહના રોજાનું ભવ્ય મકાન આવે છે. આગળ દીલ્હી દરવાજા તરફ જતાં મુહાફિઝખાંની નાની પણ નકશીકામવાળી મસીદ આવે છે. જાળીઓ અને ગોખની કારીગરી અંગે અમદાવાદની સુંદર મસ્જીદોમાં તેની ગણત્રી થાય છે. દિલ્હી ચકલા પાસે જતાં આર. સી. હાઇસ્કુલનું મકાન આવે છે. દિલ્હી ચકલાથી ગ્રાન્ડ હૉટલ તરફ જવાનો રસ્તો ત્યાં



સ્વામીનારાયણનું મંદીર.



હઠીસીંગનું જૈન દેવાલય

મળે છે. સામે જ દિલ્હી દરવાજો છે. તે દરવાજેથી સીધા કેમ્પના રસ્તે આગળ ચાલતાં હઠીભાઈની વાડી આવે છે. તે રસ્તે સીધા જવાથી શાહીબાગ, કેમ્પ, અને કેમ્પના હનમાન જઇ શકાય છે.

આબુના સુપ્રસિદ્ધ દેલવાડાનાં જૈન મંદિરોની કારીગરીને કંઇક અંશે મળતી આવતી સુંદર કારીગરી, અને કોતરણીવાળું આ મંદિર અમદાવાદના મંદિરોમાં શ્રેષ્ઠ છે. મંદિરમાં શુદ્ધ પ્રાચીન સ્થાપત્ય છે; ચોકની મધ્યમાં મુખ્ય મંદિર છે જ્યારે ચારે બાજુની પડાળીમાં બાવન જીનાલયો છે. "મંદિરનો આગલો મંડપ, અને વચલો મંડપ, અને ગભારાનું કામ ઘણુંજ ઉત્તમ છે." "વિમાનનું કામ પણ ઘણુંજ ઉત્તમ છે." અને ખુણેખુણો સભર કોતરણીથી ભરેલ છે. મંદિરનું દરેકે દરેક અંગપ્રત્યંગ સુંદર કોતરણીથી ભર્યું છે અને છતાં એટલું સપ્રમાણ સુયોગ્ય છે કે આખા મંદિરનો ઉઠાવ પણ ખુબ રોનકદાર અને ભવ્ય લાગે છે. ગુજરાતી સ્થાપત્યનેજ જૈનોએ વિકાસવી મનોરમ્ય બનાવેલ છે, અને તેથી મોટે ભાગે આપણે ગુજરાતમાં જૈન સંસ્કાર પામેલું હિંદુ-સ્થાપત્ય હજુ પણ જોઈ શકીએ છીએ. આ મંદિરમાં કોતરણીવાળી જાળીઓ અગર ઝરૂખાઓની ઉપર, કે છત અને થાંભલા વચ્ચે ટેકારૂપે, સુંદર સુરેખ અંગમરોડ દર્શાવતી, નૃત્યગાન કરતી અનેક મૂર્તિઓ મૂકેલી છે જે મંદિરની શોભામાં ઑર વધારો કરે છે. મંદિરના આગળના પ્રવેશ-

દ્વારે તો હાલ મોટા તોતીંગ થાંભલા વાળો બંગલો ઉભો કર્યો છે, પરંતુ તેમાંથી દાખલ થયા પછી તુરતજ સામેજ, સુંદર કોતરકામવાળા થાંભલા, તોરણુવાળી કમાનો, અને માળ ઉપરની સુંદર કારીગરી અને ઝરૂખાઓ દર્શાવતું મંદિરનું પ્રવેશદ્વાર આવે છે. થાંભલા, ટેકા, છત, અને ઘુમટ કોતણીથી ભર્યા છે. અનેક વિધવિધ પ્રકારના ઘુમટ અને શિખર આ મંદિરમાં છે. અનેક પાશ્ચાત્ય કળા સ્થાપત્ય વિવેચકોએ તેના ભારોભાર વખાણ કર્યા છે.

"So far as architectural details are concerned it is almost perfect."

'It possesses variety without confusion., and an appropriateness of every part to the purpose for which it was intended."

નીચેનું ભોયરૂં પણ જોવા લાયક છે. બાંધતાં કુલ બાર લાખ રૂા. ખર્ચ થયેલું. આજથી આશરે સો વર્ષ પહેલાં શેઠ હઠીસિંહે મંદિર બાંધવું શરૂ કરેલું, અને બે વર્ષે તેનું બાંધકામ હરકોર શેઠાણીએ પુરૂં કરેલું.

ત્યાંથી સીધા શાહીબાગ ન જતાં પાછા દિલ્હી દરવાજે આવી, વાડજ અગર દુધેશ્વરની મોટરમાં બેસી વોટરવર્કસ જોઇ આવવું. અહિંયા સાબરમતી નદીના વહેણમાં કુવા કરી મોટા ગંજાવર પંપથી મોટી રાક્ષસી ટાંકીઓ પાણીથી ભરાય છે. "વલ્લભ જલાગાર" વિગેરે ટાંકીઓ વડે દરરોજના આશરે બે કરોડ ગેલન પાણી આ વોટરવર્કસમાંથી

શહેરને પૂરૂં પાડવામાં આવે છે. દુધેશ્વરના આરે કામધેનુએ દુધનું શિવલિંગ બનાવેલું તેવી પ્રાચીન લાંબી યશગાથા દુધેશ્વરના મંદિરની છે. સામેજ વાડજ અને થોડે દૂર ચંદ્ર-ભાગાનો સંગમ અને સત્યાગ્રહ આશ્રમ આવેલા છે. જો તે બાજુ ન જવું હોય તો વૉટરવર્ક્સ પાછળ શાહીબાગ રોડ અને દુધેશ્વર વચ્ચે આવેલો ભવ્ય અને ડારતો દરિયાખાંનનો ઘુમ્મટ જોવા જેવો છે.

## દરિયાખાંનો ઘુમ્મટ

ઈંટચુનાનો બનાવેલો, નવફીટ જાડી ભીંતવાળો સવાસો ચોરસફીટનો આ બુલંદ આશરે સો ફીટ ઉંચો રોજો ફક્ત બિજાપુરના ઘુમ્મટથી જ ઉતરતો છે. "મરણની ભયાનકતા એના સ્થાપત્યમાં દેખાઈ આવે છે." તેની કમાનો, કઠોરો વિગેરે પણ ભવ્ય છે.

## હરિજન (સાબરમતી) આશ્રમ, સેન્ટ્રલ જેલ-સાબરમતી અને ઈલેક્ટ્રીક પાવર હાઉસ.

અહિંથી કામધેનુના દુધથી જેનું શિવલિંગ સ્થપાયાની ખ્યાતિ છે. તેવા દુધેશ્વર મહાદેવના દેવળ જઈ શકાય છે. વૉટરવર્ક્સ અને વાડજ વચ્ચેના પૂલ ઉપર થઇ તે તીર્થ સ્થાનોના દર્શન કરી, ચંદ્રભાગા સંગમ જોઈ, આગળ જતાં "સાબરમતીના સંત" મહાત્મા ગાંધીજીનો સત્યાગ્રહ આશ્રમ આવે છે. તેમાં મહાત્માજીની કુટીર, મીરાં બ્હેનની ઓરડી વગેરે વસ્તુઓ તાજીજ હોવાથી દ્રષ્ટિ સમીપ ખડી થાય છે.

અને અત્યારે ત્યાં હરિજન આશ્રમ છે, ચર્માલય અને ગૌશાળા વિગેરે અનેકવિધ પ્રવૃત્તિઓ ચાલે છે; છતાં મહાત્માજીના રહેઠાણ વખતે સત્યાગ્રહ આશ્રમ જોયો હોય તેને તો તેની શોભા, પ્રવૃત્તિમય પવિત્ર વાતાવરણ એ બધું ઉડી જઇ પ્રાણ વગરનું ખોળીયું રહ્યું હોય તેવું હાલ તો લાગે છે. પાસેજ ઈમામ સાહેબનો બંગલો વિગેરે મકાનો છે. હાલ તો આશ્રમમાં ખેતીવાડી થાય છે અને સારા ઝાડ ઉછેરવાના પ્રયોગો થાય છે. ત્યાંથી સીધા ઉત્તર તરફ આગળ વધતાં સાબરમતી સેન્ટ્રલ જેલ આવે છે; પછી સાબરમતીનું મોટું સ્ટેશન (બ્રોડ ગેજનું) તથા નાનું સ્ટેશન (મીટર ગેજનું) આવે છે. નદી તરફ જતાં સામેજ ઉંચી ઉંચી ચીમની વાળું

નવું ઈલેક્ટ્રીક પાવર હાઉસ જોવા જેવું છે. સામેજ શાહીબાગ, કલેક્ટર કમીશ્નરના બંગલા, કેમ્પ વિગેરે છે. તે તરફ જવું હોય તો રેલ્વેના પૂલ ઉપરથી જઈ શકાય છે, પણ તેમ ન કરતાં શહેર બહારનો નદીની પશ્ચિમ તરફનો બધો ભાગ પહેલાં જોવો અનુકુળ પડશે. તો સાબરમતી સ્ટેશનથી શહેરની મોટરમા બેસી જવું. રસ્તામાં આશ્રમ, વાડજ વિગેરે વટાવી પછી વિદ્યાપીઠ આવે છે, તે જોવી. ત્યાંથી નવરંગપુરા પાસેજ કેળવણીના કેટલાક સુંદર કેન્દ્ર આવેલા છે. નવી આર્ટસ કોલેજ, (એચ. એલ. ડી. આર્ટસ કોલેજ) લૉ કોલેજ, તથા તેમનાં છાત્રાલયો, પાસેજ આવેલાં છે. ભદ્રથી સાબરમતીના તે રસ્તા ઉપરજ બહેરામુંગાની શાળા આવેલી છે. થોડુંક આગળ શહેર તરફ ચાલી જમણે હાથે મહારાષ્ટ્ર સોસાયટીની તરફ વળી આગળ ચાલતાં ગુજરાત કૉલેજ આવે છે. તેમાં કૉલેજના મકાન ઉપરાંત, જ્યોર્જ ધી ફીફ્થ હોલ પણ સુંદર છે. પાછળ સાયન્સ કૉલેજ તથા રમતગમતનું મેદાન છે. અને તેની પાછળ હરવા ફરવાનું મેદાન છે. શારદા મંદિર અને ચીમનલાલ નગીનદાસ છાત્રાલય પણ આ બાજુએજ આવેલાં છે. અમદાવાદ ગુજરાતનું શિક્ષણકેન્દ્ર છે, અને તેથી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, સાહિત્ય સભા, ગુજરાત પ્રકૃતિ મંડળ, સંગ્રહસ્થાન, ગુજરાત કલા સંઘ ચિત્રશાળા, વિગેરે સાહિત્ય, કેળવણી, અને કળાવિષયક અનેક અનેક સંસ્થાઓ અત્રે છે. મેડીકલ સ્કુલ પણ છે, અને ખેતીવાડી તથા એન્જીનીયરીંગના અભ્યાસ માટે કોલેજો સ્થાપી

ગુજરાત યુનિવર્સિટી સ્થાપવાની પ્રવૃત્તિ પણ ચાલી રહી છે. પરંતુ આપણે તો અમદાવાદ ધંધુકા રેલ્વેના પૂલ નીચેથી માદલપુર તરફ નીકળી આપણી પ્રવૃત્તિ પણ ચાલુજ રાખીએ. માદલપુરમાંથી મોટા રસ્તા ઉપર–શહેરથી સરખેજ વીરમગામ તરફ જવાના રસ્તા ઉપર–આવતાં જ **વાડીલાલ સારાભાઈ હૉસ્પીતાલ** સામે દેખાય છે. તેમાં દરદીઓ માટે છેલ્લામાં છેલ્લી સુંદર સગવડો છે. ૧૯૨૧ માં જ્યાં અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભા મળી હતી તે સ્થળે જ આ દવાખાનું બંધાવેલું છે. તેમાં શસ્ત્રક્રિયા (સર્જીકલ ટ્રીટમેન્ટ) માટેની તથા પ્રસૂતિવિભાગ માટેની રહેવા તથા જમવા સુવાની દરેક સગવડ છે. સવાસો ઉપરાંત ખાટલાની તેમાં સગવડ છે. દવાખાનાના અંગભુત મકાનો પણ ઘણા છે. શેઠ ચિનાઈ પ્રસૂતિગૃહ, શેઠ ડાહ્યાભાઇ આરોગ્ય ભુવન, દવાખાનાનું મકાન, શેઠ ગોવિંદભાઇ પુસ્તકાલય વગેરે.

## કોચરબ, પાલડી, સરદારપૂલ અને સરખેજ.

તે રસ્તે આગળ ચાલતાં પ્રીતમનગર, શાંતિકુંજ વિગેરે અનેક સોસાયટીઓ આવે છે; જ્યારે રસ્તાના ડાબે હાથે કોચરબ અને ત્યારપછી પાલડી આવે છે. કોચરબ અને પાલડી વચ્ચે આ રસ્તા ઉપર જતાં ડાબે હાથે સરદારપૂલ ઉપર જવાનો મોટો સરક્યુલર રૂટ આવે છે. સરદારપૂલની શોભા રાત્રે કાંઈ અવર્ણનીયજ હોય છે. સુંદર સ્વચ્છ વિશાળ તે રસ્તો, તેની ઉપરના મર્ક્યુરી લાઈટસના અજવાળામાં તો પાશ્ચાત્ય દેશના સુંદરમાં સુંદર શહેરના કોઇ સારા રસ્તાને

પણ ઘડીભર ભુલાવી દે તેવો લાગે છે. પૂલના બંને છેડે નાના સુંદર બગીચા બનાવેલા છે. જો આપણે થોડો અવકાશ મેળવી સહેલગાહે જઇ આવવા માગતા હોઈએ તો સરખેજની મોટરમાં જ બેસી જવું ઇષ્ટ છે.

સરખેજ પુરાણ પ્રસિદ્ધ ગામ છે. તેનું મૂળ નામ શ્રીક્ષેત્ર (તીર્થ) છે; તેનો પદ્મપુરાણમાં ઉલ્લેખ છે. સરખેજનો રોજો અને મસ્જીદ, મહમદ બેગડાનો મહેલ અને તે બધા વચ્ચેનું સુંદર તળાવ એ દ્રશ્ય શહેરની ભવ્ય મોટી ઇમારતો કરતાં જુદુંજ પડે છે. ચોમાસામાં આસપાસના વૃક્ષો અને મહેલો વચ્ચેનું આ તળાવ તેની સુંદરતાનો કાંઈક સારો ખ્યાલ



સરખેજની મસ્જીદ

આપે છે. રોજામાં પિત્તળનું નકશીકામ, પિત્તળની તથા પત્થરની જાળીઓ, અને બેગડાની સુંદર કોતરણીવાળી આરસની કબર જોવા જેવાં છે. આસપાસ જનાનાના મહેલ વિગેરેનાં ખુબજ ખંડેરો છે.

આપણે સરખેજ તરફ મોટરમાં ન જતાં સરદારપૂલ તરફ જ ચાલીએ તો સામે કેલીકો મીલ દેખાય છે. પૂલના બીજા છેડે આવી થોડુંક ચાલતાં, જમાલપુરથી અસલાલી તથા ખેડા તરફ જવાનો રસ્તો આવે છે. તે રસ્તાદ્વારા કેલીકો મીલ, સપ્તર્ષિ, શાહઆલમ અને ચંડોળા તળાવ જઈ શકાય છે. ત્યાં કેલીકોમીલ અને સારાનગર પાસેજ જુના આશાવલનું સ્થાન નિશ્ચિત થાય છે.

## શાહઆલમ અને ચંડોળા તળાવ

શહેરથી દૂર ચંડોળા તળાવ અને શાહઆલમ સહેલગાહ માટેનું સરસ સ્થાન છે. શાહઆલમનો રોજો, તથા બીજો રોજો, મસ્જીદ, જમાતખાનું વિ. મકાનો તથા મિનારા ઉપરથી સૃષ્ટિસૌંદર્ય જોવા લાયક છે. તેમની ફરતે ગઢ જેવું છે, જેનો ઉત્તર તરફનો દરવાજો ભવ્ય છે. મુખ્ય રોજાની પશ્ચિમે સુંદર દરવાજો છે, જેના જાળીવાળા કમાડ જોવા જેવા છે; તે દરવાજાની બંને શાખોમાં તથા પ્રવેશદ્વાર ઉપર પણ સુંદર કોતરણી છે. રોજામાં ચારે દિશાએ પત્થરની સુંદર કોતરણીવાળી અગણિત જાળીઓ છે, અને છતાં દરેકની કોતરણી અવનવી અને રમણીય છે. પત્થરની તે જાળીઓમાં

તો જાણે કોઇ શિલ્પીએ અગણિત વિવિધ ભૌમિતિક આકૃતિઓ (designs) ભરી જ દીધી છે; કબરની આસપાસની જાળીઓ ઉપરથી "શાલમ જાળ"ની ભાત પ્રખ્યાત થયેલી મુખ્ય દરવાજાની પિત્તળની જાળીઓ પણ સુંદર છે. બીજા રોજામાં પેગંબર સાહેબના પગલાં છે એમ કહેવાય છે. મસ્જીદ તથા તેનો હોજ અને મિનારા જોવાલાયક છે. તેની આસપાસના રમણીય સ્થાનની કાંઇક ઝાખી ત્યાંથી કરી શકાય છે. ચંડોળા તળાવ, તેમાં ખીલેલાં કમળો અને આસપાસની વૃક્ષરાજિથી મન પ્રફુલ્લિત થાય છે, અને સવાર સાંજ મોટા ઘુમટવાળો તે રોજો આ મિનારા પરથી અધિક સુંદર લાગે છે. પાસે જ નરસિંહજીનું મંદિર છે.

## ગાયકવાડની હવેલી

આપણે હવે શહેર બહાર બહુ ન જતા પાછા જમાલપુર દરવાજા તરફ જ વળીએ. રસ્તામાં ચેપી રોગો માટેની મ્યુન્સી. ઇસ્પિતાલનું મકાન આવે છે; પછી જગન્નાથજીનું મંદિર આવે છે. રથજાત્રાના દિવસે અહિંથી મોટો વરઘોડો નીકળે છે. જમાલપુર દરવાજા પાસે જ મ્યુન્સીપલ વર્કશોપ, આવેલ છે, તથા પંપીંગ સ્ટેશન છે, જ્યાંથી ગટરના ગંદા પાણીમાંથી કચરો જુદો કહાડી નાંખી તે પાણી મ્યુન્સીપાલિટિના સુવેજ ફાર્મ પર મોકલવામાં આવે છે. આ રીતે મેલા પાણીને સ્વચ્છ કરી તેનો ખેતીમાં ઉપયોગ કરી પછી તેનો નિકાલ કરવામાં આવે છે. જમાલપુર દરવાજામાં દાખલ થઈ

જમાલપુર ચકલે પહોંચી ત્યાંથી ડાબા હાથને રસ્તે ગાયકવાડની હવેલીએ જઈ શકાય છે. ત્યાં પોલીસને રહેવાના મકાનો તથા પોલીસ ઑફીસો છે. તેને ફરતો ઉંચો કોટ છે; "હવેલી લેતાં ગુજરાત ખોઈ" એ કહેતીનો ઇતિહાસ તાજી કરાવતી એ હવેલી હજુ ઉભી છે.

ગાયકવાડની હવેલીના બીજા નદી તરફના "રાયખડ" દરવાજેથી નીકળી ભદ્ર તરફ જતાં ઓલીફન્ટ રોડ આવે છે. ત્યાં આગળ રસ્તાના ખુણાઉપર "પ્રાર્થના સમાજ મંદિર" તથા તેની સામેજ "પ્રેમચંદ રાયચંદ ટ્રેનીંગ કૉલેજ" આવે છે. તે ઓલીફન્ટ રોડ ઉપર આગળ ચાલતાં મહિલા પાઠ-

શાળા તથા ગવર્નમેન્ટ ગર્લ્સ હાઈસ્કુલ આવે છે અને ત્યારબાદ ગોળલીમડા પાસે પહોંચતા મ્યુન્સી.નું આલિશાન મકાન તથા બગીચો વિગેરે આવે છે.

## મ્યુ. ઓફીસ, ફાયર બ્રીગેડ સ્ટેશન, અને ગાંધી હૉલ

મ્યુ. નું મકાન ઉંચુ અને વિશાળ છે. ખાસ કશી જ કારીગરી નથી, ફરતે બગીચો અને મોટું કંપાઉન્ડ છે. તેમાં ગાંધી હોલ મુખ્ય છે. મ્યુન્સીપાલિટીનો મીટીંગ અહિં

ભરાય છે. મ્યુ. ઓફિસો અહિં છે. પાસે જ ફાયર બ્રીગેડ સ્ટેશન છે. જ્યાં મ્યુ. બંબા વિગેરે આગ ઓલવવાના આધુનિક છેલ્લી ઢબના સાધનો વિગેરે છે. પાસે જ દાણાપીઠ છે, અને ત્યાંથી શાકમારકીટમાં જઈ શકાય છે. મ્યુન્સીપાલિટીના મકાનથી બાજુમાં ન વળતાં સીધા જ જઈએ તો માંડવીની પોળના બીજા દરવાજે તથા આસ્ટોડીયા દરવાજે જઇ શકાય છે.

## રાણીસીપ્રીની મસીદ, વિગેરે.

છેક આસ્ટોડીયા દરવાજા પાસે જતાં નાની પણ સુંદર મસીદ–"રાણીસીપ્રીની મસીદ" ખાસ જોવા જેવી છે; એની સુંદર કારીગરી અને બાંધણીને લીધે તેને 'મસ્જીદે નગીના' એવું નામ યથાર્થ આપ્યું છે. તે અમદાવાદની શ્રેષ્ટ મસીદોમાંની એક છે. ફરગ્યુસને "One of the most exquisite buildings in the world." કહેલ છે તે યોગ્ય છે. સુંદર કોતરણીથી ભરેલા મિનારા અને રસ્તા પર પડતા સુંદર નકશીકામવાળા ઝરૂખા આ નાની મસીદની શ્રેષ્ટતા પૂરવાર કરે છે. ત્યાંથી આસ્ટોડીયા દરવાજાથી બ્હાર નીકળી રાયપુર દરવાજે થઈ, ત્યાંથી કાંકરીઆ તળાવ ઉપર જઈ શકાય છે.

## કાંકરીઆ, (હોજે કુતુબ) અને નગીનાવાડી.

રાયપુરથી મણિનગર કે પુષ્પકુંજની મોટરમાં બેસી કાંકરીએ પહોંચી શકાય છે. રસ્તામાં જતાં ડાબી બાજુએ પ્રોપ્રાયટરી સ્કુલનું મકાન થોડે દૂર ખાંચામાં છે, જ્યારે મોટરમાંથી ઉતરો ત્યાંજ તળાવની પાસે મ્યુ. વ્યાયામ વિદ્યાલયનું મકાન તથા અખાડો છે. કાંકરીઆમાં હોડીની મોજ

મારી શકાય છે, અને તળાવ વચ્ચે આવેલ નગીનાવાડીમાં જઈ શકાય છે. તળાવ મોટું અને પત્થરથી બાંધેલ પગથીઆ અને ઓવારાવાળું છે. વચ્ચે સુંદર બાગ અને મકાન છે; નગીનાવાડી તળાવની વચ્ચે છે, હોડીદ્વારા અગર તો પૂલ ઉપર થઈને ત્યાં જઈ શકાય છે. તળાવનો ઘેરાવો માઇલ સવા માઈલ ઉપરનો છે. ચારે બાજુ ડામરનો રસ્તો છે અને રાત્રે ચારે બાજુના વિજળી દીવાનો પ્રકાશ પાણીમાં પ્રતિબિંબિત થઈ બાદશાહી વખતની રોશનીની કાંઈક ઝાંખી કરાવે છે. તેની સુંદર ગરણી, ગરનાળા, તથા ઘાટ ઉપરની બેઠક અને મંડપો સારી કોતરણીવાળા છે.

## હાલતા તોડાની મસીદ, માધવબાગ વિગેરે.

કાંકરીઆની પૂર્વે મણિનગર, ખોખરા મહેમદાવાદ, અને મીલો છે. પરંતુ તે બાજુ ન જતાં, મોટરમાં બેસી રાયપુર દરવાજે થઇ સ્ટેશન તરફ જતાં, સારંગપુર દરવાજાની પાસે માધવબાગ આવે છે. ત્યાં સ્ત્રીઓ માટે જુદો એક નાનો બાગ છે, વળી લેકચર હોલ પણ છે. અગ્નિખુણા ઉપર ઓવરબ્રીજ છે, જેની ઉપરથી મોટર ઘોડાગાડીઓ તથા માણસો આવજા કરી શકે છે. નીચે રેલ્વે દોડતી હોય છે. આ પૂલ ઉપર થઇને ગોમતીપૂર જઈ શકાય છે. ગોમતીપુરના અગ્નિખુણામાં "હાલતા તોડાની મસીદ"ના નામથી પ્રખ્યાત રાજપુરની બીબીજીની મસીદ આવેલી છે. દેખાવ સુંદર છે, તેનો હાલતો મિનારો આજે પણ ઉપરથી હલાવતાં હાલે છે. આ અદભુત્ કરામત અંગેજ હાલતા તોડાની મસીદના નામથી

**આ મસીદ પ્રખ્યાત થઇ છે. રેલ્વેની પૂર્વ બાજુએ બીજું જોવા લાયક રણછોડલાલ ટેકનીકલ ઇન્સ્ટીટયુટ છે.**

માધવબાગ પાસે **સ્ત્રીઓનું** દવાખાનું અને **પ્રસૂતિગૃહ છે. તેની સામે** જ રેલ્વે સ્ટેશનના ગોડાઉન છે. આગળ ચાલતાં શહેરકોટડા પોલીસ ચોકી, જૉમ્બે શૉપ, મસ્કતી મારકીટ, તથા તેનાજ દરવાજા ઉપર **જામનગરવાળાનું "ગુજરાત હિંદુ લૉજ"** કપાસીયા બજાર વિગેરે પસાર કરી કાળુપુર દરવાજે પહોંચી શકાય છે. ત્યાં પણ બીજો ઓવરબ્રીજ છે, જેના ઉપર થઈને સરસપુર અને નરોડા જઈ શકાય છે. નરોડામાં ધનુષ્યધારીણિ દેવીનું મંદિર છે. સરસપુરના વાયવ્ય ખુણે પ્રખ્યાત એવું શાંતિનાથનું જુનું મંદિર હતું તે હઠીસિંગના મંદિર જેવુંજ સુંદર હતું એમ કહેવાય છે. રેલ્વેના પાટા ન

ઓળગતાં સગવડથી જઈ આવી શકાય તે માટે બે મોટા મોટા ઓવરબ્રીજ ઉપરાંત બે નાના ફક્ત માણસો જ જઈ આવી શકે તેવા પૂલ પણ છે. કાળુપુર દરવાજેથી મોટરમાં બેસી અસારવા જઈ શકાય છે.

## દાદાહરિની વાવ. માતા ભવાનીની વાવ, અને નીલકંઠ મહાદેવ.

અસારવામાં માતા ભવાનીની વાવ, અને દાદાહરિની વાવ સુંદર અને જોવા લાયક છે. દાદાહરિની વાવના ગોખ, અને કઠેરા સુંદર કોતરણી વાળા છે. સુંદર મંડપ અને ગોખવાળી વાવ, ફરતે બેઠકવાળા ભમરીઆ કુવા, અને સુંદર કારીગરી અને કોતરણી વાળી ગરણી અને નાળા, એ બધું ગુજરાતીઓની કળાદ્રષ્ટિ જીવનમાં કેટલી ઓતપ્રોત થઈ ગઈ હતી તે દર્શાવે છે. માતર ભવાનીનીવાવ ત્રણ કુટ અગર મતવાલાવાળી છે, જ્યારે દાદા-હરીનીવાવ પાંચ છ મતવાલાવાળી છે. વાવ એ ખાસ ગુજ-રાતનુંજ કલાવૈશિષ્ટય છે. વઢવાણની માધાવાવ, અડાલજની વાવ, અને જૂનાગઢની અડીકડીની વાવપાણી ભરવા આવતી ગુજરાતની સ્ત્રી જનતાના કલા અને સંસ્કારોના અખુટ ખજાનારૂપ હતી. આધુનિક સુધરેલા યુગમાં નળની ચકલીઓમાં કે પાણી લાવતા મોટા રાક્ષસો નળમાં વૈવિધ્ય લાવવાનું પણ કોઈને સૂઝતું નથી, જ્યારે આપણા જુના જમાનાના એ પૂર્વજોએ હરહંમેશની ઉપયોગી વસ્તુઓમાં પણ કેટલી કલા-મય અને સુંદર રચ્યા કરી હતી! પાસેજ નીલકંઠ મહાદેવનું મંદિર અને આચાર્યજીના પગલાં (આચારજી)નું વૈષ્ણવોનું મોટું મંદિર છે.

## શાહીબાગ, કેમ્પ અને ખડ્ગધારેશ્વર.

"બાગે શાહી" ના બગીચા અને મહેલ કલાપ્રિય બાદશાહ શાહજહાંના હુકમથી થયેલા હતા, પરંતુ બાદશાહ તે જોવા આવ્યા ત્યારે દરવાજામાંથી હાથી દાખલ થઈ શક્યો નહિ અને શાહજહાં તે સ્થાન જોયા વગરજ પાછા ફર્યા એવી દંતકથા પ્રચલિત છે. અમદાવાદમાં બાદશાહોના વખતમાં કેટલાએ સુંદર બાગ હતા, અને તેમની સંભાળ માટે એક જુદુ બગીચાખાતું હતું. જેમાંના હાલ તો બાગે નગીના અને "બાગે શાહી"–(શાહીબાગ) જ રહ્યા છે અને તે પણ ઘણા વિકૃત સ્વરૂપમાં. શાહીબાગમાં હાલ તો કલેક્ટર, કમીશ્નર અને ડીસ્ટ્રીકટ જજ વિગેરે સરકારી અમલદારોના તથા શેઠ અંબાલાલ સારાભાઈ તથા સર ચીનુભાઈ વિગેરે ધનાઢ્ય નાગરિકોના સુંદર બંગલાઓ, લશ્કરી છાવણી, એરોડ્રોમ, અને કેમ્પના, હનુમાન, નવરોજી હોલ અને ભીમનાથ તથા ખડ્ગધારેશ્વરના મંદિરો જોવા લાયક છે. અને તે તે બંગલા કે મકાનને લગતા નાના બાગ સિવાય કોઈ મોટો સુંદર બગીચોયે ત્યાં નથી. શાહીબાગનો મહેલ જેમાં હાલ કમીશ્નર રહે છે તે સુંદર છે. મહેલ છેટેથી તો આરસનો જ લાગે. નદી કિનારે જ પડતો તેનો ઓટલો બારણા અને પગથીઆં અને તે ઉપરના ઝરૂખાઓ હજુ પણ જૂના સ્થાપત્યની કાંઈક ઝાંખી કરાવે છે. વળી તેનાથી થોડે છેટે શાહી બાગ છે. ત્યાંથી આગળ કેમ્પના હનુમાન આવે છે, દરરોજ સાંજે અને ખાસ કરીને શનિવારે સાંજે આ બાજુ ફરવા માટે

તથા દર્શન માટે ઘણા નાગરિકો આવે છે. લશ્કરી છાવણી એરોડ્રોમ, વિગેરે તરફ પણ અહિંથી જઈ શકાય છે. કરાંચી મદ્રાસનો હવાઈ માર્ગ અમદાવાદ થઈને જાય છે. ભીમનાથ અને ખડ્ગધારેશ્વર નદીને કાંઠેજ છે. શિકારીએ અજાણતાં જ કરેલ શિવરાત્રીના ઉપવાસથી,અને બિલ્લીનાવૃક્ષના તોડેલ પાંદડા નીચેના પુરાતની શિવલિંગ પર પડવાથી જે શિકારીનો મોક્ષ થયો હતો તે પુરાણા શિવનું સ્થાન આ ખડ્ગધારેશ્વર છે એવી લોક માન્યતા છે. ભીમનાથનો આરો બાંધેલો મોટો અને સુંદર છે; ત્યાં નહાવા ધોવાની સુંદર સગવડ છે શહેર તરફ જતાં રેલ્વેના પાટા નજીક શેઠ શ્રી અંબાલાલ સારાભાઈનો "રીટ્રીટ" (બંગલો) તથા સર ચીનુભાઈનો શાંતિકુંજ એ બે વિદેશી ઢબના, ભવ્ય બંગલાઓ જોવા જેવા છે. આ ઉપ-રાંત અમદાવાદમાં નવુંજુનું ઘણુંએ જોવા લાયક છે. જુનું આશાવલ, કરણ સોલંકીની કર્ણાવતી, અને બાદશાહ અહમદ-શાહનુ ઇતિહાસપ્રસિદ્ધ અમદાવાદ, હાલમાં તો 'હિંદનું માન્ચેસ્ટર' બન્યું છે. તેની એંશી મીલોમાંની કેટલીકમાં તો મીલ ઉદ્યોગની છેલ્લામાં છેલ્લી યાંત્રિક ગોઠવણો અને સગવડો કરેલી છે; તેમાંની એકાદ મીલ જોઈ આવી, મીલઉદ્યોગની પ્રવૃત્તિથી વાકેફ થવું. શહેરનો મુખ્ય ઉદ્યોગ મીલઉદ્યોગ છે. અને જથ્થાબંધ તથા છૂટક કાપડ વેચવાની મોટી બજારો આહું છે.

## અડાલજની વાવ.

ગુજરાતની સર્વ વાવોમાં સુંદર, વઢવાણની માધાવાવ

કરતાં પણ કાંઇક અંશે ચડીયાતી એવી આ વાવ અમદાવાદથી બાર માઇલ દૂર આવેલા અડાલજ નામના એક નાના ગામના ગોંદરે આવેલી છે. અમદાવાદથી મહેસાણા દિલ્હી તરફની નાની લાઇનમાં જતાં બીજું સ્ટેશન ખોડીઆર છે, અને ત્યાંથી અડાલજ જઈ શકાય છે. સાતફૂટ અગર મતવાલાવાળી આ વાવ ભવ્ય અને સુંદર છે. વાવના પ્રવેશદ્વારમાંજ આવેલો મંડપ તેની ભવ્યતાની કાંઈક ઝાંખી કરાવે છે. અંદર ઉતરતાં જ સુંદર કોતરણીથી ભરચક ઝરૂખા, ગોખ, અને કંદોરા તેની શોભામાં ઓર વધારો કરે છે. દરેક મતવાલે મતવાલાના ક્રમની સંખ્યા મુજબ માળ હોય છે, એટલે સાતમે મતવાલે સાત માળ છે. તે છેલ્લા મતવાલામાં–કુવામાં ઉતરવા માટે બંને બાજુએ ગોળ નિસરણી છે તે દ્વારા દરેક માળે જઇ શકાય છે, અને પાણીને અડકી શકાય છે. છેલ્લા કુટમાં ઉંડે ઉતરતાં વાવની ખરી ભવ્યતા માલુમ પડે છે, અને ત્યાં પણ આઠ બાજુના પાટડાઓમાં સુંદર કોતરકામ નજરે પડે છે. ઉપર આવતાં વાવની એક બાજુએ છ સાત કબરો છે. તે કબરો આ વાવ બનાવનાર કડીઆઓની તથા તેમની સાથેના કુતરાની છે એમ કહેવાય છે. અડાલજ, સરખેજ, નરોડા, અને ચંડોળા સહેલગાહ માટેના અમદાવાદની નજીકના સ્થળ છે.

વળી અહિંથી ડાકોર, ખેડા, વીરમગામ માતર વિ. સ્થળો તરફ મોટર નિયમિત દોડે છે. અમદાવાદથી ડાકોર, આબુ, સિદ્ધપુર, અને દ્વારિકા વિગેરે ગુજરાતના તીર્થ સ્થળોએ તથા બીજા ઔદ્યોગિક કેન્દ્રોએ સુલભ રીતે જઈ શકાય છે.

હિંદમાં જુના વખતમાં તો ગાડા રસ્તે યાત્રાઓ થતી, પ્રવાસની મુશ્કેલીઓ અપરંપાર હતી, ચોરલુંટારાની બીક, તથા ટાઢ તડકો ભુખ તરસ સહન કરવા પડતા અને ખાડા ટેકરાની મુસાફરી અંગે યાત્રા સિવાય માણસો પ્રવાસ બહુજ ઓછો કરતા. પરંતુ હવે તો હિંદના આ છેડેથી બીજા છેડા સુધી, કરાંચીથી કલકત્તા સુધી અને રામેશ્વરથી હૃષીકેશ અને પેશાવર સુધી રેલ્વે પહોંચી ગઈ છે. મોટર રસ્તા પણ અનેક છે. માઉન્ટ આબુ, કાશ્મીર, મહાબળેશ્વર, અજંટા અને કન્યાકુમારી વિગેરે સ્થળો કે જ્યાં હજુ સુધી રેલ્વે થઇ નથી તે સ્થળોએ મોટર વ્યવહાર નિયમિત ચાલુ છે; બાકી તો મોટરવાળાએ મુસાફરોની સંખ્યા પુરી કરવામાં નિયમિતતા જાળવે છે, પછી સમયની નિયમિતતાની કશી જરૂર તેમને લાગતી નથી! ગુજરાતની મુખ્ય રેલ્વેઓમાં તો બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે, ગાયકવાડની બરોડા સ્ટેટ રેલ્વે. તથા કાઠિયાવાડની જુદાજુદા દેશી રાજ્યની રેલ્વેઓ છે. હિંદની મુખ્ય રેલ્વેઓ, તે તે રેલ્વેના મુખ્ય જંકશન સ્ટેશનો તથા તેના કાયદા કાનુનો વિગેરે હકીકત જુદુંજ પ્રકરણ માગી લે છે, તેથી આપણો પ્રવાસ અટકાવી રેલ્વે વિ. નું સંક્ષિપ્ત અવલોકન કરી લઈએ.



# પ્રકરણ ૫ મું.

## વાહનવ્યવહારના સાધનો.

### હિંદની રેલ્વેઓ, અને રેલ્વેને લગતી ઉપયોગી માહિતિ.

રેલ્વે અને મોટર ઉપરાંત મુંબઈ, કલકત્તા, કરાંચી અને તેવા બીજા મોટા બંદરોથી બીજા બંદરોએ, તથા ગંગામૈયા અને સિંધુ જેવી મોટી નદીઓ મારફતે વહાણમાર્ગે નદીકાંઠાના બંદરોએ પણ જઈ શકાય છે; વળી ઈમ્પીરીયલ એરવૅઝ ઉપરાંત 'કરાંચી મદ્રાસ એર લાઈન' તથા 'બૉમ્બે દિલ્હી એર લાઇન' તથા 'બૉમ્બે કાઠિયાવાડ એર લાઇન' વિગેરે મારફતે પણ મુસાફરી કરી શકાય છે. પરંતુ હવાઈ માર્ગ જોખમભર્યો અને ખર્ચાળ છે; જળમાર્ગમાં પણ તોફાનનો ભય અને જોખમ હોય છે, જેથી પ્રવાસનું સામાન્ય સાધન તો રેલ્વેજ રહી છે.

હિંદની મુખ્ય રેલ્વે નીચે મુજબની છે.

૧. જી. આઈ. પી. રેલ્વે.

૨. બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે.

૩. સધર્ન ઇન્ડીયા રેલ્વે.

૪. મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વે.

૫. ઈસ્ટ ઇન્ડીયા રેલ્વે.

૬. બેંગાલ નાગપુર રેલ્વે.

૭. બેંગાલ એન્ડ નોર્થ વેસ્ટર્ન રેલ્વે.

૮. ઈસ્ટર્ન બેંગાલ રેલ્વે.

૯. નોર્થ વેસ્ટર્ન રેલ્વે.

૧૦. આસામ બેંગાલ રેલ્વે.

૧૧. ગાયકવાડ સ્ટેટ રેલ્વે.

૧૨. નિઝામ સ્ટેટ રેલ્વે.

૧૩. કાઠિયાવાડ રેલ્વેઝ, અને દાર્જીલીંગ હિમાલયન રેલ્વે, જોધપુર રેલ્વે, બિકાનેર સ્ટેટ રેલ્વે, રોહિલખંડ એન્ડ

કમાઉન રેલ્વે વિગેરે વિગેરે. આમાંની દરેક રેલ્વેની જુદી જુદી અનેક શાખા પ્રશાખાઓ છે.

જી. આઇ. પી. રેલ્વેનો પંજાબ મેલ મુંબઇના વીકટોરીઆ ટર્મીનસ સ્ટેશનથી ઉપડી નાસિક, મનમાડ, ભુસાવલ, ખંડવા, ઇટારસી, ભોપાલ, ઝાંસી, ગ્વાલીયર, આગ્રા, મથુરા અને દિલ્હી સુધી, અને ત્યાંથી નોર્થ વેસ્ટર્ન રેલ્વે મારફત લાહોરના રસ્તે પેશાવર જાય છે. જ્યારે મુંબઇથી મનમાડ, ભુસાવલ, ઇટારસી થઇ જબલપુર રસ્તે મેલમાં કલકત્તા જઇ શકાય છે. વળી દક્ષિણ તરફ પૂના મેઇલથી પૂના, અને ત્યાંથી એમ. એસ. એમ. મારફત બેંગલોર સુધી જઇ શકાય છે; વળી મદ્રાસ મેઇલથી રાયચુર સુધી અને ત્યાંથી મદ્રાસ જઇ શકાય છે. મુંબઇથી વર્ધા અને નાગપુરના માર્ગે પણ કલકત્તા જઇ શકાય છે.

બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેનું છેલ્લું સ્ટેશન કૉલ્બેસેન્ટ્રલ છે. ત્યાંથી વડોદરા, રતલામ, કોટાહ, ભરતપુર, મથુરા અને દિલ્હી સુધી, અને ત્યાંથી લાહોર અને પેશાવર તરફ ફ્રન્ટીયર મેઇલ જાય છે. વળી કૉલ્બેસેન્ટ્રલથી અમદાવાદ જતો ગુજરાત મેઇલ અને અમદાવાદ થઇ આગળ વીરમગામ જતો કાઠિયાવાડ મેઇલ મુંબઇ અને ગુજરાત કાઠિયાવાડ વચ્ચેની મુખ્ય ટ્રેઇન છે.

'ફ્રન્ટીયર મેઇલ,' અને જી. આઇ. પી.નો "ઇમ્પીરીયલ ઇન્ડીયન મેઇલ" ખાસ સ્ટીમરના ઉતારૂઓની સવડ માટે શુક્રવારે બેલાર્ડપીયરથી અનુક્રમે દિલ્હી અને કલકત્તા તરફ

રવાના થાય છે. તદ્ઉપરાંત મુંબઈ અને સુરત વચ્ચે "ફ્લાઈંગ રાણી" તથા મુંબઈથી પૂના સુધી "ડેક્કન ક્વીન" નામની ગાડીઓ પણ દરરોજ દોડે છે. બી. બી. એન્ડ સી. આઈ. અને જી. આઈ. પી.ની તે મોટી લાઇનો છે. તે રેલ્વેની **મીટર ગેજ**ની નાની શાખા પ્રશાખાઓ પણ છે. બી. બી. એન્ડ સી. આઇ.નો અમદાવાદથી દિલ્હીનો ટુકડો વિગેરે નાની લાઇન (મીટરગેજ)છે; તે રસ્તે કરાંચી પણ જઈ શકાય છે. અમદાવાદથી 'સિંધ અને દિલ્હી મેઇલ' ઉપડે છે. અમદાવાદ અને વીરમગામ થઈ કાઠિયાવાડમાં જઈ શકાય છે.

સાઉથ ઈન્ડીયન રેલ્વેનું છેલ્લું સ્ટેશન મદ્રાસનું ઈગ્મોર સ્ટેશન છે. ત્યાંથી નાની લાઇન "સીલોન એક્ષ્પ્રેસ" ચીંગલપેટ, માયાવરમ, તાંજોર, ત્રીચીનોપલ્લી અને ધનુષ્કોટી જાય છે, જ્યાંથી જળમાર્ગે લંકામાં જઈ શકાય છે; જ્યારે નાની લાઈનનો બીજો ફાંટો ત્રીચીનોપલ્લીથી મદુરા, ક્વીલોન અને ત્રિવેંદ્રમ સેન્ટ્રલ જાય છે. મોટી લાઈન (બ્રોડગેજ) મેંગલોર તરફ પશ્ચિમઘાટના સમાંતરે દોડે છે. આ ટ્રેન સાથે નીલગિરી રેલ્વેનું સંયોજન છે અને તે દ્વારા ઉતાકામંડ જઈ શકાય છે. જલારપેટ જંકશને મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વે તથા આ રેલ્વે ભેગી થાય છે.

મદ્રાસનું 'સેન્ટ્રલ સ્ટેશન' તે મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વેનું છેલ્લું સ્ટેશન છે. ત્યાંથી ગુન્તકલ અને રાયચુરના રસ્તે મુંબઈ "બૉમ્બેમેઈલ" જાય છે; જ્યારે બેઝવાડા, અને વોલ્ટેરના રસ્તે "કલકત્તા મેઈલ" જાય છે; આર્કોનમ,

કટપડી અને જલારપેટ થઈને માંગલોરને રસ્તે–ઉટાકામંડ–તરફ "બ્લુ માઉન્ટન એક્ષપ્રેસ" (નીલગીરી એક્ષપ્રેસ) જાય છે; અને "ગ્રાન્ડ ટ્રન્ક એક્ષપ્રેસ" મદ્રાસથી બેઝવાડા અને ત્યાંથી કાઝીપેટ, બલ્હારશાહ, અને નાગપુરના માર્ગે આગ્રા, મથુરા અને દિલ્હી જાય છે. આ લાઈનના બેંગલોર જંકશનેથી માઈસોર રેલ્વેમાં મ્હેસુર તરફ જઈ શકાય છે.

ઈસ્ટ ઈન્ડીયા રેલ્વે તથા બેંગાલ નાગપુર રેલ્વે બંનેનું છેલ્લું સ્ટેશન હાવરા (કલકત્તા) છે. હાવરાથી "ઈમ્પીરીયલ ઈન્ડીયન મેઈલ" મુંબઈ તરફ સ્ટીમરના ઉતારાઓને લઈને ગુરૂવારે ઉપડે છે તથા બોમ્બે મેઈલ દરરોજ ઉપડે છે. વળી દિલ્હી મેઈલ અને તુફાન એક્ષપ્રેસ દિલ્હી તરફ, તથા પંજાબ મેઈલ પંજાબ તરફ જાય છે. આ લાઈન ઉપર પટના, ગયા, અલ્હાબાદ; કાનપુર, આગ્રા, અને લખનૌ વિગેરે બીજા જંકશનો છે. તેનો એક ફાંટો લકસરથી દહેરાદુન અને હૃષિકેશ તરફ જાય છે. દહેરાદુનથી મોટર રસ્તે મસુરી જઈ શકાય છે.

બેંગાલ નાગપુર રેલ્વેના છેલ્લા સ્ટેશન હાવરાથી કટક, વિજયનગર, અને વોલ્ટેર સુધી, અને ત્યાંથી છેક મદ્રાસ સુધી "મદ્રાસ મેઈલ"જાય છે. જયારે બીજો "બૉમ્બે મેઈલ" તાતા નગર, રાયપુર અને નાગપુરના રસ્તે મુંબઈ જાય છે. કટની, જબલપુર વિગેરે પણ આ લાઈન ઉપરના બીજા જંકશનો છે. પુરી, રાંચી વિગેરે સ્થળોએ પણ આ લાઈન મારફત જઈ શકાય છે.

'બેંગાલ એન્ડ નોર્થ વેસ્ટર્ન રેલ્વે', કાનપુર સ્ટેશને

ઈસ્ટ ઈન્ડીયા, જી. આઈ. પી., અને બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેને મળે છે. વળી આ લાઈનમાં બનારસ, અલ્હાબાદ, લખનૌ, ગોરખપુર, દરભંગા વિ. જંકશનો આવેલા છે. રોહિલખંડ અને કમાઉન રેલ્વે, તથા નેપાલની રેલ્વેમાં આ રેલ્વે મારફતે જઈ શકાય છે. નૈનિતાલ, રાનીખેટ, આલ્મોડા વિ. તરફ જવાને કોઠગોદામ સ્ટેશનેથી મોટરો દોડે છે.

ઈસ્ટર્ન બેંગાલ રેલ્વેનું છેલ્લું સ્ટેશન સીયાલ્દા (કલકત્તા) છે. ત્યાંથી દક્ષિણે બજબજ તરફ એક ફાંટો જાય છે, જ્યારે સીધા ઉત્તરે સીલગુડી અને ત્યાંથી દાર્જીલીંગ હિમાલયન રેલ્વેના રસ્તે છેક દાર્જીલીંગ સુધી દાર્જીલીંગ મેઇલ જાય છે. બીજી તરફ "આસામ મેઇલ" આમીનગાંવ અને ત્યાંથી પાંડુ અને ગૌહતી થઈ શીલોંગ તરફ લઈ જાય છે. વળી ગોલંદો તરફ ત્રીજો ફાંટો જાય છે, અને ત્યાંથી સ્ટીમર મારફતે ઢાકા જઈ શકાય છે. જ્યારે મૈમેનસીંગથી ઢાકા તરફનો આ લાઇનનો બીજો ફાંટો છે. વળી ગોલંદાથી સ્ટીમર મારફતે ચાંદપુર અને ત્યાંથી આસામ બેંગાલ રેલવે મારફતે ચીતાગોંગ સુધી જઇ શકાય છે. બંગાળમાં રેલ્વે વ્યવહાર ઉપરાંત સ્ટીમર અને વહાણોનો જળમાર્ગ પણ ઘણોજ ઉપયોગમાં આવે છે. બ્રહ્મપુત્રા અને ગંગાને નાની આગબોટ તથા વહાણો મારફતે ઓળંગી સામે કાંઠે જલ્દી પહોંચાય છે; જ્યારે રેલ્વે રસ્તે ઘણુંજ છેટું પડે છે.

નોર્થ વેસ્ટર્ન રેલ્વેથી પંજાબ ખીચોખીચ ભર્યો છે. દિલ્હીથી ઉપડી પંજાબ અને પેશાવર તરફ એક ફાંટો જાય

જાય છે. જ્યારે બીજો છેક કરાંચી સુધી, તથા બલુચિસ્તાનમાં કવેટા અને ત્યાંથી પણ આગળ જાય છે. વળી આ રેલ્વેના જમ્મુ સ્ટેશનથી મોટરો દ્વારા કાશ્મીર જઇ શકાય છે. આ રેલ્વે ઉપરના બીજાં રાવલપિંડી જંકશનેથી પણ કાશ્મીરમાં જઈ શકાય છે. દિલ્હીથી અંબાલા, કાલકા થઇને કાલકાસીમલા રેલ્વે મારફતે સીમલા જઈ શકાય છે. આ રેલ્વે મારફતે કુરૂક્ષેત્ર, મીરત, ફીરોઝપુર, લાહોર, અમ્રતસર અને સીંધ હૈદ્રાબાદ, વિગેરે સ્થળોએ જઈ શકાય છે.

આસામ બેંગાલ રેલ્વે અને ઈસ્ટર્ન બેંગાલ રેલ્વે બંને મૈમેનસીંગ જંકશને ભેગી થાય છે. ત્યાંથી દક્ષિણે ચીતેગોંગ તરફ આસામ બંગાલ રેલ્વેનો એક ફાંટો જાય છે, જ્યારે બીજો ફાંટો ઉત્તરે પાંડુ તથા ગોહતી તથા ત્રીજો ફાંટો તેથી પણ આગળ ઈશાન તરફ તિનસુખીઆ સુધી જાય છે, મૈમેનસીંગથી સીધા ઇસ્ટર્ન બેંગાલ રેલ્વે મારફતે ઢાકા જઈ શકાય છે, જ્યારે આ રેલ્વે મારફતે પણ જરી વધારે મુસાફરી કરી ટેંગીને રસ્તે પણ જઇ શકાય છે. અહિં પણ ઘણા સારા જળમાર્ગો છે.

ગાયકવાડ સ્ટેટ રેલ્વેનો એક ફાંટો વડોદરાના વિશ્વામિત્રીસ્ટેશનથી દક્ષિણમાં ડભોઈ થઈને ચાંદોદ તરફ જાય છે. જ્યારે બીજો સમલાયાથી ટીંબારોડ જાય છે.ડભોઈથી બીજો ફાંટો પૂર્વમાં છોટાઉદેપુર તરફ તથા બીજો પશ્ચિમ તરફ મીયાગામ અને ત્યાંથી માલસર જાય છે. વિશ્વામિત્રીથી બીજો એક ફાંટો જંબુસર તરફ

જાય છે. વડોદરા વિશ્વામિત્રી, મકરપુરા, મીયાંગામ, અને ગોધરા બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે લાઈન ઉપર છે. કોસમ્બાથી તથા બીલીમોરાથી પણ નાના ફાંટા પૂર્વ તરફ જાય છે. વળી બી. બી. એન્ડ. સી. આઈ રેલ્વે મારફત ચાંપાનેર રોડ થઈને પાવાગઢ જવાય છે. એક નાનો ફાંટો ભાદરણથી પેટલાદ અને પહીજ વચ્ચે દોડે છે. બી. બી. સી. આઈ મારફત બોરીઆવીથી સ્વામીનારાયણ સંપ્રદાયના યાત્રાધામ વડતાલના સ્ટેશને જઇ શકાય છે. આણંદથી ગોધરા જતી બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેમાં ડાકોરનું યાત્રાધામ આવે છે. જી. બી. એસ રેલ્વેના કાઠિયાવાડમાં બે નાના કકડાઓ છે. એક કકડો પ્રાચી પીપળાથી કોડીનાર સુધીનો, તથા બીજો ધારી અમરેલી થઇ ખીજડીઆ જંકશન વચ્ચેનો છે. ગુજરાતમાં હાલમાં વીરમગામથી મહેસાણા સુધીના બી. બી. એન્ડ. સી. આઇનો કકડો વડોદરાને સોંપાયો છે. મહેસાણાથી તારંગાહીલ સુધીનો એક, તથા કટોસનથી કડી, કલોલ અને વિજાપુર થઇને આંબલીઆસણ સ્ટેશને બી. બી. એન્ડ સી. આઇને મળતા બીજો કકડા છે. કટોસણથી બહુચરાજી, હારીજ, ચાણસ્મા અને પાટણ તરફ મેત્રાણારોડ સુધી આ લાઈનના ફાંટા જાય છે. વડોદરા રાજ્યના ત્રણેક વિભાગો દ્વારકા, અમરેલી, ધારી અને કોડીનાર, કાઠિયાવાડમાં છુટા છુટા આવેલા છે.

કાઠિયાવાડમાં ઘણા દેશી રાજ્યો છે, જેમાંના ઘણાખરા મોટા રાજ્યોએ પોતાના પ્રદેશમાં રેલ્વે કરેલ છે. ભાવનગર

સ્ટેટ રેલ્વે દ્વારા—ભાવનગરથી વઢવાણના રસ્તે વીરમગામ થઈને અગર તો બોટાદ, ધંધુકા અને અમદાવાદના રસ્તે બંને રસ્તે ગુજરાતમાં દાખલ થઈ શકાય. છે. તદ ઉપરાંત બીજા સાતેક નાના ફાંટા છે જેમાં ભાવનગરથી તળાજા સુધીનો, નીંગાલાથી ગઢડાનો તથા શીહોરથી પાલીતાણા સુધીનો તે ત્રણે ફાંટા વધુ અગત્યના છે; વઢવાણથી ધ્રાંગધ્રાની લાઈન બી. બી. સી. આઈ.ની છે.

વઢવાણ જંકશનથી થાન અને વાંકાનેર થઈને રાજકોટનો, થાનથી ચોટીલાનો, તથા વાંકાનેરથી મોરબી થઈને નવલખી બંદર સુધીનો એ ત્રણ ફાંટા મોરબીસ્ટેટ રેલ્વેના છે. પોર્ટ નવલખીથી કંડલા અને ત્યાંથી કચ્છમાં જઈ શકાય છે. રાજકોટથી જામનગર રેલ્વે દ્વારા જામનગર, બેડીબંદર, યાત્રાધામ દ્વારિકા, અને ઓખા બંદરે જઈ શકાય છે. રાજકોટથી ગોંડલ સ્ટેટ રેલ્વેદ્વારા ગોંડલ થઈને જેતલસરના માર્ગે પોરબંદર જઈ શકાય છે. તેજ રેલ્વેનો બીજો ફાંટો પોરબંદરથી જેતલસર થઈને આગળ ઢસા જાય છે, જ્યાં ભાવનગર રેલ્વે મારફત ધોળા અગર તો મહુવા બંદરે જઈ શકાય છે. જેતલસરથી આગળ જુનાગઢ સ્ટેટ રેલ્વે દ્વારા જુનાગઢ, અને આગળ ચોરવાડ તથા વેરાવળ જઈ શકાય છે. ચોરવાડ કાઠિયાવાડની વીરભૂમિનું સુંદર આરોગ્યપ્રદ સ્થળ છે. પ્રભાસપાટણમાં સોમનાથ મહાદેવના દર્શન કરી આગળ તે રેલ્વે દ્વારાજ પ્રાચીરોડ જઈ પ્રાચીપીંપળે જઈ શકાય છે. ઢસાથી જેતલસરના ફાંટામાં વચ્ચે ખીજડીયા જંકશન આવે છે ત્યાંથી

અમરેલી થઇને ધારી ગાયકવાડ સ્ટેટ રેલ્વેદ્વારા જઈ શકાય છે; ધારીથી જુનાગઢનો જુનાગઢ સ્ટેટ રેલ્વેનો ફાંટો ત્યાં તેને મળે છે. કાઠિયાવાડમાં બધી નાની ગાડીઓ (મીટરગેજ) છે. વીરમગામથી ખારાઘોડા સુધી મોટી ગાડીનો બી. બી. સી. આઈ રેલ્વેનો એક ટુકડો છે. ખારાઘોડામાં મીઠાના અગર છે. જામનગરના બેડીબંદરેથી પણ કંડલાના માર્ગે કચ્છ ભુજમાં જઈ શકાય છે.

હિંદમાં જળમાર્ગો બહુ ઓછા છે. મુંબઇથી એલીફન્ટા, ઉરણ કે નાહાવાની સહેલગાહ કે કલકત્તાથી બોટેનીકલ ગાર્ડનની કે તેવી નાની સહેલગાહો ઉપરાંત મુંબઈથી મેંગલોર અને કાલીકટ, મુંબઈથી પોરબંદર; મહુઆ, ભાવનગર, દ્વારકા, કે કચ્છ થઈને કરાંચી, અને મુંબઈથી ગોવા સુધી, બૉમ્બે સ્ટીમનેવીગેશન કંપનીની આગબોટ ચાલે છે. મુંબઇથી ગોવા અગર તો સહેલગાહના નજીકના સ્થળે બીજી કંપનીઓની આગબોટ જાય છે. મુંબઈથી કરાંચી, અને મુંબઈથી કોલંબો, મદ્રાસ અને કલકત્તા થઈને રંગુન તરફ પણ સીંધીયા સ્ટીમનેવીગેશન કંપની વિગેરેની આગબોટ જાય છે. હમણાં હમણાં તે દેશી કંપનીએ ઘણી જ સુંદર પ્રગતિ કરી છે, જે આવકારદાયક છે. કાશ્મીરમાં તો ઝેલમ નદીમાં, કે દાલસરોવર

કે વુલર સરોવરમાં બધે નાની હોડીઓ "શિકારા" અને નૌકાગૃહો મારફત જ જઇ શકાય છે. મોટર કે ટટ્ટુ ઉપર બેસી શ્રીનગર પહોંચી શકો પરંતુ જ્યાંસુધી તે નૌકાગૃહમાં રહી સહેલગાહ ન કરો ત્યાંસુધી કાશ્મીરની ખરી મજાહ નજ માણી શકો.

ખરી રીતે કલકત્તા સમુદ્રકાંઠાનું બંદર નથી પરંતુ હુગલી નદી ઉપર સમુદ્રથી સો એક માઇલ અંદર છે. ગંગામૈયા અને બ્રહ્મપુત્રા ભેગી મળી ગોલંદો પાસેજ ખરેખર એક મહા-સાગર ઉભો કરે છે; અને ગોલંદો પૂર્વેથી પણ વેરવિખેર થઈ છુટા છુટા વહેતા તેમના પ્રવાહો માઇલોના માઇલો સુધી મોટી આગબોટ માટે પણ જળમાર્ગ ખુલ્લો કરે છે. છતાં સુંદરવન પાસે કે આ નદીઓના કોઇપણ પ્રવાહમાં નાવિકોએ બહુ સંભાળ રાખવી પડે છે. કલકત્તાથી જળમાર્ગે મુસાફરી કરવી હોય તો 'ઇંડીયન જનરલ નેવીગેશન કંપની,' 'રીવર્સ સ્ટીમ નેવીગેશન કંપની,' અગરતો કલકત્તા સ્ટીમ નેવીગેશન કંપનીની સ્ટીમરો દ્વારા થઈ શકે છે. નાના વહાણોદ્વારા બંગાલમાંના પાસેના સહેલગાહના સ્થળોએ પણ જઇ શકાય છે. ડાયમંડહાર્બરથી તે છેક મુર્શીદાબાદ સુધી અને ત્યાંથી પણ આગળ સ્ટીમર મારફતે જઈ શકાય છે. પૂર્વ બંગાળ અને આસામ તરફ ગોલંદોથી માંડીને દિબ્રુગઢ સુધી, અને ચાંદપુર, ઢાકા અને ચિતેગોંગ તરફ પણ જઇ શકાય છે. વળી સંયુક્ત પ્રાંતો અને બિહાર સુધી પણ જળમાર્ગે મુસાફરી કરી શકાય છે. તે રીતે કાશ્મીર, અને પંજાબમાં તેમજ સિંધુ

નદીમાં અને બીજી મોટી નદીઓમાં પણ હોડીઓ દ્વારા મુસાફરી થાય છે; પણ તેનું પ્રમાણ બહુ ઓછું છે.

હવામાર્ગે—એરોપ્લેનદ્વારા કરાંચીના દ્રીઘરોડ એરોડ્રોમથી યુરોપ અને પશ્ચિમના દેશો તરફ, અને પૂર્વ તરફ ઓસ્ટ્રેલીયા અને જાપાન, ચીન, તરફ પણ હવાઈમાર્ગે જઈ શકાય છે. 'ઇમ્પીરીયલ એરવેઈઝ,' 'ડચએર લાઈન (કે. એલ. એમ.)' તથા 'એર ઓરીએંટ કંપની' (એર ફ્રાન્સ)ના વિમાનોદ્વારા હિંદ બહાર પરદેશોમાં જઈ શકાય છે. હિંદની અંદરના જુદા જુદા સ્થળોએ પણ અત્રેથી વીમાનો ઉપડે છે. તાતા એર લાઇનના વીમાનો કરાંચીથી ભુજ, અમદાવાદ, મુંબઈ થઈને મદ્રાસ તરફ જાય છે; અને ત્યાંથી કોલમ્બો તરફ પણ જઇ શકાય છે. મુંબઈથી દિલ્હી તરફ અને ત્રિવેન્દ્રમ તરફ પણ હવામાર્ગે જઇ શકાય છે. વળી 'ઇંડીયન નેશનલ એરવેઝ'ના વીમાનોદ્વારા કરાંચીથી લાહોર, અને દિલ્હીથી આગ્રા, જયપુર અને જોધપુર, તથા ઉદેપુર, બીકાનેર શ્રીનગર કે રાવલપિંડી તરફ પણ જઈ શકાય છે. કરાંચી હિંદનું હવાઇમાર્ગનું પ્રવેશદ્વાર છે. 'કાઠિયાવાડ એર સર્વીસીઝ' દ્વારા ભાવનગર, રાજકોટ, જામનગર વિ. સ્થળોથી મુંબઈ જઈ આવી શકાય છે. જામનગરથી ભુજ અને પોરબંદર તરફ, મુંબઈથી ભાવનગર, મુંબઇથી કરાંચી, વિ. સ્થળો વચ્ચે 'એર સર્વીશીઝ ઓફ ઈન્ડિયા'ના વિમાનો આવજા કરે છે.

તદ્ઉપરાંત પુનાથી મહાબળેશ્વર કે પંચગની દેવલાલી કે નાશીક, અને ઉટાકામંડ, આબુ, કે કોદાઈકેનલ, કસૌલી,

મસુરી કે નૈનિતાલ, અજંતા, ઇલોરા, કે પંચમઢી વિગેરે સ્થળોએ જમીનમાર્ગે મોટર દ્વારા જઇ શકાય છે; અંબાજી વિ. સ્થળોએ પહેલા જ્યાં ગાડારસ્તા હતા ત્યાંપણ તેને સુધારી મોટર માટે પાકા રસ્તા બંધાઇ ગયા છે.

ઉપર દર્શાવ્યા ઉપરાંત બીજી ઘણી રેલ્વેઓ જોધપુર, ગ્વાલીયર, અને બિકાનેર રેલ્વે તેમજ નિઝામ, અને મ્હૈસુરની રેલ્વે તેમજ કપડવંજની ગુજરાત રેલ્વે વિ. ઘણી રેલ્વે તથા રેલ્વેની શાખા પ્રશાખાઓ, તથા બીજા અનેક જળમાર્ગો હિંદમાં ચાલુ છે. મુંબઇથી 'પેનીન્શ્યુલર એન્ડ ઓરીએન્ટલ ( પી. એન્ડ ઑ. ) સ્ટીમ નેવીગેશન કંપની' વિ.ની આગબોટ મારફતે, કલકત્તાથી ઉપડતાં 'બ્રીટીશ ઇન્ડીયા સ્ટી. નેવી.' વિ. કંપનીની આગબોટ મારફતે અગર કરાંચીથી 'એબરમેન્સ સીટી એન્ડ હોલ લાઇન્સ'વિ.ની આગબોટ મારફત હિંદ બહાર પરદેશમાં જઇ શકાય છે. કોલમ્બો રંગુન અને મદ્રાસના બંદરોથી પણ સ્ટીમર માર્ગે પરદેશ જઇ શકાય છે. પરંતુ હાલના ભારતવર્ષની સરકારી વ્યાખ્યા ઓળંગી લંકાતરફ હનુમાન કુદકો મારવાથી કે પછી આંદામાન નિકોબારના દેશનિકાલના ટાપુ ઓળંગી રંગુન પહોંચવાથી આપણે બહુ લાંબા વિવેચનમાં પડીશું. હવે તો આ રસહીન લોહમાર્ગ, જળ માર્ગ, અને ઉડ્ડયન માર્ગોનુ નિરીક્ષણ કરી પાછા આપણી ગુજરાતને જ સંભારીએ અને આપણી અધુરી આનંદ–યાત્રા શરૂ કરીએ.

---

# પ્રકરણ ૬ ઠું.



## ગુજરાતના યાત્રાધામ, હવા ખાવાનાં સ્થળો, ઐતિહાસિક શહેરો અને ઔદ્યોગિક કેન્દ્રો.

### સુલભ યાત્રાધામ સિદ્ધપુર ( માતૃગયા. )

અમદાવાદથી મહેસાણા થઈ અને ત્યાંથી સિંધ અને દિલ્હી તરફ જતી બી. બી. સી. આઇ. ની નાની લાઈન ઉપર અમદાવાદથી આશરે સાઈઠ માઇલનેજ અંતરે પુણ્યસલિલા સરસ્વતી નદીને કાંઠે સ્ત્રીઓમાટેનું શ્રાદ્ધક્ષેત્ર સિદ્ધપુર આવેલું છે. પિતૃશ્રાદ્ધ માટે ગયા પ્રસિદ્ધ છે, જ્યારે માતૃશ્રાદ્ધ તીર્થ સિદ્ધપુર છે. અહિંઆં કપિલમુનિએ પોતાની માતા દેવહુતિને આત્મજ્ઞાન આપેલું તેથી આ સ્થળનો માતૃશ્રાદ્ધ માટે ઘણો મહિમા છે. ષટ્દર્શનોમાંના સાંખ્યદર્શનના પ્રણેતા કપિલમુનિની જન્મભૂમિ તરીકે આ તીર્થ સુવિખ્યાત છે. સ્ટેશનથી બેએક ફર્લાંગ દૂર કપિલ મુનિનો આશ્રમ છે. સ્ટેશનેથી ઉતરી શહેરમાં જતા વડોદરા રાજ્ય તરફથી દરેક યાત્રાળુ પાસેથી મુંડકુ (માથા વેરો) લેવાય છે; યાત્રાર્થે ન આવ્યા હોય અને સરસ્વતીમાં સ્નાન ન કરવું હોય તો વેરો આપવો પડતો નથી. રસ્તા પ્રમાણમાં સારા છે અને શહેરમાં મોટાં મકાનો પણ ઘણાં છે. શહેરમાં વસ્તી મુખ્યત્વે બ્રાહ્મણો અને તેમાંયે ખાસ ઔદિચ્યોની તથા બીજી વહોરાઓની છે. સ્ટેશન પાસે જ ઉતરવા માટે ધર્મશાળા છે.

શહેરમાં મુખ્યત્વે બિંદુસરોવર, કપિલમુનિનો આશ્રમ, અલ્પા સરોવર, જ્ઞાનવાપી પુણ્યમયી સરસ્વતી, ગોવિંદ માધવનાં મંદિર, અને રૂદ્રમહાલય (રૂદ્રમાળ)નાં ખંડેરો, તે જોવા જેવાં છે. બિંદુ સરોવરને કાંઠે મહામુનિકપિલે માતા દેવહુતીને આત્મજ્ઞાન આપતાં તેમનો મોક્ષ થયેલો, તેથી ત્યાં માતૃશ્રાદ્ધ કરી, પિંડદાન કરવાથી મોક્ષ થાય છે તેમ પુરાણોમાં કહ્યું છે. તેના જળથી હજુ પણ કોઢ જેવા રોગ મટે છે તેમ કહેવાય છે. સરસ્વતી નદી સમુદ્રને ન મળતાં કચ્છના રણમાંજ વિલીન થાય છે તેથી કુમારિકા નદી તરીકે પ્રખ્યાત છે. મધુપાવડી આગળ સરસ્વતી સ્નાનનું મહાત્મ્ય ઘણું છે.

'સિદ્ધપુર' એ શ્રી લક્ષ્મીજીની ત્યાં રહેવાની ઇચ્છા થવાથી બંધાવેલું નગર છે, અને તેથી તેનું મૂળ નામ "શ્રીસ્થલ" હતું તેમ કહે છે. તેનું ધાર્મિક મહત્વ ખૂબજ છે. તદઉપરાત ગુજરાતનાં ભૂતકાલીન સમૃદ્ધિ અને સ્થાપત્યનાં સ્મારક—રૂદ્રમહાલયના ખંડેરને અંગે તેની ઐતિહાસિક અગત્ય પણ ઓછી નથી. ઇસ્વીસનના બારમા સૈકામાં ગુજરાતના જે મુળરાજ સોલંકીએ ઉત્તરમાંથી જ્ઞાની, તપસ્વી, અને મહાપ્રભાવશાળી ઔદિચ્યોને બોલાવી પ્રાયશ્ચિત્ત યજ્ઞ આરંભેલો તેણે કરેલાં રૂદ્રનાં દર્શનનો સાક્ષાત્કાર કરાવવા માટે, રૂદ્ર મહાલય બંધાવવો શરૂ કર્યો, અને સિદ્ધરાજ જયસિંહે તે પુરો કર્યો. આ રૂદ્રમાળને અગિયાર મજલા હતા અને ત્યાંથી ૧૮ માઇલ દૂરનું સહસ્ત્રલિંગ તળાવ અને

તેને કાંઠે આવેલું અણહિલપુર પાટણ જોઈ શકાતા હતા એમ કહેવાય છે. હાલ તો તેના ખંડિયેર–એક મંદિરના પાંચ સાત થાંભલા અને કમાનોજ–અવશેષ રૂપે રહેલા છે.



રૂદ્રમાળ

તે રૂદ્રમાળના કોરેલા થાંભલાઓ તથા તેના કઠેરા ઉપરની સુંદર અંગમરોડવાળી પ્રતિમાઓ બારીક નકશીકામવાળા કમાન અને તોરણો, તે શૈવ મંદીરની ભૂતકાળની સમૃદ્ધિનો તથા પ્રાચીન સ્થાપત્યનો કાંઇક અચ્છો ખ્યાલ આપે છે. આ ઉપરાંત શહેરમાં બીજાં પણ મંદીરો વગેરે છે. ગુજરાતમાં સૌથી નજીકનું યાત્રાધામ સિદ્ધપુર છે, અને તેથી ગુજરાતમાં

"સસ્તુ ભાડું ને સિદ્ધપુરની યાત્રા" કરનાર માણસો વધારે હોય છે. અહીંથી તારંગાહીલ ઉપરનાં જૈન દેરાસરો જોવા (માટે) અગર તો ખડાયતાના કુળદેવ ગણાતા કોટયર્કના મંદિરે જઇ શકાય છે. અહીંથી પાટણ જમીન માર્ગે અઢાર માઈલ દુર છે. જ્યારે રેલ્વે માર્ગે જવું હોય તો મેસાણાથી કાકોસી–મેત્રાણા રોડની લાઇનમાં પાટણ જવાય છે. સિદ્ધપુર, પાટણ વીગેરે વડોદરા રાજ્યના મેસાણા પ્રાન્તમાં આવેલા શહેરો છે.

**પાટણ**—(અણહીલપુર) ગુજરાતનું એક વખતનું પાટનગર હતું, અને રજપુત યુગમાં વેપાર ઉદ્યોગનું મહાન



સૂર્યમંદિર

કેન્દ્ર ઘણુંજ સમૃદ્ધીવાન શહેર હતું અને જૈન વિદ્વાનોનું મુખ્ય મથક હતું. પાટણના પટોળાં અને માટીના રમકડાં હજુ વખણાય છે. જુના સ્થાપત્યની દૃષ્ટિએ અહીં ઘણું ઘણું જોવાનું છે. કુમારપાળ, સીદ્ધરાજ, કાકુ મુંજ અને જસ્મા ઓડણને સ્મરાવતું આ શહેર સહસ્ત્રલીંગ તળાવના કાંઠે આવેલું છે. એમ કહેવાય છે કે આ તળાવના કાંઠે એકહજાર શીવલીંગ હતા. વળી રાણી વાવ તથા કાળીકાનું દેવાલય અને પારસનાથનું જૈન દેવાલય જોવા જેવા છે. અહીંના જૈન ભંડારમાં સંસ્કૃત અને પ્રાકૃત ભાષાના હસ્તલેખીત પુસ્તકો ઘણાં છે પાસેજ પાટણથી સત્તર અઢાર માઈલ દક્ષીણે મોઢેરા નામનું જુનું પ્રખ્યાત ગામ છે. જેનું સુર્યમંદીર,

અને પાસેનું તળાવ જોવાલાયક છે. ત્યાં મોઢ લોકોની કુળદેવીનું સ્થાનક છે.

**અંબાજી** તથા **બહુચરાજી**:—અમદાવાદથી કલોલ અને ત્યાંથી કડી અને કટોસણના રસ્તે બહુચરાજી જઈ શકાય છે. ત્યાં માનસરોવર અને બહુચરાજીનું સ્થાનક છે. દરેક પુર્ણીમાએ તથા ખાસ કરીને કાર્તિકી અને ચૈત્રી પૂનમે ત્યાં સંઘ જાય છે અને મોટો મેળો ભરાય છે. આ સ્થાનનો મહિમા વિશેષ છે. ત્યાં ધર્મશાળાઓની સારી સગવડ છે. આ સ્થાન ગાયકવાડ સ્ટેટમાં આવેલું છે.

**અંબાજી**:—અમદાવાદથી સીધા ગ્રીંધ અને દીલ્હી લાઇનમાં ૧૧૫ માઈલની મુસાફરી કરી ખરેડી અગર આબુ-રોડના સ્ટેશને પહોંચાય છે. સ્ટેશનના દરવાજામાંથી નીકળતાં સામેજ અંબાજી જવાની તથા માઉન્ટ આબુ જવાની મોટરો ઉભી રહે છે. અહીંથી આબુ પર્વત જોઈ શકાય છે, અને ઉનાળામાં ગુજરાત અને રજપુતાનાનાં રાજાઓ અધિકારીઓ અને ધનીકોનું હવા ખાવાનું એ મુખ્ય સ્થળ છે. દીવસમાં સવાર સાંજ એમ બે વખત મોટર આબુ પહાડ તરફ જાય છે. અંબાજી તરફ પણ હવે મોટરની સગવડ થઇ છે ને તેથી ચૌદ માઇલનો ગાળો સહેલાઈથી પસાર થઈ શકે છે. આ બંને રસ્તા વીકટ અને પહાડી છે. સરસ્વતી નદીનું મૂળ આરાસુરના પહાડોમાં હોવાથી અંબાજી જતાં પાંચેક વખત સરસ્વતી નદી ઓળંગવી પડે છે. અંબાજીમાં દાંતા રાજ્ય તરફથી મુંડકુ લેવાય છે. બ્રાહ્મણો અને બૈરાંઓ માટેનો દર

ઓછો છે. ગામમાં અનેક ધર્મશાળાઓ છે, જેમાં રહેવા જમવા સુવા વિગેરેની સારી સગવડ મળે છે. માતાજીનું (સ્થાન) મંદીર ભવ્ય છે, ટેકરી ઉપર આવેલું છે. પાસેજ માન સરોવર છે. રોજ ત્યાં સવામણ ઘીનો થાળ થાય છે તેવું કહેવાય છે. માતાની આરતી વખતે સ્થાન મોહક અને ભક્તીભર્યું ભાસે છે. ગામથી થોડે છેટે ગબ્બરનો પહાડ આવ્યો છે, જ્યાં શ્રીકૃષ્ણ ભગવાનનું ચૌલકર્મ કરાવ્યાનું માહાત્મ્ય છે. ગબ્બરનો ચઢાવ ઘણો વીકટ છે અને એક મોટી શીલાની ટોચ ઉપર શ્રીકૃષ્ણના રથના ચીલાના નિશાન છે તેમ કહેવાય છે. ઉતરતાં પણ સાચવવું પડે છે, અને આવા વીકટ ચઢાણને અંગેજ કહેવત છે કે "જે ચઢે ગબ્બર તે થાય જબ્બર." અંબાજીથી કોટેશ્વરના મંદીર તથા કુંભારીયાના દેરે મોટર રસ્તે જઇ શકાય છે.

અંબાજી ગામથી ઇશાનમાં ચાર માઇલ દૂર કોટેશ્વરમાં સરસ્વતીનું મુળ છે. અને ત્યાંના સ્નાનનું મહાત્મય ઘણું છે. ત્યાં ગુફામાંના ઉંડાં મંદીરો જોવા લાયક છે. વિમળશાએ અગ્યારમા સૈકામાં બંધાવેલા ત્રણસો સાઇઠ દહેરાંનાં અવશેષરૂપ રહેલાં પાંચ દહેરાં છે અને બળી કુંભારીયાનાં દહેરાં માતાજીનો શ્રાપ લાગવાથી બળી ગયા છે એમ કહેવાય છે. તે દહેરાં દેલવાડાના દહેરાની વિશાળતાનો અને તેના કોતરકામનો કંઇક ઝાંખો ખ્યાલ આપે છે. અંબાજીની યાત્રા વગર ચાર ધામની યાત્રા સફળ નથી થતી એમ મનાય છે. અહીંયા દરરોજ યાત્રાળુઓનો સારો ધસારો હોય છે. અને પુનમ ઉપર તો નિયમિત અમદાવાદ જેટલા દુરના શહેરોથી પણ

માણસો આવે છે. સંઘ આવે ત્યારે પુષ્કળ ભીડ રહે છે. આ સ્ટેટની મુખ્ય આવક યાત્રાળુઓમાંથી જ છે. અંબાજીની બાધા માનતાવાળા અનેક યાત્રાળુઓની ભીડથી દરરોજ મંદીરમાં રૂપીઆના ઢગલા થાય છે. અંબાજી તથા બહુચરાજીમાં બ્રાહ્મણો મંદીરના ગર્ભમાં જઈ માતાજીની પુજા કરી શકે છે. આ ગામમાં સામાન્યત: તેલ વપરાતું નથી. આરાસુરનાં પહાડોમાંથી આરસ નીકળે છે. આ પહાડોમાં વાઘ વિશેષ છે અને તેથી ગુજરાત રજપુતાનાના રાજાઓ અને ગોરા અધિકારીઓ અહિંયા શિકારની સહેલગાહે પણ આવે છે.



**માઉન્ટ આબુ:**—આબુરોડ એ બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેનું મુખ્ય મથક છે અને ત્યાં રેલ્વેની ઘણી ઓફીસો વિગેરે છે. આબુ પર્વત અહીંથી સત્તર માઈલ દુર છે, અને એક મોટા વાદળા જેવો તે પહાડ અહીંથી જોઈ શકાય છે. તે આખા હિંદુસ્તાનમાં હવાખાવાના સ્થાન તરીકે સુપ્રસિદ્ધ છે. અને અરવલ્લીના પર્વતોના મુખ્ય શિખર ગુરૂશિખરે અહીંથી જઈ શકાય છે. મોટર આ પહાડોના ઢોળાવો ઉપર ચઢે છે ત્યારે આસપાસની સુન્દર ટેકરીઓ અને ખીણો વચમાં રમતી જતી નાની નદીઓ અને તે લીલોતરીમાંના ધોળા ટપકા જેવા બંગલા અને ઘર બહુજ સુંદર દૃશ્ય ખડું કરે છે. મોટરભાડું આવતા જતાનું મળી રૂા ૩-૮-૦ થાય છે. મોટર માટે ચોવીસ કલાક આગળથી ખબર ન આપો તો અગવડ પડે છે. આબુ મ્યુનિસિપાલિટિ પણ રૂા. ૧-૦-૦ ટેક્ષનો લે છે. માઉન્ટ આબુ એ રજપુતાના એજન્સીના અજમેર મેવાડા પ્રાંતનું મુખ્ય મથક છે, અને તેથી ખરી રીતે તો તે ગુજરાતની બહાર છે. પરંતુ ગુજરાત કાઠીઆવાડ રજપુતાના અને છેક મુંબઇ સુધીના અધિકારીઓ અને ધનિકો ઉનાળાની ગરમી ટાળવા



આબુ ઉપર સહેલગાહે આવે છે. આબુ પહાડ શૈવ, રામાનુજ, વૈશ્ણવ અને જૈન વિગેરે ધર્મોનું દરેક માટે



માઉન્ટ આબુ

પવિત્ર ધામ છે. આબુ નામ અર્બુદ (સાપ) ઉપરથી પડ્યું છે, તેનું મહાત્મ્ય મહાભારત અને પુરાણોમાં પણ ગવાયું છે. ત્યાં પહેલાં એક મોટો ખાડો હતો અને વશિષ્ઠ મુનિની નંદીની ગાય, તેમાં પડી ગઈ હતી. મુનિ વશિષ્ઠે દેવી (નદી) સરસ્વતીની સહાય લઇ નંદીની અને ઉગારી અને પછી હંમેશનું આ દુ:ખ દુર કરવા પર્વતરાજ હિમાચલની યાચના કરી. નગાધીશ હિમાચલે કનિષ્ઠ પુત્ર નંદીવર્ધનને તે કામ સોંપ્યું.

પંગુ નંદીવર્ધનને અર્બુદ પોતાની ફેણુ ઉપર લઈ ત્યાં આવ્યો પણ ખાડો એટલો મોટો હતો કે અર્બુદ અને નંદીવર્ધન બંને તેમાં સમાઈ જવા લાગ્યા જેથી શ્રી મહાદેવે મદદે આવી તેમને ઉંચા ટકાવી ખાડો પૂર્યો. આ પુરાણ કથાનું ભૌગોલિક સત્ય તો કોઈ ભુસ્તરશાસ્ત્રી સમજાવે ત્યારે ખરૂં. પરંતુ જપ, તપ માટે નૈસર્ગીક શોભા માટે, અને જુદી જુદી જાતની વનસ્પતિ અને સ્વાસ્થ્યપ્રદ હવા માટે ખરેખર આબુ હિમાલયનું સૌથી નાનું લાડીલું બચ્ચું છે. આબુ (આબુ સીવીલ સ્ટેશન) દરિયાની સપાટીથી લગભગ ૪૫૦૦ ફુટની ઉંચાઈએ છે. આસપાસ અનેક ગુફાઓ, મંદીરો અને તપોવનો છે.

**હોટલો**—માઉન્ટ ઉપર રહેવાને મુખ્ય રાજપુતાના હોટલ છે. મોટર ઉભી રહે છે ત્યાંથી પોષ્ટ ઓફીસ થઈને જતાં રાજપુતાના હોટલ આવે છે. તદઉપરાંત નખી સરોવર ઉપરના વિશ્રામ ભુવનમાં રહેવા માટે દરેક જોઈતી સગવડ મળે છે. વળી રઘુનાથજીના મંદીરમાં અગર ઘોલેશ્વર મહાદેવમાં પણ જોઈતી દરેક સગવડ મળે છે. મોટર સ્ટેન્ડથી નખી તળાવ તરફ જતાં વિશ્રામ ભુવન, અને ઘોલેશ્વર આવે છે. નખી તળાવને કાંઠેજ રઘુનાથજીનું મંદિર છે. ડાક બંગલામાં પણ ૧ અઠવાડીઆ સુધી રહી શકાય છે.

## જોવાલાયક સ્થળો

નખી તળાવ, રામકુંડ, આબુનો દરવાજો, ચંપાગુફા, સનસેટ પોઈન્ટ, પાલણપુર પોઈન્ટ, બેઈલીઝ બોક, જયપુરની



માઉન્ટ આબુનો દેખાવ

કોઠી, પોલો ગ્રાઉન્ડ, વશિષ્ઠઆશ્રમ, (ગોમુખ) અદ્ધર દેવીનું મંદીર વિગેરે છે.

નખીતલાવ:—ાા માઈલ લાંબુ ને ા માઈલ પહોળું છે. દેવોએ નખથી તેને કોતરી કાઢયું તેથી તેનું નામ નખી કહેવાય છે. તેમાં હોડીની સગવડ છે. ચારે બાજુ મોટી

ટેકરીઓ ને વચમાં આ શાંત સરોવર, સુંદર વિવિધ વનરાજી અને તે બધાનું શાંત સરોવરમાં પડતું પ્રતિબિંબ, આંખને ઘડીભર મંત્રમુગ્ધ કરે છે. સરોવરમાં સ્ત્રી, પુરુષો માટે જુદા ઓવારાની સારી ગોઠવણ છે. આબુ ઉપરના બધા રસ્તા (વોક) બહુસુંદર અને સર્પાકાર વળાંકલેતાં ઉંચાનીચા જતાં મોહક છે. પોલો ગ્રાઉન્ડથી, પશ્ચિમ દિશા તરફ ત્રણેક માઇલનો એક લાંબો રસ્તો છે, આ રસ્તાની બંને બાજુ ટેકરીઓની હાર ને સુંદર ઝાડી આવેલી છે. તે રસ્તે પર્વતના છેડે પહોંચતાં બાંધેલી પત્થરની બેઠકો વાળું 'સનસેટ પોઇન્ટ' આવે છે. અહીં બેસી આથમતા સુર્યનું દર્શન કરવા ચુકવું નહિ. ૩ હજાર ફીટ નીચેના મેદાનો અને મેદાનોમાં વહેતી નદી. આ સ્થળ ઉપરથી સુંદર દ્રસ્ય ખડું કરે છે. નાની મોટી ટેકરીઓ, પગથીઆ રૂપે છુટી છવાઇ વિસ્તરેલી દેખાય છે, અને તેમાંએ સાંજે ધુમસમાં જ્યારે સુર્યનારાયણનું રક્તબિંબ નીચે ઉંડાણમાં લય થતું દેખાય છે ત્યારનું દ્રશ્ય અદ્ભુત અને અવર્ણનીય છે. લેખકોના શબ્દો, ચિત્રકારોના ચિત્રો, અને છબીગ્રાહકોના (ફોટોગ્રાફર) છબીયંત્રો તેનું તે દ્રસ્ય નીરૂપણ કરી સકવાનાજ નથી. પાલણપુર પોઇન્ટથી ચોકખા દિવસે પાલણપુર દેખી શકાય છે, શહેરના વાયવ્ય ખુણે અર્બુદાદેવી (અદ્ધરદેવી)નું મંદીર આવેલું છે. લગભગ ૪૦૦ પગથીઆં ચઢયા પછી એકમંદીર આવે છે તે ઉપમંદીર છે. પછી મુખ્ય મંદિર આવે છે, નાની ગુફાનુ મો ઘણું જ નાનું હોવાથી નીચા પડીને અંદર જઈ શકાય છે. અંદર

અંધારૂં હોવાથી સળગતો દીવો રાખવો પડે છે. પહેલાં આ દેવી જમીનથી અદ્ધરજ રહેતાં એમ કહેવાય છે. અદ્ધર દેવીની ટેકરીની તળેટીમાં દુધીઓ કુવો આવેલો છે. પાણી વધારે ધોળું દુધીયું છે. તે દેવ અને ઋષિઓ માટેનો કુવો હતો; તેથી તેને દુધ બેવડી કહેવામાં આવે છે. આબુમાં લશ્કરી થાણું છે. અને આબુ કેમ્પથી લગભગ એક માઈલ વશિષ્ઠ આશ્રમ (ગૌમુખ) આવેલું છે. કેમ્પથી આબુરોડની સડક ઉપર પહેલા માઈલના પથરા પાસે ગૌમુખ તરફનો રસ્તો બતાવનારૂં પાટીયું છે. એ રસ્તે બેએક માઈલના ચઢાવ પછી હનુમાનજીનું મંદીર આવે છે; જ્યાંથી નીચે ૭૦૦ પગથીયાં ઉતર્યા પછી બાંધેલો એક સુંદર કુંડ આવે છે. સામેજ સતતજળ વહેવરાવતું આરસનું ગોમુખ દેખાય છે, તેની પાસેજ સુર્યવંશના કુળગુરૂ, અને પિતૃ ભક્ત આદર્શ રાજારામના આચાર્ય, વશિષ્ઠ મુનીનો આશ્રમ આવે છે. વશિષ્ઠની આગળ પાછળ રામલક્ષ્મણની મુર્તીઓ છે, અરૂંધતિ તથા નંદીનીની પણ મુર્તી છે. ત્યાંનો અગ્નિકુંડ પણ પવિત્ર મનાય છે. અહીંથી ચાર માઈલ છેટેજ અહલ્યાની શલ્યાને સ્મરાવતો ગૌતમ આશ્રમ છે. વશિષ્ઠ આશ્રમમાં રહેવા માટે ધર્મશાળાની સગવડ છે, અષાડી પુનમે અહીં મેળો ભરાય છે.

## દેલવાડાનાં જૈન દહેરાં

આબુકેમ્પ ( માઉન્ટ આબુ )થી એક માઈલ દુર (દેલવાડાં) ગામ આવેલું છે. ભારતી સ્થાપત્ય અને શીલ્પકળાના ભવ્ય કલાપુર્ણ અને બેનમુન વિશ્વવિખ્યાત દેલવાડાનાં મંદીરો



દેલવાડાના દહેરાનો અંદરનો ભાગ

એ જૈનોનું મુખ્ય યાત્રા ધામ છે. મુખ્ય પાંચ દેવળો છે. જેમાનાં વીમળશાહના અને વસ્તુપાળ તેજપાળનાં દહેરા ખાસ જોવાલાયક છે. આદીનાથનું મંદીર રૂ, ૧૮ાા લાખને ખર્ચે ઇ. સ. ૧૦૩૧ માં ભીમદેવના મંત્રી વીમળશાહે બંધાવ્યું હતું. તે વીમળશાહના મંદીરના નામથી પ્રખ્યાત છે. તેમાં આદીનાથની સુંદર હીરેમઢેલ મુર્તિ છે. તે મંદીરમાં અંબાજીનું પણ નાનું ને સુંદર મંદીર છે. વચમાં સુંદર હાથીખાનું છે પ્રખ્યાત ઇતિહાસકાર ટોડે તેની કોતરણીને સુંદર રચના જોઈ હિંદના સર્વ મંદીરોમાં ઉત્તમ અને ફકત તાજથીજ ઉતરતું આ મંદીર ગણ્યું છે તે સત્ય છે. દેલવાડા મોટરમાં જઈ શકાય છે. બીજું નેમનાથનું મંદીર વિશળદેવના મંત્રી વસ્તુપાળ ને તેજપાળે રૂ. ૧૨ાા કરોડના ખર્ચે સંવત ૧૨૩૧ ની સાલમાં બંધાવ્યું છે. બંને મંદીરો શ્વેત આરસપહાણુના બનેલાં છે. નાજુક અલંકારીક નકશી કામ, સુશોભિત કોતરણીઓ, વિગેરે જોવા યુરોપ અને અમેરિકાના પ્રવાસીઓ પણ ખાસ આવે છે. મંદીરના થાંભલા, છત, કમાન, ટેકા, કઠેરા વિગેરે નકશીકામથી ખીચોખીચ ભર્યા છે. નાચતી, ગાતી કે વાદ્યો વગાડતી સ્ત્રીઓની આકૃતિઓ સુંદર હાવભાવ ને અંગ મરોડ બતાવે છે. લટકતી છતનું નકશીકામ અતિ ઉત્તમ છે. શ્રીકૃષ્ણુ પ્રભુના ને તીર્થંકરોના જીવનમાંના અગત્યના પ્રસંગો આરસમાં તાદ્રશ્ય કોતરેલાં છે. અનેક પ્રકારના ફુલો, હાથી ઘોડા ને હરણો, અને યોદ્ધા ને વિરાંગનાઓની અસંખ્ય હારો, દેશી–પરદેશી મુસાફરોને સાનંદાશ્ચર્યમાં ગરકાવ કરી

મૂકે છે. મંદીરોમાં ૧૨ થી ૩ સુધી જઈ શકાય છે. અહીં ધર્મશાળા ને વિશ્રાંતિસ્થાન છે. અદ્ધરદેવીથી દેલવાડાના રસ્તે જતાં રસીઓવાલમ આવે છે, તે રસીઆવાલમ જાદુગરે એક રાતમાં આબુના રસ્તા બાંધી આપ્યા. પરંતુ તે છતાં જે કન્યા મેળવવા માટે તેણે આ શ્રમ ઉઠાવ્યો તે કન્યાની માએ તેને છેતર્યો ને ખોટું કુકડે કુક કર્યું. પાછળથી રસીયાને આ કપટની જાણ થતાં તેને શ્રાપ આપ્યો ને કુમારી કન્યા પથ્થર બની ગઈ. અચલેશ્વર મહાદેવ આબુથી પાંચ માઈલ દુર છે, ત્યાં મોટર જાય છે. જ્યારે અર્બુદ, અને તેની ફેણુ ઉપરનો નંદીવર્ધન, ખાડામાં ડુબવા લાગ્યા ત્યારે મુનિ વશિષ્ટની યાચનાથી શ્રી મહાદેવે પોતાના અચળ અંગુઠાનો તેમને ટેકો આપ્યો, તેથી આ સ્થાનનું નામ અચલેશ્વર છે. મહાદેવના લીંગની પાસેજ ઉંડું બાકું છે જે પાતાળ સુધી છે તેમ કહેવાય છે. મંદીરના આંગણુંમાંજ પિત્તળનો નંદી છે જેની ઉપર ઈ. સ. ૧૪૦૭ ની સાલનો લેખ છે. મહમદ બેગડાના લશ્કરે તે નંદીરાજને તોડવા જતાં ભગવાન શંકરે ભમરાનાં ટોળાં મોકલી તેમને હઠાવ્યા હતા તેમ કહેવાય છે. પાસેજ મંદાકીની કુંડ અને ભીમની ગદા આવેલાં છે. કુંડના કાંઠેજ ત્રણ મોટા પાડાની આકૃતિઓ છે જે આબુના પરમાર રાજાનો ઈતિહાસ તાજો કરે છે. પાસે ઉંચું ચઢાણ ચઢતાં અચળગઢનો કિલ્લો આવે છે જેમાં રાણા કુંભા વિગેરેની મૂર્તિઓ, શ્રાવણ ભાદરવાના કુંડ, અને આદિનાથજીનું મંદીર મુખ્ય છે. તે મંદીરમાં લગભગ ૧।। હજાર મણ

સોનાની મૂર્તિઓ છે તેમ કહેવાય છે. અહીં પાસેજ ગોપી-ચંદની અને ભતૃહરીની ગુફાઓ ને ભીમની મોઈ છે અહીથી ગુરૂ શીખર જોઈ શકાય છે.

ગુરૂશિખરઃ—દેલવાડાથી ઓરીઆ ને અચલગઢ મોટરો જાય છે. ઓરીઆમાં ડાક બંગલો છે. ઓરીઆથી ગુરૂશિખર જવા માટે ચાલતાં જવું પડે છે. આશરે બે માઈલનો તે રસ્તો વિકટ, પહાડી, અને ઘણો એકાંત, ભયભરેલો છે. વાઘ વરૂની બીક છે. સાથે એક સિપાઈ ઓરીઆથી આવે છે; ત્રણ મોટી

ટેકરીઓને ચઢીને ઉતર્યા પછી છેવટે ગુરૂશીખર આવે છે. ગુરૂશીખર શહેરથી ૧૦ માઈલ દુર આબુનું સૌથી ઉંચામાં ઉંચું શિખર દરિયાની સપાટીથી ૫૬૦૦ ફુટ ઉંચું છે. ટેકરીની ટોચે મહાદેવનું મંદીર છે જ્યાં મહંત રહે છે ઉતારૂઓને રહેવા ખાવાની સારી સગવડ મળે છે. ત્યાં રહેતા મહંત આપણે જે જમવું હોય તે બનાવી આપે છે, અને ત્યાંથી પાછા ઉતરતી વખતે સામાન્ય રીતરિવાજ મુજબ જે કાંઈ ભેટ મુકીએ તે સંતોષપૂર્વક સ્વીકારે છે. આ શિખરની આસપાસનું દૃસ્ય ભવ્ય અને પાવનકારી દીસે છે. શિખર ઉપર મહાદેવનું મંદિર છે, જ્યાં મહંત રહે છે. તેની પાસેથી થોડું ચઢાણ ચડી છેક ઉંચે એક મોટો ઘંટ બાંધ્યો છે ત્યાં જઈ શકાય છે. ત્યાં ઉપરની દેરીમાં ગુરૂ દત્તાત્રયના પગલાં છે. પવન સુસવાટા કરતો ઘણા જોસથી ફુંકાય છે, અને હમણાં ઉડી પડી, નીચેની ગર્તામાં કયાંઇ ઉડી પડીશું તેવી ભીતિની અને મનુષ્યની ક્ષુલ્લકતાની કાંઈક ઝાંખી થાય છે. ઘંટ ઉપર ઈ. સ. ૧૪૧૧ નો લેખ છે. અહિંથી માઉન્ટ આબુ ઉપરાંત, અંબાજીનું મંદિર, ટ્રેવર તાલ, શિરોહી અને પાલનપુર દેખી શકાય છે. ઉપર રામાનંદના પગલાં પણ છે. આ ઉપરાંત હૃષીકેશનું મંદિર, ચંદ્રાવતીના ખંડેરો, માધવાશ્રમ, ટોડરૉક, નનરોક, વિગેરે. બીજા પણ અનેક જોવા જેવા સ્થળો છે. એકંદરે આબુ પહાડ "ગુજરાતનું મહાબળેશ્વર કે માથેરાન"નું સ્થાન ભોગવે છે તે યોગ્યજ છે. આબુરોડ સ્ટેશને પાછા જવાનું હોય તે પહેલાં ચોવીસ કલાકે મોટર-

વાળાને ખબર આપવી નહિ તો "સીઝન" દરમ્યાન તમોને મોટરમાં સ્થાન મળી શકશે નહિ. આબુથી પાછા નાની લાઈનમાંજ પાલનપુર, સિદ્ધપુર અને મહેસાણા થઈ વીરમગામ જઈ શકાય છે. વીરમગામ કાલા કપાસના વેપારનું કેન્દ્ર છે, ત્યાં ત્રણ મીલો છે. ગામમાં મિનલસર (મુનસર) તળાવ સુંદર છે. સિદ્ધરાજની માતા મીનળદેવીએ કાંઠે ત્રણસો સાઈઠ દહેરીવાળું પાકા બાંધેલા પગથીઆ અને ઓવારાવાળું આ સુંદર તળાવ બંધાવેલું છે. તે ત્રણસો સાઈઠ મંદિરોની મધ્યમાં આરપાર કાણા છે. એક સળંગ દોરીથી યા તારથી બાંધેલો દરેક મંદિરનો ઘંટ,—મધ્યના માતાજીના મંદિરનો ઘંટ આરતી વખતે વગાડતાં સાથે વાગતો એમ કહેવાય છે. તે

તળાવના કાંઠા ઉપરની આરતી અને ઘંટારવનું સુંદર દૃશ્ય હાલ તે કલ્પનામાં ચીતરવુંજ રહ્યું.

**શૌર્યભોમ સૌરાષ્ટ્ર:**—કાઠિયાવાડના દ્વિપકલ્પમાં રેલ્વે માર્ગે કાંતો વીરમગામ તરફથી યાતો ધંધુકાના માર્ગે જઈ શકાય છે. બ્રીટીશ રાજ્યની હદ અહિં પૂરી થતી હોવાથી તે બંને સ્ટેશનો પર જકાતનું દુ:ખ ખુબ છે. કાંઈપણ જકાતી માલ સાથે હોય તો પાસ કઢાવી લેવો જરૂરી છે નહિ તો વળતી વખતે વગર ગુન્હાની ટ્રેનમાં બેસી રહેવાની સર્વ સામાન્ય સાદી સજા થવા ઉપરાંત કાંઈક વધારે સજા સ્વીકારવી પડશે. પ્રાત:સ્મરણીય શ્રીકૃષ્ણ પ્રભુ અને ચન્દ્રગુપ્તમૌર્ય વિ.ના સમયથી પણ પ્રખ્યાત આ વીરભૂમિમાં અનેક ઐતિહાસિક સ્થળો આવેલ છે. પ્રજા બહાદુર ખડતલ અને સાહસિક છે. કહ્યું છે કે

"સુદૃઢ, તીખા, શોખી, શાણા મતલબી ખટપટવાળારે,
મીઠા તો મધથી પણ અદકા, લોક આણીકોર ભાળ્યા.
રમીએ ગુજરાતેરે."

નાનામોટા ઘણા દેશી રાજ્યો ભાવનગર, જુનાગઢ, જામનગર, મોરબી, ગોંડલ, પાલીતાણા, ધ્રાંગધ્રા વિ છે. દ્વારિકા અને અમરેલી વિ. ગાયકવાડના પ્રાંત છે. સપ્તપુરીમાંનું દ્વારિકાધામ અને દ્વાદશજ્યોતિર્લીંગમાંનું પ્રભાસ પાટણનું સોમનાથનું મંદિર, સૌરાષ્ટ્રની ધાર્મિક મહત્તાના પ્રતીકસમા છે. હાલમાં હુન્નરઉદ્યોગોની અને બંદરોની ખીલવટ પણ સારી એવી છે.

વીરમગામથી નાની (મીટર ગેજ) ગાડીમાં વઢવાણકેમ્પ આવવું. ત્યાંથી એક ફાંટો દક્ષિણે ભાવનગર તરફ લઈ જાય છે. જ્યારે બીજો ફાંટો પશ્ચિમે વાંકાનેર, રાજકોટ અને ત્યાંથી છેક જામનગર અને દ્વારિકા લગી જાય છે. રાજકોટથી દક્ષિણના ફાંટાદ્વારા ગોંડલ, જુનાગઢ અને પ્રભાસપાટણ જઇ શકાય છે. વઢવાણ કેમ્પ ભોગાવાના કાંઠા ઉપર છે. ભોગાવાના બીજે કાંઠે ત્રણેક માઈલ દૂર વઢવાણ શહેર છે જ્યાં માધવ પ્રધાને બંધાવેલી ભવ્ય અને સુંદર સાતકુટવાળી માધાવાવ દેશદ્રોહના પાતકનું પ્રાયશ્ચિત સ્મરાવતી હજુ ઉભી છે. સતી રાણકદેવીનું મંદિર છે, અને તેની પાસેજ સતીના શ્રાપથી નિર્જળ રહેતા ભોગાવાનો રેતાળ પટ હજુપણ જુના ઈતિહાસ તાજા કરાવતો મોજુદ છે. સ્વામીનારાયણનું મંદિર સારૂં છે. શહેરમાં નવા જુના મહેલ પણ સામાન્યતઃ ઠીક છે. વઢવાણ કેમ્પથી એક ફાંટો ધ્રાંગધ્રા જાય છે. ત્યાં પથ્થરની ખાણો છે, અને આલ્કલી વર્કસ જોવા જેવું છે.

વઢવાણકેમ્પથી રાજકોટ જંકશન ૭૫ માઈલ છે. વચમાં મુળી રોડ, થાન, અને વાંકાનેરના સ્ટેશનો મુખ્ય છે. મુળીમાં સ્વામીનારાયણનું મોટું મંદિર છે. થાનનું માટીકામ વખણાય છે, ત્યાથી સૂરજદેવલ તથા તરણેતર જઈ શકાય છે.

**રાજકોટ અને ગોંડલઃ**—રાજકોટ કાઠિયાવાડની મધ્યમાં આવેલું એજન્સીનું થાણું છે. રાજકોટ સ્ટેટ જેની લડતે કાઠિયાવાડની રાજખટપટને અને કાવાદાવાને હિંદ મશહુર બનાવેલ છે તે સ્ટેટની અને એજન્સીની બંનેની હકુમતો

ત્યાં ભેગી થાય છે. ખરી કાઠિયાવાડી ભાષાનો પરિચય પણ અહિં થાય છે. રાજકોટ, રાજકોટ જંકશન, અને રાજકોટ ટાઉન એ ત્રણ સ્ટેશનો છે. વાહનમાં મોટર (ટેક્ષી) તથા ગાડીઓ મળે છે. કાઠિયાવાડના વ્યાપાર ઉદ્યોગનું તે કેન્દ્ર છે. સુંદર પહોળા ડામરના રસ્તા, નવી બાંધણીના સુંદર મકાનો વિ.થી શહેર કાંઈક સુંદર લાગે છે. શહેર વચ્ચેથી ટ્રેન જાય છે. કાઠિયાવાડ વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટ એજન્સીના રેસીડન્ટ, એજ્યુકેશનલ ઈન્સ્પેકટર વિ. અત્રે રહે છે. કૉલેજનું મકાન સારૂં છે. વૉટસન મ્યુઝયમ, સર લાખાજીરાજ હોલ, વિ. જોવા જેવાં છે. શહેર મોટું છે અને સારી બજાર છે. કાઠિયાવાડના ઘણા રાજ્યોના અત્રે ઉતારા છે.

ગોંડલ રાજ્યે ડામરના સુંદર સળંગ રસ્તાઓ અને વીજળી તથા તારટેલીફોન કરી પ્રજાહિતમાં સુંદર પ્રગતિ કરી છે, અને ચામડાનું કારખાનું તથા ટેકનીકલ ઈન્સ્ટીટયુટ સ્થાપી હુન્નરઉદ્યોગ અને પ્રજાકેળવણીમાં પણ સુંદર ફાળો આપ્યો છે. રાજકોટથી ગોંડલ રેલ્વેદ્વારા ગોંડલ થઇ જુનાગઢ જઈ શકાય છે. ગોંડલ રેલ્વેના તથા તે રાજ્યના નોકરોનો પહેરવેશ સંપૂર્ણ દેશી ઢબનો હોય છે. માથે ગોંડલની પાઘડીથીજ તેમની જાણ થઇ શકે છે.

**જુનાગઢ, ગિરનાર, અને પ્રભાસ:**—ઐતિહાસિક દૃષ્ટિએ પુરાતત્વની દૃષ્ટિએ કે ધાર્મિક દૃષ્ટિએ પણ ગિરનારની અને જુનાગઢની મહત્તા ઘણી છે. એ વૃદ્ધ ગિરિરાજે સમ્રાટ અશોકની ચડાઈઓ, અને રા'ખેંગાર અને સિદ્ધરાજની

લડાઇઓ, ઘણી ઘણી ચડતીપડતીઓ જોઈ છે. ગીરની ભૂમિ સુંદર ફળફુલ અને વનસ્પતિથી સભર ભરી છે. ગીરની મતવાલી ભેંસો પ્રખ્યાત છે. જ્યારે વનરાજ સિંહ—“ નવહથા” સિંહ ફક્ત ગીરના જંગલોમાંજ મળે છે. જુનાગઢ સ્ટેટ રેલ્વેનું મુખ્ય મથક છે તથા રાજ્યની રાજધાનીનું શહેર છે. શહેરમાં ઉંચા શિક્ષણ માટે બહાઉદ્દીન કોલેજ પણ છે. શહેરમાં બે નાની વાવો છે. શહેર પર્વતની તળેટીમાં છે. તળેટી તરફ બે માઈલ ચાલતાં મુલ્ક મશહુર અશોકનો શિલાલેખ આવે છે. રસ્તા ઉપર સીતાફળના ઝાડો ફળથી લચી રહેલા હોય છે. શિલાલેખ પાસેજ મૃગીકુંડ અને દામોદર કુંડ આવેલા છે. તળેટી શહેરથી ચાર માઇલ છે. ત્યાંથી

પહાડપર ચડવા માટે પગથીઆ બાંધેલા છે. પહેલા શિખરે જૈનોના દહેરા, ગૌમુખી ગંગા, અને અંબાજી આવે છે. જૈન મંદિરોની શિલ્પકળા અને ઝીણી કોતરણી ઘડીભર મુગ્ધ કરે છે. રા'ખેંગાર મૃત્યુ પામતાં જ્યારે ગિરનારની શિલાઓ પડવા માંડી ત્યારે સતી રાણકદેવીએ તેને પડતાં અટકાવવા હાથ દીધો હતો તે સતીના હાથની નિશાનીવાળી મનાતી શિલા હજુ રસ્તામાં દૃષ્ટિગોચર થાય છે. પાસેજ પથ્થરચટી છે; નીચે ભરતવન છે. આગળ જતાં ભૈરવજપનો પહાડ આવે છે, જ્યાંથી નીચે કુદી પડતાં મોક્ષ મળતો એમ માની ઘણાં લોક આત્મસમર્પણ કે આપઘાત કરતા હતા. ત્યાંથી આગળ વધતાં ગોરખનાથનું શિખર, આવે છે. ત્યાં ધર્મ-પાપની બારી (મોક્ષયોનિ) છે જેમાંથી ખુબ જાડા મનુષ્ય સિવાય બીજા બધા પુન્યશાળી જીવો સળંગ નીકળી જઈ, પોતે પુણ્યાત્મા હોવાનું ગૌરવ લે છે. અને ખુબ જાડા મનુષ્યો તો આટલે ચડવાની તસ્દી લેવાનાજ નથી કે લઈ શકવાના નથી, તેથી કોઈનું મન દુઃખ કરવાનો તો પ્રસંગ પણ નથી. ત્યારબાદ ગુરૂ દત્તાત્રયનું શિખર આવે છે. નીચે ઉંડી ખીણો છે અને તે ખીણોમાંના લાખાવન અને શેષાવનમાં કોઈવાર કોઈ રાની પ્રાણીઓ પણ ફરે છે. થોડું નીચે ઉતરી પછી બીજા શિખરનું ચડાણ ચડવું પડે છે. આ રસ્તો વધુ વિકટ છે, તેથી આ કાળિકાના શિખરે બહુજ ઓછા માણસો જાય છે. દાતારની બીજી ટેકરી પણ પાસે છે. ગિરનાર ઉપર નાની મોટી અનેક ગુફાઓ છે જ્યાં તપસ્વીઓ તપ કરી શકે છે.

નાના સ્વચ્છ જળના ઝરા પણ છે, અને તેથીજ મણિકાન્તની "ગુફા ગિરનારની ગોતી અહા અહાલેક જગાવા દે"ની ઉક્તિ ખુબ પ્રચલિત થઇ છે.

ઉપરકોટ:—પુરાણપ્રસિદ્ધ ગિરનાર ઉપરાંત મધ્યકાલીન યુગના રજપુત યુગના અનેક અવશેષોના ભંડારરૂપ ઉપરકોટ



ઉપરકોટનો કિલ્લો જુનાગઢ

ખાસ જોવા જેવો છે. ગિરનારનો તે અભેદ્ય કિલ્લો હજુ પણ

મજબુત ઉભો છે. તેમાં જુના કોઠારો, તથા દેશળવિશળની બારીઓ, દરબાર માટે ભોંયરાઓ, અડીકડીની વાવ, નવઘણ કુવો વિ. જોવા જેવાં છે. કોઠારમાં જુના વખતના દાણા સંઘરેલ છે. તે અડીકડીની વાવ ઘણી ઉંડી વિશાળ અને ભવ્ય છે. તેટલાં પગથીઆ ઉંડે ઉતરી પાણીની હેલો ભરી ભરીને તે ભાર સાથે ચડી જતી સોરઠની સુંદરીઓની તંદુરસ્તી અને તાકાત કેમ સારાં ન હોય ! હાલ તો નળેથી પાણીની ડોલ ભરી લાવતાં પણ નાજુક રમણીઓની કેડ લચકાઈ જાય છે અને નોકરો રાખવા પડે છે. એક લોક કહેતી છે કેઃ—

"અડીકડીની વાવ ને નવઘણ કુવો,
ન જોયા તે જીવતો મુઓ."

ગઢમાં ખાપરા કોડીઆના ભોંયરા, રા'ખેંગારના મહેલ, રાણક-દેવીના મહેલ અને મોટી તોપ છે. ગઢની આસપાસ ખાઈ છે, અને ગઢ ઉંચો અને મજબુત છે. તદુપરાંત સક્કરબાગ, મોતીબાગ, અને વીલીંગ્ડન બંધ જોવા જેવાં છે. સક્કરબાગમાં

ગીરનારના સિંહ તથા ચિત્તા વિગેરે રાખે છે. બગીચાની અંદર રસુલખાનજી સંગ્રહસ્થાન છે જેમાં કાચનો ઓરડો જોવા જેવો છે. ત્યાં સ્થિતિસ્થાપક (elastic) પત્થર વિ. જુદી જુદી જાતનું ઘણું રસપ્રદ અને જાણુવાજેવું છે. “નરસિંહ મહેતાનો ચોરો” તથા મંદિર પણુ જોવા જેવાં છે. અહિં નરસિંહ મહેતાનું જન્મસ્થાન છે. ઇન્દ્રેશ્વર મહાદેવનું મંદિર છે. ત્યાં નરસિંહ મહેતાએ શંકર ભગવાનને પ્રસન્ન કરેલા.

વેરાવળ એ જુનાગઢ રાજ્યનું મુખ્ય બંદર છે. અહિંથી પ્રભાસ પાટણ ત્રણ માઇલ દૂર છે, અને મોટર રસ્તે ઘોડાગાડી કે ટ્રામથી ત્યાં જઈ શકાય છે. સમુદ્રકાંઠેજ સોમનાથનું



સોમનાથનું મંદિર, પ્રભાસ-પાટણ

પુરાણપ્રસિદ્ધ જુનું મંદિર છે. મહમદ ગીઝનીએ તેની સમૃદ્ધિથી આકર્ષાઈ ચડાઈઓ કરી અને છેવટે તે શિવલિંગને તોડી નાંખ્યું તેનો મોટો ગોળ ખાડો તે મંદિરમાં શિવલિંગને સ્થાને છે. નવું મંદિર બેએક ખેતરવા દૂર છે. તે પણ વિશાળ અને ભવ્ય છે, પરંતુ તેનું ખરૂં શિવલિગ તો નીચે ભોંયરામાં છે. આ મંદિર મહારાણી અહલ્યાબાઈએ બંધાવેલું છે. પ્રભાસપાટણમાં દ્વાદશ *જ્યોતિલીંગમાંનું સોમનાથનું જ્યોતિર્લિંગ છે તેથી, અને શ્રીકૃષ્ણપ્રભુનું મોક્ષધામ ત્યાં પાસેજ



* દ્વાદશ જ્યોતિલિંગની વિગત આ પ્રકરણને અંતે આપી છે તે જોવી.

છે તેથી, શૈવો અને વૈષ્ણુવો બંને માટે આ સ્થળ અતિ પવિત્ર છે. ભાટીયાની ધર્મશાળામાં સગવડ સારી છે. જૂનાગઢમાં પણ જીવરાજ દયાળ ભાટીયાની ધર્મશાળામાં સારી સગવડ મળે છે. બ્રાહ્મણો અંદર જઇ મહાદેવજીને અભિષેક ( સ્નાન ) કરી શકે છે.

વેરાવળથી માઈલેક દૂર ભાલકાતીર્થ આવેલું છે જ્યાં શ્રીકૃષ્ણપ્રભુને તીર વાગેલું અને તેમણે દેહોત્સર્ગ કરેલો. ત્યાં પગમાં બાણ વાગેલી શ્રીકૃષ્ણની મૂર્તિ છે. પ્રભાસ પાસેજ ત્રિવેણી સંગમ આવેલો છે જ્યાં ગિરનારમાંથી નીકળતી ત્રણ



ગીરનાર ઉપરના જૈન દહેરાં, જુનાગઢ

નદીઓ હિરણ્યા, કપિલા, અને સરસ્વતીનો પુનિત સંગમ થાય છે. પ્રાચીપીપળો પંદરેક માઈલ દૂર છે અને મોટરરસ્તે

જઈ શકાય છે. વળી વેરાવળથી દેલવાડા તરફ જતી ટ્રેઈનમાં બેસી પ્રાચીરોડ સ્ટેશનેથી પણ પ્રાચી જઈ શકાય છે. અહિં માધવરાયનું મંદિર છે. અહિં શ્રાદ્ધક્રિયા કરવાનું ઘણું મહાત્મ્ય છે. બળરાયજીની ગુફા જ્યાંથી બળરાયજીએ પાતાળપ્રવેશ કરેલો તે પણ જોઈ આવવી. રૂણમુક્તેશ્વર અને બાણેશ્વર મહાદેવના મંદિરો સુંદર છે. સમુદ્રતટ પર સાંજે પશ્ચિમ સમુદ્રમાં સૂર્યનારાયણ લય પામે છે ત્યારે તે સ્થળ અને તે દ્રશ્યના તરંગે ચડેલું મન યુગપુરૂષ, ભારતના પૂર્ણાવતાર, જ્ઞાનનિધિ, શ્રીકૃષ્ણપ્રભુના અંતિમ નિર્વાણની કાંઈક ઝાંખી કરે છે. દેલવાડા સ્ટેશનથી એક માઈલ દૂર ગુપ્ત પ્રયાગનું સ્થળ છે જ્યાં મહાપ્રભુજીની બેઠક છે. ઉના અને દેલવાડામાં જૈનોના પંચતીર્થીનાં દહેરાં છે. ઉનાથી તુલસી શ્યામ પણ જઈ શકાય છે. જ્યાં શ્યામસુંદરનું મંદિર છે અને ઉના પાણીના ઝરા છે. દેલવાડાથી દીવબેટ ચાર માઈલ દૂર છે અને મોટરરસ્તે જઈ શકાય છે. વળી ચોરવાડ રોડ સ્ટેશનેથી આરોગ્યધામ ચોરવાડમાં પણ જઈ શકાય છે. કાઠિયાવાડનું તે સર્વથી સુંદર અને આરોગ્યપ્રદ સ્થળ છે.

**પોરબંદર, જામનગર અને મોરબી:**—વેરાવળથી પાછા જેતલસર આવી ત્યાંથી ગોંડલ રેલ્વે મારફત ધોરાજી થઈ પોરબંદર (સુદામાપુરી) જઈ શકાય છે. આફ્રીકા અને મુંબઈના વહાણો આ બંદરેથી ઘણો માલ લઈ જાય, લાવે છે. સ્ટેશનની પાસેજ એક ધર્મશાળા છે. શહેરમાં સુદામાજીનું સંગેમરમરનું મંદિર જોવા જેવું છે. મહાત્મા ગાંધીજીનું આ

જન્મસ્થાન છે. મીઠા, અને સીમેન્ટના કારખાના, જાંબુવંતી ગુફાઓ વિ. જોવાલાયક છે.

જામનગરમાં ઘણા મંદિરો છે અને તેથી કેટલાક તેને કાઠિયાવાડની "છોટી કાશી" કહે છે. મહાપ્રભુજીની બેઠક, કાશીવિશ્વનાથનું મંદિર, અને સ્વામીનારાયણના મંદિરો તથા પ્રણામી પંથનું ખીજડામંદિર અહિં છે. જૈન લોકોના મંદિરો સુંદર સ્થાપત્ય અને કલાના નમુનારૂપ છે. રાજકોટથી જામનગર ૫૧ માઈલ થાય છે. બેડીબંદરે આફ્રીકા અને મુંબઈની સ્ટીમરો આવે છે. સ્ટેશને ઉતરવા માટે "રીટાયરીંગ રૂમ" છે, તેમજ સ્ટેશન પાસે પણ ચારેક ધર્મશાળાઓ છે. જામનગર દ્વારકા રેલ્વેનું મુખ્ય કેન્દ્ર અને નવાનગર રાજ્યની રાજધાની આ શહેર છે. તેના સુંદર, પહોળા ડામરના રસ્તા, અને સુંદર બજાર તથા અદ્યતન પદ્ધતિના સુશોભિત મહેલો વડે પ્રીન્સ રણજીતે તેને ઘણું આકર્ષક બનાવ્યું છે. કચ્છ અને દ્વારકાના મુસાફરો માટે જામનગરનોજ રસ્તો અતિ સુલભ છે. અહિંનું સૂર્યોપચાર મંદિર (સોલેરીયમ) ખાસ જોવા જેવું છે. પૂર્વના ગોળાર્ધના દેશોમાં તો હજી આ પ્રથમજ સાહસ છે. તેમાં સૂર્યના કિરણો વડેજ જુદા જુદા દર્દોની ચિકિત્સા કરી તે મટાડવામાં આવે છે. કાઠિયાવાડ એર સર્વીસીઝના એરોપ્લેન (હવાઈ જહાજો)ના આવવા જવાના માર્ગ ઉપર આ શહેર આવેલું છે. જોવાલાયક સ્થળો નીચે મુજબ છે:—

૧ ઇસ્પિતાલ અને સોલેરીયમ. સોલેરીયમમાં એવી

ગોઠવણુ છે કે જેથી બેઠેલ અગર સુતેલ દરદી સાથે આખો પલંગ સૂર્યની ગતિની સાથેસાથજ ફરે છે અને દરદી હોય તે સ્થિતિમાંજ કીરણો ઝીલી શકે છે.

૨ તળાવની વચ્ચે આવેલો લાખોટાનો કિલ્લો અને પાસેજ આવેલો કોઠો ખાસ જોવા જેવા છે.

૩ પ્રતાપ વિલાસ મહેલ અને પીકચર ગેલેરી.

૪ ભાવેન્દ્ર વિલાસ મહેલ.

૫ વિભા વિલાસ મહેલ.

૬ પ્રાણીસંગ્રહાલય જેમાં "લાઇંગર" વિગેરે પ્રાણીઓ છે.

૭ બેડી બંદર અને રોઝી બંદર વિગેરે. તદ્ઉપરાંત, દીવાસળી, અને મોટર ટાયરના કારખાના, મીલ વિગેરે છે અને વેપાર તથા હુન્નર ઉદ્યોગમાં આ શહેર ખુબ આગળ ધપતું જાય છે

"મચ્છુ કાંઠાની મોરબી" એ મોરબી સ્ટેટનું મુખ્ય શહેર છે. વઢવાણુ જંકશનથી રાજકોટ જતાં વાંકાનેર જંકશન આવે છે. વાંકાનેરથી રાજકોટ તરફ દક્ષિણે મોરબી રેલ્વેનો એક ફાંટો જાય છે; જ્યારે ઉત્તરે બીજો ફાંટો મોરબી અને છેક નવલખી બંદર સુધી જાય છે—વચમાં રફાળેશ્વર સ્ટેશન આવે છે, ત્યાં શિવનું સુંદર મંદિર છે ત્યાં રાજા મયુરધ્વજની રાજધાની હતી એમ કહેવાય છે. મોરબીમાં નદી ઉપરનો ઝૂલતો પુલ, વીલીંગ્ડન સેક્રેટેરીયરની ભવ્ય અને આલિશાન મહેલાત, લખધીર બાગ અને તેની અંદરનું વૅાટસન કલબનું સુંદર કળામય મકાન, અને જુના મહેલો, તથા દરવાજાઓ

જોવા જેવા છે. સ્ટેશન પણ સુંદર સગવડભર્યું છે. રીટાયરીંગ રૂમ્સ (વિશ્રામગૃહ) ની પણ સગવડ છે; તદ્ઉપરાંત સ્ટેટનું રેસ્ટ હાઉસ (અતિથિ ઘર) તથા ધર્મશાળાઓ પણ ઘણી છે. શહેરમાં કાચનું કારખાનું પણ છે.

## કાઠિયાવાડના બંદરો

જામનગરના બેડી બંદર અને રોઝી બંદર તથા ભાવનગરનું બંદર, નવલખી, અને ઓખા બંદર એ વેપાર ઉદ્યોગ માટે ખીલતા કાઠિયાવાડના બંદરોમાંના મુખ્ય છે. વાંકાનેરથી મોરબી અઢાર માઇલ દૂર છે. જ્યારે બીજા અઠ્ઠાવીસ માઈલ પછી નવલખી બંદરે જવાય છે. બંદરમાં માલના ચડઉતર માટે ગોડાઉન, વિ. તથા મુસાફરોની સવડ માટે ચાલુ જમાનાની જરૂરીઆતો બધી છે. અહિંથી દરરોજ કંડલા ( કચ્છ ) સ્ટીમર જાય છે. આ રસ્તે અઢી કલાકમાં કચ્છ પહોંચી શકાય છે. અહિંથી ટંકારા આર્યસમાજના સ્થાપક સ્વામી દયાનંદના, જન્મસ્થાને પણ ટ્રામ્વે મારફત જઇ શકાય છે. ફરીને પાછા વાંકાનેર થઈ રાજકોટ પહોંચી જવું અને ત્યાંથી જામનગર અને દ્વારકા રેલ્વે મારફતે જામનગર થઈને સીધા પુણ્યધામ દ્વારિકાપુરીમાં પહોંચી જવું. જામનગરથી આશરે નેવું માઈલને અંતરે દ્વારિકાપુરી આવેલ છે. ગાયકવાડનું ઓખા બંદર પણ દ્વારિકાથી ઓગણીસ માઇલ દૂર આ રેલ્વેના છેક છેડા ઉપર છે. દ્વારિકા એ ગુજરાતનું–કરાંચી પછીનું, સમસ્ત હિંદનું પશ્ચિમનું સીમા ચિન્હ છે.

ટેલર્સ એન્ડ આર્ટ પ્રીટર્સ (સ્પેન્ડીડ) પાંચકુવા, અમદાવાદ.

"પશ્ચિમે દ્વારિકા, પૂર્વે કાળી, ઉત્તરે અંબામાત રે,
દક્ષિણે કુંતલેશ્વર એ છે ચારે ચોકી ગુજરાત,
રમીએ ગુજરાતે રે"

તદ્ઉપરાંત મહુવા અને પોરબંદર વિ. બંદરો પણ છે પરંતુ કાઠિયાવાડના બંદરોનો વેપાર બ્રીટીશ હિંદના મુંબઈ અને કરાંચી બંદરોએ હસ્તગત કરી લીધો છે એટલે ધીમી પ્રગતિ છે.

## યાત્રા ધામ દ્વારિકા

યુગપુરૂષ પ્રાતર્વંદનીય શ્રીકૃષ્ણ પ્રભુની રાજધાનીનું શહેર દ્વારામતી એ ચાર ધામ પૈકીનું એક છે. સપ્તપુરીમાંની એક જુગજુની નગરી છે. અને શ્રી શંકરાચાર્યનું પશ્ચિમનું જ્ઞાન-કેન્દ્ર શારદાપીઠ ત્યાં છે. આ મોક્ષદાયક ધામમાં વૈષ્ણવો અને શૈવો,–અનેક યાત્રાળુઓ–બારેમાસ આવે છે. દરેક હિંદુએ જીવનમાં એક વખત તો દ્વારિકાની યાત્રા કરવીજ જોઈએ એવી માન્યતા સુપ્રચલિત છે. દ્વારિકા બે છે, ગોમતિદ્વારિકા કે નગરદ્વારિકા કે જ્યાં દ્વારિકાધીશનું વિશાળ જગતમંદિર છે તે–તથા બીજી બેટદ્વારિકા. દ્વારિકાએ ગાયકવાડ સ્ટેટની હકુમતમાં છે; જામનગર અને દ્વારકા રેલ્વે મારફતે ત્યાં જઇ શકાય છે. જામનગરથી આશરે એંશી માઇલ દૂર છે, એટલે ચારેક કલાકનો રન છે. સ્ટેશન પાસેજ હજારીમલ દુદવાવાળાની ધર્મશાળા છે; વળી મંદિરની પાસે વસંતલાલ દુદવાવાળાની, તથા શ્રાઉજી પ્રેમજીની વિગેરે ધર્મશાળાઓ પણ છે. શ્રીકૃષ્ણ પ્રભુએ દાનવરાજ સનાવધ પછી પશ્ચિમ સમુદ્રના કાંઠે

વસાવેલ આ નગરીની આસપાસ શ્રીકૃષ્ણ ભગવાનના અદ્ભુત અને વીરતાભર્યાં મહાન કૃત્યોને સ્મરાવતા અગણિત સ્થળો આવેલાં છે. સમુદ્રતટ પરની આ નગરીની શિતળ આનંદ દાયક હવા અને તે હવામાં ફરફરતી ઉંચા જગતમંદિરની ધજા, પાસેનો સમુદ્રતટ વિગેરે દ્રશ્ય આપણી સમક્ષ સુંદર દ્રશ્ય ખડુ કરે છે, અને જૂનો ઈતિહાસ અને ભૂત કાલીન સમૃદ્ધિ



જગત મંદિર, દ્વારકા

સ્મરાવી, સુવર્ણદ્વારિકા અને તે દ્વારિકાના સ્થાપનાર શ્રીકૃષ્ણ પ્રભુના જીવનની કાંઈક ઝાંખી કરાવે છે. પ્રખર ઉનાળામાં પણ અહિંની આબોહવા શીતળ અને સુખપ્રદ હોય છે, અને તેથી ઉન્હાળામાં ઓછા ખર્ચે હવાખાવા આવનારા માણુસો પણ અહિં મળી આવે છે. વાહનોમાં મોટરો તથા ઘોડાગાડીઓ મળી શકે છે.

**શ્રી રણછોડરાયનું જગતમંદિર:**







આ મંદિર વિશાળ અને ભવ્ય છે; તેને સાત માળ છે અને તેની ઉંચાઈ દોઢસો ફીટથી વધુ છે. મંદિરનું બાંધકામ જુની ઢબનું અને ઉત્તમ કારીગરીવાળું છે. નિજમંદિરના સાતમાળને ચારે બાજુ ઝરૂખા છે. આ મંદિરની આસપાસ બીજા અનેક મંદિરો છે અને તેમની આસપાસ કોટ છે, મથુરા અને વૃન્દાવન એ કૃષ્ણ પ્રભુની બાલલીલાના સ્થાનો છે, જ્યારે દ્વારામતી તો શ્રીકૃષ્ણે કંસનો વધ કરી પશ્ચિમ સમુદ્ર કાંઠે આવી સ્થાપેલી તેમની રાજધાનીનું નગર છે. શ્રીમદ્ ભાગવતમાં તેનો મહિમા ખુબ ગાયો છે. તેની રચના દેવોના સ્થપતિ વિશ્વકર્માએ કરી કહેવાય છે. આ મંદિર પણ શ્રીકૃષ્ણના પૌત્રે હજારો વર્ષ પર બંધાવ્યાનું કહેવાય છે. અહિં ગોમતી નદી જે સ્થળે દરિયાને મળે છે ત્યાં ગોમતીતીર્થ કે સંગમતીર્થ છે. પાસેજ સંગમનારાયણનું મંદિર છે. અહિં પ્રભુના દર્શન માટે કર નથી પરંતુ ગાયકવાડ સરકાર તરફથી ગોમતી સ્નાન કરો તો રૂા. ૧-૧-૦ નો કર-મુંડકું લેવાય છે, વળી ગોમતી કુંડ ઉપરાંત હરિકુંડ, નારાયણ બલિઘાટ વિ. કુંડ, અને વાવો છે. શ્રી દ્વારિકાધિશનું મંદિર મોડી રાત સુધી દર્શનાર્થે ખુલ્લુંજ રહે છે, વૈષ્ણવ પુષ્ટિમાર્ગ મુજબ સમયનાજ દર્શન થતા નથી. મંદિરને બે દ્વાર છે, એક ગોમતી કિનારા તરફનું અને બીજુ ગામ તરફનું; ગોમતી તરફના દ્વારથી સીત્તેર પગથીઆં ઉતરવા પડે છે. આ બાજુથી મંદિરનું દ્રશ્ય અપ્રતિમ અને અવર્ણનીય લાગે છે. ૧૦૪ ફુટ લાંબી ધજા અરબી સમુદ્રના પવનમાં ફરફરાટ કરતી ફરકી રહી હોય છે. આ

ધજાનું મહાત્મ્ય પણ ઘણું છે. સમુદ્ર કાંઠાપરની નાની ટેકરી પરની આ ધજા દરિયામાં ઘણે દૂરથી જોઈ શકાય છે. આ ધજા ચડાવનાર યાત્રાળુએ બેહજાર બ્રાહ્મણોને જમાડવા પડે છે; ધજા ચડાવવાના દિવસે ખુબ ધામધુમ થાય છે. તદ્ઉપરાંત અહિં દર વર્ષે મુખ્ય પાંચ મેળાઓ ભરાય છે. દ્વારિકા એ તો ઉત્સવોની નગરી છે. બેસતાવર્ષે અન્નકુટનો વસંત પંચમીના રોજ શ્રીકૃષ્ણ પ્રભુએ ભક્ત નરસિંહની હુંડી સ્વીકારી તેનો, ધુળેટીના રોજ ફુલડોલનો એટલે હોળી રમવાનો, અને જન્માષ્ટમીને દિવસે શ્રીકૃષ્ણ પ્રભુના જન્મનો એ પાંચ ઉત્સવ પ્રસંગોએ હજારો યાત્રાળુઓ ત્યાં ઉભરાય છે, અને શ્રીકૃષ્ણ પ્રભુના દર્શન કરી પાવન થાય છે. તદ્ઉપરાંત ગ્રહણે પણ મેળા ભરાય છે. અહિંયા પશ્ચિમની શંકરાચાર્યની ગાદી શાર-

દાપીઠ છે; ત્યાં જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યે તેમનું જ્ઞાનક્ષેત્ર સ્થાપ્યું હતું. વળી પટરાણીઓના મંદિરો સત્યભામાજીનું મંદિર, રાધિકાજીનું મંદિર, રૂક્ષ્મણીજીનું મંદિર જાંબુવતીનું મંદિર વિ. અનેક મંદિરો છે. તે તે મંદિરના પુજારીઓ તે તે પટરાણી પરના પ્રભુના અધિક પ્રેમ વિષેની અનેક રસપ્રદ અને અદ્દભુત વાર્તા કહે છે. અહિંયા એક ઘણો જુનો પણ હાલતો બહુજ ઓછો થઈ ગયેલો એવો એક રિવાજ "દ્વારકાની છાપ" લેવાનો છે. પ્રભુના આયુધો શંખ, ચક્ર, ગદા, પદ્મની છાપવાળા લોઢાના બીબાં તપાવી શરીર પર ડામ દ્વારિકાથી બેટ તરફ પગે ચાલીને જતાં આરંભડા ગામે દે છે, અને તે છાપ જોઈને યમદુત પાછા જાય તેવી માન્યતા પહેલાં પ્રચલિત હતી. હાલ તો આ ઘૃણાસ્પદ અને કષ્ટપ્રદ છાપ બહુ જ ઓછા મનુષ્યો લે છે તે કલિકાળનો જ મહિમા છે કે પછી પાપી મનુષ્યો વધ્યા એટલે છાપ ભુંસાતી જાય છે તે તો ઈશ્વર જાણે! આ મંદિરની પાસે બીજા લક્ષ્મીનારાયણ, ગોપાળજી; નરસિંહ મહેતા; શામળશા, મીરાંબાઈ વિ.ના તથા બ્રહ્માજી અને રામચંદ્રજી વિગેરેના અનેક મંદિરો છે. દ્વારિકાથી બેટ શંખોદ્ધાર આશરે વીસેક માઈલ દૂર છે; અને ઓખાબંદરે થઈને ત્યાંથી—આશરે ત્રણેક માઈલની ખાડી દેશી મછવામાં બેસી ઓળંગી—બેટ પહોંચી શકાય છે. ઓખા બંદર જામનગર દ્વારકા રેલ્વેનું છેલ્લું સ્ટેશન (ટર્મીનસ) છે. દ્વારિકાની સીમેન્ટ ફેક્ટરી જોવા લાયક છે, રોજના અઢીસો ટન સીમેન્ટ ત્યાં બનાવાય છે.

## ઓખા બંદર

### વર્તમાન વહાણવટાને અનુકુળ મથક

ઓખા એ રાજ્યનું મુખ્ય બંદર છે પરંતુ તે શિવાય પણ દ્વારકા, બેટ, મુળદ્વારકાં, વેલણ, નવસારી અને બીલ્લીમોરા એ પણ આપણા રાજ્યનાં ધ્યાન ખેંચે એવાં બંદરો છે.

છેક સને ૧૮૮૨ ની સાલથી શ્રીમંત મહારાજા સાહેબનું લક્ષ ઓખા બાજુએ એક બંદર ઉભુ કરવા માટે દોરાયું હતું. મુશ્કેલીઓ અને તેમના ઉકેલને અંતે સને ૧૯૨૨ માં ઓખા-બંદર સ્થાપન કરવામાં આવ્યું. ત્યાંની પરિસ્થિતિ એવા પ્રકારની હતી કે વ્યાપારની ખીલવણી અર્થે આ બંદર લોહમાર્ગની સાથે કાઠીયાવાડ અને ગુજરાતની સાથે જોડવુંજ પડે. એટલે જામનગર રેલ્વેની સાથે તેનું જોડાણ કરવામાં આવ્યું.

મોટી સ્ટીમરો ઉભી રહી શકે એને માટે ૪૦૦ ફીટ લાંબો એક ડકકો પણ બાંધવામાં આવ્યો. વળી વખારો અને બીજી વ્યાપારીઓને જોઈતી સગવડો પણ ત્યાં કરવામાં આવી અને વિધિસર સને ૧૯૨૬ માં શ્રીમંત મહારાજા સાહેબના શુભ હસ્તે ઓખા બંદર ખુલ્લું મુકવામાં આવ્યું.

આ બંદર મુંબઈ અને કરાંચીના સિધ્ધા દરીઆઈ માર્ગમાં પડે છે અને કાઠીયાવાડના વાયવ્ય ખુણામાં તે આવેલું હોઈ વર્ષના કોઈ પણ ભાગમાં આવતી જતી સ્ટીમરો લાંગરી શકાય એવી સગવડવાળુ છે. યુરોપથી આવતી સ્ટીમરો પણ રસ્તો બદલ્યા શિવાય અને વખતનો વ્યય કર્યા શિવાય અહિં આવી શકે છે. બંદરમાં વખારો, મોટર લોંચ, ક્રેઈન વિગેરે અત્યારના યુગને જોઈતી બધી સગવડો પુરી પાડેલી

છે. લોહમાર્ગનો ફાંટો પણ છેક ડક્કા સુધી વધારેલો છે. ત્યાં વિજળીની, ટેલીફોનની, પીવાના પાણીની પણ વ્યવસ્થા પુરતી છે. લોહમાર્ગનો ફાંટો પણ છેક ડક્કા સુધી વધારેલો છે. ત્યાં વીજળીની, ટેલીફોનની, પીવાના પાણીની પણ વ્યવસ્થા છે. વ્યાપારીઓ માટે સગવડ થાય એ અર્થે વડોદરા બેન્કે પોતાની એક શાખા ત્યાં ખોલેલી છે.

## આ બંદર ઉઘડવાથી નીચે જણાવેલાં કારખાનાં શરૂ થયેલા છે

**સીમેંટનું કારખાનું**–દ્વારકાં સામેંટ કંપની બંધ થયા પછી વડોદરા સરકારે એમના લેણા પેટે એ કારખાનું ખરીદ કર્યું હતું. અને પાછળથી તે ઓખા સીમેંટ કંપનીને ૧૯૨૯ ના સાલમાં વેચવામાં આવેલું ત્યારથી કારખાનાએ સતત પ્રગતિ કરી છે. હવે એ વાર્ષિક ૧,૦૦,૦૦૦ ટન સીમેન્ટ બનાવી શકે એવી સ્થિતિમાં છે, આ સીમેન્ટ પશ્ચિમ કિનારાનાં ચીતાગોંગ, કલકત્તા, અને બીજાં બંદરોએ ચઢે છે.

**મીઠાનું કારખાનું**–દરિયાના પાણીમાંથી મીઠું પકવવાનું આ બીજું મોટું કારખાનું છે, અને તેનું ધોયેલું મીઠું કલકત્તા અને ઇસ્ટ આફ્રિકા જેવા પ્રદેશમાં પણ મોકલવામા આવે છે. ઓખા સોલ્ટ વર્કસે ૪૩,૯૯૬ ટન મીઠું પકવ્યું તેમાંથી ૪૨,૧૫૯ ટન ૧૯૩૭ ૩૮ દરમ્યાન બહારગામ ચઢાવ્યું. ઈપ્સમ સોલ્ટ, મેગ્નેઝીઅમ કલોરાઈડ જેવી મીઠાની ઉપ પેદાશો બનાવવા માટે પાયોનીઅર મેગ્નેઝીયા વર્કસ ૧૯૩૦ માં મીઠાપુરમાં ખોલવામાં આવ્યું છે અને કારખાના-

માંથી ૧૯૩૭-૩૮ માં ૪,૪૭૪ હંડ્રવેટ માલ જર્મની અને ૧૪,૯૨૫ હંડ્રવેટ માલ યુનાઇટેડ કિંગડમ મોકલવામાં આવ્યો.

**બીજાં કારખાનાં**-ઉપર જણાવેલાં કારખાનાં શિવાય ઓખામાં એક બરફ બનાવવાનું, એક દળવાની ઘંટીનું અને એક તેલ કાઢવાનું એવાં કારખાનાં છે. હજી પીત્તળનાં વાસણો ટીનનાં વાસણો, કાગળની પેટીઓ અને કારખાનાં ઉભાં કરી શકાય એમ છે.

ઓખા બંદરની આધુનિક ખીલવણીમાં જણાવવા જેવું બનાં હાલ ઓઇલ સ્ટોરેજ એન્ડ ડીસ્ટ્રીબ્યુટીંગ કંપની ઓફ ઇન્ડીઆ લીમીટેડ તરફથી તેલ ભરવાની ટાંકી બાંધવામાં આવેલી તે છે. આ ટાંકી બાંધવાનો ખર્ચ આશરે રૂ. ૧૫ લાખ થશે. ૧૯૩૯ ની શરૂઆતમાં આ કામ પુરૂં થશે એવી ધારણા છે. ત્યાં પેટ્રોલીઅમમાંથી બનતી ચીજો પેટ્રોલ, ઘાસ-તેલ, ડીઝલ ઓઇલ વિગેરે સંગ્રહી રાખવામાં આવશે. તે શિવાય ઘાસતેલના ડબા બનાવવાનું કારખાનું બંધાય છે. તેલની સ્ટીમરોમાંથી તેલ સીધુ ટાંકીઓમાં ભરાશે અને તેમાંથી રેલ્વે મારફતે ટાંકીમાં, પીપોમાં અને ડબામાં વહેંચાશે.

### દરિયાઇ વહાણોની અવરજવર

હંસા, હોલેન્ડ-બ્રિટીશ ઇન્ડીઆ, કલેન, એન્કર, બ્રિટીશ-ઇન્ડીયા, એલરમેન, વીલ્સન એન્ડ સીટી હોલ લાઇનનાં વહાણો નિયમિત રીતે પરદેશી માલ માટે આવે છે અને એશીયાટીક, બોમ્બે સ્ટીમ નેવીગેશન અને સિંધીઆ સ્ટીમ નેવીગેશનનાં વહાણો સ્થાનિક ચીજોનો માલ આણે છે.

દરિયાઇ અને કિનારે ફરતાં અનેક વહાણો ઓખા બંદરે આવે છે.

## ઓખાબંદર

કાઠિયાવાડના વાયવ્ય ખુણે આવેલું ગાયકવાડ સ્ટેટનું આ બંદર છેલ્લા દસેક વર્ષથી તો ખુબ સુંદર પ્રગતિ કરી રહ્યું છે. મહુમ સર સયાજીરાવની દીર્ઘદ્રષ્ટિએ આ બંદરની ભૌગોલિક ઉપયોગીતા શોધી અને તેને સુસમૃદ્ધ અને પુરતી સગવડવાળું બનાવવા તેમણે અથાગ શ્રમ લીધો. બારે માસ સંરક્ષાયેલું એવું એ કુદરતી બંદર છે; તદ ઉપરાંત નકર મજબૂત કોંક્રીટનો ચારસો ફુટ લાંબો દરિયામાં જતો પાકો કુડદો બાંધવામાં આવેલ છે. વળી તેની આગળ પાંચસો ફુટનો મોટો બંધ બાંધેલ છે. મોટી સ્ટીમરો પણ કુડદાની દરેક બાજુએ નાંગરી સીધો માલ વેગનોમાં ઉતારી શકે છે. યુરોપ આફ્રિકા વિ.ના માલની ચડઉતર માટે આ બંદર સસ્તું અને ચાલુ જમાનાની દરેક સગવડવાળું છે જેથી વેપારીઓને ફાયદાકારક છે. આ બંદરેથી સને ૧૯૩૮–૩૯ ના વર્ષ દરમ્યાન લગભગ બોંતેર લાખનો માલ ચડઉતર થયો હતો. ઓખા પોર્ટથી મછવામાં બેસી શંખોદ્ધાર બેટ જઇ શકાય છે. ખાડી નજીક ખારવાઓ શંખ વિગેરે વેચે છે.

## બેટ શંખોદ્ધાર (બેટ દ્વારકા)

બેટમાં રહેવા માટે બે ધર્મશાળાઓ મુખ્ય છે, પ્રથમ નાની પણ સ્વચ્છ સત્યભામાજીની ધર્મશાળા અને બીજી અચારજજીની ધર્મશાળા. કિલ્લામાં પુરાણી પદ્ધતિની રચનાવાળું શ્રી રણછોડરાયનું ભવ્ય મંદિર છે. તેની આસપાસ

ચારે બાજુએ ચાર પટરાણીઓના-સત્યભામાજી, રાધિકાજી, જાંબુવંતીજી, અને લક્ષ્મીજીના મંદિરો છે. આ મંદિરમાં પુષ્ટીમાર્ગ અનુસાર સમય સમયના દર્શન થાય છે, અને વળી દર્શન માટે કર આપવો પડે છે, ચરણ સ્પર્શનો પણ કર લેવાય છે. તદ્ઉપરાંત બેટમાં પ્રભુની પ્રેમલીલાના કાસદ પુજારીઓ હજુ પણ પ્રતિમા પ્રભુના સંદેશા લઇ પટરાણીઓને સુણાવવાની ચેષ્ટા કરે છે. અહિં મંદિરના નીચલે માળે તેમજ ઉપલા માળે શીશાની અંદર શ્રીજીની અસલ મૂર્તિ બંને જગાએ

દેખાય છે. બિંબ પ્રતિબિંબની વૈજ્ઞાનિક કરામતનો જાણકાર ભક્ત પુજારીઓએ સારો લાભ ઉઠાવ્યો લાગે છે! અહિંથી નીકળતાં ઓખાથી દ્વારકા તરફ જતાં પહેલું સ્ટેશન આરંભડા આવે છે, ત્યાં દ્વારિકાની છાપ શંખચક્રની મેળવી શકાય છે. બેટમાં ઘણા પવિત્ર તળાવો છે, જેમાં શંખ તળાવ, રણછોડ તળાવ, પંચકુઈ વિ. મુખ્ય છે. બેટથી દોઢેક માઇલ દૂર શંખોદ્ધાર તીર્થ છે અહિં શ્રીકૃષ્ણ પ્રભુએ શંખાસુરનો ઉદ્ધાર કરેલો. શંખ તળાવની બાજુમાંજ સંખનારાયણ અને આદિકેશવના સુંદર મંદિરો છે તદઉપરાંત ધીંગણેશ્વર, નીલકંઠેશ્વર, કલ્યાણજી ત્રિવિક્રમજી વિ.ના પણ સારા મંદિરો છે. આરંભડા પછી બીજું સ્ટેશન મીઠાપુર આવે છે. ત્યાં મીઠું પુષ્કળ પાકે છે. ગાયકવાડ રાજ્યે સીમેન્ટના, મીઠાના તથા તેવાજ બીજા હુન્નર ઉદ્યોગોનો રાજ્યમાં સારો પ્રચાર કરેલો છે; ઓખાબંદરે બર્માશેલનો મોટો ભંડાર–કોઠી છે, તેમજ મોટર હાઉસ લીમીટેડ (ગુજરાત) નું પણ ત્યાં કારખાનું છે. એકંદરે આ બંદરે ઘણી સારી પ્રગતિ સાધી છે.

## દ્વારિકાના મેળાઓ અને ગોપીતળાવ

દ્વારિકા એતો ઉત્સવોની નગરી છે દર વર્ષે ભરાતા મેળાઓમાં મુખ્ય નીચે મુજબના છે. ૧ અન્નકુટ. સમય કાર્તિક સુદી પડવે. નીજ મંદિર વિ. અન્નકોટની સામગ્રીથી શણગારે છે, અનેક યાત્રાળુઓ આવે છે. ૨ વસંત પંચમીનો મેળો માઘ સુદ પાંચમના રોજ નરસીંહ મહેતાની હુંડી શ્રીકૃષ્ણ પ્રભુએ દ્વારિકામાં સ્વીકારી હતી. ૩ તેના ફુલડોલનો મેળો.

ફાગણ વદ પડવે હોળી ખેલવા, તથા રણછોડરાયની ઝાંખી વિ. માટે હજારો યાત્રાળુઓ ઉતરી પડે છે. ૪ જન્માષ્ટમીનો તથા અક્ષયતૃતીયાનો અને દેવપોઢી એકાદશીનો, ગ્રહણનો વિગેરે.

ગોપીતળાવ જતાં રસ્તામાં નાગેશ્વરનું મંદિર આવે છે, તે દ્વાદશ જ્યોતિર્લીંગમાંનુ એક છે; પરંતુ આ સ્થાન નિર્ણય વિષે મતભેદ છે. નિઝામ હૈદ્રાબાદમાં ચોંડી સ્ટેશનથી ૧૧ માઈલ દૂરના ઔંઢા ગામનું શિવલિંગ તે નાગેશ્વર છે એમ કેટલાક વિદ્વાનોનું કહેવું છે જ્યારે ત્રીજા મત મુજબ અલ્મોરાથી સત્તર માઈલ દૂર યોગેશ્વરનું ધામ છે તે નાગેશ્વરનું જ્યાતિર્લિંગ છે એમ પણ કેટલાકનું કહેવું છે. અહિંયા હજુ પણ કાબાઓનું (લુંટારાઓનું) જોર ઠીક ઠીક છે. ગવંખંડક ગોપી તળાવ હજુ પણ છે અને,

"સમય સમય બળવાન છે નહિ પુરૂષ બળવાન,
કાબે અર્જુન લુંટીયો, એહિ ધનુષ એહિ બાણ"

એ ઉક્તિ સ્મરાવતું, અને કૃષ્ણસખા અર્જુન સાથે મથુરાથી આવતી ગોપીઓ તે સરોવરમાં શ્રીકૃષ્ણ નામ લઈ જળસમાધિ પામી તે દ્રશ્ય સ્મરાવતું હજી ઉભું છે. હજુ પણ ગોપીઓના તે નિ:સ્વાર્થ પ્રેમનું સૂચક ગોપીચંદન આ તળાવની માટીમાંથી પ્રસાદાર્થે મેળવી લોકો પાવન થાય છે. ખરેખર દ્વારિકા એ શ્રીકૃષ્ણની પ્રિય ભૂમિ છે, હિંદુઓના ચાર ધામની યાત્રા કરનાર માટે હિંદની ભૂગોળ ભણવાની રહેતી નથી.

## ચાર ધામ

રેલ્વે શરૂ થઈ તે પહેલાં પણ ઉત્તરે બદ્રીનાથ, દક્ષિણે રામેશ્વર, પૂર્વે જગન્નાથપુરી અને પશ્ચિમે દ્વારિકાની યાત્રા ભગવાનની આજ્ઞા થતાં હજારો શ્રદ્ધાળુ યાત્રાળુઓ ગાડા રસ્તે કે પગપાળા કરતાં અને દુનિયાના વ્યવહારમાં અને વિધવિધ ભાષા અને વિષયોમાં પારંગત થઇ સ્વદેશ પાછા આવતાં.

## સપ્તપુરી

**अयोध्या, मथुरा, माया, काशी कांची, अवन्तिका ।**
**पुरी द्वारामती चैव सप्तैता मोक्षदायकाः ॥ १ ॥**

અયોધ્યા, મથુરા, માયા (હરદ્વાર), કાશી, કાંજીવરમ, ઉજ્જન અને દ્વારિકા એ સાત નગરો મોક્ષદાતા છે. દ્વારિકા માટે તો સ્કન્દ પુરાણમાં કહ્યું છે કે શ્રીકૃષ્ણ પ્રભુની સેવાથી પ્રસન્ન થઇ દુર્વાસા મુનિએ, તથા મુનિના તપથી પ્રસન્ન થઈ શ્રીકૃષ્ણ પ્રભુએ આમનસામન વરદાન આપ્યા, અને તે આપેલ વરદાન મુજબ શ્રીકૃષ્ણે દ્વારિકાનો ત્યાગ ન કરવા સ્વીકાર્યું અને ગોમતીસંગમને મોક્ષદાયક બનાવ્યો. પશ્ચિમ સમુદ્રને કાંઠે આવેલા એ તીર્થસ્થળોએ જતાં હજુ પણ આપણને હિંદનો સૂર્યાસ્ત સ્મરાવે છે અને ફરીને ભારતનો સૂર્યોદય થઈ હિંદ જગન્નાથ જગદીશ જેવું ક્યારે બને એવી ઉત્કંઠા પ્રેરે છે. ભોપલકા અને ભાટીઆ સ્ટેશનેથી મોટર દ્વારા પીંડારા જવાય છે. પીંડતારક પીંડારા ક્ષેત્રમાં કુંડ છે; શ્રાદ્ધ કરી પિંડ તે કુંડમાં નાંખવાથી પાણીમાં તરે છે તેમ કહેવાય છે. વળી ભાટીયાથી મોટર દ્વારા હર્ષદ માતાના મંદિરે પણ જઈ શકાય છે. તે

સ્થાન શ્રીકૃષ્ણને તથા છપનકોટી યાદવોને માતા અંબાજીએ સમુદ્ર ઉપર જમીન ઉપરના રસ્તાની જેમ લઇ જઇ જે દિશાસૂચન તથા સહાય કર્યા તેને સ્મરાવે છે. પુરૂષ અને પ્રકૃતિની અરસ્પરસ સહાય અને સ્હાનુભૂતિનું સૂચક તે દ્રષ્ટાંત છે. પીંડારા તીર્થમાં મહાપ્રભુની બેઠક છે. કાઠિયાવાડનું શ્રાદ્ધ-તીર્થ હોવા ઉપરાંત અહિ શ્રીકૃષ્ણપ્રભુએ જે મહામુનિનો રથ ખેંચેલો તે, દુર્વાસા રૂષિનો પુરાણો આશ્રમ પણ અહિ છે. ઉપર જણાવેલ સ્થળો ઉપરાંત તુલસી શ્યામમાં સાત ઉના પાણીના ઝરા છે, દેલવાડાથી એક માઈલ દૂર હમણાં હમણાં તકરારી જગાવાળું તીર્થસ્થાન, ગુપ્તપ્રયાગ વગેરે અનેક સારા સ્થળો આવેલાં છે.

કચ્છ

હિંદમાં મોટા પહાડો, મેદાનનો ફળદ્રુપ પ્રદેશ અને સુકા રણ પણ આવેલા છે. સિંધ થરપારકર, રજપુતાના, અને કચ્છનો કેટલોક પ્રદેશ તદ્દન નિર્જળ સુકો રેતાળ રણનો છે. નવાનગર સ્ટેટના બેડીબંદર અને રોઝી બંદરેથી તથા મોરબી સ્ટેટના નવલખી બંદરેથી રોજ સ્ટીમર રસ્તે કચ્છમાં જઈ શકાય છે. મુંબઈથી પણ દર બુધવારે સ્ટીમર કચ્છ માટે ઉપડે છે. તે બંદરોનું સ્થાન ગુજરાત, રજપુતાના અને મધ્યહિંદના પ્રદેશોની વચ્ચે છે અને તેથી તેમની વ્યાપારી અગત્ય વધતી જાય છે.

માંડવી, ભુજ વિ. શહેરો મુખ્ય છે, પરંતુ તે સુક્કા

પ્રદેશ તરફ ન જતાં આપણે સીધા વઢવાણ પહોંચી ત્યાંથી ભાવનગર સ્ટેટ રેલ્વે મારફત ભાવનગર તરફ ઉપડીએ.

## સ્વામીનાગઢડા, શિહોર અને પાલિતાણા

વઢવાણથી બોટાદ અને નિંગાળા થઈ ત્યાંથી ગાડી બદલી સ્વામીના (સ્વામીનારાયણના) ગઢડા જઈ શકાય છે. ત્યાં સ્વામીનારાયણ સંપ્રદાયનું મોટું મંદિર છે. નિંગાળાથી ઘોળા ભાવનગર રેલ્વે મારફતે પહોંચી ત્યાંથી ઢસા અને ખીજડીયા થઇ અમરેલી જઈ શકાય છે, જ્યારે ઘોળા અને ત્યાંથી સીધા શિહોર અને ભાવનગર જઈ શકાય છે. શિહોરથી પાલિતાણા માટે ગાડી બદલવી પડે છે. પાલિતાણા જૈનોનું ગુજરાતનું મુખ્ય યાત્રાધામ છે. ધનિક જૈનો અમદાવાદ અને પાટણથી સંઘ કાઢે છે અને હજારો યાત્રાળુઓ ગાડીમાર્ગે અને પગે ચાલીને પાલિતાણા અને શત્રુંજય તીર્થ ઉપર જાય છે, સંઘમાં અઢળક દ્રવ્યનો ખર્ચ થાય છે. શત્રુંજય ઉપરના જૈનોના દહેરાં જોવા લાયક છે ત્યાં ધનિકોએ દ્રવ્યનો સદ્‌વ્યય કરી આત્મકલ્યાણનો કાંઈક માર્ગ ગ્રહણ કર્યો લાગે છે. શેત્રુંજાની ટેકરી ઉપર સાતેક નાનામોટા ગઢ અગર કિલ્લા છે અને તેની અંદર મોટાં વિશાળ ભવ્ય મંદિરો છે તેમાં જૈનોએ લાખો રૂપીયા ખર્ચી સોના રૂપા અને હીરામાણેકથી જડેલી અનેક મૂર્તિઓ સ્થાપી છે ચિત્રકામ, કોતરકામ ઘણાંજ સુંદર છે અને દરેક મંદિરોની રચના પણ એક નાના નગર જેવી છે. મંદિરની તમામ વ્યવસ્થા ચોકીપહેરો

અને તમામ વહીવટ જૈનોના હસ્તક છે. પહાડ ચઢવા માટે પગથીઆ છે. ઉપર એક મહાકાય મૂર્તિ છે જે છે તો તીર્થંકરની પણ પ્રચલિત નામથી ભીમની મૂર્તિ તરીકે ઓળખાય છે. મંદિરોમાં લાખો રૂપીયાના દાગીના, રત્ન અને આભરણ હોવાથી રાત્રે ત્યાં રહી શકાતું નથી અને ગઢ અને ચોકી પહેરો સુંદર છે. શત્રુંજયના મંદિરો સ્હેજે બે એક માઈલ દૂર છે, અહીંથી પાંડવો અને આઠ કરોડ મુનિઓ મોક્ષે ગયા હતા એવી માન્યતા પ્રચલિત છે. ગુજરાતના નહિ પણ બલ્કે સારાયે હિંદના જૈનો અહીં યાત્રાર્થે આવે છે. શિલ્પકામ ઘણુંજ સુંદર છે, અને આટલા વિશાળ અને ખર્ચાળ છતાં આવા સુંદર મંદિરો જોવા ભુલવું જોઈએ નહિ. ટેકરી ઉપરથી ઉપર નીચેના મોટા નાના મંદિરો અને ઝરણાં વીગેરેનું દ્રશ્ય સુંદર અને હ્રદયંગમ લાગે છે.

અશક્ત માણસો માટે ચડવા માટે ડોળી પણ મળી શકે છે.

શિહોર સ્ટેશનથી પાસેજ ટેકરી ઉપર શિહોર ગામ છે. તેનો જુનો ગઢ જોવા જેવો છે. અહીંના પેંડા વખણાય છે, અહીંથી શેત્રુંજાના દર્શન થઈ શકે છે.

ભાવનગરથી તળાજા ટ્રામ્વે મારફત તળાજા, ગોપનાથ, અને મહુવા બંદરે જઇ શકાય છે. ગોપનાથ હવાખાવાનું દરિયાકાંઠા પરનું સુંદર સ્થળ છે. જ્યારે તળાજા (તાલધ્વજ-ગિરિ) ઉંચી ટેકરી ઉપરનું સુંદર શહેર છે; તે જૈનોનું તીર્થ સ્થળ છે. ટેકરી ઉપરના મંદિરો સુંદર છે. નજીકની ગુફાઓ વિગેરે પણ જોવા લાયક છે.

## ભાવનગર, સારંગપુર અને ભીમનાથ

ભાવનગર એ ભાવનગર સ્ટેટની રાજધાનીનું શહેર છે. તેની વ્યાપારી અગત્યા હતી, તેમાં થોડાંક વર્ષથી બંદર ખુલતાં તેની અગત્યા વધતી જાય છે.

રાજ્ય બંદરી સગવડ વધારી વ્યાપારવણુજ વધારવા સુંદર કોશીષ કરી રહેલ છે. "કાઠિયાવાડ એર સર્વીસીઝ" વિગેરેના એરોપ્લેન અહીં ઉતરે છે. "કૃષ્ણનગર" નામનું સુંદર નવું પરૂં વસાવવામાં આવેલ છે. અહીંથી ઘોઘા જઈ શકાય છે. ભાવનગરમાં શહેરની વચ્ચે સુંદર તળાવ છે. સ્ટેશન પાસે જ ધર્મશાળાઓ છે. નવું શામળદાસ કોલેજનું તથા હોસ્ટેલનું મકાન, તથા પીલગાર્ડન તથા તેની અંદરનું પ્રાણી-સંગ્રહાલય વીગેરે જોવા લાયક છે. તખ્તેશ્વરની ટેકરી ઉપર સુંદર દેવાલય છે. જ્યાંથી દરિઓ જોઈ શકાય છે; તે બાજુ શહેરનો વિસ્તાર વધારી બંગલા બાંધવામાં આવેલ છે. વીકટોરીયા ગાર્ડન તથા તેની પાસેનો મહેલ, અને ગૌરીશંકર સરોવર (બોડ તળાવ) વીગેરે જોવા લાયક છે. શહેરની મધ્યના તળાવ કાંઠે દરરોજ ગુજરી ભરાય છે. સ્ત્રીઓ માટેનો જુદો ખાસ બગીચો ત્યાં છે. ભાવનગર સ્ટેટ એક પ્રગતિશાળી દેશી રાજ્ય છે. શહેરની મધ્યમાં બાર્ટન પુસ્તકાલય સુંદર છે. શહેરની વિશાળ બજારમાં આસપાસની ઘણી ચીજો વેચાવા માટે આવે છે. શહેર વચમાં તળાવકાંઠે જશોનાથ મહાદેવનું મંદિર છે. મોટર રસ્તે ઘોઘા જઈ શકાય છે. તે બ્રિટિશ હદનું ગામ છે અને હવાખાવા માટે કોઈવાર અમલદારો ત્યાં

ઉનાળો ગાળે છે. ભાવનગરથી બોટાદ થઈને ત્યાંથી ધંધુકા અને અમદાવાદ જઈ શકાય છે. બોટાદ પછી સારંગપુર રોડનું સ્ટેશન આવે છે ત્યાંથી સારંગપુરના હનુમાન જઈ શકાય છે, તે હનુમાન ખુબ શક્તિશાળી લેખાય છે અને તેમની માન્યતા ખુબ થાય છે. ભીમનાથ સ્ટેશનથી ભીમનાથના મંદિરે જઈ શકાય છે, ધંધુકાથી અમદાવાદ જતાં રસ્તામાં અરણેજ, ગોધાનેશ્વર અને ધંધુકા આવે છે. અરણેજમાં બુટ માતાનું મંદિર છે. ધોળકાનું મલાવ તળાવ જુના રાજયકર્તાઓની ઉદાર ભાવના અને પ્રજાપ્રેમ દર્શાવતું હજુ મોજુદ છે. આ રસ્તે ભાવનગરથી સીધા અમદાવાદ આવી શકાય છે; એલીસબ્રીજ, સાબરમતી, અને અમદાવાદ થઈ ગુજરાત અને સમસ્ત હિંદમાં જઈ શકાય છે. ધંધુકામાં વીરમગામ જેવું જ કસ્ટમનું થાણું છે અલબત્ત ત્યાં હાલાકી વીરમગામ કરતાં ઓછી છે.

## મહેમદાવાદ, ખેડા, નડિયાદ, અને કપડવંજ.

અમદાવાદથી ગુજરાત કે કાઠિયાવાડ મેઈલમાં અગર તો લોકલમાં બેસી મુંબઈ તરફ જઈ શકાય છે. રસ્તામાં અમદાવાદથી અગીયાર માઈલ દૂર બારેજડીનું સ્ટેશન છે, સ્ટેશનની પાસે જ બારેજડીની ગંજીફરાક અને કાગળ વીગેરેની મીલ, આવલી છે. જયારે ત્યાંથી આગળ જતાં મહેમદાવાદ (ખેડા-રોડ) સ્ટેશન આવે છે. સ્ટેશનથી ગામ માઈલ એક દૂર છે. અહીંથી દરરોજ મોટરો ખેડા, માતર તથા નડિયાદ જાય છે.

ખેડા જીલ્લાનું મુખ્ય ગામ ખેડા, રેલ્વે સ્ટેશન ગામ ઉપર નથી, તેથી હવે નડિયાદની અગત્યતા વધતી ગઈ છે. મહેમદાવાદથી ખેડા સ્હેજે ચૌદેક માઈલ દૂર છે, મોટર રસ્તો સારો છે, અને ખેડા ચરોતરનો પ્રદેશ ફળદ્રુપ હોઈ બંને બાજુની વૃક્ષરાજીથી મોટર રસ્તા ઉપર ઠંડક રહે છે. મહેમદાવાદથી ખેડા જતાં રસ્તામાં ભમરીયો કુવો આવે છે. કુવો જુનો જીર્ણ થઈ ગયેલો છે. પરંતુ સરકારે હમણાંથી મરામત કરી ટકાવી રાખેલ છે જેથી તેમાં ઠંડક ખુબ રહે છે. કુવાની ચારે બાજુથી ઉતરવા ચડવાની ગોળ નિસરણી છે, અને છેક પાણીને અડકી શકાય છે; હાલ તો છોકરાઓ સંતાકુકડીની કે પકડવાની રમત ત્યાં રમે તેવી તે ગોઠવણ લાગે છે! મહમદ બેગડાનો મહેલ પણ અહીં પાસે જ છે, આ શહેર મહમદ બેગડાએ વસાવેલું. અહીંથી અગ્યારેક માઈલ રેલ રસ્તે આગળ જતાં નડિયાદ આવે છે. નડિયાદમાં પણ ગાડી મળી શકે છે, અહિંથી પણ મોટરો હંમેશ **કપડવંજ, માતર, ખેડા** અને **મહેમદાવાદ** તરફ જાય છે. ચરોતરની ફળદ્રુપ જમીનની વચ્ચે આવેલા આ શહેરનો વેપાર સારો ચાલે છે. શહેરની એક બાજુયે નાનું સુંદર તળાવ છે. શહેરમાં લૉજ વિગેરેની સગવડ સારી છે. મોટું બજાર ભરાય છે. અહીંનું સંતરામનું મંદિર, અનાથાશ્રમ વીગેરે જાણીતા છે. નડિયાદથી ગુજરાત રેલ્વેમાં બેસી એકવીસ માઇલ દૂર આવેલા કપડવંજ સ્ટેશને જઈ શકાય છે. કપડવંજમાં સાબુ સારા બને છે. તે રસ્તે આગળ ન જતાં

નડિયાદથી સીધા મુંબઈ તરફ દસેક માઈલ જતાં આણંદ જંકશન આવે છે. વચમાં બોરીઆવી સ્ટેશન આવે છે. જ્યાંથી રેલ્વે બદલી **વડતાલ** (સ્વામીનારાયણ) જઈ શકાય છે. સ્વામીનારાયણપંથનું ત્યાં મોટું મંદિર છે; તે સંપ્રદાયનું યાત્રાનું સ્થળ **વડતાલ** ગણાય છે.

## આણંદ, ડાકોર અને ખંભાત.

આણંદથી એક ફાંટો ડાકોર, ટીંબારોડ, અને ગોધરા તરફ જાય છે. જ્યારે બીજો ફાંટો પેટલાદ અને ત્યાંથી ખંભાત જાય છે. પેટલાદથી બીજી તરફ પણ ગાયકવાડ રેલ્વેનો ફાંટો જાય છે. ખંભાત એ જુનું પ્રખ્યાત બંદર છે. તે ઐતિહાસિક સ્થાન છે તેનું મૂળ નામ સ્તમ્ભતીર્થ હતું.

ડાકોર એ વૈષ્ણવનું ગુજરાતનું મુખ્ય યાત્રા ધામ છે, અને વૈષ્ણવોના પાંચ મહાતીર્થોમાંનું એક છે. સ્ટેશનેથી ઘોડાગાડીઓ મળી શકે છે, ભાડું ઠરાવી રામબાગ, અગરતો અમદાવાદવાળાની ધર્મશાળાએ જવું. શહેરમાં બીજી પણ અનેક ધર્મશાળાઓ છે. અને બધે સુવા પાથરવા વીગેરેની સગવડ મળે છે. શહેરની મધ્યમાંજ રણછોડરાયનું મોટું ભવ્ય મંદિર છે. બજાર સુંદર અને મોટું છે, અને તે બજારની એકબાજુપર ગોમતી તળાવ મંદિરની સામેજ આવેલું છે. તળાવ સુંદર છે અને વચમાંજ એકનાની વાવ છે જેમાં શ્રી કૃષ્ણ પ્રભુને લાવીને ભક્ત બોડાણાએ સંતાડયા હતા એમ કહેવાય છે. તળાવને કાંઠેજ ત્રાજવા છે. અને આ જગોએ શ્રી કૃષ્ણપ્રભુની દ્વારિકાથી ઉપાડી લાવેલી મૂર્તિના

જેટલું જ સુવર્ણ ભક્તશ્રેષ્ટ બોડાણાએ દ્વારિકાના ગુગલી બ્રાહ્મણોને આપવા કબુલેલું પરંતુ ભક્તવત્સલ રણછોડરાયે પોતાનું વજન ભક્તપત્નીની વાળી જેટલું હલકું બનાવી દીધું અને તે રીતે ભક્તિના દોરે બંધાઇ દ્વારિકા છોડી ડાકોરમાં વાસ કર્યો. દર પુનમે અહીંયાં હજારો યાત્રાળુઓ દર્શનાર્થે આવે છે. અહીં પ્રભુને માખણ, સાકર, મગજના લાડુ, તુલસીપત્ર વીગેરે ચડાવે છે. ગોમતીમાં સ્નાન કરી પૂજા માટે મંદિરમાં જઇ શકાય છે. આ મંદિરમાં પુષ્ટી માર્ગ મુજબ સમય સમયના દર્શન થાય છે. રથજાત્રા અને માણેકઠારી પુનમ ઉપર ખુબ ગીરદી રહે છે. અમદાવાદથી ડાકોર તથા ડાકોરથી અમદાવાદ માટે દરરોજ મોટર પણ ઉપડે છે. નિજમંદિરમાં પ્રદક્ષિણા તથા પાદસ્પર્શ માટે પાછળનાદ્વારથી દાખલ થવું

પડે છે. તે માર્ગે ખુબ અંધારૂં હોય છે. પાદસ્પર્શ કરતી વખતે પાસેથી મૂર્તિનું દ્રશ્ય અદ્ભુત અને મનોહર લાગે છે. તે શ્યામ રમ્ય મૂર્તિ ઉંચી અને મોટી છે. સામેથી પણ દર્શન થઈ શકે છે. ગોમતી તળાવને કાંઠે અનેક ધર્મશાળાઓ તથા મંદિરો આવેલાં છે. ગોમતી કાંઠાપર ચંદ્ર-મૌલેશ્વર મહાદેવમાં શારદાપીઠના શ્રી શંકરાચાર્ય રહે છે. અહીંયા બીજા તીર્થસ્થળોની જેમ "ગોરને ત્યાં પંડયા"ને ત્યાં ઉતરી શકાય છે. મંદિરમાં સ્ત્રી પુરૂષો માટેની અલગ અલગ દર્શનની વ્યવસ્થા રાખી છે. ગોમતીને કાંઠે ડંકેશ્વર મહાદેવ છે, અને અહીંયા પહેલાંના વખતમાં ડંક નામના રૂષિએ તપશ્ચર્યા કરેલી અને તેથી આ ગામનું નામ ડંકપુર હતું એમ કહેવાય છે. ડાકોરના "ગોટા" વખણાય છે. ડાકોરથી ઠાસરા અને ટીંબારોડ થઈ ગોધરા પહોંચાય છે. બીજો ફાંટો મુંબઈ અને વડોદરાથી ગોધરા થઈને સીધો દિલ્હી તરફ જાય છે. ગોધરાથી લુણાવાડા પણ જઈ શકાય છે. મુંબઈ અને ગોધરા થઈ આગળ દાહોદ અને રતલામ થઈને ફ્રન્ટીયર મેઈલ દિલ્હી પેશાવર તરફ જાય છે. "ગુજરાતનો બગીચો" અહીં તેની સમૃદ્ધિની કાંઈક ઝાંખી કરાવે છે. આણંદથી મુંબઈ તરફ જઈએ તો વાસદ આવે છે અને ત્યાંથી બોચાસણ અને કથાણા જઈ શકાય છે. તે લાઈનમાં વચમાં બોરસદ અને પછી રાસ ખેડાનું વીરગામ આવે છે. સત્યાગ્રહની લડતમાં જે ખેડુતોએ તેમની પ્રાણપ્રિય જમીન ન્યોછાવર કરી દીધી હતી તે જમીન પાછી તેમનેજ જ

મળી અને તે રીતે આત્મભોગ અને સત્યનો છેવટે વિજય થયો. વાસદ પછી આગળ મુંબઇ તરફ જતાં એ સ્ટેશનો મુકી વડોદરા સ્ટેશને પહોંચાય છે. અહીંના સ્ટેશન બ્હાર ઘોડાગાડીના અડ્ડા છે, તદ ઉપરાંત મોટર અને ટેક્ષીઓ પણ મળી શકે છે. વડોદરા, વિશ્વામિત્રી, અને ગોયાગેટની મોટર સર્વિસ નિયમિત દોડે છે. વિશ્વામિત્રી સ્ટેશનથી ગાયકવાડ રેલ્વે મારફત ડભોઈ, ચાંદોદ વિગેરે સ્થળે જઇ શકાય છે. ગુજરાતના દેશી રાજ્યોમાં વડોદરા ખાસ આગળ પડતું સ્ટેટ લેખાય છે.

**વડોદરા ડભોઈ અને ચાણોદકરનાલી**

વડોદરા ગાયકવાડ સ્ટેટનું મુખ્ય રાજધાનીનું શહેર છે અને અમદાવાદથી મુંબઈ જતાં ૬૨ માઇલ દૂર આવેલું છે. બી. બી. એન્ડ સી. આઇ રેલ્વેનું જંકશન સ્ટેશન છે.

અને મુંબઈથી દીલ્હી જતી લાઈન અહીંથી ગોધરા અને રતલામના રસ્તે દીલ્હી અને ત્યાંથી પેશાવર તરફ જાય છે. વડોદરાના ત્રણ સ્ટેશનો છે, વિશ્વામિત્રી સ્ટેનશથી જંબુસર



વડોદરાના મહોલ્લાનો દેખાવ

અને ચાણોદ તરફ જઈ શકાય છે. અહીંથી ચાણોદ જતાં વચમાં ડભોઈ આવે છે. તે પુરાણું શહેર છે. વડોદરામાં ઉતરવા માટેના સાધનો નીચે મુજબ છે. કૃષ્ણુનિવાસ, દામાજીરાવ ધર્મશાળા, ગાર્ડનનિવાસ, બરોડા હૉટલ, વીગેરે વળી સ્ટેશનની સામેજ સ્ટેટ ગેસ્ટ હાઉસ આવેલું છે ગાર્ડનનિવાસ એ સારી અને ઉતરવાલાયક લૉજ છે. તેના ૨૪ કલાકના ખાવા

સાથે રૂા. ૧ાા લે છે. મરહુમ સર સયાજીરાવ ગાયકવાડ એક મહાન સુધારક અને પ્રગતીશીલ રાજવી હતા. સ્ટેશનથી શહેર તરફ જતાં માર્ગમાં ટાવર આવે છે અને તે ટાવરમાં બધા આંકડા હિન્દીમાં લખેલા છે. ગાયકવાડ સ્ટેટ, ગોંડલ સ્ટેટ વીગેરે રાજ્યોની એવી રીત છે કે બને ત્યાં સુધી સ્વદેશની ભાષાજ વાપરવી તેથી ન્યાય-મંદીર, વરિષ્ઠ અદાલત અને ગાડીના અડ્ડા વિગેરે શબ્દોનો ઉપયોગ પ્રચલિત છે. મરહુમ સર સયાજીરાવે જુના શહેરની સુરત તદ્દન ફેરવી નાંખી છે. હાલનું વડોદરા શહેર પહોળા રસ્તાવાળું ઠેર ઠેર બગીચાઓવાળું અને સુંદર આલીશાન ઇમારતવાળું આ શહેર ગુજરાતનું નાક છે. અને પુરાણા પેશ્વાના સમયને સ્મરાવે છે. સ્ટેશનની સામેજ સ્વર્ગસ્થ મહારાજાને હીરકમહોત્સવને સ્મરાવતું સર સયાજીરાવનું પુતળું છે. પછી માર્ગમાં આગળ જતાં બીજા ઘણા જોવાલાયક સ્થળો: આવે છે. શહેરની વચમાં વિશ્વામિત્રી નદી વહે છે. સ્ટેશનથી માંડવી અઢી માઇલ દૂર છે.

### વાહન

સ્ટેશનથી માંડવી સુધી એક આનામાં મોટર દોડે છે. સ્ટેશનેથી ટાંગા અને ટેકસીઓ મળી શકે છે. શહેરમાં બરોડા હાઇસ્કુલ, બરોડા કોલેજ, સયાજી સાયન્સ ઇનસ્ટીટયુટ વગેરેના મકાનો જોવા જેવા છે. લક્ષ્મીવિલાસ મહેલમાં મહારાજા રહે છે. આ મહેલ હિંદુસ્થાનના સર્વોત્તમ મહેલમાંનો એક છે. તેનો સુંદર ઘાટીલો દરવાજો અને રમ્ય વિશાળ બગીચો તે આલીશાન ભવ્ય મહેલની શોભામાં વધારો કરે છે. અને



વડોદરાનો ઝુલતો પુલ

મહેલમાં મોટા આરસના કુવારાઓ કરેલા છે. અને ભીતોનું સુશોભન ઘણું રમ્ય અને આકર્ષક છે. વડોદરાના સારા મકાનો ઉપર મોટા ઘુમટો હોય છે. રાણીબાગ ખાસ જોવા જેવો છે. તે બગીચાની વચ્ચે થઇ વિશ્વામિત્રી નદી વહે છે. તેની અંદર જાતજાતના પ્રાણીઓ રાખેલા છે. સાંજે આ બાગની મઝા ઓર હોય છે, બગીચામાં વિશ્વામિત્રી ઉપર ઝુલતો પુલ, સંગ્રહ સ્થાન, ચિત્રભંડાર, છત્રપતી શિવાજીનું બાવલું, વીગેરે જોવા લાયક છે. અહીંના સંગ્રહસ્થાનમાં અને કલાભવનમાં ઘણીજ સુંદર અવનવી ચીજો જોવા લાયક છે. નવું કીર્તીમંદીર તથા તેની સામે સર સયાજી હૉસ્પીતાલ વીગેરે જોવા જેવા છે. શહેરની વચમાં પાકું બાંધેલું અગીયારસો ફુટ લાંબું અને છસો ફુટ પહોળું સુરસાગર તળાવ આવેલું છે. બાગમાં સુંદર બૅન્ડ સ્ટૅન્ડ છે. જ્યાં રવિવારે અને મંગળવારે બેન્ડ વાગે છે. અત્રે સુરસાગર તળાવ ઉપરના સીનેમા અને રસ્તા ઉપરના દીવાનું પ્રતિબીંબ તળાવમાં પડે છે, અને કાંઠા ઉપરના વિશાળ રસ્તા ઉપર ફરતાં વિશાળ જનસમુહ દ્દષ્ટીગોચર થાય છે. સુરસાગરના કાંઠે માંડવી તરફ જતાં ઉંચા મીનારાવાળું ન્યાયમંદીર આવેલું છે. માંડવીનો ચોક મુકી આગળ જતાં મોટી બજાર આવે છે અને ત્યાંથી આગળ જતાં સેન્ટ્રલ લાયબ્રેરી આવે છે. પુસ્તકાલય પ્રવૃત્તિમાં વડોદરા આગળ પડતું દેશી રાજ્ય છે. ગ્રામ્ય પુસ્તકાલય અને ફરતા પુસ્તકાલયની યોજના સર સયાજીરાવે શરૂ કરેલી. આ પુસ્તકાલયમાં

સુવ્યવસ્થીત યોજનાસર લાખો પુસ્તકો અને હસ્તલિખિત પ્રતો વીગેરે રાખેલાં છે.

કોઠી બીલ્ડીંગમાં સરકારી કચેરી છે. અને તેની પાસે જ પુરાણા તત્ત્વમાં અને જુના ઐતીહાસીક શંસોધનમાં પ્રખ્યાત થએલું ઓરીએન્ટલ ઇન્સ્ટીટ્યુટ છે તેમાં ઘણા કિંમતી હસ્ત લેખીત સંસ્કૃત પુસ્તકો વીગેરે છે. લક્ષ્મી વિલાસ મહેલ ઉપરાંત, પ્રતાપવિલાસમહેલ, અને મકકરપુરા અને નઝરબાગના મહેલો જોવા જેવા છે. બધા મહેલો આધુનીક છેલ્લામાં છેલ્લી ઢબના ફરનીચરથી, ભીંત ઉપરના સુંદર સુશોભીત અને કિંમતી ઝુમરો અને ઝવેરાત વિગેરેથી સુસમૃદ્ધ છે. મક્કરપુરાના મહેલની આસપાસ પણ સુંદર વિશાળ બગીચો છે, અને તેમાં સુંદર ફુવારા, બૅન્ડસ્ટેન્ડ, તથા આરામગૃહો છે. કળાભુવનમાં ઔદ્યોગીક શિક્ષણ આપવામાં આવે છે; જેમાં ઇલેકટ્રીકલ, મીકેનીકલ, અને સીવીલ એન્જીનીઅરીંગ, ચીત્રકામ અને ફોટોગ્રાફીક, રસાયણીક હુન્નરઉદ્યોગો, વીગેરેનું શિક્ષણ અપાય છે. કળા ભુવનની દુકાન ( સીવીલ ડૅપો ) અને તેનો શો રૂમ જોવા લાયક છે.

વડોદરામાં ચાર સુતરની અને એક ઉનની મીલ છે. તદ્ઉપરાંત "એલેમ્બીક કેમીકલ વર્ક્સ" "સયાજી આયર્ન વર્ક્સ" વીગેરે જોવા જેવા છે. અહીંયાં આર્ય કન્યા વિદ્યાલય અને હિંદ વિજય જીમખાના પણ જોવા જેવા છે. પ્રોફેસર "માણેકરાવ" નો અખાડો ગુજરાતમાં વ્યાયામ પ્રવૃત્તિમાં પ્રથમ અને મુખ્ય છે. મરહુમ સર સયાજીરાવે પણ "પ્રવૃ-



લક્ષ્મી-નિવાસ મહેલ (વડોદરા)

તિને સારૂ પોષણ આપ્યું હતું. આગળ જતાં મોટો ગઢ અને હાથીખાનુ વીગેરે આવે છે, તેની અંદર સાઠમારીનું મેદાન જોવા જેવું છે. રાજ્યાભિષેકના અગર તેવા અગત્યના દિવસે ત્યાં હાથીઓને ગાંડા કરી લડાવે છે અને સામેના મહેલમાં બેસી રાજા મહારાજાઓ તે દ્રષ્યો જુએ છે. ઉતુંગ માતંગ હાથીઓના બરાડા, હાથી દાંતોની સામ સામી ભીસ અને લોહી લુહાણ થતાં પણ પાછા ન ફરતાં અડગ નિશ્ચયથી લડતા હાથીઓનું તે દ્રષ્ય ભલભલાનું દિલ કંપાવે તેવું હોય છે. જીવનમાં આવા દ્રષ્યો જોવા બહુજ ઓછા મળે છે. વળી તોપખાનું તથા સોના રૂપાની તોપો જોવા લાયક છે. અહીંની દશેરાની સવારી પ્રખ્યાત છે. અહીંથી "**આજવા**" ૧૪ માઈલ દૂર છે. ત્યાં સર સયાજીરાવનું બંધાવેલું સુંદર સરોવર છે; અને તે સરોવરની વચમાં છત્રી ઉભી કરી પાણી લઇ તે પાણીને ગળી વડોદરા શહેરને તે પાણી પુરૂં પાડવામાં આવે છે. મક્કરપુરા વડોદરાથી મુંબઈ તરફ જતાં વિશ્વામિત્રીથી બીજું સ્ટેશન છે, ત્યાંનો બગીચો અને મહેલ જોવા લાયક છે.

**ડભોઇ:**—વડોદરાથી ૧૭ માઈલ દૂર આવેલું છે. વિશ્વામિત્રી અગર ગોયાગેટથી ગાયકવાડ સ્ટેટ રેલ્વેમાં બેસી ડભોઈ જઈ શકાય છે. વળી મીયાંગામ સ્ટેશનેથી પણ ડભોઈ જઈ શકાય છે. ડભોઇમાં કાળીકાનું સુંદર સારા કોતરકામવાળું દેવાલય છે. અને ડભોઈનો કિલ્લો અને તેમાંય ખાસ કરીને હિરાભાગોળનો દરવાજો ખાસ જોવાલાયક છે. હિરા નામના કડીઆએ અપ્રતિમ કારીગરીનો તે સુંદર દરવાજો

બનાવેલો અને તેવો બીજો દરવાજો ન બનાવે તે માટે તેને જીવતો ત્યાં ચણી લેવામાં આવ્યો હતો. કવી દયારામનું આ વતન હતું. ડભોઈથી ૧૦ માઈલ દૂર ચાંણોદ આવેલું છે. તે નર્મદા નદીને કાંઠે આવેલું પવિત્ર સ્થળ છે. તે ગુજરાતનું શ્રાદ્ધ તીર્થ છે. કોટિ સંગમને ઘાટે શ્રાદ્ધ થાય છે. અહિંઆં પાસેજ ટેકરી ઉપર સુખદેવજીનું મંદીર તથા અનસુયાજીનું મંદીર વિગેરે આવેલાં છે, અહિંઆં નર્મદા નદીનું સુંદર દ્રષ્ય નજરે પડે છે. પાસેજ કાશી વિશ્વનાથનું નાનું સુંદર દેવાલય છે, નહાવાના માટે બાંધેલો સુંદર "મલાહરાવઘાટ" છે, અહીંથી હોડીમાં બેસી કર્નાલી ગામ જઈ શકાય છે. ચાંણોદમાં શેષશાયી ભગવાનનું સુંદર મંદીર છે. વડોદરાથી ત્રીસ માઇલ દૂર પાવાગઢ પર્વત આવેલો છે. મુંબઈથી દિલ્હી જતાં વચમાં ચાંપાનેરરોડ સ્ટેશન આવે છે, હાલ તો ચાંપા નામના વાણીઆએ વનરાજને આપેલી મદદને સ્મરાવતું એક ખંડેરનગર ત્યાં છે. ત્યાંથી ૧૨ માઈલ દૂર પાવાગઢ આવેલ છે. પાવાગઢ ઉપર મહાકાળીનું મંદીર છે. ત્યાં યાત્રાળુઓ જાય છે.

વિશ્વામિત્રી અને ગોવાગેટ સ્ટેશનેથી વડોદરા રેલ્વે મારફત ડભોઈ ચાણોદ અને છોટાઉદેપુર તરફ જઈ શકાય છે. ગોવાગેટથી પાદરા પણ જઈ શકાય છે. વડોદરાથી આગળ મુંબઈ તરફ જતાં વીસેક માઈલ દૂર મીયાંગામ સ્ટેશન આવે છે. અહીંથી ગાડી બદલી ગાયકવાડ સ્ટેટ રેલ્વે દ્વારા માલસર જઈ શકાય છે. માલસર નર્મદા કાંઠે હવા ખાવાનું સુંદર

સ્થળ છે. મીયાંગામથી આગળ બી. બી એન્ડ સી. આઈમાં મુસાફરી ચાલુ રાખીએ તો વીસ માઈલ દૂર ભરૂચ સ્ટેશને પહોંચીએ છીએ. ભરૂચ, ભૃગુકચ્છ એ ગુજરાતનું પુરાણું શહેર છે. અને કપાસનું મુખ્ય કેન્દ્ર છે. ભરૂચની આસપાસ કપાસને પાક સારો થાય છે. આ શહેરમાં ઘણાં જીન અને એક મીલ છે. શહેરનો જુનો કિલ્લો તથા તેની અંદર આવેલા મ્યુનસીપાલીટી વીગેરેના મકાનો અને કચેરીઓ જોવા લાયક છે કિલ્લો સહેજે સોએક ફુટ ઉંચો છે. ભરૂચ સ્ટેશન મુકયા પછી નર્મદા નદીનો નવો પુલ આવે છે આ લાઇન ઉપરનો આ પુલ મોટામાં મોટો પુલ છે. અને કૌશલ્યભરી ઇન્જેનશ્રીનો સુંદર નમુનો છે. જુનો પુલ અહીંથી સામે દેખી શકાય છે. નર્મદા નદી ઉપર પુલ બાંધતાં બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેને ઘણુંજ ખર્ચ થયું છે અને તેથી તેને સોનાનો પુલ (ગોલ્ડનબ્રીજ) કહે છે. ભરૂચ નર્મદા કાંઠે પાઘડી પને આવેલું છે આ શહેરમાં રઘુરૂષિનીવાડી, મોહનબાગ, કીશોરબાગ, જ્યુબીલીટાવર, જુમ્મામસીદ, દાદાભાઈ, બગીચો, વલંદાની કબર વીગેરે જોવા જેવા છે. શહેરમાં વેપાર ધંધો ઠીક છે, અને ભાગ્યું તોએ ભરૂચ એ કહેવત સ્મરાવતું આ સુંદર શહેર જોવા જેવું છે. શહેરમાં ધર્મશાળા અને લૉજો છે. ઘોડાગાડી તથા ટેકસીઓ ભાડે મળી શકે છે. અહીંથી શુકલતીર્થ જવા માટે મોટરો મળી શકે છે; અગર તો હોડીમાં બેસીને પણ શુકલતીર્થ જઈ શકાય છે. ગુજરાતમાં નર્મદા મૈયા ગંગા મૈયા જેટલી પવિત્ર મનાય



સુરપાણનો ધોધ. ( જ્યાંથી નર્મદા નદી નીકળે છે. )

છે અને તેથી મુંબઈ જતાં અનેક ભાવીક મુસાફરો પુલ ઉપરથી (નર્મદાના નીર ગંભીર ગાજે છે) તેના દર્શન કરી પાવન થાય છે. અહીંથી એક નાની ગાડીનો એક ફાંટો જંબુસર તરફ અને ત્યાંથી કાવી તરફ જાય છે. શુકલતીર્થ ભરૂચથી દશ માઈલ દૂર છે અને ત્યાં નર્મદા કાંઠે ૐકારેશ્વર મહાદેવનું મંદીર છે. અહીં કારતીક પુનમના દીવસે મેળો ભરાય છે. ત્યાં નર્મદાના જળ વચ્ચે આવેલા એક બેટ ઉપર પ્રખ્યાત કબીરવડ આવેલો છે. કબીરજીના દાતણની ચીરીના પ્રભાવથી અગર ગમે તે કારણે આ વડની વિશાળતા અને સુંદર ઘટા અજોડ છે. તેથી શીતળ ઘટામાં સહેજે પાંચથી સાત હજાર માણસો આરામ લઈ શકે છે. ભરૂચથી મુંબઈ જતાં પહેલું સ્ટેશન અંકલેશ્વર આવે છે. અહીંથી જતી લાઈનમાં રાજપીપળા જઈ શકાય છે. ભરૂચથી સીધા મુંબઈ તરફ જઈએ તો કોસમ્બા, કીમ, અને ત્યારપછી સુરત શહેર આવે છે. વચમાં તાપી નદીનો પુલ આવે છે. અંકલેશ્વરથી મોટર રસ્તે ઓરવાડ અને ત્યાંથી દાંડી જઈ શકાય છે. બી. બી. એન્ડ સી. આઇ. ઉપર આવેલા ભરૂચ અને સુરત વચ્ચે આવેલા સાયણ સ્ટેશનેથી પણ પગ રસ્તે **દાંડી**, જઈ શકાય છે. મહાત્માજીની દાંડી કુચથી **દાંડી ગામ** પ્રખ્યાત બન્યું છે.

## સુરત, નવસારી, સોનગઢ, અને ઉદવાડા.

**સુરત**—સુરત બંદરેથી ચાર પાંચ સૈકા પૂર્વે યુરોપ, આફ્રિકા, વીગેરે દેશો તરફ ધમધોકાર વેપાર ચાલતો હતો.

અહીંથી ટાપ-ટી-વેલી રેલ્વે નંદરબાર થઈને અમલનેર તરફ જઈ શકાય છે. અને ત્યાંથી આગળ જળગામ, અને ભુસાવલ, થઈ નાગપુર કે જબલપુર અને દીલ્હી તરફ જઈ શકાય છે. સુરત બંદરનો વેપાર હમણાં લગભગ નષ્ટ થઈ ગયો છે. અને શહેર જોતાં કોઈ વિવેકી નીરીક્ષકને "આ તે શા તુજ હાલ સુરત સોનાની મુરત" એ શબ્દો યાદ આપે છે. અહીંયા તાપી કાંઠે સુંદર કિલ્લો છે. અહીંનું રેશમ તથા જરીનું (કસબનું) કામ વખણાય છે. સુરતનું જમણ અને કાશીનું મરણ, એવી કહેવત ગુજરાતમાં પ્રખ્યાત છે. સુરતી લોકો ખાધે પીધે શોખીન હોય છે. સુરતની બરફી અને ઘારી વખણાય છે. અહીનું પાપડીનું શાક, ઉંધીયું વિગેરે ઘણી સુંદર બનાવટો ગુજરાતમાં જાણીતી છે. જીલ્લાનું મુખ્ય શહેર છે અને કપાસ

લોઢવાના જીનો તથા એક મીલ પણ છે. સ્ટેશન ઉપર ઘોડા-ગાડી મોટરો વગેરે મળી શકે છે. તેનું મૂળ નામ સૂર્યપુર હતું, પણ તે ગામને વેપારી સુમદ્ધ બનાવનાર ગોપીની સ્ત્રી સુરતાના નામ ઉપરથી સુરત નામ પડ્યું તેમ કહેવાય છે. વીર કવિ નર્મદનું આ જન્મ સ્થાન હતું. અને હમણાંજ તેમનું સ્મારક ત્યાં થયું છે. તાપીને કાંઠે આવેલો જુનો કિલ્લો



સુરતનો કિલ્લો

નદી ઉપરનો હોપબ્રીજ, વીનચેસ્ટર, મ્યુઝીઅમ, ટાવર, જુમ્મામસીદ નવાબની વાડી, હુન્નરશાળા, દરિઆમહેલ અને અંગ્રેજોનું કબ્રસ્થાન અને કોઠી જોવા લાયક છે.

અહીંથી ડુમ્મસ અને હજીરા તરફ મોટરો દોડે છે. ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ અહીંઆ તેમની કોઠીઓ નાખેલી અને સરટોમસરો અહીં ઉતર્યો હતો. ડુમસ ભીમકોર અને હજીરા હવા ખાવાનાં સુંદર સ્થળો છે. સુરતથી ત્યાં મોટર રસ્તે જઈ શકાય છે, સુરતથી ટાપ્ટીવેલી રેલ્વે મારફતે બારડોલી મઢી, વ્યારા, સોનગઢ, નંદરબાર અને અમલનેર જઈ શકાય છે. **બારડોલી** તેની ના કરની લડતથી પ્રખ્યાત બન્યું છે. તે સુરતથી વીસ માઈલ દૂર છે. આ લાઈન ઉપર આગળ જતાં મઢી સ્ટેશનથી વીઠલનગર જઇ શકાય છે. ત્યાં છેલ્લી ગુજરાતમાં ભરાયેલી મહાસભા મળી હતી. વ્યારા અને સોનગઢ વડોદરા રાજ્યના શહેરો છે. અને તેના જંગલો પ્રખ્યાત છે. સોનગઢનો કિલ્લો તથા વજપુરનો કિલ્લો જુનો અને પ્રખ્યાત છે. ચીંચવાડા સ્ટેશનથી સલહુરના ઉંચા શિખર ઉપરના કિલ્લે જઈ શકાય છે. સોનગઢના ઐતિહાસીક કિલ્લાપર ચઢી આસપાસનું દૃષ્ય જોવા જેવું છે. કિલ્લે સોનગઢના સ્ટેશનેથી કિલ્લો માઈલ દૂર એક ઉંચા ડુંગરપર આવેલો છે. ચઢાણ અઘરૂં છે. કિલ્લાની બાંધણી સુંદર અને પુરાણી છે. આ કિલ્લો ગાયકવાડનો પ્રથમ કિલ્લો ગુજરાતમાં હતો તેમાં પિલાજીરાવની ગાદી, માતાજીનું મંદીર અને જુની તોપો વીગેરે જોવા જેવું છે.

## નવસારી, ઉદવાડા, દમણ, અને ધરમપુર

સુરતથી મુંબઈ તરફ આગળ જતાં બાવીશ માઈલ ઉપર નવસારી સ્ટેશન આવે છે. ગાયકવાડી રાજ્યના નવસારી

તાલુકાનું આ મુખ્ય શહેર છે. તે વેપારી મથક છે. તેમાં બે મીલો છે. તે પારસીઓનું પવિત્ર સ્થાન ગણાય છે. ત્યાંની અગીયારીનું મકાન ભવ્ય અને જોવા લાયક છે. તે ઉપરાંત મલ્હાવરાવ ગાયકવાડનો મહેલ, સંગ્રહસ્થાન, બગીચો વીગેરે જોવા લાયક છે. હિંદના દાદા દાદાભાઈ નવરોજજીનું વતન અહીંયા હતું. અહીંયા પારસી-ઓની વસ્તી વિષેશ છે; અને આદર માસમાં આતસબહેરામ (પુરાણા અગ્નિની) પુજા માટે અનેક પારસી યાત્રાળુ અહીં આવે છે. નવસારીથી આગળ મુંબઈ તરફ જતાં બીલીમોરા અને વલસાડના સ્ટેશનો આવે છે. બીલીમોરાથી ગાયકવાડ સ્ટેટ રેલ્વે દ્વારા ગણદેવી અને ઉનાઈ જઈ શકાય છે. ઉનાઈ વાસદારોડનું સ્ટેશન છે. ઉનાઈમાં ઉના પાણીના કુંડો આવેલા છે. પાણી ૧૨૨ થી ૧૨૪ ડીગ્રી ગરમ રહે છે અને કેટલાક રસાયણોને લીધે અમુક રોગો મટાડે છે. ચૈત્રી પુનમે અહીં મેળો ભરાય છે. ગણદેવીનો ગોળ વખણાય છે. ત્યાં ખાંડનું કારખાનું છે અને અહીં કેરીનો પાક સારો થાય છે. નવસારીનો કપાસ પણ વખણાય છે.

વલસાડ—વલસાડ મોટું સ્ટેશન છે. અને ત્યાંથી તિથલ ત્રણ માઈલ દૂર છે. વળી અહીંથી પારનેરાનો કિલ્લો પણ ચાર માઈલ દૂર છે. સ્ટેશનથી બન્ને સ્થળોએ મોટર તથા ઘોડાગાડીઓ જાય છે. તીથલ અરબી સમુદ્ર ઉપરનું હવા ખાવાનું સ્થળ છે ઉનાળામાં મુંબઈથી ઘણા શ્રીમંતો અહિં હવા ખાવા માટે આવે છે. પારનેરાનો કિલ્લો હાલ તો ખંડેર છે. તેમાં જુની તોપો અને થોડાક પાણીના કુંડો છે. કિલ્લો ચારસો પાંચસો ફીટ ઉંચી ટેકરીપર આવેલો છે અને તેની આસપાસનું સૃષ્ટીસુદર્ય મનોહર અને શાંતિ દાયક લાગે છે.

ઉદવાડા-ઉદવાડા પારસીઓનું સૌથી પવિત્ર મથક ગણાય છે. ઉદવાડા સ્ટેશનથી ગામ ત્રણ એક માઈલ દૂર છે દરિયા કાંઠે આવેલું છે. પારસીઓ ઈરાન છોડી હિંદમાં આવ્યા ત્યારે તેમની સાથે તેમના ઈષ્ટ દેવ આતશબહેરામને બારસો વર્ષ પહેલા ચેતવેલા અગ્નિને સાથે લેતા આવેલા તે અસલ આતસબહેરામને ઉદવાડામાં જલતો રાખવામાં આવ્યો છે. પારસીઓની અગીયારી તથા તેમનો દફન

કરવાનો કુવો વીગેરે જોવા જેવા છે; પરન્તું પારસી સીવાય અન્ય કોમને સામાન્ય તહ દાખલ કરતાં નથી અહીંયા ચીકુ, કેરી; વીગેરેનો પાક સારો થાય છે. ઉદવાડા સ્ટેશનથી ગામમાં આવવા સારૂ મોટરો ફરે છે.

દમણુ—દમણુ રોડ સ્ટેશનેથી મોટરમાં બેસી દમણુ જઈ શકાય છે. તે પોર્ટુગીઝ સંસ્થાન છે. નાની દમણુ અને મોટી દમણુ વચ્ચે ખાડી આવેલી છે, મોટી દમણુમાં હોડીમાં બેસી જવાય છે. બન્ને દમણુ ના કિલ્લાખાડીના કીનારા ઉપર મોજુદ છે. જેમાં મોટી દમણુનો કિલ્લો વધારે ભવ્ય લાગે છે. મોટી દમણુમાં ગર્વનરનો બંગલો, કોર્ટ, જેલ, અને સંતમારીટઝનું દેવળ ખાસ જોવા લાયક છે, અહીં ઘણી વસ્તુઓ સસ્તી મળે છે. ટપાલનો દર પણુ ઘણો ઓછો છે. પોર્ટુગીઝ ટીકીટો વાપરવી પડે છે. દમણુ અને ઉદવાડા વચ્ચે એક નાની ખાડી આવેલી છે ત્યાંથી આગળ મુંબઈ તરફ જતાં સંજાણુનું સ્ટેશન આવે છે. તે પારસીઓનું તિર્થ ક્ષેત્ર છે. ઈરાનમાંથી પોતાના ધર્મની ખાતર નાશી આવી કેટલાક જરથોસ્તીઓએ ઇસ્વીસન આઠમા સૈકામાં ગુજરાતને પોતાનું વતન બનાવ્યું અને ત્યાં આતસબહેરામની પધરામણી કરી સ્ટેશનથી ત્રણુ એક માઈલ દૂર અને ધર્મ ખાતર હીજરત કરનારાઓની યાદમાં એક સ્થંભ ઉભો કરવામાં આવ્યો છે.

વલસાડથી ધરમપુર મોટર જાય છે. ધરમપુર ફળદ્રુપ દેશી રાજ્ય છે. એ રીતે ગુજરાતમાં ઉપર જણાવેલા સ્થળો

ઉપરાંત વડોદરાથી દીલ્હી તરફ જતાં ગોધરા, દોહદ વીગેરે જાણીતા સ્થળો આવેલા છે. વળી કપણવંજ અને ડાકોરની વચ્ચે લસુંદરાના ઉના પાણીના કુંડ આવેલા છે. બન્ને સ્ટેશનોથી મોટરો લસુંદરા જાય છે. દેવગઢ બારીઆ, લુણાવાડા, જાંબુઘોડા, રાજપીપળા, મેવા, સંખેડા વીગેરે ઘણા નાના રાજ્યો આસપાસ આવેલા છે. દોહદ બે પ્રાંતની હદ વચ્ચે આવેલું છે. ત્યાં બી. બી. એન્ડ સી. આઈ રેલ્વે કંપનીની એન્જીનો માટે મોટી ફેક્ટરી છે. આ ઉપરાંત ગરવી ગુજરાતમાં બીજા ઘણા નાના મોટા જાણીતા શહેરો અને વ્યાપારના મથકો આવેલા છે. શૌર્યસોમ સોરઠમાં પણ કાદુ મકરાણી તથા નૌગઢ અને બીજા અનેક વીરોના ધીંગાણાથી પ્રખ્યાત થયેલા શહેરો અને ગામડાંઓ આવેલા છે.

## મુંબઇ અને તેનાં પરાં અને આસપાસના સહેલ-ગાહના સ્થળો.

અમદાવાદથી મુંબઇ જવાને માટે ગુજરાત મેલ અગર કાઠીયાવાડ મેલ અનુકળ પડે છે. બીજી લોકલ ટ્રેઇને પણ છે. સુરતથી " ઉડતી રાણી " દ્વારા મુંબઇ જઇ શકાય છે. આપણો પ્રવાસ દમણથી દક્ષિણે ચાલુજ રાખીયે તો વચમાં સંજાણ, ગોલવડ, પાલઘર આવે છે. ત્યારપછી વીરાર અને વસઇ રોડથી મુંબઇની શરૂઆત થઇ ગણાય પણ ખરેખરૂં મુંબાઇ વાંદરા, દાદર, અને બોમ્બે સેન્ટ્રલ આવતાં આવે છે. સંજાણ પછી આગળ જતાં ગોળવડ સ્ટેશન આવે છે. અહીંથી બોરડીને દરિયા કીનારો માઇલ એક છેટો છે. ત્યાં ઘણા સુંદર બંગલાઓ છે અને મુંબઇથી રજાઓ ગાળવા ઘણા ધનિકો અહીં આવે છે. ગુજરાત અને કાઠીયાવાડ મેલ દ્વારા મુસાફરી કરનાર મુસાફરો પાલઘર સ્ટેશને આવે છે, અને મુંબઇ માટેની તૈયારીઓ કરે છે. સવારની ચ્હા મુસાફરો ઘણું કરીને અહીંયા લે છે. વીરાર સ્ટેશનથી ત્રણ એક માઇલ દૂર અગાસીનું જૈન તિર્થ આવેલું છે. વસઇ રોડ સ્ટેશનેથી જઇ શકાય છે. ટ્રેઇનમાંથી પણ વસઇનો પુરાણો કિલ્લો જોઇ શકાય છે ત્યાં ખ્રીસ્તી દેવળો જોવા જેવા છે. દરીયા બાજુનો મોટો દરવાજો દેવળ અને કબરોના ખંડેર સત્તરમા સૈકાના લેખવાળા છે. પોર્ટુગીઝોના વખતની કોઠી પણ છે વસઇ રોડ સ્ટેશનથી શહેર ચાર એક માઇલ દૂર છે. સ્ટેશન ઉપરથી મોટરો મળી શકે છે. ઐતિહાસીક અગત્યથી તેમજ સુંદર

સહેલગાનું સ્થળ હોવાથી વસઈએ ઠીક ઠીક મહત્ત્વ પ્રાપ્ત કર્યું છે. વસઈની ખાડી આવતાં સમુદ્રના આછા દર્શન થાય છે. વસઈરોડ સ્ટેશનથી વજ્રેશ્વરી જવાની મોટરો મળી શકે છે. વસઈથી વજ્રેશ્વરી અઢાર માઈલ દૂર છે. પશ્ચિમઘાટની ગિરી-માળાઓનું સૃષ્ટી સૌન્દર્ય ખડું કરે છે. અહીંયા વજ્રેશ્વરી માતાનું સુંદર મંદિર છે. પદ્મ પુરાણમાં જણાવ્યા મુજબ આદી માયા ચંડીકાએ કાલિકાળ રાક્ષસને અહીંયા મારી ઈન્દ્રને બચાવ્યો હતો. પાસેજ તનસા નદીનું સુંદર અને સુભગ દર્શન થાય છે. વજ્રેશ્વરી મંદીરનો દરવાજો પચાસ એક પગથીયાં ચડયા પછી આવે છે. પાસેજ ઉંચી દીપમાલ છે. મંદીરની સામેજ રામેશ્વર મંદીર છે અને ત્યાં ઉના પાણીના ત્રણ મોટા કુંડો આવેલા છે. તનસા નદીના કિનારા ઉપર પણ ઘણા નાના મોટા ઉના પાણીના કુંડો છે. કોઈ કોઈ કુંડમાં પાણી ઘણું જ ગરમ હાથણ જેવું હોય છે, પક્ષઘાત, સંધીવા લોહીનું દબાણ વીગેરે રોગો ઉપર આ પાણી સુંદર અસર કરે છે અને તેથી ઘણા દરદીઓ અહીંયાં આવી રહે છે. અને શરીર સ્વાસ્થ્ય મેળવે છે. અહીંયાં સાધુઓ પણ ઘણા રહે છે. ચૈત્રી અમાસના દીવસે તથા શિવરાત્રી ઉપર અહીં પુષ્કળ ગડદી જામે છે. મુંબઈથી શની રવીની રજામાં અનેક મોટરો અને સહેલાણીઓ અહીંયાં આનંદ માટે આવે છે, વસઈથી નવ માઈલ દૂર તુગાંરનો ડુંગર છે ચાર માઈલ સુધી સારી મોટર માટેની સડક છે; પછી પહાડનું ચઢાણ આવે છે. ઉપર તુગાંરેશ્વર મહાદેવનું મંદિર છે. વસઈની

ઉત્તરે ચાર માઈલ દૂર નિર્મળ આવેલું છે. ત્યાં નિર્મળેશ્વરનું મંદીર અને શંકરાચાર્યની સમાધી આવેલાં છે. પરસુરામે અહીંયાં વિમળાસુરનો વદ્ધ કર્યો હતો એમ કહેવાય છે. વજેશ્વરી નિર્મળ વીગેરે પરસુરામ ક્ષેત્રમાં આવેલાં છે. પદ્મ પુરાણમાં તેની ખ્યાતી ગવાઈ છે. સરોવરને કાંઠે મંદીર છે અને કાર્તક મહિનામાં અહીં મોટો મેળો ભરાય છે. બોરિવલી સ્ટેશનેથી પાંચ એક માઇલ દૂર કન્હેરીની ગુફાઓ આવેલી છે. કૃષ્ણગિરીનું અપભૃઉંશ કન્હેરી શબ્દ છે. પહાડ સુધી જવા ઘોડા ગાડીઓ મળી શકે છે. પ્રાચીન ભારતની કળા અને સંસ્કૃતીની સામવણી સમીઆ બુદ્ધ ગુફાઓ જોવા જેવી છે. કુલ ગુફાઓ ૧૦૯ છે અને કેટલીક ગુફાઓ ઈ. સ. પૂર્વેની કોતરી કાઢેલી છે. જ્યારે બીજી ચોથાથી નવમા સૈકા સુધીમાં કોતરી કાઢેલી લાગે છે. ગુફાઓમાં ભગવાન બુદ્ધ, પ્રાણીઓ અને વૃક્ષો સુંદર કોતરી કાઢવામાં આવ્યા છે આ બધી બૌદ્ધ ગુફાઓ છે. બૌદ્ધ ગુફાઓમાં બે વિભાગો છે. ધર્મ મનન માટેના વિહારો અને ધર્મોઉપદેશ સભા મંડપ વીગેરે માટેની ચૈત્યો ટેકરી ચઢયા પછી બૌદ્ધોનું સુંદર વિહાર દૃષ્ટિગોચર થાય છે અને ઘણીવાર સ્તબધ કરી દે છે. મોટી મહાકાય મૂર્તીઓ સ્થંભો અને વિહારોનું કોતરકામ કળામય અને રસપૃદ છે. ગુફાઓમાં બારે માસ ભરપૂર રહેતાં પાણીના ટાંકાઓમાં સ્વચ્છ પાણી હર હંમેશ ભરેલું હોય છે. આ ગુફાઓનું આસપાસનું સૃષ્ટી સૌન્દર્ય પણ મોહક છે અને ઘણા સહેલાણીઓ કલા રસીકો અને અભ્યાસીઓ અહીંયાં આવે છે. મહા શિવરાત્રીએ અહીં મેળો ભરાય છે.




## પ્રકરણ ૭ મું.

### મુંબઈ, તેનાં પરાં, સહેલગાહના સ્થળો તથા મુંબઇ ઈલાકો

મુંબઇ એ "હિંદનું પ્રવેશદ્વાર" છે પરદેશી મુસાફરો આ બંદરેથી હિંદમાં પ્રવેશ કરે છે. વ્યાપાર વાણિજ્યમાં પણ મુંબઈ બંદરનું મહત્વ સમસ્ત હિંદમાં મુખ્ય છે, તે બ્રીટીશ સામ્રાજ્યમાં બીજા નંબરનું અગત્યનું શહેર છે, અને પશ્ચિમ હિંદનું મોટી આગબોટો આવી શકે તેવું પાકા બાંધેલા કુરજાવાળું આધુનિક છેલ્લી ઢબની સગવડોવાળું બંદર છે.

મુંબઈમાં મિલો અને બીજાં અનેક કારખાનાં, મોટી મહેલાતો, અને તાજમહેલ વીગેરે હોટલો, મ્યુઝીઅમ અને રાણીબાગ, હેન્ગીંગગાર્ડન અને ઉદ્યોગ કેન્દ્રો, રસપ્રદ સ્થળો, અને ચોપાટી વીગેરે અનેક હવા અને સહેલગાહના સાધનો આવેલાં છે. ખરૂં કહ્યું છે કે,

" મુંબઈ તો અલબેલી કહાવે, જાણીતી જગમાંહ્ય રે;
વિદ્યા હુન્નર વેપારને રાજનું, નૂર નવલ શું ગાય,
રમીએ ગુજરાતે રે.

ટેલર્સ એન્ડ આર્ટ પ્રીંટર્સ (સ્પેન્ડીડ) પાંચકુવા, અમદાવાદ.

માણસો વિગેરે દશ્યો છે. આજુબાજુ કાચની બારીમાંથી આ દેખાવો જોઈ શકાય છે. ત્રીજા માળ ઉપર પણ જવાય છે ત્યાંથી પણ બીજા માળના દેખાવો જોઈ શકાય છે. તદ્ ઉપરાંત સ્વર્ગમાં ઉડતા વીમાનો વિગેરે સુંદર દશ્યો જોવા



સોનીનું મંદીર (અજમેર)

લાયક છે. જૈન મત મુજબની સૃષ્ટિની ઉત્પત્તિ અયોધ્યા અને પ્રયાગ તથા વિમાનોમાં ઉડતા દેવ વિગેરે તાદશ્ય વસ્તુઓ, હિંદમાં હજુ પણ આવી કારિગરી પડી છે તેનો અચ્છો ખ્યાલ આપે છે.

આ "અલબેલી નગરીમાં" ગુજરાતીઓ, દક્ષિણીઓ ઉપરાંત, કચ્છી, સિંધી, પંજાબી, અને મદ્રાસી અનેક ભાઇઓ મળી આવે છે; પારસી, લોહાણા, મેમણ, પઠાણ, કાબુલી, ઇરાની, યહુદી, અને યુરોપ તથા ચીન જાપાનના પણ અનેક મનુષ્યો ધંધાર્થે અહીં વસવાટ કરી રહ્યા છે; અગર તો થોડા દિવસ ધંધાર્થે રહી જાય છે. મેઇલ-સ્ટીમરના દિવસે બંદર ઉપરની ધમાલ ખુબ હોય છે. તેમની નાની કાળી ટોપી અને પટાવાળા કોટવાળા ખલાસીઓ ( સેઈલર્સ ), મોતીનો વેપાર કરતા ઈરાનીઓ, ચીનાઓ, અને ભાત ભાતના લોકો અહિં મળી આવે છે. જુદી જુદી જાતની અનેક બોલીઓ મુંબઇમાં જાણવાની મળી શકે છે. જેમ અમદાવાદ તેના વ્યાપારી માનસ માટે પ્રખ્યાત છે, તેમ મુંબઈવાસી પણ "મુંબઈગરા" ના ઉપનામથી ગુજરાતમાં પ્રસિદ્ધ છે. આમ છતાં હુન્નર ઉદ્યોગની બાબતમાં કે શિક્ષણ સંસ્થાઓના ફંડમાં, સત્યાગ્રહની લડતમાં, કેળવણીની અવનવી યોજના કે મોટર અને હવાઈ જહાજોના ઉત્પાદનની વેપારી યોજના બાબતમાં બધી જગોએ મુંબઈના નાગરિકોએ ઉદાર હાથે મદદ કરી સમસ્ત હિંદમાં પ્રથમ પંક્તિનું સ્થાન સંપાદન કર્યું છે.

આપણે વીરાર સ્ટેશને પહોંચીએ ત્યારથી જ લોકલ ગાડીઓની દોડાદોડ આપણે કોઈ નવી દુનિયામાં આવ્યા છીયે તેવો ખ્યાલ આપે છે. બોરીવલી સ્ટેશનથી કન્હેરીની ગુફાઓ જોવા જઇ શકાય છે. વળી તે સ્ટેશનથી સાતેક માઈલ દૂર ઘોડ બંદર આવેલું છે. તેનું કાંઈક ઐતિહાસિક

મહત્ત્વ છે. ત્યાં ટેકરી ઉપર એક મુસલમાન પીરની કબર છે. આસપાસનું સૃષ્ટિ સૌન્દર્ય આલ્હાદક છે. ગુજરાત મેઈલ, કાઠિયાવાડ મેઈલ અગર ફ્રન્ટીયર મેઈલ તો નાના સ્ટેશને ઉભી રહેતી નથી અને એક પછી એક સ્ટેશન વટાવો પાલઘરથી સીધા દાદર અટકી બોમ્બે સેન્ટ્રલ સવારમાં પહોંચાડી દે છે. વચમાં જોગેશ્વરી, અંધેરી, વાંદરા, અને માહીમ વીગેરે સ્ટેશનો આવે છે. વાંદરાથી તો આપણી ટ્રેનની બંને બાજુએ લોકલ ટ્રેનો તથા ઇલેકટ્રીક ટ્રેનોની દોડાદોડી કોઈ નવા આગંતુકને તો ઘડીભરી સ્તબ્ધ કરી દે છે. જોગેશ્વરી સ્ટેશનેથી જોગેશ્વરીની ગુફા બહુ છેટી નથી. ઈસ્વીસનના આઠમા સૈકામાં આ ગુફાઓ કોતરાયેલી છે. ગુફા એક ટેકરીની અંદર કોતરી કહાડેલી છે અને જો કે અંદરથી તેની લંબાઈ અઢીસો ફુટ અને પહોળાઈ બસો ફુટ છે છતાં બહારનું પ્રવેશદ્વાર તો ઘણું જ નાનું છે.

ગુફાદ્વાર પાસેજ દીપમાળ છે. ગુફામાં અંધારૂ સારૂં રહે છે. આ ગુફાનું મંદિર બ્રાહ્મણ યુગનું છે અને ઇલોરા અને એલીફન્ટાની ગુફા સાથે બરોબરી કરી શકે તેવું વિશાળ અને સુંદર કોતરકામવાળું છે. તેનું નકશીકામ જોવું હોય તો બૅટરી ( ઇલેકટ્રીક ટોર્ચ ) વીગેરે લઈ જવું. મુંબઈની સૌથી નજીકની આ ગુફાઓ છે અને વળી ટ્રેનની સગવડ છે; જેથી અનેક સહેલાણીઓ, કળારસિકો અને પુરાતત્વજ્ઞો અહીં આવે છે. મહાદેવજીનું મંદિર છે અને અહીં મહાશિવરાત્રીનો મોટો મેળો ભરાય છે.

મુંબઇની લોકલ ટ્રેનમાં બેસીએ તો આ બધા સ્ટેશને ગાડી ઉભી રહે છે. જોગેશ્વરી પછી અંધેરીનું સ્ટેશન આવે છે. ત્યાંથી મરોલીની ગુફા બે માઈલ દૂર છે. વરસોવા અને વિહાર લેઈક પણ આ સ્ટેશનેથી જઈ શકાય છે. અહીંની ગુફાઓ મહાકાળીની ગુફાના નામથી જાણીતી છે. આ ગુફાઓમાંથી કન્હેરી અને જોગેશ્વરીની ગુફાઓમાં નીકળાતું એમ કહેવાય છે. હાલ તો તેવો કોઇ રસ્તો જણાતો નથી. ગુફાઓ પાસે જ કાળાનાગકુંડ અને બીજા બે કુંડ છે. કુંડની પાસે સાતમાથાવાળા શેષનાગની મૂર્તિ છે અને કાળા નાગકુંડના પાણીથી સર્પનું ઝેર ઉતરે છે એવી માન્યતા છે. વરસોવા એ દરિયાપરની સહેલગાહનું તથા સમુદ્ર સ્નાન વીગેરે માટેનું નાનું પણ સુંદર સ્થળ છે. ત્યાં વિશ્રામ ભુવન (પીકનક કૉટેજ) ની સુંદર સગવડ છે, એથી મુંબઇના ધનિક યુવાનો અને કોઈ શોખીન પ્રૌઢો પણ વરસોવામાં જઈ મનગમતી મોજશોખ

શાંતિ અને એકાંતથી માણી આવે છે. અંધેરીથી છ માઇલ દૂર વિહાર લેઇક આવેલું છે. સ્ટેશનેથી ગાડી અગર મોટરમાં સરોવર પર જઈ શકાય છે. મુંબઇ શહેરથી બાર લાખની વસ્તીને પૂરૂં પાડનાર આ સરોવર છે. આ આખી યોજના તૈયાર કરનાર કેપ્ટન ક્રૉફર્ડનું બાવલું વિહાર લેઈકના બંધ નજીક પ્રવેશદ્વાર પાસે મુકેલું છે. મુંબઇથી મોટર રસ્તે પણ વિહાર જઈ શકાય છે. ચોમાસાની શરૂઆતમાં આ રસ્તે સરોવરની સહેલગાહે જતાં આસપાસની રમ્ય લીલોતરી આંખને સુંદર અને મનોહર દ્રશ્ય પુરૂં પાડે છે.

ત્યારબાદ શાંતાક્રુઝ સ્ટેશન આવે છે. મુંબઈમાં રહેતાં છતાં તે પ્રવૃત્તિમય શહેરની ધમાલમાંથી અલિપ્ત રહેતા અનેક ધનિક અને મધ્યમ વર્ગના કુટુંબો અહીં રહે છે અને ધંધાર્થે મુંબઈ જઈ આવી રાત્રો સુખમાં અહીંયાં ગાળે છે. મુંબઇની વસ્તી ઘણું ખરૂં શોખીન હોય છે અને તેથી હમણાં હમણાં શોખીનોની સૌંદર્યભૂમિ જુહુ અને સાંતાક્રુઝનું મહત્વ ખુબ વધતુ જાય છે. બે એક માઇલનો રેતાળ સાગરતટના રમ્ય કિનારા પર આવેલા તાડ, નાળિયેર, અને તેવા વૃક્ષોની હાર-માળા, સમુદ્રનો શિતળ આહ્લાદક સમીરજ અને અઠવાડિયાની મજુરી પછી એક દિવસની મોઝ માનવા નીકળી પડેલા મુંબઈના શોખીન યુવક યુવતીઓ અને પરાં વાસીઓ સર્વે પ્રકૃતિ સૌંદર્યના આનંદમાં ઓર વધારો કરે છે. કોઈ કોઇવાર તો તે આનંદમાં મસ્ત બની સ્નાનાગારની હદ વટાવી સમુદ્રમાં મોજ માનતા કોઇક યુવાનો ઓટમાં ખેંચાઈ જઈ ડુબી

જવાના દાખલા પણુ મોજુદ છે. અહિંનાં સમુદ્ર સ્નાનને આ સુધારક યુગનો શોખીન યુવક તંદુરસ્તી અને તાજગી લક્ષનાર જીંદગીની એક અમુલ્ય લ્હાણુ માને છે. વિમાનોનું મથક (એરોડ્રોમ) પણુ પાસે જ છે અને ત્યાં જઈ મુંબઈ શહેર પર ઉડ્ડયન કરી શકાય છે. સાંજે ચારના સુમારે "ફ્લાયીંગ કલબ લીમીટેડની" ઓફીસે જઈ ઉડ્ડયન માટેની વ્યવસ્થા કરી શકાય છે. મુંબઈ શહેર ફરતે ઉડવાના રૂપીયા પચીસ લે છે, જ્યારે દસ રૂપીયામાં હવાઈ જહાજનું ઉડ્ડયન કર્યાનો સંતોષ અનુભવવા માટેનું નાનું ઉડ્ડયન થઇ શકે છે.

વાંદરા સ્ટેશનથી ઇલેકટ્રીક ટ્રેનોની અજબ દોડધામ શરૂ થાય છે. આ વિજળીક ગાડીઓ મારફતે વર્ષે અઢી કરોડ ઉપરાંત મુસાફરો આવજા કરે છે. સમસ્ત હિંદમાં આ અજોડ વાહન વ્યવહાર છે અને લંડન અને તેવા દુનિયાના મોટા શહેરોના વાહન વ્યવહાર સાથે તેની સરખામણીમાં આવી શકે તેવી સુંદર આ વ્યવસ્થા છે. રોજના આવનાર જનાર મુસાફરો પાસ લઈ રાખે છે.

વાંદરાથી ખરૂં મુંબઈ શરૂ થાય છે અને માહીમ, માટુંગા, અને દાદર આવતાં મુંબઈની રોનકનો ખ્યાલ આવતો જાય છે. દાદરના બે સ્ટેશનો છે. બી. બી. સી. આઈનું અને જી. આઇ. પી. નું. પૂના નાશિક, મદ્રાસ કે કલકત્તા જનારા મુસાફરો અહીંયા ગાડી બદલી શકે છે. "બોમ્બે સેન્ટ્રલ" એ ટર્મીનસ સ્ટેશન છે અને બી. બી. સી. આઈ. નું મુખ્ય મથક છે, ત્યાંથી તેની રેલ્વેની શરૂઆત થાય છે એટલું જ નહિ પરંતુ

રેલ્વેની મુખ્ય ઓફીસો વીગેરે અહિં છે. આ સ્ટેશન નવું જ બંધાવેલું છે અને તેથી એકદમ આધુનિક દરેક પ્રકા-




( બોમ્બે સેન્ટ્રલ )

રની સગવડ અને સ્થાપત્ય કલા તેમાં સચવાયાં છે. મુસાફરોને રહેવા માટે વેઇટીંગ રૂમ્સ તથા ખાવા માટે સુંદર રેસ્ટોરાં વીગેરેની સગવડ છે. મુંબઇની લોકલ ટ્રેનો છેક ચર્ચગેટ સુધી જાય છે. જી. આઇ. પી. ની પણ અનેક લોકલ ટ્રેનો અને હાર્બર બ્રાંચ દોડે છે. જો કે મુંબઇનું ઐતિહાસિક મહત્વ ઓછું છે છતાં તેનું વ્યાપારી અને રાજ્યદ્વારી મહત્વ એટલું વધી ગયું છે કે દિલ્હી કે કલકત્તા કરતાં પણ તેની ધમાલ વિશેષ દેખાય છે. મુંબઈ ઈલાકાનું મુખ્ય શહેર ઈલાકા નગર (પ્રેસીડન્સી ટાઉન) છે. મુંબઈની વરિષ્ઠ અદાલત ( બોમ્બે

હાઈકોર્ટ ) તથા સેન્ટ્રલ ગવર્નમેન્ટ પ્રેસ, અને મીન્ટ (ટંકશાળ), મુંબઇ યુનિવર્સીટી અને બોમ્બે સેન્ટ્રલ ક્રીકેટ બોર્ડ અને જીમખાના વીગેરે અનેક સંસ્થાઓ, કાપડની અનેક મીલો, અને 'ટાઇમ્સ ઓફ ઈન્ડીયા', 'બોમ્બે ક્રોનીકલ', 'જન્મભૂમિ' અને 'હિંદુસ્થાન' અને તેવા અનેક અખબારોનું આ ઉદ્‌ગમ સ્થાન છે. અનેક ધંધાદારીઓના અને વિવિધ હુન્નર ઉદ્યોગના કેન્દ્ર અહિં છે. પરદેશીઓની મોટી મોટી દુકાનો અને શો રૂમો, મોટા ઉંચા સાત સાત માળના માળાઓ અને મોટી ગોડાઉનો, મોટી એસ્ટેટો, અને ક્રોફર્ડ મારકીટ, શેખમેમણસ્ટ્રીટ, અને મુળજી જેઠા મારકીટ, ઝવેરી બજાર અને તેવાં બીજા અનેક બજારો, બોરીબંદર, નળબજાર અને મસ્જીદ બંદર વીગેરે અગણિત વ્યાપારી કેન્દ્રોનો આ શહેર ભંડાર છે અને દરેક સ્થળે સેંકડો અને હજારો માણસોના અવરજવર અને દોડધામ દેખાય છે, એટલે આ વિરાટ માનવ સમુદાયનું મહાકેન્દ્ર છે. આ મુંબઈ બંદર મુંબાદેવીના નામ પરથી જ તેનું નામ મુંબઇ પડયું છે અને હજુ પણ મુંબાદેવીનું મંદિર શહેરની મધ્યમાં બજારો વચ્ચે આવેલું છે.

## રેલ્વે સ્ટેશનો

| બી. બી. સી. આઈ. ( લોકલ) | જી. આઇ. પી. હાર્બર બ્રાન્ચ. |
|---|---|
| ૧ વાંદરા | ૧ વાંદરા |
| ૨ માહીમ. | ૨ માહીમ. |
| ૩ માટુંગા રોડ | ૩ વડાલા રોડ. |
| ૪ દાદર | ૪ સીવરી. |
| ૫ એલ્ફીન્સ્ટન રોડ | ૫ કોટન ગ્રીન |
| ૬ લોઅર પરેલ | ૬ રીરૅાડ |
| ૭ મહાલક્ષ્મી | ૭ ડોક યાર્ડ |
| ૮ બોમ્બે સેન્ટ્રલ (લોકલ) | ૮ સૅન્ડહર્સ્ટરોડ |
| ૯ ગ્રાન્ટ રોડ | ૯ મસ્જીદ |
| ૧૦ ચર્ની રોડ | ૧૦ બોમ્બે (વીક-ટોરીયાટર્મીન્સ) |
| ૧૧ મરીન લાઇન્સ | |
| ૧૨ ચર્ચ ગેટ | |

વળી બી. બી. સી. આઈની લોકલ ટ્રેનમાં વાંદરાથી આગળ જતાં ખાર, સાંટાક્રૂઝ, વીલેપાર્લે, અંધેરી, જોગેશ્વરી, ગોરગાંવ, મલાડ, કાંદીવલી, બોરીવલી, દાહીસર, મીરારોડ, ભાયંદર, વસઈરોડ, નવાસોપારા, અને વીરાર સુધી જવાય છે. જ્યારે જી. આઇ. પી. ની મુખ્ય લાઈન મારફતે ભાયખલા, પરેલ, ચીંચપોકલી, દાદર માટુંગા અને કુર્લા થઈ થાણા અને કલ્યાણ જઈ શકાય છે. ત્યાંથી પુના થઈ અને મદ્રાસ તરફ, દિલ્હી તરફ કે નાગપુર અને કલકત્તા તરફ જવાય છે. આ

જુની કલ્યાણી નગરી તે આ કલ્યાણ શહેર એમ કેટલાક લેખકોનું માનવું છે. બોમ્બે સેન્ટ્રલના બે સ્ટેશનો છે. એક બી. બી. સી. આઈ નું અને બીજું લોકલ ટ્રેઇનો માટે બોમ્બે સેન્ટ્રલથી ગુજરાત મેઇલ અને કાઠિયાવાડ મેઈલ અનુક્રમે અમદાવાદ અને વીરમગામ તરફ દરરોજ ઉપડે છે. જ્યારે ફ્રન્ટીયર મેઈલ વડોરાથી ગોધરા અને રતલામ થઇ, દિલ્હી, લાહોર અને પેશાવર તરફ જાય છે. વળી દર શુક્રવારે આગબોટમાંથી ઉતરતા મુસાફરોની સગવડ ખાતર મૅલ સ્ટેશન ( બેલાર્ડ પીયર ) થી ફ્રન્ટીયર મેઈલ ઉપડે છે. મુંબઈથી પેશાવર તથા દિલ્હી જવા માટે આ ટુંકામાં ટુંકો માર્ગ છે. વળી દર શુક્રવારે આ બંદરેથી જી. આઈ. પી. નો ઇમ્પીરીયલ ઇન્ડીયન મેઈલ કલકત્તા તરફ જાય છે. જ્યારે વીકટોરીયા ટર્મીનસ સ્ટેશનેથી



( વિકટોરીયા ટર્મીનસ )

કલકત્તા મેઇલ, પંજાબ મેઇલ, પુના મેઈલ, અને મદ્રાસ મેઇલ દરરોજ તે તે પ્રદેશ તરફ જાય છે.

## વાહન વ્યવહાર

મુંબઈમાં રેલ્વે ઉપરાંત બીજું સર્વ સામાન્ય વાહન વ્યવહારનું સાધન ટ્રામરે છે. બેસ્ટ નામથી પ્રખ્યાત બી. ઈ. એસ. ટી. (બૉમ્બે ઇલેક્ટ્રીસીટી સર્વીસીઝ ટ્રામો ઍન્ડ કંપની) ની ટ્રામો મુંબઇમાં હરવા ફરવા માટેનું મુખ્ય સાધન છે.

ટ્રામના સ્ટેશનો નીચે મુજબ છે:—

| | |
|---|---|
| ૧. સાસુન ડૉક | ૧૦.A ઑપેરા હાઉસ |
| ૩. મ્યુઝીયમ ઇસ્ટ | ૧૧. પાયધુની |
| ૩ A મ્યુઝયમ વેસ્ટ | ૧૧.A જુમ્મારીયા મસ્જીદ |
| ૪. બેલાર્ડ પીયર | ૧૨. નળ બજાર |
| ૫. બોરી બંદર | ૧૩. સી. પી. ટેંક |
| ૬. ક્રૉફર્ડ મારકીટ | ૧૪. ગ્રાન્ટ રોડ કોર્નર |
| ૭. ધોબી તલાવ | ૧૫. ચર્નીરોડ જંકશન |
| ૭.A ઠાકુરદ્વાર | ૧૬. ગ્રાન્ટ રોડ |
| ૮. કર્ણાક બંદર | ૧૭. ફોરાસ રોડ જંકશન |
| ૯.A વાડી બંદર | ૧૮. તારદેવ |
| ૧૦. ગીરગામ ચર્ચ | ૧૯. ટુ ટેંકસ |
| ૨૦ જે. જે. હોસ્પીટલ જંકશન | ૩૦ સેન્ડહર્સ્ટ બ્રીજ |
| ૨૦A નુરબાગ | ૩૧ ગોળપીઠા |
| ૨૧ મઝગાંવ | ૩૨ રાઉન્ડ ટેમ્પલ |

૨૨ ન્યુ નાગપાડા
૨૨A એલેકઝાન્ડ્રા સીનેમા
૨૩ જેકબ સર્કલ
૨૪ ભાયખલા બ્રીજ
૨૫ વીકટોરીયા ગાર્ડન (રાણીબાગ)
૨૬ લાલ બાગ
૨૭ પરેલ
૨૮ દાદર
૨૯ ફ્લોરા ફાઉન્ટન
૩૩ ભીંડી બજાર
૩૪ રીરોડ સ્ટેશન
૩૪A ડોકયાર્ડ રોડ
૩૫ ગોવાળીયા ટેંક
૩૬ પ્રાર્થના સમાજ
૩૭ ટેંક બંદર
૩૮ પાલ્ટન રોડ
૩૯ ચકલા સ્ટ્રીટ
૪૦ કીંગ્ઝ સર્કલ

# ટ્રામ્વે સર્વીસીઝ

સર્વીસ નંબર

૦ મ્યુઝયમથી સાસુનડોક કોલાબા રસ્તે.
૧ દાદરથી મ્યુઝયમવેસ્ટ કાલબાદેવી રોડના રસ્તે.
૨ રાણીબાગથી બોરીબંદર અને મ્યુઝયમ કાલબાદેવી રોડના રસ્તે.
૪ પરેલથી ફોર્ટ અને મ્યુઝયમ મહોમેદઅલીરોડના રસ્તે.
૫ કીંગ્સ સર્કલથી મ્યુઝયમ સોપારીબાગ, પરેલરોડ અને મહોમેદઅલીરોડના રસ્તે.
૬ દાદરથી મ્યુઝયમ, સોપારીબાગ, પરેલ, ચર્નીરોડ અને ગીરગામના રસ્તે.
૭ પરેલથી મ્યુઝયમ " " "
૮ ઓપેરા હાઉસથી ફ્લોરા ફાઉન્ટન ( ગીરગામ )
૧૦ મઝગાવથી ગોવાલીયાટેંક
૧૨ સી. પી. ટેંકથી જેકબ સર્કલ.
૧૩ તારદેવથી મ્યુઝયમ કૉફર્ડ મારકીટ લાઈન.
૧૬ ગોવાળીયા ટેંકથી મ્યુઝયમ ગ્રાન્ટરોડ અને કૉફર્ડ મારકીટના રસ્તે.
૧૯ બેલાર્ડ પીયરથી સેન્ડહર્સ્ટ બ્રીજ વાડીબંદર, અને સેન્ડહર્સ્ટ રોડના રસ્તે.
૨૦ ધોબીતળાવથી વાડીબંદર, ક્રાફર્ડ મારકીટ, ફેરે રોડના રસ્તે.

૨૧ સેન્ડહર્સ્ટ બ્રીજથી ટાંકબંદર સેન્ડહર્સ્ટ રોડ અને રીરોડ થઈને.

ટ્રામ્વે સર્વીસીઝની જુદી જુદી લાઈન માટે જુદા જુદા રંગની ટ્રામો છે. આ ઇલેક્ટ્રીક ટ્રામો અદ્યતન પદ્ધતિની છે અને સુવ્યવસ્થિત વ્યવહારને અંગે તથા મુસાફરોને ખુબ સગવડ કર્તા અને ઉતાવળે પહોંચાડનાર વાહન હોવાથી તેનો ઉપયોગ પણ ખુબ થાય છે. ટીકીટનો સામાન્ય દર એક આનો છે, વધુમાં વધુ બે આના તથા ટુંકા અંતરો માટે અર્ધો આનો દર છે. વળી કેટલાક ટ્રામ્વે સ્ટેશનો વચ્ચેના અંતર માટે રવિવારે આખો દિવસ તથા બીજા દિવસોએ સવારના ૮ થી ૧૧ સુધી અને સાંજના ૪ થી ૮ સુધી અર્ધા આનાના દરે જઈ શકાય છે. એ બધી હકીકત માટે ટ્રામ્વે કંપનીની ઓફીસેથી વિગત મળી શકશે. અહીંની ટ્રામો બબ્બે માળની હોય છે અને સ્ટેશન સિવાય બીજે ઉભી રહેતી નથી એટલું જ નહિ પણ સ્ત્રીઓ માટે ઈલાયદી બેઠક રાખેલ હોય છે, ઉતરવા ચડવાના માર્ગ જુદા હોય છે અને "કંડકટર્સ" વિવેકી અને સભ્ય હોય છે. દરેક ટ્રામની ઉપર તે ક્યાં જાય છે તે સ્થળનું નામ તથા સર્વીસ નંબર લખેલા હોય છે. જો મુસાફર અંગ્રેજી જાણતો ન હોય અને મુસાફરીનો ભોમીયો ન હોય તો મુંબઈ પહોંચતા તે જરૂર મુંઝાવાનો જ. સ્ટેશનેથી ક્યાં જવું અને કયા રસ્તે જવું તેની તેને સહેલાઈથી ખબરજ ન પડે અને માનવસમુદાય તો અવિરત ચાલુ જ રહે. આરામ, સગવડ અને સહિસલામતીની બધી દૃષ્ટિએ ટ્રામ્વે વધારે ઈષ્ટ છે, વળી ટ્રાન્સફર

ટીકીટો મળી શકે છે અને તેથી જો તમારા નિયત સ્થળે મજકુર ટ્રામ સીધી ન જતી હોય તો 'કંડકટર' તમને ટીકીટ આપતાં જે જંકશને તમારે ટ્રામ બદલવાની હોય છે ત્યાં છેદ પાડી 'કલીપ' કરે છે, એટલે તે જોઇ સમજી આપણે ત્યાંથી તે ટ્રામમાંથી ઉતરી બીજી ટ્રામમાં બેસી મુસાફરી કરી શકીએ છીએ. વળી સીત્તેર ટીકીટો અગર તેથી વધુ સંખ્યા માટે ટ્રામ રીઝવર્ડ કરી શકાય છે. તદ્-ઉપરાંત બેસ્ટની મોટર બસો પણ શહેરનાં ઘણાં વિસ્તારોમાં દોડે છે. તે મોટરો પણ બે માળની અને સગવડતાવાળી હોય છે. મોટરોનો દર એક આનાથી માંડીને છ આના સુધીનો છે.

આ મોટરો રીઝર્વ કરી આવતા જતાની, પરાંની અગર નાની મુસાફરી થઈ શકે છે. છત્રીસ મુસાફરોની સવડવાળી મોટરોનો ચાર્જ વાંદરા તથા ખાર જવાઆવવાનો મળી રૂા. સત્તાવીસ શાંતાક્રુઝના અઠ્ઠાવીસ, જુહુના ત્રીસ, તથા અંધેરીના બત્રીસ એ રીતે છે. મોટરો ત્રણ કલાક આપણા માટે નિયત સ્થળે થોભે છે, વધુ રોકાણ થતાં કલાકે દોઢ રૂપીયા લેખે આપવું પડે છે. રેઈસના દિવસો દરમ્યાન હોટલ મેજેસ્ટીક અને ફલોરા ફાઉન્ટનથી મહાલક્ષ્મીના રેઈસકોર્સ સુધી મોટરો દોડે છે. આવવાનો અગર જવાનો રૂપીયો એક પડે છે. મહાલક્ષ્મીનું શરતનું મેદાન એ પૂર્વના શરતના મેદાનોમાં સર્વ શ્રેષ્ટ છે. તેની ઘોડા દોડમાં અનેક યુરોપીયનો અને ના. આગાખાન જેવા અનેક ઘોડાના શોખીનો ઘોડા

દોડાવરાવે છે, અને "રેઈસ"ના બીજા અનેક ખેલાડીઓ લાખોની હારજીત કરે છે. મોટરના મુખ્ય માર્ગો નીચે મુજબના છે:—

૩૮ A અફઘાન ચર્ચથી માહીમ, જઈ શકાય છે.

૩૮ B બેલાર્ડ પીયરથી વાર્ડરોડ, બ્રીજકેન્ડી થઈને તારદેવ જઈ શકાય છે.

૩૮ C કોલાબા પોષ્ટ ઓફીસથી ચર્ચગેટ સ્ટેશન અને ચોપાટી જઈ શકાય છે.

૩૮ D કોલાબા બસ સ્ટેશનથી લાલબાગ થઈને વરલી અને સેનચ્યુરી મિલ જઈ શકાય છે.

૩૮ E પાયધુની (મુંમ્બાદેવી)થી ચોપાટી, બાબુલનાથ વાલકેશ્વર અને મલબાર હિલ, જઈ શકાય છે.

૩૮ F ઇલેક્ટ્રીક હાઉસથી ચર્ચગેટ સ્ટ્રીટ બોરી–બંદર કાફર્ડ મારકીટ અને પરેલ થઇને માહીમ.

૩૮ G મ્યુઝિયમથી, ચર્ચગેટ સ્ટ્રીટ, ફ્લોરા ફાઉન્ટન અને બોરીબંદર થઇને ફ્લેરે રોડ બદલીને તારદેવ જઈ શકાય છે.

૩૮ H કોલાબાથી ગિરગામ થઇને ત્રણબત્તીએ ઉતરી બર ગામહીલ જવાય છે.

૩૮ I પરેલ સયાણીરોડ, એલફીંસ્ટન રોડ પરેલ ટ્રામ ટરમીનસ થઈ વરલી જઈ શકાય છે.

૩૮ J B. B. C. I. ના દાદર રેલ્વે સ્ટેશનથી તીલક-બ્રીજ મંજેરજી જોશી રોડ પર થઈને કીંગ સર્કલ જઈ શકાય છે.

૩૮ K બોરીબંદરથી ફ્લોરા ફાઉન્ટન ધોબી તળાવ, કાલબાદેવી રોડ, મઝગાંવ પોલીશ કોર્ટ ડોકયાર્ડરોડ થઇને કોટન-ગ્રીન જઈ શકાય છે.

૩૮ L સ્ટીમ લોંચો અને નાની હોડીયો મારફતે મસ્જીદ બંદર રેલ્વે સ્ટેશનથી ફ્લેરે રોડ જઈ શકાય છે.

૩૮ M ઓપેરા હાઉસથી ગિરગાંવ અને કર્નાક રોડ જઈ શકાય છે.

તદ ઉપરાંત મુંબઇથી બોરીવલી, જોગેશ્વરી, જુહુ, વરસોવા, વિહાર અને અંધેરી તરફ બેસ્ટ સર્વીસ કંપનીની મોટર દોડે છે, પરંતુ ૨૦ પેસેન્જરથી વધારે સંખ્યા હોય તોજ આ સગવડ આપવામાં આવે છે. તેનો દર અંતર પ્રમાણે આવવા જવાના રૂા. ૧૯ થી રૂ. ૩૩ પ્રમાણે છે. આ મોટરો ત્રણ કલાક સુધી મુસાફરો માટે થોભવાને બંધાએલી હોય છે. વધારે વિગતો ૨૬૦૨૪ નંબરને ટેલીફોન કરવાથી મળી શકે છે.

વળી દરેક સ્ટેશન પાસે તેમજ ભાડાની ટેક્ષીઓના સ્ટેન્ડે અનેક ભાડે ફરતી ટેક્ષીઓ ઉભી હોય છે તેનો દર શહેરની અંદર એક માઇલના ૦-૬-૦ અને ત્યારબાદ દર પા માઇલે ૦-૨-૦ લેખે હોય છે. કલાક રોકાવાના ૧-૧૪-૦ લે છે. વિકટોરીઆ માટે જ્યાં જવું હોય તે સ્થળનું ભાડું ઠરાવી લેવું અગર તો કલાક પ્રમાણે ભાડું ઠરાવવું ( કલાકના ૧-૧૨-૦ ) લેખે હોય છે.

મુંબઇ ઈલાકાની રાજધાની અને પશ્ચિમ હિંદનું બંદર

હોવાથી છેલ્લામાં છેલ્લી યુરોપીઅન ઢબની તથા હિંદી ઢબની પણ સંપૂર્ણ સગવડતાવાળી અનેક હોટલો અને લૉજો છે. વળી નવા થએલા બોમ્બે સેન્ટ્રલ સ્ટેશને જી. આઈ. પી. ના વિકટોરીઆ ટરમીનશ સ્ટેશને સુંદર સગવડ ભર્યાં વેઈટીંગ રૂમ્સ અને રીટાયરીંગ રૂમ્સ છે; તેમાં ચોવીસ કલાક રહેવાનો ચાર્જ નિચે મૂજબ છે.

વિકટોરીઆ ટરમીનસ રૂા. ૫) બે માણુસ સુધી અને ત્યાર પછી દરેક માણુસના રૂા. ૨) લે છે.

બોમ્બે સેન્ટ્રલ, એક માણુસના રોજના રૂ. ૩) અને બે માણુસના રૂ. ૫) અને પછી દરેક માણુસના રૂ. ૩) વધારે લે છે.

યુરોપીઅન ઢબની હોટલોમાં યુરોપની હોટલો મૂજબ સ્નાન, નાચ વિગેરે તમામ સગવડો મળે છે. તેમાં સૌથી ભવ્ય અને પ્રખ્યાત "તાજમહાલ હોટલ છે." તેનું આલીશાન અને ભવ્ય મકાન કોલાબા ઉપર છેક બંદર પાસે હિંદના પ્રવેશદ્વાર આગળ આવેલું છે; અને તેની ટોચની બત્તી દરીઆમાં કેટલાક માઈલ દૂરથી દેખાય છે અને આગબોટો હિંદ પહોંચવા આવી છે તેવો મુસાફરોને વિશ્વાસ આપે છે. "તાજમહાલમાં" એક દિવસ રહેવા ખાવાના રોજના રૂ. ૧૭ થાય છે. તદ્ઉપરાંત યુરોપીઅન ઢબની હોટલો તથા તેના દર નીચે મૂજબ છે.

(૧) ગ્રીન હોટલ એપોલો બંદર પાસે રોજના રૂ. ૧૨

(૨) મેજેસ્ટીક હોટલ મ્યુઝીઅમ પાસે રોજના રૂ. ૧૧

(૩) રીડઝ હોટલ એપોલો બંદર રોજના રૂ. ૧૧

(૪) ગ્રાન્ડ હોટલ બેલાર્ડપીઅર રોજના રૂ. ૧૦

તે ઉપરાંત ગ્રાંન્ટરોડ ઉપરની લંડન હોટલ વિગેરે અનેક વિદેશી ઢબની હોટલો છે. સ્ટીમરો અને એરોપ્લેનમાં અનેક હિંદ જોવા આવતા વિદેશી મુસાફરો ઘણું ખરૂં મુંબઈમાંજ પહેલા ઉતરે છે. અને હિંદ માટેનું તેમનું મુખ્ય સ્થળ મુંબઈનેજ રાખે છે તેથી આવી ખર્ચાળ હોટલો નભી રહે છે.

હિંદી ઢબની હોટલો નિચે મૂજબ છે. રહેવા ખાવા સાથેના દર નિચે મૂજબ છે.

૧ ભારતી નિવાસ કાલબાદેવીરોડ રોજના આશરે રૂ. ૨-૪-૦

૨ સરદાર-ગૃહ ક્રાફર્ડ-મારકેટ પાસે રોજના રૂ. ૨-૮-૦

૩ માધવાશ્રમ ગિર-ગાંવ (ફક્ત હિંદુઓ માટે) રોજના રૂ. ૧-૮-૦

૪ શ્રી કૃષ્ણ બોર્ડીંગ હાઉસ દાદર, ગિરગાંવ, લોનાવલા રોજના રૂ. ૧-૧૨-૦

૫ કાશ્મીર હોટલ ધનમહાલ ધોબી તળાવ રોજના રૂ. ૨

૬ એમ્પાયર હિંદુ હોટલ (ફક્ત હિંદુઓ માટે) રોજના રૂ. ૨-૮-૦

૭　આર્ય-નિવાસ કાલબાદેવીરોડ રોજના રૂ. ૨-૪-૦

તે ઉપરાંત વેલકમ હોટલ નેશનલ મોર્ડન હિંદુ હોટલ વિગેરે અનેક હોટલો તથા લૉજો છે.

મુંબઈમાં ઘણી ધર્મ-શાળાઓ પણ છે, પરંતુ તે શોધવી મુશ્કેલ છે અને અજાણ્યા માણસને પૂછતાં તેઓ લૉજનીજ ભલામણ કરવાના અને આપણને ત્યાં લઈ જઈ લૉજના માલીક પર ઉપકાર ચઢાવવાના.

મુખ્ય ધર્મશાળો—૧ હીરાબાગ સી. પી. ટેંક ગિરગાંવ

૨ માધવબાગ સી. પી. ટેંક ગિરગાંવ

૩ સુખાનંદની ધર્મશાળા સી. પી. ટેંક પાસે

૪ બિરલાની ધર્મશાળા ફણસવાડી

૫ પંચાયતી ધર્મશાળા પાંજરાપોળ બીજી ગલી

છેલ્લી ધર્મ-શાળાઓમાં રહેવા માટે મારવાડી બજારમાંથી અનુક્રમે બળદેવદાસ શિવનારાયણ તથા તારાચંદ ઘનશ્યામ દાસની પેઢીએથી ચિઠ્ઠી લાવવી પડે છે. ધર્મશાળામાં રહેવાના કંઈ પણ પૈસા લેવામાં આવતા નથી.

## મુંબઇના જોવા લાયક સ્થળો

૧ ગેટવે ઓફ ઇંડીઆ અથવા હિંદનું પ્રવેશદ્વાર મુંબઈમાં ફોર્ટનો લત્તો એ વ્યાપારી અને ઘણોજ ધનાઢ્ય અને સુસંકૃત લત્તો લેખાય છે; અને હિંદી ભાઈઓ માટે તો એ વ્યાપારનું કેન્દ્ર છે; પરંતુ દુનીઆના લગભગ દરેકે દરેક દેશમાંથી અનેક વેપારીઓ, સાહસીકો પૃથ્વી પર્યટન કરનારાઓ અને મોટા અમલદારો દરિયાઇ માર્ગે સામાન્ય રીતે મુંબઈમાં આવે છે; તેથી જ્યારે પંચમ જ્યોર્જ અને મહારાણી મેરી સને ૧૯૧૧માં હિંદમાં આવેલા ત્યારે તેમના આગમનના કાયમના સ્મારક તરીકે સમુદ્ર કાંઠે પત્થરનો એક સુંદર, મોટો દરવાજો ઉભો કરવામાં આવ્યો હતો.

હિંદના હાકેમ વાયસરોય અને ગવર્નરો તથા બીજા મોટા રાજ્યના અમલદારો અહીં મુંબઈમાં રહે છે.

એપોલો બંદર—દેશી અને વિદેશી મુસાફરોને, ધંધાદારીઓને અને મજુરોને કે ખલાસીઓને દરેકને અગત્યનું સ્થાન તે એપોલો-બંદર છે. દરરોજ અવનવા પોષાકવાળા અને અવનવી બોલીચાલી અને રીતભાતવાળા અનેક માણસો આ બંદરે જોવામાં આવે છે. દર શુક્રવારે મેઈલ સ્ટીમર આવે છે અને દર શનિવારે મેલ સ્ટીમર ઉપડે છે એટલે શનિ રવિના દિવસોએ તો બંદર માણસોથી ભરચક હોય છે; જ્યારે સાંજે ગેટવેથી શરૂ કરીને કોલાબા પૉઇંટ અને આ બાજુએ એપોલો બંદર સુધી માણસો ખુલ્લી હવામાં ફરવા નિકળ્યા હોય છે. સમુદ્રમાં દેશી હોડીયો, સ્ટીમલોંચો




ગેટ વે ઓફ ઇન્ડીયા

સ્ટીમરો, વીગેરે નાનામોટા વહાણો મછવાઓ અને મોટી આગબોટો આમ તેમ જળમાં ડોલી રહી હોય છે.

સમુદ્ર પરના સૂર્ય અસ્તનો દેખાવ લાંબો વખત ન ભૂલી શકાય તેવો હોય છે.

ગેટવેથી આગળ જતાં ટ્રામ શરૂ થાય છે તે જગ્યાએ આવતાં ઍસ્ટ કંપનીનું ઈલેકટ્રીક હાઉસ આવે છે અને ફોર્ટ તરફ આગળ જતાં પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમ આવે છે. ત્યાંથી એસપ્લેનેડ રોડ શરૂ થાય છે. મ્યુઝીયમની આસપાસ પણ સુંદર બગીચો છે; પંચમ જ્યોર્જ જ્યારે વડા-કુંવર તરીકે ૧૯૦૫ માં હિંદમાં આવ્યા ત્યારે તેમણે આ મ્યુઝીયમનો પાયો નાખ્યો હતો. વિદેશી મુસાફરો આ દરવાજેથી હિંદમાં

પ્રવેશ કરે છે. (ગેટવે ઓફ ઈન્ડીયામાંથી) દરવાજાનું શિલ્પ કામ સુંદર છે. તે ભવ્ય દરવાજો સમુદ્રમાં ઘણો દુરથી દેખાય છે. ત્યાં પત્થરના પગથીઆ બાંધી ઘાટ જેવું બનાવ્યું છે અને અહિંથી સ્ટીમ લોંચ મારફતે દિવાદાંડીની પ્રદક્ષિણા કરવા જઈ શકાય છે. સાંજે કોલાબા ઉપર અનેક મુંબઈવાસિઓ ફરવા નિકળે છે અને ખુલ્લો સમુદ્ર અહિં સતત્ જોરથી ઘુઘવાટા કરતો જણાય છે. પ્રવેશદ્વારની સામે જ તાજની આલીશાન મહેલાત છે. તેમાં એકલા વિદેશીઓજ નહિ પરંતુ મુંબઈના ધનાઢયો અને આખા હિંદના સારા સુધરેલા દેખાતા રાજા–મહારાજાઓ, દિવાનો અને અમલદારો અહિં ઉતરે છે. તેનું સ્થાનજ એવું મહત્વનુ છે કે તેથી તે મુંબઈની અને આખા હિંદની માનીતી હોટલ થઇ પડી છે. શિલ્પ અને સ્થાપત્યની દૃષ્ટિએ પણ મોટા ઘુમટ અને વિશાળ ખંડોવાળી તે મહેલાત અનોખી જ છે.

આ તાજમાં અનેક રાજ્ય ખટપટોનાં બીજ રોપાયાં હશે અને અનેક અવનવા હુન્નર ઉદ્યોગોની અને બ્રિટિશ સામરાજ્યના રક્ષણની અનેક યોજનાઓ તાજના ટેબલ ઉપર જ રચાઇ હશે.

**પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ**:—ભૂસ્તર-શાસ્ત્રના, પશુ, તથા પક્ષીના જીવનના સૈકાઓ જુના વિરાટ-કાય પશુઓના અનેક કીંમતી અતિ ઉત્તમ અને ન મળી શકે તેવા અવશેષે. અને નમુનાઓ સંગ્રહવામાં આવેલા છે. આ સંગ્રહ સ્થાનમાં ત્રણ વિભાગ છે.



પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીઅમ-મુંબઇ

કળા વિભાગ, પુરાતત્વ અમે સ્થાપત્ય વિભાગ તથા કુદરતી અને સંશોધન વિભાગ, ચિત્રકળા અને શિલ્પ કળાના અનેક સુંદર અપ્રતિમ નમુનાઓ છે. આ સંગ્રહ સ્થાનમાંથી આબાલવૃદ્ધ સૌને હિંદ અને હિંદની કળા, હિંદના પ્રાણીઓ તેની વનસ્પતિ અને ઉદ્યોગો વિષે ઘણું જાણવાનું મળે છે.

**ટાઉનહૉલ અને મુંબઇનો કિલ્લો**—મ્યુઝીયમ ઈસ્ટથી સિધા આગળ ફ્રેરેરોડ જતાં ટાઉનહૉલ આવે છે. ટાઉનહૉલનું મકાન અદ્યતન પ્રદ્ધતિનું અને વિશાળ છે. પગથીઆની હારમાળા ચઢી આપણે સભાગૃહની પરશાળામાં આવીએ છીએ. સામેજ એલફીનસ્ટોન સર્કલ છે અને પરશાળમૂકીને અંદર દાખલ થતાં એક મોટો ગંજાવર હૉલ આવે છે. તેમાં રોયલ એસીઆ-ટીક સોસાયટીના કળા નમુનાઓ વિગેર વસ્તુઓ અહીં સંગ્રહવામાં આવી છે અને અનેક સુંદર પ્રતિમાઓ અહિં દ્રષ્ટિગોચર થાય છે. બોમ્બે એસીઆટીક સોસાયટીના ચિત્રો અને તેનું પુસ્તકાલય પણ આ હૉલમાં છે.

**ટંકશાળ**—ટાઉનહૉલની પાસે બેલાર્ડ-રોડ અને મીંટ રોડના છેડા ઉપર સરકારી ટંકશાળનું મકાન આવેલું છે. ટંકશાળ જોવા માટે કરન્સી ઓફીસના સંચાલકની મંજુરી લેવી પડે છે. ટંકશાળ આગળથી વળતાં આપણે બેલાર્ડ પીઅર દેખી શકીએ છીએ. પાસેજ પોર્ટ ટ્રસ્ટનુ મોટું કાળા પત્થરનું મકાન છે. બંદર પાસેજ ઉંચુ અને ભવ્ય કસ્ટમનું મકાન છે અને તેમાં સરકારી કસ્ટમની ઓફીસ છે. બેલાર્ડ રોડ ઉપરજ મેકીનોન મેકન્ઝીની ઓફીસ છે. પરદેશ જવા માટેનો પાસ પોર્ટ તથા બીજી તમામ સગવડ આ કંપની કરી આપે છે. સામે જ મૉલબંદરનો મુખ્ય દરવાજો છે; તેમાંથી બંદર તરફ જઇ શકાય છે.

**જુનો કિલ્લો**—ટાઉનહૉલની પાછળ ગેટવે તરફ

મુંબઈનો જુનો કિલ્લો છે. હાલમાં તો તેમાં દારૂગોળો અને હથિઆરો રાખવામાં આવે છે. અહિંથી વહાણોને નિશાનીઓ સૂચવવાનો મોટો વાવટો છે.

આ કિલ્લો લગભગ ૫૦૦ વર્ષ જુનો છે; અને પોર્ટુગીઝ, ડચ અને આરબ ઇતિહાસના અવશેષોના સ્મારક તરીકે ઉભો છે. કિલ્લાનો દરવાજો, કેદખાનું અને છાયા–યંત્ર ( Sun Dial ) જોવા જેવાં છે.

**જનરલ પોસ્ટ ઓફીસ**—બંદર તરફથી ફોર્ટ તરફ આગળ જતાં જનરલ પોસ્ટ ઓફીસનું ઉંચું મોટા થાંભલાવાળું આલીશાન મકાન રસ્તાની લગોલગ આવેલું છે.

ફોર્ટના બીજા બધા મકાનોમાં તે એકદમ તરી આવે છે. થોડા પગથીયાં ચઢી દાખલ થતાં એક વિશાળ ઘુમટની નિચે વિશાળ ઓરડો આવે છે. આ મકાન ૧૯૧૧ માં બંધાયું હતું. મકાનને ત્રણ માળ છે અને ઘુંમટ નિચે જ ભોંય તળીએ કરેલી ઓફીસોની ગોઠવણ સુંદર અને સગવડ ભરી છે. આખા ઈલાકાની ટપાલનું આ વડું મથક છે. હવાઇ માર્ગની અને દરિયાઈ માર્ગની ટપાલ માટે ભોંયતળીએ જ ગોઠવણ છે, જ્યારે મનીઓર્ડર, સેવીંગ બેંક વિગેરે પૈસાની લેવડદેવડનું કામ બીજે માળે થાય છે. આ ટપાલ ઓફીસની પાછળ સેંટ જ્યોર્જ ઈસ્પીતાલના એક ખૂણામાં જુના સેંટ જ્યોર્જના કિલ્લાના અવશેષો દેખાય છે. થોડે દૂર સામે ભાટીયા બાગ આવેલો છે અને તેમાં મહુંમ સર દીનશા પેટીટ વિગેરેના બાવલાં છે.

**વીકટોરીઆ ટરમીનસ અથવા (બોરીબંદર) અને મ્યુનિસિપલ બીલ્ડીંગ**—આટીયા બાગની સામે જ બોરી-બંદરનું સ્ટેશન આવેલું છે. સ્થાપત્યની દૃષ્ટિએ દુનીઆના સર્વ સ્ટેશનોમાં આ સ્ટેશન સુંદર ગણાય છે. તેમાં અનેક મોટ-રોને ઉભા રહેવાનો અડ્ડો (Park) હિંદુ તથા મુસ્લીમ હૉટલો રેસ્ટોરાં અને વેઈટીંગ રૂમ્સ વિગેરે ઉપયોગી દરેક સગવડ અહીં છે. આ સ્ટેશનને તેર પ્લેટફોર્મ છે. તેમાંના એકથી આઠ લોકલ ગાડીઓ માટે છે. જ્યારે બાકીના પ્લેટફોર્મ ઉપરથી હિંદના જુદા જુદા ભાગની ગાડીઓ દોડે છે. પાસે જ એકાઉન્ટ ઓફીસનું મોટું મકાન આવેલું છે. આ સ્ટેશન ઉપર હિંદના ઘણા ઉદ્યોગપતિઓએ તેમના માલની જાહેરાત સુંદર રીતે કરેલી છે. એજન્ટની ઓફીસ પણ અહિં છે. બોરી-બંદર સ્ટેશનની સાથે જ મ્યુનિસિપલ ઓફીસ આવેલી છે. મ્યુનિસિપાલીટીનું ઉંચું સાતમાળનું મકાન સહેજે જોનારને નજરે તરી આવે છે. તેનો ઉંચો ઘુમટ ફોર્ટમાં ઘણે દૂરથી જોઈ શકાય છે. બોમ્બે કૉરપોરે-શનના સભાસદોની મિટીંગ અહીં ભરાય છે. આ મકાનની પાસે સર ફીરોઝશા મ્હેતાનું બાવલું છે. જ્યારે સામેજ ઉદ્યોગપતિ જમશેદજી તાતાનું બાવલું છે. તેની પાસેથી વોર્ડબી રોડ પર જતાં કેપીટલ ટૉકીઝ, રતનમહાલ અને બોમ્બે જીમખાના આવેલા છે. આગળ જતાં મેયોરોડ થઈ અને સેંટ્રલ ટેલીગ્રાફ ઓફીસે જઈ શકાય છે. અહિંથી દેશમાં તથા પરદેશ દરિઆઇ માર્ગે ટેલીફોન વહેવાર થઈ

શકે છે. આ રસ્તે બી. બી એન્ડ સી આઈ ના ચર્ચ-ગેટ સ્ટેશને જઈ શકાય છે. ચર્ચ-ગેટ સ્ટ્રીટ અને કવીન્સ-રોડ ભેગ થાય છે ત્યાં બી બી એન્ડ સી આઈની ઓફીસે આવેલી છે. આ રસ્તે છેક દરિઆ કિનારે જઈ શકાય છે. કવીન્સરોડના એક છેડેથી ચોપાટી શરૂ થાય છે. ચોપાટીનો દેખાવ શાંતિદાયક અને મનોહર હોય છે. પાસેજ વાલકેશ્વર બેન્ડસ્ટેન્ડ અને બાબુલનાથનું મંદીર, હેંગીંગ ગાર્ડનની ટેકરી દેખાય છે. અહીંના રેતાળ પટમા સાંજે અનેક મુંબઈવાસીઓ ફરવા માટે આવે છે અને દરીઆની શિતળ, સુખપ્રદ હવાનો આનંદ માને છે. અહિંથી છેક કોલાબા લગી બરોબર દરીઆની સમાંતરે મોટર રસ્તો આવેલો છે. રાત્રે પણ આ રસ્તે ઉપરનાં દિવાનું પ્રતિબિંબ નિચે સમુદ્રમાં પડે છે અને સુંદર સળંગ ચિત્ર આંખ સમક્ષ ખડું કરે છે. ભરતીને દિવસે આ બાંધેલા બંધ ઉપર બેસી સમુદ્રનો ઘુઘવાટ સાંભળવો અને છેવટે પૂનમની ચાંદનીમાં મોજાથી છંટકાઈ ભિજાઈ જવામાં ઓર મઝા રહેલી છે.

**બ્રેબોનસ્ટેડીઅમ અને રાજાબાઇ ટાવર**—કવીન્સ રોડથી કોલાબા તરફ જતાં દુનીયાના સૌથી સુંદર ક્રીડાંગણો-માંનું એક બ્રેબ્રાન સ્ટેડીઅમ આવેલું છે. તે હિંદની ક્રીકેટ કલબે બંધાવેલું છે તેમાં ક્રિકેટની, તરવાના હોજની, ટેનીસ રમવાની અને બીજી ઘણી સગવડો છે. કવીન્સરોડથી બૅન્ડ-સ્ટેન્ડ આવતાં હાઇકોર્ટનું મોટું ઉંચું મકાન આવે છે. હાઈ-કોર્ટની ઉત્તરે નાનો સુંદર બગીચો છે. તેમાં સરલૅારેન્સ

જેનકીંગ્સનું અને મર્હુમ સર મુલ્લાંના બાંવલાં આવેલા છે. હાઇકોર્ટ બીજે માળે બેસે છે. જ્યારે વધારાના જજની કચેરીઓ બાજુ પર છે. અહિંઆ બેરીસ્ટરો અને એડવોકેટોની ઓફીસો પણ છે. આજ રસ્તા પર આગળ ચાલતાં યુનીવરસીટીના મકાનો અને **રાજા-બાઇ ટાવર** આવે છે. તેની આસપાસ નાનો સુંદર બગીચો છે. અને તે બગીચામાંથી તાજા સ્નાતક થએલા વિદ્યાર્થીઓની પદવીદાન પહેલાની કૂચ શરૂ થાય છે.

**રાજા-બાઇ ટાવર—મુંબઈનું સૌથી તરી આવતું મકાન**



રાજાબાઈ ટાવર

રાજા-બાઈ ટાવર છે; તે ૨૬૦ ફુટ ઉંચો છે અને યુનીવરસીટીના પુસ્તકાલયમાંથી ત્યાં જઈ શકાય છે. પ્રખ્યાત હીંદી વહેપારી પ્રેમચંદ રાયચંદના પત્નીની યાદગીરીમાં આ ટાવર બાંધવામાં આવ્યો હતો. યુનીવરસીટીના મકાનોમાં કૉનવોકેશન હૉલ અને સાયન્સ ઇન્સ્ટીટયુડ જોવા જેવાં છે. અહીંયા વિજ્ઞાનની કેળવણી ઉપરાંત વિજ્ઞાનીક શોધખોળ અને હુન્નર ઉદ્યોગનું કામ પણ થાય છે. બંન્ને બાજુની પાંખોને જોડતો સર કાવસજી જહાંગીર હૉલ આવેલો છે. જેમાં સ્હેજે ૧૨૦૦ માણુસોનો સમાવેશ થઈ શકે છે.

કોલબો તરફ આગળ જતાં અફઘાન ચર્ચ આવેલું છે વળી બેકબે ઉપર તરવાના હોજવાળી ઘણી કલબો આવેલી છે. વળી કૉનવોકેશન હૉલની નજીક સરકારી કચેરીઓ આવેલી છે. ( ગવરમેંટ સેક્રેટરીઅટ )

મુંબઈના ગવર્નર અને પ્રધાનોની ઓફીસો અહીંઆ છે; અને અગત્યના સરકારી દસ્તાવેજો પણ અહીંયા રહે છે.

**તાજ-મહાલ** હોટલથી રીગલ થીએટર તરફ જતાં ધારાસભા ગૃહ ( લેજીસ્લેટીવ કાઉન્સીલ હૉલ ) આવેલો છે.

એ ઉપરાંત કૉટમાં અને તેની આસપાસ ઘણા મોટા વેપારી લત્તાઓ અને મારકીટો આવેલી છે. મુંબઈનું સ્ટોક એકસચેઈંજ દેશપરદેશમાં પ્રખ્યાત છે.

આ બજારનું કામકાજ ૧૨થી ૩ વાગ્યા સુધી ચાલે છે અને દલાલો અને વહેપારીઓથી આ મહોલ્લો ઉભરાઈ જતો લાગે છે. સ્ટોક એકસચેઇંજથી થોડેકજ દૂર ઇમ્પીરીયલ

બેંક, બરોડા બેંક, અલહાબાદ બેંકનાં મકાનો આવેલા છે. સ્ટોક એકસચેઈંજનું આખું નામ અને સરનામું ઇંડીયન શેર અને સ્ટોક બ્રોકર્સ એસોસીએસન દલાલસ્ટ્રીટ કોટ મુંબઈ છે. તેનું નવું મકાન ભવ્ય અને સુંદર છે. જ્યારે પાછળના જુના મકાનમાં દલાલોની ઓફીસો વીગેરે આવેલા છે. એપોલો સ્ટ્રીટના બીજા ખૂણે રાજા બહાદૂર બંસીલાલનું આલીશાન મકાન આવેલું છે. તેની બાંધણી સુંદર છે અને




મ્યુનીસીપલ કોરપોરેશન હોલ

પહેલાં ત્યાં ગવર્નરનું રહેઠાણ હતું. મ્યુઝીયમથી ફ્લોરા ફાઉન્ટ અને ત્યાંથી આગળ જતાં એસ્પ્લેનેડરોડ ઉપર વાઈટવે લેડલો અનેક બીજી અનેક વીદેશી કંપનીઓના સુંદર શોરૂમ્સ અને દુકાનો છે. તે રસ્તાપર અનેક બેરીસ્ટર અને એડવોકેટની ઓફીસો છે. જ્યારે સોલીસીટરોની ઓફીસો પાસે મેડોઝ સ્ટ્રીટમાં આવેલી છે. વળી કૉટમાંથી મ્યુલિસિપલ ઓફીસ અને ત્યાંથી આગળ જતાં ટાઈમ્સઓફ ઈંડીઆની ઉંચી અને વિશાળ ઈમારત આવે છે. ત્યાંથી આગળ જતાં પાલટન રોડથી પાયધુની તરફ જતાં ક્રાફર્ડ મારકીટનું મકાન અને તેનો ટાવર આવેલાં છે. ક્રાફર્ડ મારકીટ એ મુંબઈની મોટામાં મોટી માર્કીટ છે. ત્યાં કર્નાકરોડ અને હોર્નબીરોડ ભેગા થાય છે અને આ મારકીટમાં અને તેની આસપાસમાં જોઈતી તમામ વસ્તુ મળી શકે છે. ક્રાફર્ડ મારકીટથી ધોબી તળાવ તરફ જતાં ગોકુલદાસ તેજપાલ ઇસ્પીતાલ અને પોલીસના રહેઠાણો આવેલાં છે. પોલીસ રહેઠાણની સામે જ શેખ મેમણ સ્ટ્રીટ આવેલી છે. તે મુબઈનું અગત્યનું ઉદ્યોગીક કેંન્દ્ર છે. શેખ મેમણ સ્ટ્રીટથી પ્રીન્સેસ સ્ટ્રીટ તરફ જતાં રસ્તા ઉપર અનેક નાની મોટી દુકાનો આવેલી છે. આ નાની દુકાનોના વચ્ચેના ખાંચામાંથી મંગળદાસ કાપડ મારકીટમાં જઇ શકાય છે. મંગળદાસ કાપડ બજારની દુકાનોનો રસ્તો અંધારીઓ ગંધાતો અને કચરાપટ્ટીવાળો છે અને ફક્ત માણસો જ જઈ આવી શકે છે. રજાના દિવસે જ્યારે લોકો ખરીદી માટે આ બજારમાં ટોળે વળે છે ત્યારે બજારનો દેખાવ

ઉભરાતા કીડીઆરા જેવો લાગે છે. આ બજારનો બીજો દરવાજો પ્રીન્સેસ સ્ટ્રીટના ખુણા પાસે આવેલો છે. બોમ્બે ચેમ્બર્સ અને વેસ્ટન ઈંડીયા ઓટોમોબાઈલ એસોસીએશન વિગેરે બીજી અનેક વેપારી સંસ્થાઓ મુંબઈમાં આવેલી છે. શેખ-મેમણ સ્ટ્રીટમાં સોના ચાંદીની અને ઝવેરીઓની દુકાનો આવેલી છે. આગળ જતાં મુળજી જેઠા મારકીટ આવે છે અને બુલીયન એકસચેંઈજ તરફ થઈને આગળ જતાં મુંબઈની અધિષ્ઠાત્રી " મુંમ્બાદેવીનું " મંદીર આવે છે. આગળ જતાં રૂની અને સટ્ટાની બજારો આવે છે અને કાલબાદેવી રોડને ખુણે નવું ઈસ્ટ ઈંડીઆ કોટન એસોસીએસનું ભવ્ય મકાન આવેલું છે. દાણાબજાર અને બીયાં બજાર પણ આ રસ્તા પર આવેલાં છે. પાયધુનીથી આગળ પરેલ તરફ જતાં ભીંડીબજાર અને જે. જે. હોસ્પીટલ આવે છે. તેમાં અનેક દર્દીઓને રહેવા, ખાવા તથા સારવારની સુંદર સગવડ છે. હોસ્પીટલથી આગળ જતાં ભાયખલા બ્રીજ અને ત્યાંથી આગળ જતાં રાણીબાગ (વિક્ટોરીઆ ગાર્ડન) આવે છે.



**રાણીબાગ**—મુંબઈમાં આ બાગ બરાબર મધ્યમાં આવેલો છે. તેમાં અનેક જુદી જુદી જાતના પ્રાણીઓ રાખવામાં આવ્યા છે. બગીચામાં દાખલ થતાં એક ટાવર આવે છે ત્યાંથી આગળ જતાં ઉત્તર તરફ વિકટોરીઆ અને આલબર્ટ મ્યુઝિઅમ આવે છે આ સંગ્રહ સ્થાનમાં મુંબઈના જુના ઈતિહાસીક અવશેષો વિગેરે સાચવી રાખવામાં આવ્યા છે. કાલબા દેવીના રસ્તાનું નામ કાલકાના મંદીર પરથી પડયું છે એમ કહેવાય છે. આ બગીચામાં જંગલી રાની પશુઓ ઉપરાંત એક મોટો લાલ મહોડાનો આફ્રીકાનો ઉરાંગ ઉટાંગને મળતો વાંદરો રાખવામાં આવ્યો છે સિંહ, વાઘ, રિંછ, મગર, સાહુડી, શાહમૃગ, જીરાફ કાંગારૂ વિગેરે અનેક પ્રાણીઓ અહીં રાખવામાં આવ્યા છે. જળચર પ્રાણીઓ માટે જુદું સ્થાન રાખવામાં આવ્યું છે. જુદા જુદા પરદેશી જાતના મોર, પોપટ, સસલાં વીગેરે પ્રાણીઓ આ સંગ્રહસ્થાનમાં મળી આવે છે. આ બાલ વૃદ્ધ સૌને મ્યુઝિયમ અને પ્રાણી સંગ્રહસ્થાનમાંથી ઘણું જાણવાનું મળે છે અહિંઆ ઉંટ કે હાથી પર સ્વારી કરવી હોય તો કરી શકાય છે. ટ્રામમાં આગળ જતાં લાલબાગ, પરેલ અને દાદર આવે છે. પરેલથી એડવર્ડ રોડ તરફ જતાં હાફકીનઈન્સ્ટીટયુટ આવે છે.

ત્યાંથી ટેક બંદર અને ગેહકના મેદાને જઈ શકાય. દાદરથી તીલકરોડ ઉપર થઈને માટુંગા અને શીવ જઈ શકાય છે. દાદરથી આગળ ટ્રામ કીંગસર્કલ જઈને ઉભી રહે છે. તે ટ્રામનું છેલ્લું સ્ટેશન છે ત્યાંથી ધારાવી કે

માહીમ જઇ શકાય છે. માહીમનો જુનો કિલ્લો સમુદ્ર કાંઠે આવેલો છે. માહીમનું મૂળ નામ મહીકાવતી હતું

આ શહેર અંગ્રેજોને પહેરામણીમાં મળેલું. પશ્ચિમ હિંદના મુસલમાનોના પવિત્ર તીર્થ તરીકે પ્રખ્યાત છે. શેખ-મખતુંબ અલીપારૂની દર્ગા અહિં છે અને દર મુસલમાની રજબ મહીનામાં અહીં મોટો આરસ ભરાય છે. માહીમથી કેડલ-રોડને રસ્તે વર્લી તરફ જઇ શકાય છે. દાદર, પરેલ, વર્લી અને એ બાજુએ ઘણી મીલો આવેલી છે. મુંબઈ મીલ ઉદ્યોગનું મુખ્ય કેન્દ્ર છે.

**મહાલક્ષ્મીનું શરતનું મેદાન**—મુંબઇનું શરતનું મેદાન એ દુનીઆના સર્વોત્તમ મેદાનોમાંનું એક છે ત્યાં દર વર્ષે હજારો અને લાખો ખેલાડીઓ નવેમ્બરથી માર્ચ સુધીમાં શનિ, રવિ અને રજાના દિવસોમાં અનેક ઘોડાઓ દોડાવે છે અને લાખો રૂપીયાની ઉથલપાથલ કરે છે. શરતના દિવસે આ મેદાન માટે ખાસ મોટરો દોડે છે. ટ્રામ રસ્તે મહાલક્ષ્મીના મેદાને જવું હોય તો જેકબસર્કલે ઉતરવું પડે છે. શરતના મેદાનથી આગળ કલાકરોડ તરફ જતાં વિલીંગડન સ્પૉરટ કલબ, તારદેવરોડ અને મહાલક્ષ્મીનું મંદીર આવે છે. મહાલક્ષ્મીના મંદીરથી સીધા વોર્ડનરોડ તરફ જતાં દરિયા કાંઠે સહેલગાની સુંદર બેઠકો બનાવેલી છે. અહીંના સ્નાન-ગૃહ ( બ્રીચ કેન્ડી સ્વીમીંગ બાથ્સ ) મુંબઈમાં સુવિખ્યાત છે. જેકબ સર્કલથી આર્થર રોડ તરફ જતાં તારદેવ આવે છે ત્યાંથી બોમ્બે સેંન્ટ્રલ જઈ શકાય છે. આ

બાજુનું ટ્રામ ટરમીનસ જેકબ સર્કલ અને તારદેવ છે. તારદેવ રોડથી આગળ ગોવાળીઆ ટૅંક રોડ તરફ જઈ બાબુલનાથ, વાલકેશ્વર અને હેંગીંગ ગાર્ડન તરફ જઈ શકાય છે. આ બાજુના ટ્રામના સ્ટેશનો ગિરગાંવ, ઓપેરા હાઉસ, સેન્ડર્સ બ્રીજ તથા ગોવાળીઆ ટૅંકના છે. બાબુલનાથનું મંદીર ઉંચી ટેકરીપર આવેલું છે. અને ત્યાં ચોપાટી મુંબઈની ઉંચી, નિચી નાની મોટી મહેલાતો પાસે જ ઘુઘવતો સમુદ્ર વીગેરે દ્રશ્યો સુંદર અને આલ્હાદક છે. પાસેજ વાલકેશ્વર અને હેંગીંગ ગાર્ડન આવેલા છે. હેંગીંગ ગાર્ડન ઉંચી ટેકરીપર આવેલો છે અને ત્યાંથી પણ મુંબઈ અને આસ-પાસનું દ્રશ્ય સુંદર દેખાય છે. ઉંચી ટેકરી પર આવેલા સુંદર પણ નાના બગીચામાં બાળકોને રમત ગમતના સુંદર સાધનો રાખવામાં આવેલા છે. આ ટેકરીની નીચે મુંબઇની પાણીની વહેંચણી કરવાની વ્યવસ્થા રાખવામાં આવી છે.

હેંગીંગગાર્ડન મલબાર હીલ પર આવેલા છે અને તેને ખુણે ગર્વમેન્ટ હાઉસ આવેલું છે. ત્યાં મુંબઇના ગર્વનર રહે છે. હેંગીંગ ગાર્ડનના પ્રવેશ દ્વાર પાસે મોટો ચિત્રેલો મુંબઈનો નકશો નજરે પડે છે, આ ટેકરી ના રસ્તે પારસી-ઓનો દફનનો કુવો આવેલો છે. રીજરોડ ઉપર મુંબઈના અનેક ધનાઢયોની મહેલાતો આવેલી છે.

મુંબઈના બેન્ડ સ્ટેનડ (૧) કોટમાં મેયોરોડ પર. (૨) ચોપાટી સમુદ્ર કાંઠે (૩) મરબાલહીલ પર સરફીરોઝશા મ્હેતા ગાર્ડન્સમાં (૪) મઝગાંવ હીલ પર બેપ્ટીસટા ગાર્ડનમાં (૫)

ભાયખલમાં રાણીબાગમાં (૬) દાદરમાં પારસી કૉલોનીમાં (૭) દાદરમાં કીંગસર્કલ ગાર્ડનમાં

## " દરિયાઇ સહેલગાના સ્થળો "

**ઘારાપુરી અથવા એલીફંટા**—મુંબઈથી અગ્નિ ખૂણામા ૭ માઇલ દૂર ઘારાપુરી અથવા એલીફંટાનો ટાપુ આવેલો છે. એપોલો બંદરથી હોડી અગર મોટર લોંચ મારફતે અગર તો ઍલેકઝાંડ્રાડોકથી સ્ટીમર મારફતે ત્યાં જઈ શકાય છે. ઘારાપુરી એ જુના મૌર્ય વંશનું મથક હતું. ઘારાપુરીની ગુફાઓ સનાતની શૈવ સંપ્રદાયની છે. આ ટાપુ ઉપર ઉતરવાની જગ્યાએ પહેલાના વખતમાં એક મોટો હાથી હતો પણ પાછળથી તે હાથી તૂટી ગયો અને તેના ટુકડાને વિકટોરીઆ ગાર્ડમાં લઈ જઈ ઉભો કરવામાં આવ્યો છે. આ હાથીની પ્રતિમાને લીધે આ ટાપુની ગુફાને એલીફંટા કૅવ કહેવાય છે. ગુફાઓની દિવાલોનું અને મૂર્તિઓનું કોતરકામ સુંદર છે. બ્રહ્મા, વિષ્નુ, અને મહેશની એટલે જગતના ઉત્પાદક, રક્ષક અને ભક્ષક એવા ત્રણ સ્વરૂપની શિવની મૂર્તિ સુંદર અને જોવા જેવી છે. કુલ પાંચ ગુફાઓ છે અને લગભગ આઠમા સૈકાની હોવાની મનાય છે.

**ઉરણ**—એપોલો બંદરથી નહાવા સ્ટીમર લાઈનના રસ્તે જતાં પહેલું બંદર ઉરણ આવે છે. અહીંયા પારસીઓની વસ્તી વિશેષ, સુંદર બગીચો અને પ્રાણી સંગ્રહસ્થાન આવેલા છે. પારસીઓની અગીઆરી અને ભારત ટાઇલ્સની ફેકટરી અહીં આવેલી છે.

**નહાવા**—ઍલેકઝાંડ્રા ડોકથી નહાવા જઇ શકાય છે એ ૧૦ માઇલ દૂર છે.

**પાલી અને ધરમતાર**—મુંબઈથી દરિયાઈ માર્ગે ધરમતાર જઈ ત્યાંથી મહાબળેશ્વર અને પંચગનિ જઈ શકાય છે. ત્યાંથી ઉનાળામાં દરરોજ મહાબળેશ્વર અને પંચગનિ મોટર દોડે છે. પાલી ધરમતારથી ૨૨ માઇલ દૂર છે અને ત્યાં ત્રણ ઉના પાણીના કુંડો છે અને દરેકમાં પાણી વત્તું-ઓછું ગરમ છે.

**"મુંબઇથી ટુંકી મુસાફરીના સ્થળો"**

મુંબઈથી જી. આઈ. પી. રેલ્વે મારફતે કલ્યાણ, પૂના અને મદ્રાસ જઈ શકાય છે. જી. આઈ. પી. રેલ્વેના મુખ્ય સ્ટેશનો વિક્ટોરીયા ટર્મીનસ અને દાદર છે ત્યાંથી આગળ જતાં થાણા અને કલ્યાણ આવે છે. આ કલ્યાણ એ ચાલુકયોની રાજધાની કહવાતી નગરી છે એમ કેટલાક વિદ્વાનો માને છે. ત્યારપછી અંબરનાથનું સ્ટેશન આવે છે. સ્ટેશનથી અંબરનાથનું મંદીર થોડું દૂર છે અને નાની નદીના કાંઠે આવેલું આ નાનું સુશોભીત રમ્ય મંદીર શાંતિદાયક લાગે છે. આગળ જતાં મુંબઈથી ૫૪ માઈલ દૂર નેરલ સ્ટેશન આવેલું છે. અહીંથી માથેરાન લાઈટ રેલ્વેદ્વારા માથેરાન જઈ શકાય છે. નેરલ સ્ટેશનેથી માથેરાન જવા માટે ટટુ અગર રિક્ષા મળી શકે છે.

**માથેરાન**—નેરલથી માથેરાનનું ભાડું ફર્સ્ટ કલાસના રૂ. ૫) સેકન્ડ કલાસના રૂ. ૩) અને થર્ડ કલાસના રૂ. ૨)

છે. માથેરાન એ મુંબઈની નજીકનું હવાખાવાનું સ્થળ છે. મુખ્ય હોટલો નિચે મુજબ છે. રીગલ હિંદુ હોટલ ( ટે. નં. ૩ માથેરાન) રોયલ હીંદુ હોટલ, લક્ષ્મી હીંદુ હોટલ યુરોપીઅન ઢબની પણ ઘણી હોટલો છે. સામાન્ય રીતે રહેવાનો ચાર્જ રોજના રૂ. ૨) છે જ્યારે મોસમમાં રોજના રૂ. ૪) લે છે. આસપાસનું સૃષ્ટિ સૌન્દર્ય સુંદર છે, અહીંના તથા ચાર લોટ સરોવરના કાંઠે ફરતાં અજબ આનંદ અનુભવાય છે.

નેરલથી લુઈસા પોઇંટ અને બીજા ત્રીસેક વિહારમાર્ગ (વૉકસ) તેત્રીસ પોઇંટ આગળ જતાં કરજન, ખંડાલા અને લોનાવલાના સ્ટેશનો આવે છે. ખંડાલા ભોરઘાટની ટોચ નજીક આવેલું છે. આ રસ્તે ટ્રેન પહાડના કોતરેલા બુગદામાંથી પસાર થાય છે. આસપાસના ઘાટ અને સૃષ્ટિ સૌંદર્ય સુંદર છે. ડયુકસનોઝ (Dakes Nose) ના નામથી પ્રખ્યાત થએલો પર્વત સુંદર છે. લોનાવલાના સ્ટેશનેથી કારલાની ગુફાઓ જોવા જઈ શકાય છે. ખરેખર મુંબઇ અને તેની આસપાસ પ્રાચીન ભારતના વૈરાગ્ય વૈભવના વારસારૂપી અનેક ગુફાઓ કાનેરી, જોગેશ્વરી, ઘારાપુરી, કારલા અને ભાજાના ગુફાઓ, વેરૂળ અને કલાધામ અજંટાની ગુફાઓ, નાસિકની પાંડવ ગુફાઓ આ બધી ગુફાઓ આપણા પ્રાચીન સંન્યાસીઓ અને તપસ્વીઓની સાદાઈ કુદરત સાથેની એક તાનતા, સંયમ અને નિઃસ્પૃહિ જીવનના સ્મારકરૂપે હજુએ ઉભી છે અને આધુનિક કલાકારોની કલાકૃતિઓને માટે નમુના રૂપ બની રહી છે. એક દ્દષ્ટાએ ભવિષ્ય ભાખ્યું છે કે એ વૈરાગ્ય વૈભ-

વના વારસામાંથી "ભારતીય જીવન ફરીથી જાગી ઉઠવાનું છે." લોનાવલાથી કાર્લાથી ગુફાઓ ૬ માઇલ દૂર છે. કાર્લાની ગુફાઓ બુદ્ધ સંપ્રદાયની સૌથી સુંદર કલાકૃતિઓ તરીકે ગણાય છે. ગુફાનું કોતરકામ સુંદર છે. લોનાવલાથી આગળ જતાં મલવલી સ્ટેશન આવે છે. ભાજાની ગુફાઓ જોવા માટે અહીંથી જઈ શકાય છે. લોહગઢથી શિવાજીનો પ્રખ્યાત કિલ્લો લોનાવલા સ્ટેશનથી ૭ માઇલ દૂર આવેલો છે. મનવલી પછીના કામશેટ સ્ટેશનથી ચાર માઇલ દૂર બેદસાની ગુફાઓ આવેલી છે. કલ્યાણ જંકશનેથી સીધા ઈશાન તરફ ઈગતપુરી, મનમાડ અને ભુસાવલને રસ્તે દિલ્હિ તરફ અગર તો ભુસાવલ સીધા નાગપુર અને ત્યાંથી કલકત્તા જઈ શકાય છે. કલ્યાણથી બીજો ફાંટો અગ્નિ ખુણામાં પુના અને મદ્રાસ તરફ જવાય છે. કામશેટથી આગળ જતાં તલેગાંવ, દેહુરોડ ખડકી, શિવાજી-નગર અને પુના જઈ શકાય છે. દેહુરોડ સ્ટેશનથી દેહુગામ જવાય છે ત્યાં વિઠોબાનું મોટું મંદીર અને સંત તુકારામનું મંદીર આવેલા છે. અહિં તુકારામે ઇશ્વરનો સાક્ષાત્કાર કરેલો એમ મનાય છે. પૂનાથી પંચગનિ અને મહાબળેશ્વર જવાય છે.



"પુના"—પુનાએ જી. આઈ. પી અને મદ્રાસ અને સધર્ન મરાઠા રેલ્વેનું જંકશન સ્ટેશન છે. મુંબઈના ગવર્નર ઉનાળાના છ માસ અહિયાં રહે છે અને તેથી બધી ઓફીસો પણ છ માસ માટે અહિ આવે છે. પુના દક્ષિણનું મુખ્ય શહેર છે; અને પેશ્વાઓની રાજધાનીનું શહેર છે. હમણાં હમણાં પૂનાની ઉદ્યોગીક કેન્દ્ર તરીકે અને કેળવણીના કેન્દ્ર તરીકે તેની ઉપયોગીતા ખુબ વધી છે. પુના શહેર મૂળા અને મૂઠાનદીઓના સંગમ ઉપર આવેલું છે. મૂળા, મૂઠાનો તે સંગમ દગડી–પૂલનો નક્કર બંધ નદીના સુંદર ઘોધ લગડી પુલ અને એવા બીજા સુંદર પૂલો, સુંદર બગીચાઓ વીગેરે પુનાના સૌંદર્યમાં ઓર વધારો કરે છે. સ્ટેશન ઉપર જ ઘોડાગાડીઓ મોટરો અને વિકટોરીઆ ભાડે મળી શકે છે.

પુના

**ધર્મશાળા અને હોટલો**—સ્ટેશનની સામેજ સારી સગવડવાળી અને ભરોસાપાત્ર દવે હિંદુ હોટલ આવેલી છે, અનેસ્ટેશની પાસે તેજપાલ ગોકુલદાસની ધર્મશાળા આવેલી છે. ગ્રાન્ડ હોટલ, પુના હોટલ અને નેશનલ હોટલ આવેલી છે. રોજનો ચાર્જ ખાવા પીવા સાથે રૂ. ૪) થી રૂ. ૮ હોય છે.

**જોવા લાયક જગ્યાઓ**—પુના શિક્ષણ સંસ્થાનું કેન્દ્ર છે, હિંદનું કેમ્બ્રીજ છે. અહિં ખેતીવાડીની કોલેજ, એન્જીનીયરીંગ કોલેજ, વિગેરે ઉપરાંત ફર્ગ્યુસન કોલેજ વિગેરે આવેલ છે. પ્રભાત પ્રોસેસ સ્ટુડીઓ, ચિત્રશાળા પ્રેસ વિગેરે પણ જોવા લાયક છે. બંડગાર્ડન અને બોટ કલબ ખાસ જોવા જેવા છે. શહેરની નૈરૂત્યમાં પાર્વતીની ટેકરી ઉપર પાર્વતીનું સુંદર મંદીર આવેલું છે. ટેકરીની તળેટીમાં હીરાબાગ નામનો સુંદર બાગ આવેલો છે. યરવડાની જેલ અને પશ્ચિમ હિંદનું સરકારી દારૂખાનાનું મથક કાઉન્સીલ હૉલ અને દફ્તરખાનું પણ અહીંયા છે. સરકારી વેધશાળાનું મકાન જોવા જેવું છે. શનવારવાડા અને ભંડારકરની સંશોધન સંસ્થા તથા ડેકન કોલેજ જોવા જેવા છે. પુનામાં બીજી કોલેજો અને છત્રપતિ શિવાજી મહારાજનું

બાવલું જોવા જેવું છે. ખાસ કરીને પુના હાલના જમાનામાં શરતના મેદાનને અંગે પ્રખ્યાત થયું છે. શરતોના દિવસે મુંબઈથી શરત માટે ખાસ સ્પેસીઅલ ટ્રેનો દોડાવવામાં આવે છે અને મુંબઈના ધનિકો, અમલદારો અને અનેક રાજા મહારાજાઓ ઉનાળો અહીં ગાળતા ગાળતા તેઓનું નસિબ શરતના મેદાનમાં અજમાવી જુએ છે. મૂળા મૂઠાનો બંધ જોવા જેવો છે. શિવાજીનો સિંહગઢ અહીંથી ૧૫ માઇલ દૂર છે. જ્યારે પુરંધરનો કિલ્લો આશરે ૨૦ માઇલ દૂર છે. અહીંથી મહાબળેશ્વર અને પંચગનિ તરફ મોટરો દોડે છે.




બોટ કલબનો એક દેખાવ ( પુના )

આલંદી-પુનાથી મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વેની નાની લાઇન પુના હરિહર લાઇન દ્વારા આલંદી, સંતજ્ઞાનેશ્વરના નિવાસસ્થાને જઇ શકાય છે.

## ખોપોલી-તાતા ઇલેકટ્રીક પાવર હાઉસ

મુંબઇથી પુના જતાં રસ્તામાં કરજટ જંકશન આવે છે. ત્યાંથી ગાડી બદલી ખોપોલી જઇ શકાય છે. અહિંનું તાતા હાઇડ્રોઇલેકટ્રીક પાવર હાઉસ જોવા જેવું છે. લગભગ પંદરસો ફુટ ઉંચેથી નદીનો પ્રવાહ વહેવડાવી વીજળી ઉત્પન્ન કરવામાં આવે છે અને આ વીજળીથી મુંબઈ શહેર રાત્રે પણ સુશોભિત રમ્ય નગરી દીસે છે.

## પંચગની અને મહાબલેશ્વર

પુનાથી પંચગની મોટર રસ્તે સાઇઠેક માઇલ દૂર છે અને ભાડાની મોટરો દરરોજ દોડે છે. તદ્ઉપરાંત મુંબઇથી દરિયામાર્ગે ધરમાતાર થઇ ત્યાંથી આનંદ મોટર સર્વીસ મારફતે પણ પંચગની અને મહાબલેશ્વર જઈ શકાય છે. ઉન્હાળામાં આ સર્વીસ નિયમિત દરરોજ દોડે છે. વળી પુનાથી ટ્રેન બદલી મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વે મારફતે પુના હરિહર શાખા મારફતે વથાર સ્ટેશને ઉતરી ત્યાંથી પંચગની જઈ શકાય છે. વથાર સ્ટેશનેથી નિયમિત દોડતી મોટરદ્વારા પણ મહાબળેશ્વર જઈ શકાય છે. મુંબઇના ગવર્નર

ઉન્હાળો ગાળવા મહાબળેશ્વર આવે છે. મુંબઈના ધનિકો અને અમલદારો પણ ઉન્હાળામાં મહાબળેશ્વરની લ્હેર માને છે. ધરમતારથી આનંદ મોટર સર્વીસદ્વારા પણ મહાબળેશ્વર જઇ શકાય છે. વળી પુનાથી પણ પંચગની થઈ મહાબળેશ્વર મોટરદ્વારા જઈ શકાય છે. પુનાથી મહાબળેશ્વરના સામાન્યતા મોટર ભાડું રૂપીયા પાંચ, અને પુનાથી પંચગનીના રૂપીયા ચાર છે, વાથરથી પંચગનીના રૂપીયા ત્રણ અને મહાબળેશ્વરના રૂપીયા ચાર ભાડું છે. પંચગનીની નિશાળો અને શિક્ષણ વખણાય છે. પંચગનીની હિંદુ હાઈસ્કુલમાં રાજા–રજવાડાના કુંવરો ભણે છે. વળી જે યુરોપિયન અમલદારો તેમના બાળકોને દેશમાં ન મોકલી શકે તેમના માટે રહેવા ભણવા માટેની યુરોપિયન ઢબની બોર્ડીંગ સ્કુલો પણ અહિં છે. આસપાસના જંગલ, અને સૃષ્ટિસૌંદર્ય જોવાં જેવાં છે. અહિના જંગલોમાં વાઘ કોઈવાર મળી આવે છે. સુરત હિંદુ લૉજ અને બીજી વિદેશી ઢબની હોટલો અનેક છે. પંચગનીની આબોહવા ખુબ સ્વાસ્થ્ય વર્ધક છે તેથી ક્ષય તથા બીજા રોગના દર્દીઓ અહિં આવી રહે છે. અહીંયા એક સ્વાસ્થ્યાગાર (સેનીટોરીયમ) છે. પંચગની અને મહાબળેશ્વર સમુદ્રની સપાટીથી આશરે ચારેક હજાર ફીટ ઉંચે ટેકરી પર આવેલાં હવાખાવાના સ્થળો છે અને ગરમીના વખતે મુંબઇવાસીઓ અહીં સહેલગાહ માટે ઉતરી પડે છે.

મુંબઈવાસીઓ માટે મહાબળેશ્વર એ સૌથી નજીકનું હવાખાવાનું સુંદર સ્થળ છે, તેના સુંદર સ્વચ્છ રસ્તા અને




ધોબી ગ્લેન. ( મળાબળેશ્વર )

તે પર ફરતી મોટરો, ધોબીગ્લેન, બૉમ્બે પોઇન્ટ, અને બીજા પોઇન્ટો, આસપાસના જંગલો અને કોંકણનો રમ્ય ઉંચોનીચો પ્રદેશ આગંતુકને ઘડીભર મુગ્ધ કરી દે છે. મહાબળેશ્વરનું મંદિર પુરાતની છે, અને કૃષ્ણાનદીનું મુળ અહીં મનાય છે. પાસેના કેટલાક જળધોધ તથા પ્રતાપગઢનો કિલ્લો જોવા જેવાં છે, અને હિંદુ શૌર્યના સ્મારકનો તે કિલ્લો પુનરૂત્થાન માટે આપણને હજુયે આંગળી ચીંધી રહ્યો છે, અને શિવાજીના "વાઘ નખ" વાળો બનાવ સ્મરાવતો હજુ ઉભો છે. કિલ્લામાં માતા ભવાનીનું મંદિર છે અને જે અફઝલખાંનને શિવાજીએ મારી નાંખેલ તેની કબર પણ અહિં જ છે.

## સતારા, ઔંધ, અને પંઢરપુર

વથાર સ્ટેશનેથી આ લાઈનમાં જ (પુના હરિહર લાઇનમાં જ) દસેક માઈલ આગળ જતાં સતારા રોડ સ્ટેશન આવે છે. સતારા શહેર સ્ટેશનેથી દસેક માઈલ દૂર છે. સ્ટેશન પાસે જ કુપર એન્જીનીયરીંગ વર્કસનું ખેતીના અદ્યતન પદ્ધતિના હથિયારો વીગેરે બનાવવાનું મોટું કારખાનું છે. તેમાં જુદીજુદી જાતના હળ, રાંપણી, ઘાંણી, ખાંડણીયા વીગેરે તથા લોઢાના બાંકડા વીગેરે બને છે. સતારામાં શિવાજીના દિકરા શાહુએ રાજધાની સ્થાપેલી હતી. અહિંના સંગ્રહસ્થાનમાં મરાઠા ઈતિહાસને લગતા લેખ વીગેરે મળી આવે છે. પાસે જ અજ્જનગઢનો જુનો કિલ્લો જોવા જેવો છે. હનુમાનજીનું મંદિર એક ટેકરી પર આવેલું છે, ગોવર્ધન પર્વત લઈ જતાં શ્રી હનુમાનજીના હાથમાંના પર્વતમાંથી પડેલી કાંકરી તે આ

ટેકરી છે એમ લોકો માને છે. આ રસ્તે સતારાથી ઔંધ રાજ્યમાં જઇ શકાય છે. અહિના રાજા શ્રીમન્ત બાલા સાહેબ પંતપ્રતિનિધિ મહાન સુધારક અને વ્યાયામ પ્રિય આદર્શ રાજવી છે. તેમણે દેશી રાજ્યના વહીવટમાં પ્રજાને સત્તા સોંપી સુંદર પહેલ કરી છે. આ રસ્તે આગળ જતાં કિર્લોસ્કરવાડી સ્ટેશન આવે છે. ત્યાં લોઢાના ખેતીના હથીયારો બને છે. ઔંધના રાજાયે તેમની પ્રજામાં પણ સૂર્યનમસ્કારનો સારો પ્રચાર કર્યો છે. સવારમાં ઉઠીને રાજકુટુંબનો દરેક સભ્ય મૂળપીઠ પર જઈ કસરત કરી દુધબદામ પ્રજાજનો સાથે લે છે. કિર્લોસ્કરવાડીથી આગળ જતાં મીરજ જંકશન આવે છે. અહિથી બાર્સી લાઇટ રેલ્વેદ્વારા પંઢરપુર અને ત્યાંથી કુર્દુ-વાડી જઈ શકાય છે. પુનાથી જી. આઇ. પી. રેલ્વેદ્વારા ધોંડ અને કુર્દુવાડી થઈ ત્યાંથી બાર્સી લાઇટ રેલ્વેદ્વારા પણ પંઢરપુર જઈ શકાય છે. ભીમા નદીને તીરે આવેલા આ નગરમાં વચ્ચોવચ્ચ આવેલું શ્રી વિઠોબા અગર પાંડુરંગનું મંદિર મુખ્ય છે. અહિયા ભક્ત પુંડરીકને શ્રી વિષ્ણુ ભગવાને મનુષ્યરૂપે દર્શન આપી કૃતાર્થ કરેલો એમ કહેવાય છે. અષાડી એકા-દશીયે અહિયા દોઢેક લાખ યાત્રાળુઓ ભેગા થઈ પાંડુરંગાને ભજે છે. વિઠોબાના મંદિરનું સ્થાપત્ય પણ સુંદર છે. કાર્તિકી એકાદશીએ બીજો મેળો ભરાય છે ત્યારે પણ અનેક યાત્રાળુઓ અહિં આવી પ્રભુના દર્શન કરી ભીમાસ્નાન કરી કૃતાર્થ થાય છે.

## સોલાપુર, બીજાપુર

જી. આઇ. પી.દ્વારા મુંબઇથી રાયપુર અને મદ્રાસ જતાં

પુના પછી ધોંડ, કુર્દુવાડી અને સોલાપુરના જંકશનો આવે છે. સોલાપુર, એ મુંબઈ ઈલાકાના દક્ષિણ વિભાગનું મોટું ઔદ્યોગિક કેન્દ્ર છે. તેમા છ કાપડની મીલો છે. હમણાં હમણાં તો આ શહેર તેના હુલ્લડોથી પ્રખ્યાત થયું છે. શહેરની વસ્તી સાઇઠથી સીત્તેર હજારની છે. સોલાપુરથી તુલજાપુર મોટર રસ્તે જઈ શકાય છે. અહિ માતા તુલજાભવાની શિવાજી મહારાજની ઈષ્ટદેવીનું મંદિર છે. અહિંથી મદ્રાસ એન્ડ સધર્ન મરાઠા રેલ્વેનો એક ફાંટો ગદગ સુધી જાય છે. વચમાં બીજાપુર (વિજયપુર) આવે છે. આ શહેર ઈસ્વીસનના ૧૫મા સૈકાથી ૧૭મા સૈકા સુધી દક્ષિણ હિંદનું મુખ્ય નગર હતું. બ્રાહ્મણી રાજ્યના અંત પછી આદિલશાહી રાજ્ય શરૂ થયું અને છેવટે ઔરંગઝેબે ૧૬૮૯માં તેને સર કર્યું. જી. આઈ. પી.ના હોટગી સ્ટેશનથી ગાડી બદલી બીજાપુર પહોંચાય છે. સ્ટેશન પાસેથી જ મોટર કે એકા મળી શકે છે. ગુજરાતી સત્ય વિજય હોટલ સ્ટેશનથી દોઢ માઇલ દૂર છે, જ્યારે ઉડુપી હોટલ બે માઇલ દૂર છે. તેના દર અનુક્રમે એક રૂપીયો અને તેર આના છે.

**બીજાપુરમાં જોવાલાયક સ્થળો નિચે પ્રમાણે છે**

**જોવા લાયક સ્થળો—ગોળ ઘુમ્મટ** સ્ટેશનથી શહેરની દિવાલમાં દાખલ થતાં જ સામે ચાર મિનારવાળો એક ભવ્ય મોટો ઘુમ્મટ દેખાવ દે છે. દુનિયામાં આવા મોટા ઘુમ્મટ બહુ જ થોડા ગણ્યાગાંઠયા છે. સહેજે તેની ઉંચાઇ આશરે બસો ફીટ જેટલી છે. તેની અંદર જઇ એકદમ ધીમો અવાજ કરવાથી પણ તેનો અનેકગણો પડઘો પડે છે. આ

ગુંબજમાં મહમદ અદીલશાહની કબર છે, અને તદ્‌ઉપરાંત તેમાં જુની ઐતિહાસિક વસ્તુઓનું સુંદર સંગ્રહસ્થાન પણ છે. આ ગોળ ગુંબજના ચારે ખુણે સાત માળના મિનારા આવેલા છે અને તેમની ટોચે ચારે ખુણે ચાર નાના ઘુમ્મટ છે, અને વચમાં સવાસો ફીટના વ્યાસનો મોટો ગોળ ઉંચો ઘુમ્મટ છે જે પચીસ માઈલ દૂરથી પણ દેખી શકાય છે. બીજાપુર એ જીલ્લાનું મુખ્ય શહેર છે.

સ્ટેશનથી એક માઈલ દૂર અશરમહાલ આવેલો છે, ત્યાં મહમદ પયગમ્બર સાહેબની દાઢીના બે બાલને જાળવી રાખેલા છે એમ કહેવાય છે. એક કાચની નળીમાં હાથીદાંત અને સોનાની નાની પેટી છે, અને તેમાં લાકડાની પેટીમાં તે રાખવામાં આવ્યા છે. અહિંના દક્ષિણના ફત્તેહ દરવાજા પાસેની કેટલીક તોપો જોવા જેવી છે. જ્યારે શેરેબુર્જ ઉપર માલિકે મેદાનની તોપ ચૌદ ફીટ લાંબી છે. તેના નાળચામાં એક માણસ સુખેથી બેસી શકે છે. પાસેના ઉપરી બુર્જ અગર હૈદર બુર્જમાં પણ બે મોટી તોપો જોવા જેવી છે. ઔરંગઝેબ બાદશાહે આ શહેર જીતી લીધું તે વખતના લેખ વીગેરે અહિં મળી આવે છે. તાજબોરી વૉટરવર્ક્સ, મહેતરમહાલ, જુમ્મા મસ્જીદ, જંજીરી, જોડ ગુંબજ, મોટી ગુંબજ વીગેરે જોવા લાયક છે. અહિંની જુમ્મા મસ્જીદ દક્ષિણની સર્વ મસ્જીદોમાં મોટી છે, અને પહેલા આદિલશાહે તે બાંધવાનો આરંભ કરેલો અને ઔરંગઝેબે પણ તે કામ જારવી રાખેલું, હાલ પણ બાંધકામ અધુરૂં જ છે સંપૂર્ણ થયું નથી. જલમંદિર, અક-

કિલ્લા અને તેની અંદરના ચીનીમહાલ, ગગનમહાલ, આનંદ મહાલ અને શતમંઝીલી ખાસ જોવા જેવાં છે. શતમંઝીલીને સાત માળ હતા તેમ કહેવાય છે. અહિંથી આખું બીજાપુર સારી રીતે જોઈ શકાય છે. આ રેલ્વે મારફતે જ આગળ ગદગ તરફ જતાં સીત્તેરેકમાઇલ દક્ષિણે જતાં બગલ કોટ જંકશન આવે છે, અને ત્યારબાદ કટગેરી અને બદામીના સ્ટેશનો આવે છે. અહિંના જૈન મંદિરો અને ગુફાઓ ખાસ જોવા લાયક છે. ગુફાઓમાં જવા માટે પગથીઆની હાર-માળાઓ ચડવી પડે છે. જૈન ગુફા આશરે છસો ચોરસ ફુટના ક્ષેત્રફળમાં કોરી કાઢેલી છે. ગુફાઓના થાંભલા ઉપરની મનુષ્ય આકૃતિઓ, નરસિંહ અવતાર વીગેરે મૂર્તિઓ શિલ્પકળાના સુંદર નમુના છે. ગુફા સ્ટેશનથી ત્રણેક માઈલ દૂર છે અને આગળથી સ્ટેશન માસ્તરને ખબર આપવાથી ગાડા મળી શકે છે, તેનો દર આઠ આના છે. આ રસ્તે બદામીથી દક્ષિણે ગદગ જંક-શને જવાય છે. વચમાં જામખંડીનું દેશી રાજ્ય રસ્તામાં આવે છે. ગદગથી ગાડી બદલી હુબલી અને ત્યાંથી પશ્ચિમે ધારવાડ અને લોંડા અને ત્યાંથી વેસ્ટ ઇંડિયા પોર્ચુગીઝ રેલ્વે મારફત પંજીમ જઈ શકાય છે. પુના હરિહર લાઈનમાં જતાં હુબલી ધારવાડ વીગેરે આવે છે. ધારવાડ એ ધારવાડ જીલ્લાનું મુખ્ય શહેર છે. ધારવાડથી જમીનમાર્ગે કારવાર બંદરે પણ જઈ શકાય છે. લોંડાથી પંજીમ જતાં રેલ્વે ટ્રેન એકદમ ત્રણ હજાર ફીટ નીચે ઉતરે છે, આસપાસનું દશ્ય બહુ જ સુંદર છે.

## પંજીમ, ગોવા, માર્માગોવા અને દુધસાગર

હિંદમાં પોર્ચુગીઝોના ત્રણ સંસ્થાનો છે. દીવ, દમણ અને ગોવા; જેમ દમણમાં તેમ અહિયા દાણલીલા તો આડી આવવાની જ! ગોવાની આસપાસનું સૃષ્ટિસૌંદર્ય સુંદર છે. નદીમાં હોડીઓમાં ફરી શકાય છે. પંજીમ અને માર્માગોવાના બંદરોની સગવડ સારી છે જેથી મુંબઈના એલેકઝાન્ડ્રા ડોકથી નિયમિત બ્રીટીશ સ્ટીમ નેવીનેશન કંપની વીગેરેની સ્ટીમરો અહિયા આવે છે. અહીંનો પોષાક કાંઈક વિચિત્ર છે. અહીંયા દારૂનું તથા "ગોવા લોટરી"નું જોર ખુબ છે. નવાં ગોવા (પંજીમ)માં સરકારી કચેરીઓ છે. ત્યાં સંત ફ્રાંસીસ કઝેવીયરનું મંદિર છે. જ્યાં તેમના મૃતદેહને સાચવી રાખેલ છે. મંગેશીનું તથા બીજા હિંદુ દેવળો પણ જોવા લાયક છે. મુંબઇથી ઉપડેલી ગોવા લાઈનની તથા બીજી પરદેશી આગબોટો અહીં આવે છે એટલું જ નહિ પણ મુંબઈથી ત્રીવેન્દ્રમ જતાં બલુનો પણ અહીં ઉતરે છે. અહીંયા એરોડ્રોમ છે. પાછા જતાં કેસલ રોક અને કોલેમ વચ્ચે દુધસાગર સ્ટેશન આવે છે તેની પાસેના જળધોધ સુંદર છે.

## કારવાર, આંકોલા, હોનાવર અને ગેરસપ્પાનો ધોધ

ધારવાડ જંકશનેથી જમીનમાર્ગે ઉત્તર કાનડાના મુખ્ય શહેર કારવાડ બંદરે જઈ શકાય છે. મુંબઈથી મેંગલોર જતી આગબોટ દ્વારા પણ કારવાર જઈ શકાય છે. આ શહેર ઘણું જ સુંદર છે અહિં વરસાદ ખુબ પડે છે. અહિંથી

આગળ જમીન માર્ગે દક્ષિણે જતાં સત્યાગ્રહની લડાઈમાં પ્રખ્યાત બનેલું આંકોલા ગામ આવે છે. ત્યારપછી ગોકર્ણ



ગેરસપ્પાનો ધોધ.

મહાબળેશ્વર અને છેલ્લે મુંબઈ ઇલાકાની દક્ષિણનું બંદર હોનાવર આવે છે. અહિંથી હોડીમાં બેસી શરાવતી નદી

માર્ગે ગેરસપ્પાનો ધોધ જોવા જઇ શકાય છે. શરાવતીને નદીને અહિંયા ભારંગી (બારગંગે) કહે છે. ગેરસપ્પાનો આ ધોધ મ્હૈસુર રાજ્ય અને મુંબઇ ઈલાકાની સીમા ઉપર આવેલો છે. મ્હૈસુર સ્ટેટ રેલ્વેના શીમોગા સ્ટેશનથી પણ ત્યાં જઈ શકાય છે, અને સ્ટેશનથી તે ૬૨ માઈલ દૂર છે, અને મોટરો જાય છે. વળી મ્હૈસુર રેલ્વે હવે લંબાઈ છે અને તેના છેલ્લા સ્ટેશન સાગરાથી ધોધ ૧૯ માઇલ દૂર છે.

શરાવતીના માર્ગે ઘાડા જંગલો આવે છે, મુંબઈથી કુમઠા બંદરે અને ત્યાંથી સીત્તેર માઇલ મોટર રસ્તે જઈ શકાય છે. મ્હૈસુર રાજ્યના તથા મુંબઇ સરકારના અતિથિ-ગૃહો (ગેસ્ટહાઉસીઝ) છે.

ખરેખર આધોધ એ દુનિયાના બધા ધોધમાં અદ્વિતીય અને અદ્ભુત જ છે.

પ્રખ્યાત કેળવણીકાર અને હિમાલયના યાત્રી શ્રી. કાકા કાલેલકરે સાચું જ કહ્યું છે કે "આખી દુનિયાએ કબુલ કર્યું છે કે અશોક જેવો બીજો સમ્રાટ નથી. ભૂગોળમાં પણ લોકોએ સ્વીકારવું જોઈ એ, કે ભવ્યતામાં ગેરસપ્પાની હારમાં બેસે એવો એકે ધોધ નથી." જગવિખ્યાત નાયગરા ધોધથી છ ગણો ઉંચો એ જળધોધ માઈલો સુધી સતત ગર્જના કરી આકાશ ભેદી નાખતો લાગે છે. સાહિત્યરસિક વાંચકે તો "લોકમાતા"માંનું શ્રી. કાલેલકર કાકાનું આખું વર્ણન વાંચી જવા ભલામણ છે. અને છતાંય જેમ તેમને તેમ હરેક મુસાફરને જળધોધ અપ્રતિય અને અવનવોજ લાગવાનો

ધોધ જોવાનો ખરો આનંદતો કાર્તિકથી મહા માસ સુધીમાં હોય છે. ધોધની ઉત્તરે મુંબઇનું અતિથિગૃહ છે. જ્યારે દક્ષિણે મ્હૈસુર રાજ્યનું ગેસ્ટહાઉસ ( અતિથિશાળા ) છે. આગળથી શીમોગાના ડેપ્યુટી કમીશ્નરને લખી જણાવવાથી ઉતરવાની સારી સગવડ રહે છે. શરાવતી નદીનો જળપટ અહિં (પહોળાઈ) આશરે સાતસો આઠસો ફીટની છે, અને આશરે હજાર ફીટની ઉંચાઈ એથી અર્ધા માઇલ પહોળા ખડકોમાં તે એકદમ કુદી પડે છે. રામના બાણ (શર)ના ઘામાંથી શરાવતીનો ઉદય થયો મનાય છે.

ધોધને જોવા માટે ખાસ નિરીક્ષણ ઓટલી ઉભી કરવામાં આવેલી છે ત્યાંથી દ્રષ્ય ઘણું જ ભવ્ય લાગે છે. કુલ ધોધ ચાર છે. ડાબી બાજુથી અનુક્રમે રાજા, રૂદ્ર (Roarer) વીરભદ્ર, ( Rocket ) અને પાર્વતી ( La Dame Blanche ) તેમાં સૌથી મોટો રાજા ધોધ એકદમ સીધો ખડક પરથી નવસો ફીટ નીચેજ કુદી પડે છે, અને મોટો જળધોધ સતત નીચે પછાડતો અદમ્ય રીતે વહ્યા કરે છે. જળધોધ ક્યાંકેજ જાય છે. નીચે ઝાકળ અને ઘાટું ધુમ્મસ છવાયલું હોય છે. પાસે જ મોટો અવાજ કરતો ફીણ ઉડાડતો રૂદ્ર આવેલો છે. જે બે કટકે નીચે કુવે કુદી પડે છે. જ્યારે કુવારાની ધોળી સેડો ઉડાડતો વીરભદ્ર અને નાનો પણ સુંદર પાર્વતી ધોધ પણ સતત અમાપ જળને વહાવતા દોડયા કરે છે. ખડકની ટોચેથી દ્રશ્ય સુંદર લાગે છે, જ્યારે નીચે ખડકની તળેટીમાંથી જોતાં ધુમ્મસ વધારે ઘાટું લાગે છે. છતાં પણ સાંજની

શીતળ જળની ઉડતી શીકરો, અને તે સતત ભીષણ ગર્જના મેઘધનુષ્યના સપ્તરંગી ઉડતા જળબિંદુઓ કે મોટા ફુવારા, અને તે બધા વચ્ચેથી કોઇ કોઈવાર સ્પષ્ટ થઈ આવતાં ધોધના દર્શનનું વર્ણન અધુરૂં અસંતોષકારકજ રહે છે, કેટલાંક દ્રશ્યો જ એવાં હોય છે કે જે જોઈ આનંદ શાંતિ સંતોષ મેળવી શકીએ તેનું વર્ણન થઈ શકેજ નહિ. એ દ્રશ્ય આપણને ઘડી બે ઘડી નહિ પણ ત્યાં જોતાં રહો ત્યાં સુધી મંત્રમુગ્ધ બનાવી મૂકે છે. ખરેખર, દરેક હિંદીએ એ રોમાંચક દ્રશ્ય અવશ્ય જોવા જેવું છે.

આ રીતે આપણે મુંબઈની છેક દક્ષિણ સીમાએ પહોંચ્યા છીએ તેથી હવે આગળ ન જતાં પાછા હોનાવર કારવાર, અને ધારવાડ થઈ લોંડા જંકશને આવી ત્યાંથી હરિહર પુના લાઇનમાં પાછા મુંબઈ આવવા નીકળી પડીએ.

## બેલગામ, મીરજ, સાંગલી, કોલાપુર અને રત્નાગિરિ

ધારવાડથી પંચોતેર માઈલ ઉત્તરે બેલગામ આવે છે. બેલગામ જીલ્લાનું મુખ્ય શહેર છે અને દક્ષિણ વિભાગના

કમીશ્નર જીલ્લા જજ, વિગેરે અમલદારો પણ અહિંજ રહે છે. અહિં લશ્કરી થાણું પણ છે. જુનો કિલ્લો તથા નિશાળો બિંગરાજ કૉલેજ વિગેરે જોવા લાયક છે. આ કાનડા જીલ્લામાં કાનડી અને મરાઠી ભાષા સામાન્યતા બોલાય છે. અહિંથી સાવંતવાડી રાજ્યમાં જઈ શકાય છે. બેલગામથી ઉત્તર તરફ રેલ્વે રસ્તે આગળ જતાં ગોકાક રોડ આવે છે. અહિંથી ગોકાક જળધોધ જોવા જઈ શકાય છે. ટ્રેન રસ્તે આગળ જતાં મીરજ જંકશન આવે છે, સાંગલી અને કોલ્હાપુર જઈ શકાય છે.

કોલ્હાપુર એ જુનું પ્રખ્યાત નગર છે. અહિંનો ગોળ વખણાય છે. શહેરમાં મહાલક્ષ્મીનું સુંદર મંદિર છે. જુના ખોદકામમાંથી ઇ. સ. પૂર્વે ત્રણ સૈકાના અશોક વિગેરેના શિલાલેખો મળી આવેલા છે. અંબાભવન, મહારાષ્ટ્રહોટલ સ્ટેશનથી એક માઈલ દૂર છે. રહેવાખાવાનો એક દિવસનો ચાર્જ રૂપીયા દોઢથી બે લે છે. અંબાબાઇનું મંદિર, મ્યુઝીયમ, શાલિની નિવાસ મહેલ, તથા શહેરથી દશ માઈલ દૂર જોતીબા

ટેકરી આવેલો છે. જોતીબા ગ્વાલીયરના સીંધીયાના કુળ-દેવી છે.

કોલ્હાપુરથી રત્નાગિરી એંસી માઇલ દૂર છે અને મોટર રસ્તે જઈ શકાય છે. મુંબઈના એલેકઝાન્ડ્રા ડોકથી પણ બ્રિટિશ સ્ટીમર નેવીગેશન કંપનીની અને બીજી આગબોટ ઉપડે છે અને રત્નાગિરી બંદરે લાંગરે છે. બંદરની સગવડ સારી છે. વળી અહિંનો જુનો કિલ્લો, તથા પતિત પાવનનું અને ભાગેશ્વરનું મંદિર, અને બર્માના રાજા થીબોનો મહેલ જોવા જેવો છે. હવે તો પાછા આપણે કોલ્હાપુર, મીરજ અને ત્યાંથી પુના અને છેક કલ્યાણ લગી આવી જઇએ. કલ્યાણથી આપણે મુંબઈ તરફ ન જતાં ઇગતપુરી, મનમાડ, નાસિક, દેવલાલી અને અહમદનગર તરફ જઈ આવીએ. આ રસ્તે જતાં ટ્રેનને બે એંજીન લાગે છે અને બોરઘાટના બુગદામાં અંધારામાં દીવા કરી ગાડી ચાલે છે. આવા પંદરેક બુગદા આવે છે. માઇલ અર્ધો માઈલ પહાડને કોરી આ લોહ માર્ગ બનાવેલો છે. પહાડ પર ચડતીઉતરતી ટ્રેન અને તેની આસપાસનું સૃષ્ટિસૌન્દર્ય આહ્‌લાદજનક લાગે છે. કલ્યાણ પાસે બે ટેકરીઓની વચ્ચે ત્રણસો ફીટ ઉંચો પૂલ બાંધેલો છે. બન્ને રસ્તે સારી ઝાડી અને ટેકરીઓ આવે છે.

## નાશિક, ત્ર્યંબક, દેવલાલી અને અહમદનગર

ઈગતપુરી સ્ટેશન મુંબઈની નજીક હોવાથી મુંબઈથી માણસો સહેલગાહે આવે છે. પાસે અર્ધો એક માઈલ દૂર સુંદર સરોવર છે અને અહિંનું સ્વાસ્થ્યગૃહ ( સેનીટોરીયમ ) સુંદર છે. દેવલાલી પણ મુંબઈની નજીકનું હવાખાવાનું સ્થળ છે. ત્યાંની સુંદર સ્વાસ્થ્યદાયક આબોહવાને અંગે ક્ષય વિગેરે રોગના દરદીઓ અનેક આવે છે. અનેક સ્વાસ્થ્યગૃહ (સેનીટોરીયમ) આવેલાં છે. દેવલાલીમાં છાવણી છે. ઈગતપુરીથી મનમાડ તરફ જતાં એટલે કે મુંબઈથી દિલ્હી કે નાગપુર જતાં દેવલાલી અને નાશિકરોડના સ્ટેશનો આવે છે. દેવલાલી તથા નાશિક પુનાથી મોટર રસ્તે પણ જઈ શકાય છે.

નાશિકરોડ સ્ટેશનેથી શહેર પાંચેક માઈલ દૂર છે. સ્ટેશન ઉપર ગાડી, મોટર અને ટ્રામ મળી શકે છે. ગોદાવરી તટ પરના એ પવિત્ર તીર્થસ્થળનો મહિમા પુરાણોમાં વર્ણવ્યા મુજબ અદ્દભુત છે. ગોદાવરી મૈયા એ દક્ષિણની ગંગા મનાય છે અને તેનો કાંઠો શ્રી રામચન્દ્રજીના પવિત્ર પગલાંથી પાવન થયો હોઈ આ સ્થળ રામાયણ મહાભારતના અનેક કથા પ્રસંગોના કેન્દ્ર સમું બની ગયેલ છે. અને અહિંથી પંચવટી પાંડવગુફા અને ત્ર્યંબકેશ્વર જઈ શકાય છે. અહિં માથાદીઠ ચાર આના ચોકીના આપવા પડે છે. સ્ટેશનની પાસે જ પ્રીન્સન સેનીટોરીયમ આવેલું છે. ઉતરવાની સગવડ પંચવટી પર સારી છે. ત્યાં કપુરથળાના મહારાજાની ધર્મશાળા આવેલી છે ત્ર્યંબકમાં બાર વર્ષે જ્યારે સિંહના ગુરૂ થાય છે. ત્યારે

કુંભ મેળો ભરાય છે અને લાખો યાત્રાળુઓ અહિં આવી ગોદાવરી સ્નાન અને પિંડદાન કરે છે. નશિકમાં ઉતરવા



ગોદાવરી તટ.

માટે ભટજીનો મઠ, નારાયણ સ્વામિનો મઠ, શંકરાચાર્યનો મઠ, અનગર બુવાનો મઠ અને કેશવ મહારાજનો વિગેરે મઠ ત્યાં ઉતરવા રહેવા વીગેરેની સગવડ સારી છે.

પંચવટીમાં સહુથી પહેલું રામકુંડમાં સ્નાન કરી, કપિલેશ્વર મહાદેવ, કાળારામ, ધોળારામ વિગેરેના દર્શન કરવા. કાળારામના મંદિરના બાંધકામમાં દસલાખ રૂપીયાનો ખર્ચ થયાનું કહેવાય છે. પંચવટીની પાસે જ સીતાગુફા આવેલી છે, તે બહુ જ સાંકડી છે. તેમાં સીતાજી તથા મહાદેવજીની

મૂર્તિઓ છે. જાડા માણસે તેમાં પેસવા જેવું નથી. આ પાંચવડ અને પાસે વહેતી પુણ્યસલિલા ગોદાવરી રામાયણના સુવર્ણમૃગની અને રાવણે કરેલા સીતાહરણની હજુયે યાદ આપી આખો કથાપ્રસંગ તાજો કરે છે. નાશિક શહેરથી દૂર આગ્રા મુંબઈ રસ્તે થઈ પાંચેક માઈલ જતાં પાંડવગુફાએ પહોંચી શકાય છે.

લક્ષ્મણકુંડ, ધનુષ્યકુંડ વિગેરે બીજા અનેક પવિત્ર કુંડ અહિં છે. નદીના કાંઠા ઉપર પણ ગોદાવરી, વિઠોબા, રામમંદિર, ગંગાજીનું મંદિર વીગેરે અનેક નાનાં મોટાં મંદિરો આવેલાં છે. શહેરમાં વિકટોરીયા પુલ પાસેનું સુંદર નારાયણનું મંદિર તથા બદ્રિકાસંગમ, ઉમામહેશ્વર વિગેરેના અનેક મંદિરો છે. પંચવટીથી તપોવન જઈ શકાય છે. પાસે જ રામચંદ્ર અને લક્ષ્મણજીના મંદિરો છે. અહિંયા શુર્પણખાનું નાક લક્ષ્મણજીએ કાપ્યું હતું. અહિં ગોદાવરી અને કપિલાનો સંગમ થાય છે ત્યાં બ્રહ્મા, વિષ્ણુ મહેશના ત્રણ કુંડ છે અને એકમાંથી બીજામાં અને ત્યાંથી ત્રીજામાં જવાય છે. આને મોક્ષયોનિ પણ કહે છે. અંદર કાદવ વધુ હોય છે જેથી સ્નાનની અપેક્ષા વગર જ પુનિત કાર્યથી જ મોક્ષની આશા રાખવી હિતાવહ છે.

શહેરની પશ્ચિમે ત્રણેક માઈલ દૂર પહાડ પર પાંડવગુફા આવેલી છે. વચમાં બજાર અને નાશિકનો ચોક છે. જેનો કુવારો જોવા જેવો છે નાશિકમાં તાંબા પિત્તળનાં વાસણો

બનાવવાનો ઉદ્યોગ સારો ખીલ્યો છે. અહિંનાં વાસણો સારાં ટકાઉ મજબુત અને ઘાટીલાં હોય છે. પહાડ પર ચડવા માટે ડોળી મળે છે. ઉપર તેવીસ ગુફાઓ છે. તેમાં પથ્થરમાંથી કોરેલી મોટી મૂર્તિઓ છે. કહેવાય છે કે પાંડવો બાર વર્ષના વનવાસ દરમ્યાન અહિં રહ્યા હતા અને આ મૂર્તિએ તેમની છે. ગુફાઓ બૌદ્ધ ધર્મની ગુફા લાગે છે. કારણકે તેમાં ઓરડીઓ વાળા મોટા સભાસ્થાનો, પાણીના કુંડો, તથા સ્તુપો અંદર મળી આવે છે. નાશિકમાં કાર્ડ કવર, ટીકીટો, કોર્ટના સ્ટેમ્પ વિગેરે છાપવાનું મોટું સરકારી કારખાનું છે. શહેરથી પાંડુગુફા ઘોડાગાડીમાં જઈ શકાય છે. નાશિકરોડ સ્ટેશનથી અગર શહેરથી ત્ર્યંબકેશ્વરની મોટરો મળે છે.

ત્ર્યંબકેશ્વર દ્વાદશ જ્યોતિર્લીંગમાંનું એક છે. દ્વાદશ જ્યોતિર્લિંગ નીચે મુજબ છે.

**सौराष्ट्रे सोमनाथं च श्री शैलेमल्लिकार्जुनम् ।**
**दुज्जयिन्यां महाकालमों ओंकारमभक्तेश्वरम् ॥ १ ॥**
**परल्यां वैजनाथं च डाकिन्यां भीमशंकरम् ।**
**सेतुबंधे तु रामेशं नागेशं दासकावने ॥ २ ॥**
**वाराणस्यां तु विश्वेशं त्र्यंबकं गौतमी तटे ।**
**हिमालयं तु केदारं घुसृणेशं शिवालये ॥ ३ ॥**

એટલે કે ૧ સોમનાથનું જ્યોતિર્લિંગ કાઠિયાવાડમાં (પ્રભાસપાટણ) જ્યારે ૨. શ્રી શૈલ મદ્રાસ પ્રાંતના કૃષ્ણા જીલ્લામાં આવેલું છે. તે રેલ્વે સ્ટેશનથી છત્રીસ માઇલ દૂર છે અને નંધ્યાલ સ્ટેશનેથી ત્યાં જઈ શકાય છે. તેની વિગત

મદ્રાસ ઇલાકામાં જોવી. ૩ ઉજ્જનમાં મહાકાલનું મંદિર છે. જ્યારે ૪ ઓંકારેશ્વરનું મધ્યહિંદ એજન્સીમાં ઉજ્જન પાસે છે. વિગત પાછળ તે વિભાગમાં આવશે. ૫. વૈજનાથ ધામ માટે બે મત છે. દક્ષિણના પરલી ગામમાં અગર બિહારમાં બંનેની વિગત પાછળ આવે છે. ૬ ભીમશંકરનું જ્યોતિર્લિંગ ક્યાં છે તે માટે પણ બે મત છે. પ્રથમ મત મુજબ આસામ પ્રાન્તમાં કામાખ્યાનની પાસે જ્યારે બીજા મત મુજબ પુનાથી તલેંગાવ અને નેરલ જંકશન પાસે પણ ભીમશંકરનું મંદિર આવેલું છે તે જ્યોતિર્લિંગ મનાય છે. ૭ રામેશ્વર છેક દક્ષિણે જ્યારે ૮ નાગેશ્વર દારૂકવનમાં આ જ્યોતિર્લિંગ માટે પણ ત્રણ ભિન્ન ભિન્ન મત છે. પ્રથમ તો નિઝામ હૈદ્રાબાદમાં ચૌંડા સ્ટેશનની પાસે અગર તો કાઠિયાવાડમાં દ્વારિકાની પાસે, અગર તો હિમાલયમાં અલ્મોરાની પાસે, ૯ કાશીવિશ્વનાથ કાશીમાં બિરાજે છે જ્યારે ૧૦ ગોદાવરી તટ ઉપર ત્રંબકેશ્વરનું જ્યોતિર્લિંગ છે. ૧૧ હિમાલય ઉપર કેદારનાથ બિરાજે છે, જ્યારે ૧૨ ઘૃષ્ણેશ્વર વેરૂળમાં નિઝામના રાજ્યમાં છે. એ રીતે આ ષાદશ જ્યોતિર્લિંગો પુરાણકાળથી સુપ્રસિદ્ધ છે અને ચુસ્ત શૈવસંપ્રદાય ઉપરાંત બીજા અનેક ભક્તો પણ તેમની ઉપાસના કરે છે.

ત્ર્યંબકેશ્વરનું તીર્થ નાશિકથી પંદરેક માઇલ દૂર પહાડ પર આવેલ છે. અહિં ગોદાવરી નદીનું મૂળ છે. ત્યાં ત્ર્યંબકેશ્વરનું તથા ગોદાવરીનું મંદિર આવેલાં છે. ફક્ત સંધ્યા જાણનારા બ્રાહ્મણો જ મહાદેવજીનું પુજન કરી શકે છે. બીજા

લોકોએ તો દર્શન સુખથી જ સંતોષ પામવાનું હોય છે. બ્રહ્મગિરિ પહાડ ઉપર ગંગાદ્વાર જવા માટે પગથીયાં ચડવાનાં છે. પગથીયાં પહોળાં છે અને સાત માણુસો સાથે ચડી શકે છે. ઉપર ગૌમુખી કુંડ અને ગોરખનાથની ગુફાઓ આવેલી છે. ત્ર્યંબકેશ્વર આગળ શ્રી મહાદેવજીયે જટા પછાડી ગોદાવરી ગંગાને ઉત્પન્ન કરેલી તેમ કહેવાય છે અને ત્ર્યંબક પાસેના પહાડોની દિવાલમાંથી જ ગોદાવરીનો ઉદ્ભવ થાય છે. પાસે નીલગિરી પર્વત છે. ત્યાં અહિં રાવણુ અને મહીરાવણુનું દેવીનું મંદિર છે. જ્યાં શ્રી રામચન્દ્રજીને અસુરો લઇ ગયેલા. અહિંયાં લીલી દ્રાક્ષ સારી અને સસ્તી મળે છે. નાશિકથી પાંચ માઈલ દૂર ગંગાપુરના ધોધ જોવાલાયક છે.

નાશિકથી આગળ મનમાડ જંકશને જવાય છે અને ત્યાંથી નિઝામ સ્ટેટ અને રેલ્વે દ્વારા નિઝામના રાજ્યમાં જઈ શકાય છે. મનમાડથી આગળ દિલ્હી કે નાગપુર જતાં ચાલીસ ગામ અને ભુસાવળ આવે છે. ચાલીસગામથી ધુળિયા જઈ શકાય છે. મનમાડથી જી. આઈ. પી. નો એક ફાંટો દક્ષિણે અહમદનગર થઇ ત્યાંથી ધોંડ જાય છે. ચાંદબીબીની શૌર્ય-ગાથાને સ્મરાવતો અહમદનગરનો જુનો કિલ્લો અને ખાઈ જોવા જેવાં છે. ત્યાં લશ્કરી છાવણી છે. સ્ટેશન પાસે જ ધર્મશાળા છે. ગામમાં ચાંદબીબીનો મહેલ વિગેરે જોવા જેવાં છે. નગર સ્ટેશનથી ત્રણ માઈલ દૂર છે. એ રીતે આપણે મુંબઇ ઇલાકાનો સમગ્ર પ્રવાસ લગભગ પૂરો કરી નાંખેલ છે. અલબત્ત તેમાં લસુંદ્રા કે ઉનાઇના કુંડની અને તેવી

ઝીણી ઝીણી વિગતોને અને સુરપાણુનો ધોધ. જેવો કોઈ અગત્યની વસ્તુને પણ સ્પર્શી શકયા નથી, પણ સમસ્ત હિંદની લાંબી મુસાફરી કરવાની છે. તેથી આપણે હવે મુંબઈ ઈલાકાનો પ્રવાસ પુરો કરી રજપુતાના અને સિંધ તરફ ઉપડી જઈએ.

# પ્રકરણ ૮ મું

## વીરભોમ રજપુતાના, અને સિંધ

મુંબઈ ઇલાકામાંથી દિલ્હી તરફ બે માર્ગે જઈ શકાય છે. પ્રથમ તો વડોદરા અને ત્યાંથી ગોધરા, દાહોદ, રતલામ, કોટા, ભરતપુર મથુરા માર્ગે ફ્રન્ટીયર મેઇલદ્વારાં, અગર તો અમદાવાદથી સીંધ અને દિલ્હી મેઈલદ્વારા મહેસાણા, આબુ, મારવાડ, અજમેર, જયપુર, અને બાંદીકુઈદ્વારા મુંબઈથી જનારા ઉતારૂઓને ફ્રન્ટીયર મેઇલનો રસ્તો અનુકુળ અને ટુંકો છે, તે બ્રૉડગેજ છે. જ્યારે અમદાવાદથી ઉપડનાર મુસાફરને મીટરગેજનો આબુનો રસ્તો વધુ અનુકુળ છે. આપણે મુંબઈ ઈલાકાના પ્રવાસ દરમ્યાન માઉન્ટ આબુની સહેલગાહે જઈ આવ્યા છીએ અને રજપુતાનાના તે સુંદર પર્વતનો જરાક ખોટી રીતે પણ ગુજરાતમાં સમાવેશ કરી લીધો હોઇ હવે આબુ રોડથી અધુરી મુસાફરી જ આગળ ધપાવીએ.

રજપુતાના એ ખરેખર વીરોની ભૂમિ છે. સૂર્યવંશી રજપુતોના અને એક ટેકીલા મહારાણા પ્રતાપના વંશજોની

એ ભૂમિમાં હજુએ ખડતલ, સાહસિક, બહાદુર સૈનિકો અને ઘોડેસ્વારો તથા અમીર ઉમરાવો અનેક મળી આવે છે. રજપુતો એ લડાયક કોમ છે. ક્ષત્રિયોએ વર્ણવ્યવસ્થા મુજબ દેશ સંરક્ષણનું કામ હાથ લીધું. ત્યારના તેઓએ પોતાનું ક્ષેત્રજ સંભાળ્યું છે. રજપુતોના કેસરીયાં અને રજપુતાણીઓનાં જોહર, વીર પ્રતાપ અને પદ્મિની વીગેરે અનેક ઇતિહાસને તાજા કરતાં આ રાજસ્થાનનો પ્રદેશ હજુએ હલ્દીઘાટના અને બીજા અનેક યુદ્ધોને સ્મરાવે છે.

આબુરોડ સ્ટેશનથી ઉપડયા પછી પ્રથમ જંકશન મારવાડનું આવે છે. અહિંથી સિંધ અને હૈદ્રાબાદ જઇ શકાય છે. કાઠિયાવાડની ટ્રેનોમાં પણ હદ્રાબાદ સીધા જતા ડબા જે મહેસાણાથી આ ટ્રેનને જોડવામાં આવે છે. એ રીતે મારવાડથી લુણી અને ત્યાંથી જોધપુર રેલ્વે દ્વારા મીરપુર ખાસ અને સિંધ હૈદ્રાબાદ જઈ શકાય છે. અને ત્યાંથી એન. ડબલ્યુ રેલ્વે મારફતે કરાંચી જઈ શકાય છે. ગુજરાતમાંથી કરાંચી જવાનો આ માર્ગ છે. વીરમગામથી સીધા બ્રૉડગેજને લંબાવી કરાંચી પહોંચાડવા માટે માપ લઈ કામ શરૂ કરવાની વાટાઘાટ ચાલેલી પણ હાલ તો આ એક માર્ગેજ સિંધની મુસાફરી કરવાની રહે છે. આ મુસાફરી દરમ્યાન થરપારકરના સુક્કા રણના રેતાળ પટમાંથી ટ્રેન પસાર થાય છે. શિયાળાની રાત્રે સખ્ત ઠંડી વાય છે. જ્યારે ઉન્હાળાની ગરમી અસહ્ય હોય છે અને રેત પણ સારી ઉડે છે. કરાંચી અમદાવાદથી સ્હેજે છસો સાતસો માઈલ દૂર છે.

આબુરોડ અને મારવાડની લગભગ બરાબર વચ્ચે ફાલનાનું સ્ટેશન આવે છે. અહિંથી સાદડીના મંદિરોએ જઈ શકાય છે. ફાલનાથી મોટર દ્વારા સાદડી પહોંચી ત્યાંથી ગાડીમાં બેસી છ માઈલ દૂર આવેલા રાણકપુરના મંદિરે જઈ શકાય છે. ત્યાં ધર્મશાળાની સારી સગવડ છે. આ વિશાળ જુના અને ભવ્ય મંદિરની સ્થાપત્ય કળા સુંદર છે. તેને બાંધતા એંસી વર્ષ થયેલા અને ચૌદ કરોડ રૂપીયાનુ ખર્ચ થયેલું. આ મંદિરના સ્તંભોની તથા મંદિરમાં આવતા પ્રકાશની ગોઠવણ સુંદર અને મૌલિકતા ભરી છે. પંદરમા સૈકામાં બંધાયેલા આ મંદિરની પ્રકાશની સુંદર રચનાનું ત્યાર પછી બીજા મંદિરો તથા મસ્જીદોમાં અનુકરણ જ થયું છે. ત્રણ માળના આ ભવ્ય સુંદર મંદિરમાં પંદરસો સુંદર નકશીવાળા સ્તંભો છે અને ચોર્યાસી ભોંયરા છે. આ ભવ્ય મહાન મંદિર દુનિયાના મોટા મંદિરોમાંનુ એક અને જૈનોની ધર્મપ્રીતિ અને ઉદાર માનસનું પ્રતીક છે. મારવાડથી લુની અને ત્યાંથી જોધપુર પણ જઈ શકાય છે. પરંતુ આપણે જોધપુર કે સિંધહૈદ્રાબાદ તરફ હાલ જવું નથી તેથી મારવાડથી સીધા જ આગળ વધીએ. મારવાડથી સીધા જઈએ તો બ્યાવર અને ત્યારપછી અજમેર જંકશન આવે છે. બીજી બાજુ લુની અને ત્યાંથી જોધપુર કે સિંધ હૈદ્રાબાદ જવાય છે. જ્યારે ત્રીજો ફાંટો કાંકરોલી, નાથદ્વારા અને માવલી જંકશન અને ત્યાંથી ઉદેપુર કે ચિત્તોડગઢ તરફ જાય છે. આ ફાંટો ઉદેપુર ચિતોડગઢ રેલ્વેનો છે. મારવાડથી માવલી જતાં સીત્તેર માઈલ દૂર કાંકરોલી સ્ટેશન આવે છે.

# કાંકરોલી, શ્રીનાથજી, ઉદેપુર, એકલિંગજી અને ચિતોડગઢ

કાંકરોલીમાં શ્રી મહાપ્રભુજીની બેઠક છે અને વલ્લભસંપ્રદાયનું તે અગત્યનું ધામ છે.

સામાન્ય રીતે ગોંસાઈજી મહારાજોને ભણવા વિગેરે માટે આ સ્થળે પ્રબંધ કરવામાં આવે છે. અહિંયા ઉતરવા માટે અનેક સગવડવાળી ધર્મશાળાઓ છે. ઉદેપુર, શ્રીનાથજી, કાંકરોલી, એકલિંગજી વિગેરે સ્થળો વચ્ચે મોટર રસ્તે પણ જઈ શકાય છે. મોટર રસ્તો પહાડી અને ઘણાજ ઉંચા અને વિકટ ચડાણ ઉતરાણવાળો હોવાથી ભયભરેલો છે. જો કે હવે સડક સારી બાંધી છે. કાંકરોલી રાયસાગર સરોવરને કાંઠે આવેલું છે. તેના મંદિરની અટારીઓ સરોવર ઉપરજ પડે છે. આ મંદિરો મોટા રાજમહેલ જેવાં છે. ગોંસાઈઓના રહેવાના મકાનોની પણ મોટી મહેલાતો છે. અને અનેક બાગબગીચા. વાહન, હાથીઘોડા, રથ, વિગેરે છે. મંદિર સ્ટેશનથી બે માઈલ દૂર છે. દ્વારિકાનાજીની સાત ગાદીમાંનું શ્રેષ્ઠ મંદિર અહિંનું છે. દ્વારિકાનાથજીના મુખ્ય મંદિર ઉપરાંત, શ્રી વિઠ્ઠલનાથજી, મથુરાનાથજી, છોટે દ્વારકાંનાથજી, દાઉદજી, ગોવર્ધનનાથજી વિગેરેના મંદિરો પણ ઉંચા પહાડ પર આવેલી મોટી હવેલીમાં છે. મંદિરની નજીકમાંજ અમદાવાદવાળા શાહ નાનાલાલ મનસુખરામની તથા ભાટીઆની એમ બે ધર્મશાળાઓ સારી સગવડ વાળી છે.

અહિંથી શ્રીનાથજી જવાને સડક છે. મોટર અને ગાડીવાળા આઠ આને સ્વારી લઇ જાય છે. ખડક પહાડના ઉંચા-

નીચા રસ્તે જાય છે. જ્યારે રેલ્વેદ્વારા શ્રીનાથદ્વારા સ્ટેશનનું ભાડુ ફક્ત સવા બે આનાજ છે. રાયસાગરને બંધાવતા સોળ વર્ષ થયાં હતાં અને કરોડ રૂપીઆ ખર્ચાયા હતા તેમ કહેવાય છે. પાસેજ નવ ચોકીનું સુંદર સ્થળ છે. જેની કળામય શિલ્પવાળી છત્રીઓ જોવા જેવી છે. આબુરોડથી સામાન્ય રીતે મારવાડી બોલી શરૂ થાય છે. અહિંના દ્વારકાધીશની મૂર્તિ વ્રજમાંથી ઔરંગઝેબના ભયે લાવેલી અસલ મૂર્તિ છે, એમ કહેવાય છે.

શ્રીનાથજીનું યાત્રાધામ નાથદ્વારા સ્ટેશનથી સાત માઇલ દૂર છે. પાકી સડક છે, અને મોટર તથા ગાડીવાળા પાંચ છ આને સ્વારી લઇ જાય છે. પુષ્ટિમાર્ગનું વલ્લભસંપ્રદાયનું આ મુખ્ય યાત્રા તીર્થ છે.

શ્રીનાથજી બનાસ નદીને કાંઠે આવેલું છે, અને નદીમાં વીરડા ગાળી નાવા ધોવાનું પાણી લાવવું પડે છે. પીવાના પાણીનું દુઃખ છે. તેથી કુવાવાળી ધર્મશાળામાં જ ઉતરવું. દિલ્હીવાળાની તથા દેલવાડાવાળી ધર્મશાળામાં તે સુખ છે. બીજી ધર્મશાળાના કુવામાં સારૂં પીવાનું પાણી મળતું નથી. ગામમાં શ્રી વલ્લભસંપ્રદાયના ઇષ્ટદેવ શ્રીનાથજીનું મંદિર મુખ્ય છે. અને તેને ફરતાં બીજાં સાત મંદિરો છે. (૧) નવનીતપ્રિયજીનું, (૨) મદનગોપાળનું, (૩) વિઠ્ઠલનાથજીનું, (૪) ગીરધરલાલજીનું, (૫) કલ્યાણરાયજીનું, (૬) ગોપાળલાલજીનું, અને (૭) વનમાળીલાલજીનું, તે સૌમાં શ્રીનાથજીનું મંદિર શ્રેષ્ઠ છે. વૈષ્ણવસંપ્રદાયના સંસ્થાપક **શ્રી વલ્લભાચાર્યજીએ** આખા

હિંદની ત્રણવાર મુસાફરી કરી વૈષ્ણુવ ધર્મની સ્થાપના કરેલી. આ મંદિરની મૂર્તિ રમ્ય અને ભક્તિપ્રેરક છે. તે ત્રણ હજાર વર્ષની જુની છે એમ કહેવાય છે. અહિં સમય સમયના દર્શન થાય છે. એટલે કે મંગલાશયન, રાજભોગ વિગેરે આઠે સમયના જુદા જુદા દર્શન ઘણાજ રાજશાહી ઠાઠથી અહિંયા થાય છે તે નીચે મુજબ છે:—

૧ મંગળાના દર્શન સવારે સાત વાગે
૨ શણુગારનાં દર્શન લગભગ સાડા આઠ વાગે
૩ ગોપાળ દર્શન- „ સાડાનવ વાગે
૪ રાજભોગ દર્શન–સવારે સવાઅગીયાર

પછી ભગવાન શયન કરે છે અને મંદિર બંધ થાય છે. તે છેક સાંજના ચાર વાગે પ્રભુ ઉઠે છે.

૫ ઉથાપનના દર્શન સાંજે ચાર સવાચાર વાગે
૬ ભોગ સમાના (સાંજના ભોગના)
૭ આરતીનાં, અને
૮ શયન સાંજે છ વાગે.

અહિંયા દરરોજ સવારે રૂા. ૧૨૫૦)નો અને સાંજે રૂા. ૭૫૦) નો એમ મળી કુલ રૂા. ૨૦૦૦)નો રાજભોગ દરરોજ શ્રીનાથજી ભગવાનને ધરાવે છે. આ મંદિરની વ્યવસ્થા મોટા રજવાડાં જેવી છે. કેશર, બરાસ, કસ્તુરીની ધમક ઉડે છે. ને કિંમતી વસાણા ને દળવા માટે સોનારૂપાની ઘંટીઓ ઘી તેલના મોટાં ટાકાં છે. ધરાવેલો પ્રસાદ વેપારીઓ ખરીદી લે છે અને પછી યાત્રાળુઓને વેચે છે. મુંબઇના ભાટીયા વિગેરે અનેક

ધનિકો અહિં યાત્રાથે આવે છે. અહિં ધજા ચડાવવાના રૂપીયા સવા પાંચસો લે છે. યાત્રાળુઓ ઘણી વખત મંદિરના પ્રસાદથી પણ ગુજરાન ચલાવી શકે છે. પ્રસાદના ભાવતાલ નીચે મુજબ છે:-

સવારના ભોગની પતરાળી ત્રણ આનામાં

(કઢી, ભાત, ચોપડી રોટલી બે, મગ, ચારપાંચ જાતના શાક, દુધપાકનો કટોરો, રાયતું તથા અથાણું વિગેરે)

જાડો ઠોર, મોટો, આઠ આના

અર્ધો જાડો ઠોર–ચાર આના

જાડા રોટલા જેવો ઠોર–બે આના.

ઠોર; ખુબ ઘીમાં તળેલો અને ઉપર ખાંડવાળો હોય છે. બહુ કડક હોય છે અને માસ બે માસ સુધી બગડતો નથી. તદ્‌ઉપરાંત ફરસીપુરી, શાકના પડીયા, દુધપાક અને બાસુદીના કટોરા, દુધના લોટા, માવાના લાડુ, વિગેરે પણ સસ્તાભાવે મળે છે. કોઇ કોઇવાર તો તે માત્ર ઘણા દિવસનો વાસી પણ હોય છે. જેથી તેના વધુ પડતો મહાવરો સુચવવા યોગ્ય નથી. મંદિરો ઉપરાંત સંસ્કૃત કોલેજ, લાલબાગ, કચ-વાલ બાગ, મોતીમહેલ. વિગેરે જોવા લાયક છે. શ્રીનાથજીના મંદિર ઉપર ગોંસાઇજીની સત્તા છે જ્યારે રાજ્ય ઉદેપુરનું છે. આ મૂર્તિની પ્રથમ શ્રીમદ્‌વલ્લભાચાર્યે મથુરામાં સ્થાપના કરી હતી. ત્યાંથી ગોવર્ધન અને ત્યાંથી ઔરંગઝેબના ભયે મેવા-ડના રાણા રાજસિંહે લાવી અત્રે સ્થાપના કરી એમ કહેવાય છે. મંદિરમાં હરહંમેશ ભીડ સારી હોય છે. મેળા કે ઉત્સવોના

પ્રસંગે ઘણા યાત્રાળુઓની ગીરદી જામે છે. મુખ્ય મેળા નીચે મુજબ છે:—

૧. જન્માષ્ટમી, ૨ અન્નકુટ, ૩ છપ્પનભોગ, ૪ વસંતપંચમી અને ૫ ધનગરિના ઉત્સવો મુખ્ય છે. ગીરદીને હઠાવવા માટે "ઝાપોટીઆ" રહે છે જે લોકો લુગડાના ગોટીલા બનાવીને મારી લોકોને હઠાવે છે. મંદિરમાં અનેક નોકર ચાકરો, જળગરીયા વિગેરે છે. ઠાકોરજીના શૃંગાર પણ કિંમતી છે. જે યાત્રાળુ સારીભેટ આપે છે તેને પ્રસાદ મળે છે. જો કે રીસીવરોનો વહીવટ આવતાં કનડગત ખુબ ઓછી થઈ છે એમ કહેવાય છે. અહિંથી એકલિંગજી મોટર રસ્તે જઈ શકાય છે.

ઉદેપુરથી પણ એકલિંગજી મોટર યા ગાડી મારફતે જઈ શકાય છે. તે ઉદેપુરથી તેર માઈલ, અને નાથદ્વારાથી સત્તર માઈલ દૂર પહાડોમાં આવેલું રમણિય સ્થળ છે. શ્રીનાથજીથી ભાડુ જવા આવવાનું બાર આનાથી એક રૂપીયા સુધી લે છે. શ્રીનાથજીથી સવારે નીકળવું જેથી એકલિંગજીના દર્શન સવારના દસથી બાર સુધી થાય છે, તે વખતે પહોંચી જવાય. અહિં રાજ્ય તરફથી ધર્મશાળા બાંધવામાં આવેલ છે. સીસોદીયા વંશના આદ્યરાજ્ય સંસ્થાપક બાપ્પા રાવળે આઠમા સૈકામાં ચણાવેલું પ્રાચીન અને પ્રખ્યાત એકલિંગજીનું આ શિવાલય છે. મંદિર ધોળા આરસનું છે. આસપાસના પહાડો અને ઝાડી અને તેની વચ્ચે આવેલું ઈંદ્રસાગરનું સરોવર તેના કાંઠા પરના શ્રી ગણપતિજી, મહાદેવજી, અને પાર્વતીજીના મંદિરો અને તે સર્વ શ્રેષ્ટ શ્રી એકલિંગજીનું મોટું મંદિર, આ આખું યે ચિત્ર ચિત્તમાં અજબ શાંતિ

અને ભક્તિભાવના પ્રેરનારૂં છે. મંદિરનો ગામનો દરવાજો મુખ્ય છે. જ્યારે બીજે રસ્તેથી સરોવર પર જઈ શકાય છે. એકલિંગજીના મંદિરમાં મહાદેવની ચતુર્મુખી મૂર્તિ છે, ત્રણ આંખ છે અને રંગે કૃષ્ણ છે. ખરી રીતે શંકરનો પ્રસાદ “ શિવનિર્માલ્ય ” ગણાય છે અને લેવાતો નથી. જ્યારે અહિયા મહાદેવજીનો પ્રસાદ લેવાનો બાધ નથી. શ્રીનાથજીના રાજભોગ પહેલાં એકલિંગજી મહારાજને ભોજન લેવા બોલાવ્યા પછી જ રાજભોગ થાય છે. અહિંના મંદિરનો ઠાઠ પણ સુંદર છે. મેવાડ રાજ્યના ઈષ્ટદેવનું એ મંદિર છે. તેથી પુજા સેવા પણ સુંદર અને નિયમિત રીતે થાય છે. મંદિર ઉપર સુવર્ણ-કળશ, છત્ર તથા ચાર ધજાઓ છે. મુખ્ય મંદિરના વિસ્તારમાંજ મીરાંબાઈનું વિગેરે મંદિરો છે. સોમવારે મહાદેવજીની ઠાઠમાઠથી પુજા કરી શણગાર ધરાવે છે અને નંદીને પણ સોનાની સીંગડીઓ તથા કડા સાંકળા પહેરાવે છે. મહાદેવજીની પુજા રોજ ઝવેરાતથી થાય છે. સોમવારે હીરાથી, મંગળવારે માણેકથી, બુધવારે મણીથી, ગુરૂવારે નીલથી, શુક્રવારે મોતીથી, શનિવારે શનીથી, રવિવારે પોખરાજથી પુજા થાય છે. મંદિરમાં એક મોટો પિત્તળનો નંદી છે. જ્યારે બીજો નંદી ચાંદીથી મઢેલો છે. લાખો રૂપીયાના શણગારો મહાદેવજીના છે. મહાદેવજીના ખર્ચ માટે ચોવીસ ગામો મહાદેવજીને અર્પણ કરેલાં છે. એકલિંગજીથી મોટર કે ગાડી દ્વારા ઉદેપુર જઇ શકાય છે, અગર તો નાથદ્વારાથી પણ સીધા માવલી જંકશને જઈ ત્યાંથી ઉદેપુર જઈ શકાય છે. માવલી જંકશન ઉદેપુર અને ચિતોડગઢની વચ્ચે આવેલું છે. ઉદેપુ-

રથી ઉદેપુર ચિતોડ રેલ્વે દ્વારા માવલી અને ચિતોડગઢ થઇ ત્યાંથી રતલામ તરફ જઈ શકાય છે. અને તે ફાંટો અજમેર રતલામની બી. બી. સી. આઈ. લાઇનને ચિતોડગઢ સ્ટેશને મળે છે. માવલીથી ઉદેપુર પચીસ માઈલ દૂર નૈરૂત્યમાં આવેલું છે. જ્યારે ચિતોડગઢ પશ્ચિમે ચાલીસેક માઈલ દૂર છે. એકલિંગજીથી ઉદેપુર તેર માઈલ દૂર છે.




## ઉદેપુર, કેશરીયાજી અને ચિતોડ

ઉદેપુર એ મેવાડના રાજ્યની રાજધાનીનું શહેર છે અને ઉદેપુર ચિતોડગઢ રેલ્વેનું ટર્મીનસ છે. મહારાણા ઉદયસિંહને ચિતોડથી નીકળવું પડયું ત્યારે તેમણે ઉદેપુર વસાવ્યું. હિંદના સૌથી સુંદર શહેરોમાંનું એ શહેર ગણી શકાય. તે પિચોલા સરોવરને કાંઠે વસેલું છે. તેથી તેને "સરોવરની નગરી" કહે છે ચારે બાજુ પહાડો છે. કુદરતી પહાડોથી રક્ષાએલું આ શહેર સરોવર કાંઠે વસ્યું છે. શહેરમાં ધર્મશાળાઓ તથા હોટલો છે. જેમાં સૂરજપોળમાં મહંત માધવદાસજીની ધર્મશાળા સારી છે. વિદેશી ઢબની હોટલોમાં ઉદેપુર હોટલ અને લેકવ્યુ હોટલ મુખ્ય છે. તેનો દર રહેવા ખાવા વિગેરે માનેળી અનુક્રમે રોજના રૂપીયા

દશ અને આઠ છે. પીચોલા સરોવરનો ઘેરાવો એથી ત્રણ માઈલ ઉપરાંતનો છે. સરોવરની વચ્ચે નાના ત્રણ ચાર સુંદર બેટ છે અને તેની ઉપરના સુંદર બગીચા, મહેલ વિગેરેથી તેની શોભામાં ઓર વધારો થાય છે. શહેરની ચારે બાજુ કોટ છે. આ શહેરના વિશાળ જળાશયો આજુબાજુની સુંદર ટેકરીઓ અને સરોવર કાંઠાના સુંદર ભવ્ય આરસના મહેલો વગેરેના કારણે આ શહેરને "વેનીસ ઓફ ધી ઈસ્ટ" કહે છે. હિંદમાં તો કાશ્મીર પછી કુદરતી સૌંદર્યમાં તેનો નંબર બીજો આવે છે.

**જોવા લાયક સ્થળો નીચે મુજબ છે:—**

**દુધ તળાવ અગર પિચોલા સરોવર, અને તેની અંદરના ટાપુઓ:**—બેટમાં જવા માટે હોડીઓ તૈયાર ઉભીજ હોય છે. જગનિવાસ એક દ્વીપ મહેલ છે, તેનો હોજ ફુવારો વિગેરે સુંદર છે. પાસેજ બીજા ટાપુ પર જગમંદિર આવેલું છે. આ બંન્ને આરસના બાંધેલા મહેલનું જળાશયમાં સુંદર પ્રતિબિંબ પડે છે. જગનિવાસનો વિસ્તાર તો ચાર એકર જેટલો છે. પીચોલા અઢીમાઈલ લાંબું અને દોઢ માઈલ પહોળું સરોવર છે.

શ્રી જગદીસજીનું મંદિર અહિંના સર્વ મંદિરોમાં મોટું છે. આ મંદિર સુંદર જોવા જેવું છે. તેની અંદરના આરસના હાથી, ઘોડા, દેવદેવીઓ વિગેરેનું કોતરકામ જોવા લાયક છે. પિત્તળનો એક મોટો સુંદર ગરૂડ છે.

**રાજમહેલો:**—હાથીપોળ દરવાજે થઈને મુખ્ય બજારમાં થઈને રાજમહેલમાં જવાય છે. દિલ્હી દરવાજા કે સૂર્યપોળ-

માંથી બજારમાં થઇને ગુલાલબાગ જવાય છે. ત્યાં તળાવ, બાગ અને સડકો જોવા લાયક છે. ગુલાલબાગથી પીચોલા જવાય છે. "સજ્જનગઢ"ના મહેલમાં ગણેશ દ્વારમાંથી પેસાય છે, તે સ્હેજે હજારેક ફીટ ઉંચો સુંદર મહેલ છે. ઉદેપુરથી ચારે બાજુ બાર બાર ગાઉ ફરતો ડુંગર ઉપર કિલ્લો છે. શહેર પાસે માઇલ એક દૂર બંધાવેલ ફતેહ સાગર અને તેના બાંધ



સહેલીયાવાડી. ( ઉદેપુર )

નીચેના સહેલીયાવાડી અને તેના સુંદર અપ્રતિમ કુવારાની ગોઠવણ ખાસ જોવા જેવી છે. ગુલાલ બાગમાનું જનાવરખાનું (ઝુ) અને વિકટોરીયા હૉલ સંગ્રહસ્થાન, રાજમહેલના દરવાજા ઉપરનો સોનાનો સૂર્ય, તથા સૂર્ય મંદિર મહેલની અંદરના

મહારાણા પ્રતાપસિંહ, સંગ અને હમીરની સુંદર પ્રતિકૃતિઓ જોવા જેવી છે. જુના હથિયારો વિગેરેનો પણ અહિંયાથી સુંદર ખ્યાલ આવી શકે તેમ છે.



સહેલીયાની વાડીનો એક દેખાવ. ( ઉદેપુર )

સરોવરની વચ્ચે જળમહેલ ( લખોટા ) છે. તેમાં ન્હાવાને માટે કુંડ છે. જોડે એક બંગલો છે કે જે ફક્ત સવાસો મોટા પત્થરનોજ બાંધેલો છે. શહેરથી છેટે નટડીની દેવડી શ્રીવલ્લભનાથજીના મંદિરો વિગેરે જોવા લાયક છે.

જયસમુદ્ર ( ઢેબર સરોવર ) શહેરથી બત્રીસ માઈલ દૂર છે અને મોટર રસ્તે ત્યાં જઈ શકાય છે. દુનિયાના બં-

ધાવેલા માનવકૃત જળાશયોમાં સૌથી મોટું લગભગ એકત્રીસ ચોરસ માઈલના ઘેરાવાનું આ તળાવ છે. તેને બાંધવામાં પંચોતેર લાખ રૂપીઆનો ખર્ચ થયેલ છે. તેનું પાણી રોકવાને માટે બારસો ફીટ લાંબો અને સો ફીટ ઉંચો એક બંધ બંધાવેલો છે, તે બધો આરસનો છે. તેની પાછળ બીજો એક બંધ એટલો જ ઉંચો બાંધેલો છે. અહિંથી ઉદેપુર શહેર, નાની મોટી આરસની મહેલાતો, દુધતળાવ, ચારે બાજુના પહાડો અને ઝાડીઓ વિગેરે કોઈ અદ્ભુત દ્રશ્ય પુરૂં પાડે છે. આ સરોવરમાંથી સાબરમતી નદીનો ઉદ્દગમ થાય છે.



આરસનો મહેલ, બેટ અને બગીચો. ( ઉદેપુર )

અહીંથી કેસરીયાજી જવાને માટે મોટરો મળે છે. કેસરીયાજી અહીંથી ચાલીસ માઈલ દૂર છે. તે જૈનોનું તીર્થ સ્થળ છે. ત્યાં મહાદેવનું મંદિર છે. તેમને પુષ્કળ કેસર ચડે

છે. જૈન સિવાય બીજા લોકો પણ અહીં યાત્રાર્થે આવે છે. અહીયા રાણીની સમાધી જોવા લાયક છે. તેનું કોતર કામ ઘણું સુંદર છે.



રાણીની સમાધી. ( ઉદેપુર )

ઉદેપુરથી ચિતોડ જતાં વચમાં માવલી જંકશન આવે છે. ત્યાંથી આગળ જતાં કરેડા સ્ટેશન આવે છે. ત્યાં પાર્શ્વનાથનું સુંદર મંદિર છે. જૈન લોકોનો પોષ માસમાં મોટો મેળો ભરાય છે.

ચિતોડગઢ એ ખરેખર રાષ્ટ્રીય તીર્થ છે. હિંદુત્વની ભાવના વાળા દરેકને ગાૈરવાન્વિત કરનાર નવા યુગનું યાત્રા-

ધામ છે. મીરાંબાઈ, પદ્મિની, અને વીર અટંકી મહારાણા પ્રતાપનું જીવંત સ્મારક છે. ખરૂં કહ્યું છે કે:—

"ગઢ તો ચિતોડગઢ ઓર સબ ગઢૈયાં
રાણી પદ્માવતી ઓર સબ ગધૈયાં"

સ્ટેશન પરથી જ ટેકરી ઉપરનો આ મુલ્ક મશહુર કિલ્લો નજરે પડે છે. રજપુતાઈની એટલે હિંદુત્વની સ્વતંત્રતાની અનેક લડાઈઓનું સ્મારક ચિતોડ, ભક્ત કવયિત્રી મીરાબાઈ, મહારાણા પ્રતાપ, રાણી પદ્મિની, કુંભારાણા, વિમળશા મંત્રી અને જયમલ, સંગરાણા અને એવા અગણીત વીર નરનારી રત્નોએ આ શહેરનો ઉજ્વળ ઇતિહાસ રચ્યો છે. આ વીર ભૂમિમાં, સ્વધર્મ, સ્વદેશ અને શિયળની રક્ષા માટે અનેક વીરનરોએ કેસરીયાં કર્યાં છે અને અનેક વીર રમણીઓ જૌહર કરી હિંદનો અપ્રતિમ ઉચ્ચ ભાવનાની ખાત્રી કરાવી છે. આ કિલ્લો સમસ્ત હિંદમાં સૌથી મજબુત લેખાતો; વળી પહાડપર આવેલા તે કિલ્લામાંજ જળ સ્થળની ખુબ છુટ હોવાથી અને ત્યાંજ ખેતીથી પાક ઉત્પન્ન થઈ શકે તેમ હોવાથી બહાર જવાની જરૂર રહેતી નહિ જેથી વર્ષો સુધી તેનો ઘેરો ચાલે તો પણ ચિંતા રહેતી નહિ.





મીટરગેજ અને બ્રોડગેજના સ્ટેશન ઉપરથી ગાડીઓ અને મોટરો મળે છે. ગાડીનો દર શહેરમાં જવા માટે બે આના છે, જ્યારે ગઢ પર જવાના આઠ આના છે. શહેર બે માઈલ દૂર છે જ્યારે ગઢ ચાર માઈલ દૂર છે. આ પહાડી ભૂમિ ઉપર અહિંના ઘોડાજ ચડી શકે, ગુજરાતના ઘોડા આ ચડાણમાં કામ લાગે નહિ. સ્ટેશન પાસેજ ધર્મશાળાઓ છે. ડાક બંગલો પણ પાસે જ છે. શહેરમાં જતાં વચમાં ગંભીર નદી આવે છે. તે વાડચ નદીની શાખા છે. પૂલ પાસેજ પૂલ દરવાજો આવેલ છે ત્યાંથી નવા ચિતોડમાં દાખલ થવાય છે. આ નવું શહેર તળેટીમાં વસ્યું છે; તળેટી પૂરી થતાં રાજ્યની કચેરી આવે છે. ત્યાંથી અનુમતિપત્ર (પાસ) લઇ પછીથીજ કિલ્લો જોવા જઇ શકાય છે. પાસેજ ઝાલી રાણીની વાવ છે. પાડનપોલનો દરવાજો પ્રથમ આવે છે. ચિતોડગઢના બધા દરવાજા ભવ્ય અને જુના છતાં મજબુત દેખાય છે. કહેવાય છે કે એક ખુનખાર લડાઈમાં લોહીની નદીઓ વહી અને તેમાં એક પાડો તણાતો આવ્યો જે અહીં અટક્યો તેથી આ પોળનું નામ પાડનપોળ પડ્યું. પાસેજ ચિતોડના બચાવમાં જીવ હોમનાર રાવત વાઘસિંહજીનો ચબુતરો છે. પાસેજ કિલ્લા ઉપરના સાસુવહુના કુંડમાંથી પડતુ ઝરણું શિવલિંગને ન્હવરાવ્યા કરે છે. બીજો દરવાજો ભૈરવપોળનો છે. અહીં ભૈરવદાસ સોલંકી માર્યા ગયા હતા. આ પોળને નવી પોળ કે ફતેહ પોળ પણ કહે છે. આગળ જતાં વીર કલાજીની અને જયમલ રાઠોડની છત્રીઓ આવે છે ત્યાર પછી હનુમાન પોળ આવે છે. આ

ત્રેવડા ગઢ વટાવી ચોથો ગણેશપોળનો દરવાજો આવે છે. આ રીતે સાત સાત દરવાજા વટાવી પછી ચિતોડમાં પહોંચાય છે.

કિલ્લાની ચારેપાસ સાત માઈલના ઘેરાવામાં કોટ બાંધેલ છે. ત્યારપછી પાંચમો દરવાજો જોડલા પોળ છઠ્ઠો લક્ષ્મણ પોળ, અને સાતમો અગર છેલ્લો રાયપોળનો દરવાજો આવે છે. અહીંયા ખુલ્લું ચોગાન આવે છે અને જુનું ચિતોડ અહીંથી શરૂ થાય છે. રામપોળ પાસેજ વીર ફતાજીનો ચબુતરો છે. પછી તુળજામાતાનું મંદિર અને નવલખા ભંડાર આવે છે. પછી નવકોઠા અગર તોપખાનું આવે છે, જેમાં ઘણી જુની તોપો છે. ગર્ભગંજન અને દુશ્મનભંજન નામની બે મોટી તોપો જોવા લાયક છે. સામેજ દેશને માટે સર્વસ્વ હોમનાર મંત્રી ભામાશાનો મહેલ આવે છે. પાસેજ શૃંગારચોરી નામનું જૈનોનું સુંદર કારીગરી અને નકશી કામ વાળું નાનું મંદિર આવેલું છે. પાસે મહારાણા કુંભાનો મહેલ છે. આ મહેલમાંથી ભોંયરૂં છેક ગોમુખ કુંડ સુધી જતું અને તે ભોંયરાના ચોકમાં જૌહર થયેલો એમ કહેવાય છે.

બીજા મત મુજબ સમિધેશ્વર મહાદેવ (મોકલજી) ના મંદિરની પાસે સતી સ્થાન આવ્યું એમ મનાય છે. અહીંયા હજારો રજપુતાણીઓએ રાણાની હારની જાણ થતાં શિયળરક્ષા કાજે અગ્નિમાં ઝંપલાવી જૌહર કર્યા હતા. આગળ જતાં સંગરાણાનો દેવડો અને ફતેહપ્રકાશ નામનો નવો મહેલ આવે છે. પછી મીરાંબાઇનું અને કુંભશ્યામનું મંદિર આવે છે. તે

મંદિર ભવ્ય અને સુંદર છે, તેમાં મીરાંબાઈની અને કુંભશ્યામની મૂર્તિઓ સુંદર છે. મેવાડ અને ચિતોડમાં વસ્તી પ્રાતઃસ્મરણીય સાધ્વી રાણી મીરાંએ રાજપાટ છોડી હરિભક્તો સાથે બાવા સાથે મળી ભજન ધુન મચાવી ગાવા માંડયું કે "મેરે તો ગિરિધર ગોપાલ દુસરા ન કોઈ"



મીરાનું મંદીર. ( ચીતોડ )

રાણાજી રૂઠયા અને તેમણે ઝેરના પ્યાલા મોકલ્યા, રાણી મીરાં તે ઝેર પી ગઈ પણ જેને ત્રિભુવનનાથની સાહ્ય હોય તેને ઝેર પણ અમૃત બન્યાં, છેવટે મીરાંબાઈ ત્યાંથી નીકળી દ્વારિકા આવ્યા અને એ રીતે મેવાડની એ રાણીએ ગુજરાતને અનેક

ભક્તિભાવ ભર્યાં પદો સમર્પ્યાં તે મીરાંબાઈનું આ મંદિર અવશ્ય જોઈ દરેક ગુજરાતીએ કૃતાર્થ થવું.

અહિંથી થોડેજ દૂર રાણા કુંભાએ માળવા અને ગુજરાતના સુલતાનોને હરાવી પોતાના વિજયના સ્મરણમાં પંદરમા સૈકામાં નેવું લાખ રૂપીઆના ખર્ચે ઉભો કરેલો, નવ માળનો સવાસો ફીટ ઉંચો જયસ્થંભ આવેલો છે. તેને બાંધતાં દસ વર્ષ લાગ્યાં હતા. આરસપહાણ જેવા સફેદ પત્થરના આ સ્થંભને ચડવા માટે સવાસો પગથીઆંની પેચદાર સીડી છે છતાં દરેક માળે પાછું એક ચક્કર લઈનેજ આગળ બીજા માળે જઇ શકાય છે. તેની અંદર તથા બહાર બંને બાજુનું કોતર કામ સુંદર છે. દરેક માળે ચારે તરફના ગોખલામાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ વિગેરેની સુંદર મૂર્તિઓ છે. છેક છેલ્લે માળે ચડી જોવાથી આસપાસનું સુંદર દ્રશ્ય નજરે પડે છે. આગળ જતાં સમીધેશ્વર મહાદેવનું મંદિર, ગૌમુખ, સાસુવહુના કુંડ, તથા તેની પાસેનું કેળનું લીલું ઝાડ જોવા જેવું છે. બાવા નિર્ભયનાથની પ્રસાદી રૂપે તે ઝાડ ઉનાળામાં ઝરણું સુકાઈ જાય છે છતાં લીલુંજ રહે છે. આગળ જતાં હાથીકુંડ કાંતણવાવ, જયમલની હવેલી, કાલિકાદેવીનું મંદિર અને સૂર્યકુંડ આવે છે. કાંતણવાવ એક વાણીયણ બાઇએ રૂ કાંતવાના પૈસામાંથી બંધાવેલી છે એમ કહેવાય છે. સૂર્યવંશી ક્ષત્રિય અણનમ વીર મહારાણા પ્રતાપને મદદ કરવા દરરોજ એ કુંડમાંથી એક ઘોડેસ્વાર આવતો પરંતુ તે કુંડને ગારક્તથી ભ્રષ્ટ કર્યો તેથી તે બંધ પડયુ તેવી દંતકથા છે. ત્યાંથી થોડે જ

દૂર પદ્મિનીનો મહેલ ભીમલત, અદબદજી (અદ્‌ભુતજી) નું મંદિર અને કીર્તિ સ્થંભ આવેલા છે.

ચિતોડમાં ત્રણેકવાર જોહર થયેલાં છે અને તેર ચૌદ હજાર સ્ત્રીઓ ચિતામાં કુદી પડી આત્મસમર્પણ કરેલાં જેથી આખા કિલ્લામાં ઘણી ઘણી જગોએ તેમ બન્યું લેખાય છે. ઉપર જણાવેલ સ્થળો ઉપરાંત ભીમલત અને રાવ રણમલની હવેલી વચ્ચેના સ્થાનમાં પણ જોહર થયેલાં તેમ કહેવાય છે.



કિર્તી-સ્થંભ. (ચીતોડ)

કીર્તિસ્થંભ ચૌદમા સૈકામાં જૈન ધનિકે બંધાવેલો છે. તે એંસી ફુટ ઉંચો છે, કોતરકામ સુંદર છે. તદૃઉપરાંત ભીમગોડી (વાવ) નિલકંઠેશ્વર, કુકડેશ્વર મહાદેવ, વિગેરે સ્થાનો

પણ જોવા જેવાં છે. કુકડેશ્વર કુંડમાં લાલ માછલીઓ જોવા જેવી છે. તે કુંડ વિષે તથા ચિતોડગઢ વિષે એવી લોકોક્તિ છે કે પાંડવો રાજસૂયયજ્ઞ કરતા પહેલાં અત્રે આવેલા ત્યારે જોગી નિર્ભયનાથ પાસેના પારસમણિની માગણી કરેલી. યોગીએ ફરમાવ્યું કે એક રાતમાં આ પહાડ ફરતો કિલ્લો કરી નાંખો તો તે મણિ આપું. બલવાન ભીમે કામ આરંભ્યું અને લગભગ કિલ્લો પૂરો થવા આવ્યો ત્યાં બીજા યોગી મારફતે કુકરેકુક બોલાવવાથી ભીમે સવાર થયું જાણી ક્રોધમાં પાટુ મારી જેથી આ ભીમલત, અને આ કુકડેશ્વર મહાદેવ. એટલે આ રીતે ચિતોડગઢનો કિલ્લો ભીમે બાંધેલો છે એમ મનાય છે. ખરેખર ચિતોડ એ આપણું રાષ્ટ્રીય તીર્થ છે, અને શુરવીરતા, દિલેરી, હિંદુ નારીત્વ અને વફાદારીનું જીવંત પ્રતીક છે. ચિતોડગઢથી બી. બી. સી. આઈ બ્રૉડગેજ દ્વારા આપણે દક્ષિણે રતલામ, ફતેહાબાદ અને ખંડવા જઈ શકીએ છીએ અગર તો તેજ રેલ્વેદ્વારા ઉત્તરે અજમેર જઈ શકીએ છીએ. અને ત્યાંથી દિલ્હી જઈ શકીએ છીએ. ચિતોડથી સીધા અજમેર એકસો સોળ માઈલ થાય છે. જ્યારે માવલી અને ત્યાંથી મારવાડ થઈ લાંબે રસ્તે સ્હેજે બસો માઈલ થાય છે.

## અજમેર, તીર્થરાજ પુષ્કર અને સાવિત્રી.

અજમેરનો ઇતિહાસ પણ મહાભારત જુનો છે. ગુરૂ દ્રોણાચાર્ય અહિં રાજ્ય કરતા હતા અને આ સ્થળ દ્રોણુ-દુર્ગ કહેવાતાં, પરંતુ ગુરૂદ્રોણના સ્વર્ગવાસ પછી તેમના ચિરં-

જીવી પુત્ર અશ્વત્થામાએ આ સ્થાનનો ત્યાગ કરી વિન્ધ્યમાં વસવાટ આદર્યો અને આ શહેરની પડતી થઈ. પછી ઘણે કાળે અજયપાળ ચૌહાણે અહિં કિલ્લો બંધાવી અજમેર વસાવ્યું.

અજમેર શહેરની પાસેનો તારાગઢ અગર "ગઢબિટલી" નો કિલ્લો જોવા જેવો છે. તે રાજપુતાનાની ચાવી લેખાય છે. ઇતિહાસ પ્રસિદ્ધ વીર પૃથ્વીરાજ ચૌહાણ અહિનો ઇતિહાસ તાજો કરાવે છે. શહેર જુનું અને જાણીતું છે. આસપાસના પહાડો વચ્ચે સરોવરોથી ભરપુર આ શહેર હિંદભરમાં પ્રખ્યાત છે. શહેરને ફરતો કોટ છે. સ્ટેશનની પાસેજ ધર્મશાળાઓ છે. ૧ મુંબઈના ભાટીયાની, ૨ અજમેરના વકીલની ૩ તીકમચંદ સોનીની, અને રેલવાળાની તથા એડવર્ડ મેમોરીયલ ધર્મશાળા છે. તદ્ ઉપરાંત અનેક હોટેલો છે. અજમેર જંકશનેથી ચિતોડ અને રતલામ દ્વારા જી. આઈ. પી. તરફ જઈ શકાય છે. બી. બી. સી. આઈ રેલ્વેનું આ મુખ્ય મથક છે. અહિયા એંજીનો અને ગાડીઓનું મોટું કારખાનું છે. આ શહેરની ધાર્મિક અગત્ય પણ ઓછી નથી. હિંદુઓનું તીર્થરાજપુષ્કર અહિંથી સાત માઇલ દૂર છે. વળી શહેરમાં ખ્વાજા પીરની દરગાહ છે, જેની યાત્રાએ સમસ્ત હિંદના અનેક મુસલમાન યાત્રાળુઓ આવે છે. જૈનોનું સુંદર મંદિર અહિં છે. જ્યારે મહર્ષિ દયાનંદ સરસ્વતીએ અહિં દેહત્યાગ કર્યો હોઈ આર્યસમાજીઓ માટે પણ આ તીર્થસ્થળ છે.

હોટેલોમાં એમ્પાયર હોટલ, હિંદુ હોટલ, અજમેર હોટલ, અને શેઠ છગનમલની હિંદુ હોટલ એ મુખ્ય છે. સ્ટેશન-પાસેથીજ મોટરો, ગાડીઓ વિગેરેની સગવડ મળે છે. પુષ્કર જવા આવવાનું ભાડુ આઠ નવ આના લે છે.

જોવા લાયક સ્થળો નીચે મુજબ છે:-

ખ્વાજા સાહેબની દરગાહ, હિંદ આખામાં મશહુર છે અને મુસલમાનોનું પાક મથક છે. ઈસ્વીસનના ૬ ઠ્ઠા સૈકાના



ખ્વાજા પીરની દરગાહ (અજમેર)

આ ઓલીયાનું સ્થાન મુસ્લીમ ઓલીયામાં પ્રથમ છે. તેઓ 'આફતાબે મુલ્ક હિંદ' કહેવાય છે. તેમની માનતા મુસલમાનો તેમજ હિંદુઓ પણ માને છે. બાદશાહ અકબર આ સ્થળની જિયારતે આગ્રાથી પગે ચાલીને આવેલા. તેના અંગભૂત ઈમારતોમાં, અકબરે ચણાવેલી મસ્જીદ, શાહજહાંનો બંધાવેલો દરગાહ ઉપરનો સુંદર ઘુમટ અને આરસની જુમ્મામસ્જીદ, નિઝામે હમણાંજ બંધાવેલો બુલંદ દરવાજો, મીઠો કેસરીયો ભાત રાંધવાના બે મોટા દેગ, વિગેરે જોવા લાયક છે. તે દેગમાં સીતેર મણ તથા પચીસ મણની ખીચડી રંધાય છે. દરગાહની અંદરની કબર તથા તેનું કોતર કામ જોવા લાયક છે. રજબ માસમાં ( શ્રાવણ આસપાસ ) અહિં મોટો મેળો ભરાય છે. હિંદના ફરતા જુદા જુદા પ્રાંતોમાંથી અનેક મુસ્લીમભાઈઓ યાત્રાર્થે આવે છે.

નસિયાંજી ( મુળચંદ-સોનીનું ) જૈન મંદિર, સ્ટેશનથી ત્રણેક ફર્લાંગ દૂર દીગમ્બરી જૈનોનું આ મંદિર આવેલું છે. તે બાંધવા વિગેરેમાં રૂપીયા પચાસ લાખનો ખર્ચ કરેલો છે. મંદિરની રચના સુંદર ભવ્ય અને રસપ્રદ છે. લાલ પત્થરના આ મંદિરના પાછલા ખંડમાં ઘણી સુંદર દેશી કારીગરીની અદ્ભુત બનાવટોનો સંગ્રહ કરેલો છે. તેમાં નીચલા ભાગમાં પાર્શ્વનાથજીની મૂર્તિ છે. જ્યારે પાછલા ભાગમાં હાથી, ઘોડા, રથ, પાલખી વિગેરે તથા લાકડાના સુંદર કોતરકામવાળા વાહનો રાખેલા છે. વચલા માળમાં સમોવસરણના-મહાવીર સ્વામી જન્મ્યા તે વખતના દેખાવો-વરઘોડામાં જતા આવતા

"અઢાઇ દિનકા ઝોંપડા." બારમા સૈકામાં વિશળદેવે અહિં વિદ્યાલય બંધાવેલું તેને શાહબુદ્દીનઘોરીએ તોડી મસીદ બનાવી. તે ઇમારતના થાંભલાની પાંચ હારો હવે રહી છે, પરંતુ તેમાં હિંદુ સ્થાપત્ય એટલી સુંદર રીતે રજુ થયેલ છે અને તેમાં એટલું વૈવિધ્યવાળું નકશીકામ છે કે કોઇએક થાંભલાની કોતરણી એક સરખી નથી. એ મસીદમાં અઢી દિવસ નો મેળો ચાલતો તેથી ઉપર મુજબનું નામ પડયું છે.

ગઢબિટલી (તારાગઢ) અને તેનો બુલંદ દરવાજો જોવા જેવાં છે.

મેગેઝીન (અકબરનું દોલતખાનું) તેમાં હાલ રજપુતાના મ્યુઝીયમ છે તે જોવા જેવું છે.

ઉપરાંત તેનો પંચ્યાશી ફુટ ઉંચો વિશાળ દરવાજો, પણ જોવા લાયક છે. અહિંયા સરટોમસરો અને જહાંગીરની મુલાકાત થયેલી. નૂર ચશ્મા અને તેની પાસેના ત્રણ બુરજ, રાજકુમારો માટેની મેયોકોલેજ, અને દૌલતબાગ જોવા જેવાં છે.

**અન્નાસાગર** તળાવ પહાડોની વચમાં આવેલું અગ્યારસો ફુટ લાંબુ સુંદર સરોવર છે. પાસેજ જહાંગીરે બનાવેલો દૌલતબાગ, તથા અકબરનો મહેલ આવેલાં છે. તેનો સુંદર ફુવારો, તથા સંગેમરમરનો બાંધેલો કિનારો, પાંચ ધોળી બારાદરીઓ વિગેરે અનુપમ દૃશ્ય બતાવે છે. આ સરોવર શહેરની ઉત્તરે આવેલું છે. વળી ફેસાગર વિગેરે પણ જોવા લાયક છે. આદિતિર્થ પુષ્કરરાજ જવા માટે પાકી બાંધેલી

સડક છે. પહાડોની વચ્ચે સુંદર બાંધેલા ઘાટવાળું અને મંદિરોની હારવાળું આ સવાચાર ગાઉના ઘેરાવાવાળું સરોવર ખરેખર તીર્થરાજ છે. ખરૂં કહ્યું છે કે "સબ તીરથ કે હે ગુરૂ શ્રી પુષ્કર મહારાજ" ગામમાં સિંધી ગુજરાતી તથા માર-



અન્નાસાગર (અજમેર)

વાડીની ધર્મશાળાઓ છે અને ગોરને ત્યાં પણ ઉતરી શકાય છે. કાર્તિકી પુનમે અહિં મોટો મેળો ભરાય છે. તેમાં અનેક ઘોડા, ગાય ઉંટ બળદ વિગેરે પશુઓ વેચવા માટે લાવે છે. સરોવરમાં સ્નાનઘાટ ઘણા છે પણ માંછલાં અને મગરનું જોર પણ સારૂં છે, તેથી કાંઠે બેસીને ન્હાવું હિતાવહ છે. મુખ્ય ઘાટ, વરાહઘાટ ગૌઘાટ, અને બ્રહ્માઘાટ છે. પુષ્કરરાજનો

મહિમા પદ્મપુરાણમાંથી ગવાતો આવ્યો છે અને કહ્યું છે કે અહિં બ્રહ્માજીયે યજ્ઞ કર્યો હતો. રામાયણ મહાભારતમાં પણ તેનો ઉલ્લેખ છે. સાંચીના ઇસ્વીસનપૂર્વેના શિલાલેખોમાં પણ



ફ્રે સાગર (અજમેર)

તીર્થરાજ પુષ્કરનો ઉલ્લેખ છે. અહિં રાજામહારાજાઓએ અનેક ઘાટ અને મંદિરો બંધાવ્યા છે પણ મુખ્ય મંદિર તો બ્રહ્માજીનું છે. આખા હિંદમાંથી બ્રહ્માજીનું મંદિર આ એકજ છે, તેમાં બ્રહ્માજીની ચતુર્મુખ મૂર્તિ છે. મંદિર જવા માટે ઉંચા પગથીઆં ચડવા પડે છે. તેમાં મુખ્ય મંદિરમાં પાસેજ ઈંદ્રરાજા અને કુબેરના દર્શન થાય છે. અહિં નારદજી,

મહાદેવજી અને ગુરૂદત્તના પગલાં છે. તદ્ઉપરાંત સાવિત્રીજી, લક્ષ્મીજી, બદરીનારાયણજી, વારાહજી, અને અટમટેશ્વરજીના મંદિરો પણ દર્શન કરવા જેવાં છે. નવા મંદિરોમાં રંગનાથ અને



લક્ષ્મીજીનું મંદિર (અજમેર)

વ્યંકટેશના ઘણા ખર્ચે કરેલા ભવ્ય મંદિરોની બાંધણી તથા કોતરકામ સુંદર છે. સરોવરની પ્રદક્ષિણા ચોવીસ ગાઉની છે તેમાં અનેક ઉપતીર્થો આવે છે.

વૈશાખી, મંગળાચોથ, સોમવતી અમાસ, ગ્રહણ વિગેરેના મેળાઓ મુખ્ય છે. અહિંથી સાવિત્રીનો પહાડ થોડો દૂર છે. તે ટેકરી ઉપર સાવિત્રીનું મંદિર છે, માર્ગ રેતાળ અને કપરો છે.

યમરાજાને પાછા કહાડી પોતાના સ્વામીને ફરીને

સજીવન કરનાર એ સતી સાધ્વીના મંદિરે જવાનો માર્ગ રેતાળ અને કપરો છે. બંગાળી સ્ત્રીઓ અખંડ સૌભાગ્ય માટે ત્યાં દર્શને ખુબ આવે છે. તેમની પાસેથી ચરણસ્પર્શના રૂા. ૧-૯-૦ લેવાય છે.

## જોધપુર, જયપુર, બિકાનેર અને સાંભર




મારવાડ જંકશનેથી સિંધ તરફ જતાં લુણી જંકશન આવે છે અને ત્યાંથી સિંધ હૈદ્રાબાદ તરફ અગર તો ઉત્તરે જોધપુર તરફ જઈ શકાય છે. મારવાડથી જોધપુર રેલ્વેદ્વારા મુસાફરી કરવાની હોય છે અને ચોસઠ માઈલ દૂર જોધપુર આવેલું છે. રજપુતાનામાં તે સૌથી મોટું રાજ્ય છે, રજપુતાનામાં મેવાડ, અલ્વર, બુંદી, કોટા, બિકાનેર જેસલમેર વિગેરે અનેક નાનામોટાં રાજ્યો છે. આ શહેર તે જોધપુર રાજ્યની રાજધાનીનું શહેર છે. જોધારાજાએ પંદરમા સૈકામાં તે વસાવેલું. જેમ ચિતોડના સીસોદીયા તેમ જોધપુરના રાઠોડો સૂર્યવંશી રાજાઓ વિવસ્વત મનુ અને ઈક્ષ્વાકુના વંશજો છે. ઉંચા પહાડ પરનો મજબુત છ માઇલનો કિલ્લો જોવા જેવો છે અને છેટેથી ભવ્ય દ્રશ્ય ખડું કરે છે. જોધપુર જંકશનેથી સીધા બી. બી. સી. આઇ ના ફુલેરા જંકશને જઈ શકાય છે. વચ્ચે મેડતા રોડ જંકશન આવે છે. ત્યાંથી ચીલો અને બિકાનેર,

બિકાનેર રેલ્વે દ્વારા જઈ શકાય છે. સીધા ઉભા ખડકપરનો તે ઉંચો કિલ્લો અને તેની અંદરના મહેલો વિગેરે જુનું રાજસ્થાની વાતાવરણ ખડું કરે છે. શહેરમાં ગિરદીકોટ માર્કીટ વિગેરે મકાનો મોટા અને સુંદર છે. શહેરની વચ્ચમાં ઉંચા ખડક પરનો કિલ્લો અને તે કિલ્લાની સો સવાસો ફુટ ઉંચી



જોધપુરનો કિલ્લો અને સરોવર (જોધપુર)

સીધી ભેખડ ઉપરના મહેલો ઘડીભર દિગ્મૂઢ કરે છે. કિલ્લાને સાત દરવાજા છે અને કોટની અંદર કોટ આવેલા છે. પાસે ગુલાબસાગર, પદ્મસાગર અને બીજા સરોવરો આવેલાં છે. સ્ટેશન પરજ ઘોડાગાડી મળે છે. વસંત જાડેજી વિલાસની ધર્મશાળા સ્ટેશનથી ફર્લાંગ દૂર છે. જ્યારે કેસરીયાજીની ધર્મ-શાળા પાસે જ છે. જશવંત સરાઈમાં પણ ઉતરવાની સગ-

થડ છે. કિલ્લાની અંદરના રાજ્યના ઝવેરાત સિવાયનો વિભાગ પાસ વગર સવાર સાંજ જોઈ શકાય છે. શહેરથી દૂર પ્રતાપસાગર (કૈલાણા) અને બાલસમંદ સરોવરો આવેલા છે. મહામંદિર નામનું મોટું સો થાંભલાવાળું મંદિર પાસે પરામાં આવેલ છે. જ્યારે શહેરથી ત્રણ માઈલ દૂર મંડોરનો જુનો પ્રખ્યાત કિલ્લો છે, ત્યાં જુની રાજધાની હતી. તેની ભવ્ય મહેલાતો, અને ગત રાજા મહારાજાની છત્રીઓ, અને હવા-મહાલ ઉપરાંત ત્રીસક્રોડ દેવતાનું મોટું મંદિર અને તેમાંની ગંજાવર અગણિત દેવોની મૂર્તિઓ જોવા જેવી છે. વીલીંગ્ડન ગાર્ડન તથા તેની અંદરનું ઉમેદ પુસ્તકાલય અને સરદાર સંગ્રહસ્થાન (મ્યુઝીયમ) જોવા લાયક છે. વળી નવો ચિતર-હીલ પેલેસ, તથા મહેકમા ખાસ (દરબારી કચેરી)નું રાજ-પુત સ્થાપત્ય અને સુંદર ઢબનું મકાન જોવા જેવું છે. જોધ-પુર તો ખાસ કરીને એરોડ્રોમ માટે પ્રખ્યાત છે. કરાંચીથી કલકત્તા જતાં વચ્ચે વિમાનો અહિં ઉતરે છે. છ અઠવાડિયે ઇમ્પીરીયલ એરમેલના, K. L. M. લાઈનના તથા એરઓરી-એન્ટના વિમાનો અહિં આવે છે. પાસેજ સ્ટેટ હોટલ છે. અહિંયા રેશમી ખેસ, હાથીદાંત વિગેરેનો ઉદ્યોગ ઠીક ચાલે છે.

જોધપુરથી મેડતારોડ અને કુચમન રોડ થઈ કુલેરા જવાય છે. મેડતારોડથી બિકાનેર ૯૦ માઈલ દૂર છે. બિકા-નેરનો કિલ્લો, જૈન મંદિરો, અને રાજમહેલો જોવા જેવાં છે. બિકાનેરના મહારાજા રમતગમતના શોખીન છે અને તેથી તેમણે બંધાવેલું ક્રીડાંગણ (સ્ટેડીયમ) વિશાળ અને સુંદર છે.

પછીના લાલગઢ જંકશનેથી લાલગઢ મહેલે જઈ શકાય છે. બિકાનેરના સ્ટેશન પાસે જ મોતી રામજીની ધર્મશાળા છે. અહિંથી બત્રીસ માઈલ દૂર શ્રી કોલાયતજીનું સ્થાન છે. બિકાનેરથી સીધા ભટીંડા પણ જઈ શકાય છે, પરંતુ આપણે તો પાછા મેડતારોડ અને ત્યાંથી ફુલેરા આવીયે. વચમાં સાંભરલેઈક સ્ટેશન આવે છે. અહિંથી સાંભર સરોવર જઈ શકાય છે. ફુલેરાથી આગળ દિલ્હી તરફ જતાં જયપુર સ્ટેશન આવે છે. અહિંથી જયપુર સ્ટેટ રેલ્વે શરૂ થાય છે.

લંડન, મુંબઈ, કે કલકત્તાની ગીરદી અને રોનક વગરનું પણ "પૌર્વાત્ય દેશોની ભવ્યતાનો તાદૃશ્ય ચિતાર આપનારૂં જયપુર જેવું અન્ય કોઈ શહેર હિંદભરમાં નથી." ડામરના રસ્તા ઘણા પહોળા અને સુંદર છે. જયપુર રેલ્વેમાં જતાં બીજું સ્ટેશન જયપુર વેસ્ટ આવે છે. સ્ટેશનની પાસેજ પંચાયતી ધર્મશાળા છે. જ્યારે બક્ષીજીની ધર્મશાળા શહેરમાં છે અને માઈ સાહેબની ધર્મશાળા ચાંદપોળમાં છે. અજમેરી દરવાજા પાસે એડવર્ડ મેમોરીયલ છે. તદ્ઉપરાંત જયપુર હોટલ, કૈસરેહિંદ હોટલ, વિગેરે અનેક હોટલો છે. સ્ટેશનથી શહેર દોઢેક માઈલ દૂર છે અને ગાડીવાળા સ્વારીનો એક આનો લે છે. રસ્તા સો સવાસો ફીટ પહોળા તો કોઈ પચાસેક ફીટ પહોળા અને સીધા છે. બંને બાજુની દુકાનો વિગેરે અમુક ઢબની તથા રાતા રંગની જ છે.

રજપુતાનામાં અગર સારા હિંદમાં તે એક સૌથી સુંદર શહેર લેખાય છે. જયસિંહે તે શહેર ઇ. સ. ૧૭૨૫માં વસાવેલું. તે પહેલાં અંબર (આમેર) એ રાજધાનીનું શહેર હતું.

શહેરની આજુબાજુ ગેરૂઆ રંગનો કોટ છે. શહેરનો મુખ્ય માર્ગ ચાંદપોળ અને સુરજપોળના દરવાજા વચ્ચેનો છે તેને નારગઢ કહે છે ત્યાં લશ્કરી થાણું છે અને નાગા બાવાઓ રાજ્યના ઝવેરાતની રક્ષા કરે છે એમ કહેવાય છે. અહિંના મકાનોને છાપરાં હોતા નથી કારણુ વરસાદ ઓછો હોય છે. વળી અહીં એક વિચિત્ર રિવાજ એ છે કે શૌચવિધિ મકાન ઉપરની ઉંચી અગાશીમાં જ પતવાય છે અને સૂર્યના પ્રખર તાપમાં



હવામહેલ (જયપુર)

અગાસીઓમાં ગીધ સમડાં ઉડયા કરે છે. શહેર વચ્ચે માણે-કચોક છે તેની દક્ષિણે જોહરી બજારની સડક, ઉત્તરે હવા-મહેલની સડક, પૂર્વે રાજગબજારની સડક, પશ્ચિમે ત્રીપોળી-આ અને ચાંદપોળની સડક છે. અહિંથી ચારે દરવાજા જોઈ શકાય છે. સડક સુંદર છે પણ વચમાં પક્ષીના ચણ માટે ચબુતરા, ઓટલા, પાણીની પરબ કે હનમાન અને મહાદે-વના મંદિરો આવેલાં છે. સડક પરનો હવા મહેલ સુંદર અને અનોખી બાંધણીનો છે તે ખાસ જોવાલાયક છે. શહેરની વચ્ચે રાજમહેલ છે, તે વિશાળ ઈમારતે શહેરનો સાતમો ભાગ રોકી લીધો છે. તેમાં ઘણું જોવા જેવું છે, દિવાને ખાસ, દિવાને આમ, ચંદ્ર મહેલ, બાદલ મહેલ, વેદશાળા (જંતર-મંતર, જ્યોતિષયંત્રાલય) જોવા જેવાં છે. જયપુરમાં ખરી



જયસીંહ ઓબ્ઝર્વેટરી (જંતરમંતર)-(જયપુર)

જોવાની તો વેધશાળા (જ્યોતિષયંત્રાલય) છે. આપણા પૂર્વજોએ હજારો વર્ષ પહેલાં કેટલી ઝીણવટથી ચંદ્ર સૂર્ય અને તારાની ગણત્રી ગતિ કરી માપેલી, તે જોઈ ખરે આપણે ઘડીભર અવાક્ થઈ જઇએ છીએ. આ બધું જોવા માટે પરવાનો મહકમાખાસમાંથી મેળવી લેવો પડે છે. અહિંયા છુટક છુટક વીસેક, એટલી ઝીણવટભરી ગણત્રી અને રચનાવાળા યંત્રો ગોઠવ્યા છે કે જેથી કલાક કે ઘડી પળ કહી શકીએ એટલું જ નહિ પણ દિશાઓનું તથા રાત્રીને વખતે દિશાઓનું જ્ઞાન પણ મેળવી શકાય, તેમ જ બરાબર મધ્યાન્હ ક્યારે થયું ગણાય તે વિગેરે પલભા, શંકુ, અને બીજા યંત્રોની મદદથી નક્કી થઈ શકે અને કયો ગ્રહ ક્ષિતિજમાં અત્યારે કઈ રાશીમાં, કેટલા અંશ, અને પળ વિપળે છે તેની સાયન પદ્ધતિથી સ્પષ્ટ ગણતરી થઈ શકે. મુખ્ય યંત્રો સમ્રાટયંત્ર, કપાલીયંત્ર, રાશિવલયયંત્ર, રાત્રિદિગંશયંત્ર, જયપ્રકાશયંત્ર, નાડીવલયયંત્ર, ક્રાન્તિવૃતયંત્ર, યંત્રરાજ વિગેરે છે.

આલ્બર્ટ મ્યુઝિયમ હિંદના સંગ્રહસ્થાનોમાં પ્રથમ સ્થાન લઇ જાય તેવું છે. તેમાં પ્રથમ ભાગમાં જુદા જુદા હુન્નર ઉદ્યોગોને લગતી વસ્તુઓ અને સાધનો છે. જ્યારે બીજા ભાગમાં જુના ઈતિહાસના અવશેષો મમી (હાડપિંજર)થી માંડીને રજપુત યુગ સુધીનાં ભેગાં કરેલાં છે. જ્યારે ત્રીજા ચોથા વિભાગમાં અનુક્રમે શિક્ષણ વિષયક અને આર્થિક માહિતિઓ ખુબ ખુબ પુરી પાડી છે–દેશદેશાવરના જાતંજાતના ચિત્ર કળા, કારીગરી વિગેરેના નમુના, હથીયારો, યંત્રો, જુના



આલબર્ટ મ્યુઝીયમ (જયપુર)

વસ્ત્રો, પાઘડીઓ વિગેરે છે. કલકત્તા, મુંબઈ કે વડોદરાના અજાયબ ઘર કરતાં પણ વધુ જ્ઞાન અહીંથી મેળવી શકાય તેમ છે—રામનિવાસ બાગ સીત્તેર એકરના વિસ્તારમાં આવેલો છે. બાગમાં શ્રાવણ ભાદરવો નામના બે ઉત્તમ મહેલ વર્ષાઘર આવેલ છે. તેમાં નકલી પહાડ, ઝરણ વિગેરે બનાવેલાં છે. બાગની પાસેજ ચિડીયાખાનું છે તેમાં અનેક પશુ પક્ષીઓ છે. હાથીખાનું પણ જોવા લાયક છે. નારગઢની નીચે ગેટોરના સમશાનમાં રાજવીઓની છત્રીઓ છે. અંબરનો કિલ્લો સાત માઈલ દૂર પહાડ પર છે પણ પાકી સડક છે. આ કિલ્લો પ્રાચીન

વિખ્યાતિવાળો છે અને તેનો ગણેશપોળનો સુંદર દરવાજો મુલ્ક મશહુર છે. કાલીનું મંદિર, દિવાને આમ, સુખ નિવાસ અને તેના સુખડ, હાથીદાંત અને છીપના જડતરકામવાળાં બારણા વિગેરે જોવા લાયક છે. આ કિલ્લો રાજપુત નગરરચના અને સ્થાપત્યનો આદર્શ નમુનો છે. કિલ્લો જોવા માટે પાસ લેવો પડે છે. જયપુરથી દિલ્હી તરફ જતાં સાંગાનેર સ્ટેશન આવે છે. ત્યાં જૈનોના મંદિર તથા ખંડિયેરો જોવા લાયક છે. જયપુરની બાંધણીઓ વખણાય છે.

માણેકચોકમાંથી સામેજ ગળતાનો પહાડ દેખાય છે. તે શહેરથી બે માઈલ દૂર છે. આખો પહાડ ચડી ઉતરતાં ગાલવતીર્થ આવે છે. ત્યાં પરીકુંડ, સૂર્યકુંડ અને ગોપાળ-કુંડ નામના ત્રણ કુંડ છે. ગાલવરૂષિએ અહીં સાઠ હજાર વર્ષ તપ કરેલું. સાંગાનેરથી આગળ દિલ્હી તરફ જતાં બાંદી-કુઈ જંકશન આવે છે. ત્યાંથી ભરતપુર, અછનેરા, અને આગ્રા ફોર્ટ જઈ શકાય છે.

જયપુરથી જયપુર રેલ્વે દ્વારા સવાઈ માધવપુરા થઇ ત્યાંથી કોટા અને બુંદી જઇ શકાય છે. બાંદીકુઈથી એક ફાંટો દિલ્હી જાય છે. તે તરફ જતાં અલ્વર રસ્તામાં આવે છે. જ્યારે આગ્રા તરફ જતાં ભરતપુર અને ઇદગાહ આવે છે.

## ભરતપુર, અલ્વર, અને બુંદીકોટા

જયપુરથી સાંગાનેર અને ત્યાંથી સવાઈ માધવપુરા થઈ મુંબઈથી દિલ્હી લાઈન ફ્રન્ટીયર મેઈલના રસ્તે બ્યાના અને

ભરતપુર પહોંચી શકાય છે—એ રીતે જયપુરથી ભરતપુર સવાસો માઇલ દૂર છે. એ રસ્તે ભરતપુરથી આગળ જતાં મથુરા અને દિલ્હી પહોંચાય છે. જ્યારે સવાઇ માધવપુરાથી મુંબઈ તરફ જતાં સવાઈ માધવપુરાથી સાઈઠ માઈલ દૂર બુંદીરોડ અને કોટા જંકશન આવેલાં છે.



ભરતપુરનો કીલ્લો.

ભરતપુર સ્ટેશનથી શહેર બે માઈલ છેટે છે. ભરતપુરનો કિલ્લો હિંદના ઈતિહાસમાં ખુબ પ્રસિદ્ધ છે. અહિંથી આગ્રા ફક્ત તેત્રીસ માઈલ દૂર છે. કિલ્લાની ફરતે ઉંડી ખાઈ, તથા માટીનો કોટ (પરકોટા) કરેલો છે, જેણે અંગ્રેજોને પણ લાંબો

વખત હંકાવ્યા હતા. ગંગારાણીનું મંદર કમરા ખાસ (દરબારી કચેરીનો ઓરડો) વિગેરે જોવાલાયક છે અહિંથી તેત્રીસ માઈલ દૂર દીગ, ભરતપુરની જુની રાજધાનીનું નગર આવેલું છે. પાકી સડક છે અને મોટર ભાડુ આઠ આના થાય છે અહિંથી વૃન્દાવન અને વ્રજ પાસે પડે છે. દીગમાં જવાહીર બુરજ, તથા સાંચાકામ દ્વારા જેમાં વર્ષાદ વરસાવવાની ગોઠવણ છે, તેવું કેશવ ભવન, આરસના હિંડોળા વિગેરે સુંદર અને જોવા લાયક છે.

વડોદરા અને રતલામને માર્ગે દિલ્હી જતાં કોટા આવે છે. તે ચંબલ નદીને કાંઠે આવેલું સુંદર કિલ્લેબંધ શહેર



અંબરનો કીલ્લો

છે. કોટાથી બ્રોડગેજ દ્વારા બી. બી. સી. આઇ મારફતે દક્ષિણે



બુંદીનો કિલ્લો.

નાગડા ઉજ્જેન તરફ, કે પછી મથુરા કે આગ્રા તરફ ઉત્તરે જઇ શકાય છે. જ્યારે જી. આઇ પી. દ્વારા બીના અને ત્યાંથી ઝાંસી કે કટની જઈ શકાય છે. કોટામાં ઉમેદ ભવન (નવો રાજમહેલ) જુના રાજમહેલ, રાજાની છત્રીઓ, તથા બગીચો સુંદર છે. અંહિથી બુંદી પચીસેક માઇલ દૂર છે.



બુંદીના મહોલ્લાનો દેખાવ.

બુંદીરોડ સ્ટેશનેથી પણ બુંદી જઈ શકાય છે. તે બુંદી રાજ્યની રાજધાનીનું શહેર છે અને તેનો કિલ્લો, અને તે ટેકરી ઉપરનો રાજમહેલ સુંદર અને જોવાલાયક છે. જયપુરથી દિલ્હી જતાં અલ્વર સ્ટેશન રસ્તામાં આવે છે અને દિલ્હીથી પચાસેક

માઈલ દૂર છે. સંત્રાબાઈની ધર્મશાળા, અને બીજી અનેક ધર્મશાળાઓ છે. જોવા લાયક સ્થળોમાં મુખ્ય તો કિલ્લાની ટેકરીના તળેટી પાસેનું સાગર તળાવ, મુશી મહારાણીની (અગર તો શ્રી બખ્તાવરસિંહજીની) છત્રી, ફતેહજંગની કબરનો ઘુમ્મટ, શહેરની મધ્યનું ત્રીપોલીયા, જયસમંદ તળાવનો બંધ બન્ને વિલાસ મહેલ, સ્ટેટ પુસ્તકાલય, તથા મથુરાધીશનું મંદિર એ ઘણા સુંદર છે. મુશી રાણીની છત્રીનું તથા મથુરાધીશના મંદિરનું કોતરકામ સુંદર છે. અહિંથી આપણે સંયુક્ત પ્રાંતના હદમાં ન જતાં પાછા મારવાડ જંકશને જઇ ત્યાંથી લુણી થઈ, રણ પસાર કરી સિંધમાં પહોંચીએ. એકંદરે રજપુતાના એ સુક્કો ટેકરીયાળ પ્રદેશ છે. લુણી પછી સમદડી; વાલોત્રા વિગેરે જંકશનો થઇ ખોખરોપાર સ્ટેશને પહોંચાય છે. ત્યાંથી રજપુતાનાની હદ પૂરી થઈ ટ્રેન સિંધમાં પ્રવેશ કરે છે. એ માર્ગ તદ્દન રેતાળ અને શુષ્ક નિર્જળ જેવો છે. સિંધ એ સિંધુ નદીના મુખ પાસેનો પ્રદેશ છે, જેથી કાંઈક ફળદ્રુપ બનેલ છે, બાકી આ રેતાળ રણમાં તો વર્ષાદ તદ્દન જુજ પડે છે અને ભાષા પણ સિંધી વાપરે છે. તેમનો પહેરવેષ પણ જુદો જ છે. જો કે સિંધ હૈદ્રાબાદમાં અને ખાસ કરીને તો કરાંચીમાં ગુજરાતીઓની વસ્તી ઘણી છે. વધારે વસ્તી મુસલમાનોની છે, હમણાં આ પ્રાંતને મુંબઈથી જુદો સ્વતંત્ર પ્રાંત બનાવવામાં આવેલ છે. ખોખરાપાર પછી એંસી માઈલ પર મીરપુર ખાસ જંકશન આવે છે અને ત્યાંથી આગળ સિંધ હૈદ્રાબાદ આવે છે. ત્યાંથી નોર્થ વેસ્ટર્ન રેલ્વે-દ્વારા કોટરી અને કરાચી જવાય છે.

હેદ્રાબાદ એ સિંધની જુની રાજધાનીનું શહેર હતું. ત્યાં મોટી છાવણી છે. સિંધુ નદીના એક ટાપુ ઉપર આ શહેર વસ્યું છે. અહિંયા અનેક વિદેશી ઢબની હોટલો છે. શહેરનો જુનો કિલ્લો પ્રખ્યાત છે અને જોવા જેવો છે. સ્ટેશન પાસેનો ક્વીન્સ ગાર્ડન, તથા અહિંથી પંદર માઈલ દૂર આવેલું પેરીસની ઢબનું સુંદર પરૂં ગીદુ બંદર જોવા લાયક છે. હદ્રાબાદથી કોટરી જઈ ત્યાંથી એક બાજુએ કરાંચી બંદરે જવાય છે જયારે ઉત્તર તરફ જતાં તીરથલકી, સક્કર, રોહરી અને મુલતાનના માર્ગે લાહોર અને રાવલપિંડી તરફ અગર તો પશ્ચિમે કવેટા તરફ અને ત્યાંથી પણ આગળ ઝહિદાન સુધી જઇ શકાય છે. તીરથલાકીના કુંડના પાણીથી પગ સડી જવાનો રોગ મટી જાય છે એમ કહેવાય છે. કોટરાથી સીતેર માઈલ ઉત્તરે ડોકરી સ્ટેશન આવે છે. ત્યાંથી નવેક માઇલ દૂર મોટર રસ્તે મોહેન્જોદારોના ખોદકામ જોવા જઇ શકાય છે. તેમાં હમણાં હમણાં નીકળેલા અવશેષોએ એ બતાવી આપ્યું છે કે ઘણા સૈકાઓ પહેલાં એક સુંદર સુસમૃદ્ધ અદ્યતન પદ્ધતિની સગવડો જેવી સગવડવાળી એક મોટી નગરી ચારપાંચ હજાર વર્ષ પૂર્વે અહિંયા હતી. અહિંયા એકપર બીજી તેમ પાંચેક નગરીઓ એક પછી એક એમ દટાયેલી પડી હતી.



## કરાંચી

સિંધ પ્રાંતનું પાટનગર કરાંચી, ગવર્નરનું અને બીજા સરકારી અમલદારો અને કચેરીઓનું મુખ્ય મથક છે અને હવાઈ માર્ગને રસ્તે હિંદના પ્રવેશ દ્વાર સમું આવેલું છે. કરાંચી બંદરની અગત્ય પણ ઓછી નથી. તે "પૂર્વની મહારાણી" અગર "હિંદના લીવરપુલ" તરીકે પ્રખ્યાત છે. વસ્તી ત્રણ ચાર લાખની છે અને વ્યાપાર વાણિજ્યમાં આ બંદરની પ્રગતિ ઘણીજ સુંદર છે. ડ્રીઘરોડ પરનું હવાઈ મથક, કયામારી પરનું કરાંચી બંદર, કલીફ્ટન અગર હવાબંદર અને મંઘાપીર વિગેરે સ્થાનોને લીધે તેની મહત્તા સાર્થક થાય છે.



મલીર અને ડ્રીઘરોડના સ્ટેશનથી કરાંચીમાં પ્રવેશ થયો લેખાય, જો કે ખરી રીતે તો કરાંચીના બે સ્ટેશન છે. પહેલું સ્ટેશન કરાંચી કેન્ટોનમેન્ટ અને બીજું કરાંચી સીટીનું સ્ટેશન છે. આગળ આ લાઇન (નોર્થ વેસ્ટર્ન રેલ્વે) છેક કયામારી બંદર સુધી પહોંચે છે.

મલીરથી કરાંચી અગીયાર માઈલ દૂર મલીર નદીના મુખ પર આવેલું ગામ છે. ત્યાં કરાંચીના ધનિકોના સુંદર

બંગલાઓ છે અને શેઠ દેવધર પ્રાગજી હિંદુ આરોગ્યભવન (સેનીટોરીયમ) ત્યાં આવેલું છે. કરાંચીથી નજીકનું સહેલગાહનું સ્થળ છે, તેથી રજાઓમાં ઉજાણી કે પર્યટન માટે કરાંચીથી શોખીનો અત્રે આવે છે. અહિંથી કરાંચીની નિયમિત મોટર સર્વીસ દોડે છે. એક મુસાફરનું ભાડું દોઢ આનો છે.

કરાંચી કેન્ટોનમેન્ટ સ્ટેશનની પાસે જ નોર્થ વેસ્ટર્ન રેલ્વેનું મોટું કારખાનું (વર્કશોપ) આવેલું છે સ્ટેશનની પાસેજ હોટલોની ભવ્ય આલિશાન ઈમારતો આવેલી છે. જ્યારે સામેજ શરતનું મેદાન અને ક્રિયર ટાઉન આવેલાં છે. વસ્તીમાં મુખ્યત્વે સિંધી, પઠાણ, વિગેરે મુખ્ય છે. ગુજરાતીઓ મદ્રાસી અને બંગાલી વસ્તી પણ સારા પ્રમાણમાં મળી આવે છે. દેશી વિદેશી ઢબની હોટલો તથા ધર્મશાળાઓ અને મુસાફરખાનાં વિગેરે પણ છે. મુખ્ય હોટલો નીચે મુજબ છેઃ—

પ્રીન્સીઝ હોટલ, બોલ્ટન મારકીટ પાસે, સેન્ટ્રલ હોટલ કાર્લટન હોટલ, કીલાર્ની હોટલ, મરીના હોટલ વિગેરે. દેશી ઢબની હોટલોમાં ભારતવિજય હિંદુ લૉજ, કચેરીરોડ; અંબિકા ભોજનગૃહ કચેરી રોડ, કૃષ્ણવિલાસ હિંદુ હોટલ, બંદરરોડ અને અન્નપુર્ણા હિંદુ લૉજ અને હોટલ નેપીયર રોડ, તથા રોયલ કેપીટલ અને ન્યુ પંજાબ હોટલો મુખ્ય છે.

સ્ટેશનેથી ટેક્ષી, મોટરકાર કે ઘોડાગાડી દ્વારા શહેરના

જુદા જુદા ભાગોમાં જઈ શકાય છે. અહિંયા માલ લઈ જવા લાવવા માટે બેલગાડી, ઉપરાંત ઉંટગાડી, અને ગધાડા ગાડીઓ પણ ફરે છે. ઉપરાંત શહેરના વિસ્તારમાં જવા આવવા માટે સુંદર ટ્રામ સર્વીસ પણ છે. એકંદરે આ શહેર તેની સ્વચ્છતા માટે સારાયે હિંદમાં મશહુર છે. અહિંની બગી (વીકટોરીઆ) તથા બીજી ગાડીઓમાં ગાદી વિગેરેની સારી સગવડ હોય છે.

ટ્રામના સ્ટેશનથી સદર અને બોલ્ટન મારકીટ સુધીનું ભાડુ ફક્ત બે પૈસા છે. જ્યારે સદરમાં ઉતરી ત્યાંથી બીજી ટ્રામમાં બેસી એક યા બે આના વધુ ખર્ચી શહેરમાં ગમે ત્યાં જઈ શકાય છે. સદર બજાર જંકશનેથી કયામારી (બંદર) સુધીનું ભાડુ પાંચ પૈસા તથા સોલ્જર બજારનું ભાડું બે પૈસા છે. મોટર સર્વીસ પણ નિયમિત સુવ્યવસ્થિત રીતે દોડયા કરે છે અને બંદરરોડ, અગર મહાત્મા ગાંધી ગાર્ડન વિગેરે માટેનો દર પોણો આનો છે.

કરાંચીના મુખ્ય એકવીસ વિભાગો નીચે મુજબ છેઃ– ૧ જુનું શહેર (ઓલ્ડ ટાઉન) ૨ મચ્છી મીઆણી ૩ લ્યારી ૪ સેન્ટ્રલ જેલ ૫ રણછોડ લાઈન ૬ રામસ્વામી ગાડીખાતા ૭ ગાર્ડન ૮ સોલ્જર બજાર ૯ જમશેદ કવોર્ટર્સ ૧૦ પ્રીડી ૧૧ સદર બજાર ૧૨ રામ બાગ ૧૩ સિરાઈ ૧૪ ફ્રેરે ટાઉન ૧૫ રેલ્વે કવાર્ટર્સ ૧૬ કયામારી ૧૭ પોર્ટ ટ્રસ્ટ ૧૮ કલીફ્ટન ૧૯ નેપીયર રોડ ૨૦ માર્કીટ ૨૧ સીવીલ લાઈન્સ તેમાંના

સદર બજાર, સોલ્જર બજાર, મહાત્મા ગાંધી ગાર્ડન વિગેરે બગીચા તથા બંદર રોડ તથા રામ સ્વામી ગાડીખાતાના મુસાફરો અત્રે ઉતરે છે. સ્ટેશનથી સદર બજાર, કેમ્પ, અને સીવીલ લાઈન્સ તથા સેક્રેટરીયટના મકાનો તરફ જઈ શકાય છે. જ્યારે અહિં ન ઉતરતાં આગળ જઈએ તો ટ્રેન પાસેથી મ્યુન્સીપાલિટીનું ઉંચુ મકાન પસાર થાય છે અને આપણે કરાંચી સીટી સ્ટેશને પહોંચીયે છીએ. ત્યાં પણ ઘોડાગાડી, બગી, ટ્રામ અને ટેક્ષી મળી શકે છે. અહિંના જેવી સારી ઘોડાગાડીઓ બીજા શહેરોમાં ઓછી હોય છે. અહિંથી મોટર (ટેક્ષી) તથા ઘોડાગાડીનો દર મુસાફર દીઠનો સામાન્યતઃ નીચે મુજબનો છે:—

| | ટેક્ષી | ઘોડાગાડી. |
|---|---|---|
| ઓલ્ડટાઉન, લ્યારીને મીઠાઘર માટેનો રૂા. ૧—૦—૦ | | ૦—૧૨—૦ |

| | મોટર | ઘોડાગાડી |
|---|---|---|
| જોડીયા બજાર અને મીસન રોડ રામબાગ | ૦—૧૨—૦ | ૦—૮—૦ |
| રામસ્વામી ગાડીખાતા, રણછોડ લાઈન ગાર્ડન બગદાદી વિ. | ૧—૮—૦ | ૧—૦—૦ |

આગળ જતાં ત્રીજું અને છેલ્લું બંદર આવે છે, ત્યાં ક્યામારી સ્ટેશન છે. અનેટ્રેન ચક્રાવો લઈ પછી કેન્ટોનમેન્ટ

સ્ટેશને પહોંચે છે. ત્યાં મોલ (બંદર) અને તેલની મોટી ગોદામો આવેલી છે. અહિંથી ટ્રામ રસ્તે બોલ્ટન મારકીટ અગર સદર બજાર સુધી જઇ શકાય છે. ભાડુ અનુક્રમે ત્રણ પૈસા અને પાંચ પૈસા છે. મોટર બસ દ્વારા અહિંથી કલીફ્ટન (હવા બંદર) જઈ શકાય છે. ભાડુ સવા બે આના છે.

મલીર અને કરાંચી વચ્ચે ડ્રીઘરોડનું સ્ટેશન આવે છે, ત્યાં કરાંચીનું હવાઇ માર્ગનું મથક (સ્ટેશન) છે. કરાંચી એ હિંદનું હવાઈ માર્ગનું પ્રવેશ દ્વાર છે. ઇંગ્લાંડ, યુરોપ અને આફ્રિકા વિગેરે દેશમાંથી આવતા મુસાફરો અત્રે હિંદને કિનારે પ્રથમ પગ મુકે છે. અહિંથી પશ્ચિમમાં ઇંગ્લાંડ,

ફ્રાન્સ, જર્મની, ઓસ્ટ્રીયા વિગેરે યુરોપીય દેશો તરફ તથા આફ્રિકા, તથા ચીન જાપાન વિગેરે અને ઓસ્ટ્રેલીયા તરફ જઈ શકાય છે. બંદર રોડ, અને મેકલોડ રોડ પરની થોમસ કુકની અને તેવી બીજી વિદેશી તથા નેપીયર રોડ અને ગાર્ડન પાસે આવેલી સીંધીઆ સ્ટીમ નેવીગેશન કંપની, મલબાર સ્ટીમશીપ કંપની વિ.ની ઓફીસોથી સવિસ્તર માહિતી મેળવી લેવી. અહિંથી ઈમ્પીરીયલ એર સર્વીસ ઉપરાંત, ફ્રેંચ, ડચ લાઈનરો પણ આવજા કરે છે. વળી કરાંચીથી અમદાવાદ, મુંબઈ અને કોલંબો તરફ તાતા કંપનીના, તથા કરાંચીથી લાહોર દિલ્હી અને કલકત્તા તરફ પણ વિમાનો ઉડે છે. સિંધ અને પંજાબનો ઘઉં વિગેરેનો વેપાર કરાંચી બંદરેથી ચાલે છે.

**જોવાલાયક સ્થળો**:-દ્રીઘરોડનું એરોડ્રોમ શહેરથી આઠનવ માઈલ દૂર છે, પણ મોટરો આવજા કરે છે અને પાસેજ મંઘાપીરનું સહેલગાહનું સ્થળ આવેલું છે. કરાંચીની એક બાજુએ દૂર સિંધુ વહે છે જ્યારે બીજી બાજુ હબનદી વહે છે. જ્યારે કરાંચીને વેધીને તો નાની નદી લ્યારી વહે છે. હબવિસ્તારમાં હાજી મંઘાપીરની જગા આવેલી છે, કોઇ કહે છે કે મંઘો એ તો સિંધનો કોઈ ભક્ત કવિ હતો તેથી તેનું નામ મંઘાપીર પડયું. વળી ત્યાં ઉના પાણીના કુંડ આવેલા છે અને તેના ગંધકવાળા પાણીમાં નહાવાથી ચામડીના ચેપી રોગો મટી જાય છે. ત્યાં ફરતે નાના તળાવ પણ છે. અહિંયા કુંડ વિ. માં મગરો ખુબ છે

તેથી પણ લોકો તેને મંઘાપીર કહેતા હોય. અહિંથી શહેરમાં મોટરસ્તે પણ જઈ શકાય છે ભાડું ફક્ત ત્રણ આના જ છે અહિંનું વાતાવરણ શાંત અને આલ્હાદજનક છે.

**ગાંધી ગાર્ડનઃ**–કરાંચીમાં ઘણા જાહેર બગીચા છે, બર્ન્સ ગાર્ડન, સદર બજાર ગાર્ડન, લાલાલજપતરાય ગાર્ડન, વિગેરે પરંતુ તેમાં સૌથી શ્રેષ્ઠ મહાત્મા ગાંધી ગાર્ડન છે. આ તમામ વિસ્તાર ગાર્ડન ક્વોર્ટર્સ તરીકેજ પ્રસિદ્ધ છે. અહિંનું પ્રાણીઓનું સંગ્રહસ્થાન સુંદર અને જોવાલાયક છે. જુદી જુદી જાતના પશુ પંખીઓ ઝુલતો પુલ વિ. ખાસ જોવા જેવાં છે. સદર બજારના વિસ્તારના છેક છેલ્લા ખુણા પાસે બાગો આવેલા છે. જ્યારે કેન્ટોનમેન્ટ સ્ટેશન અને ત્યાંથી પણ આગળ જતાં કલીફ્ટન ( હવા બંદર ) આવે છે.

**કલીફ્ટન (હવાબંદર):**–ખરેખર, તે હવાનુંજ બંદર છે. અહિં અરબી સમુદ્રનો શિતળ સમીર આલ્હાદની અવધિ કરે છે. અહિં કરાંચીના ધનીકોએ સુંદર બગીચા વિગેરે બંધાવ્યું છે અને સુંદર સુશોભિત સ્વચ્છ રસ્તા પર લટાર મારતાં ગમે તેવું શ્રમિત થયેલું મન પણ પ્રફુલ્લીત થઇ જાય છે. જેમ મુંબઈમાં ચોપાટી તેમ કરાંચીનું હવા બંદર પ્રખ્યાત છે.

**વીકટોરીયા મ્યુઝયમ અને બર્ન્સ ગાર્ડનઃ**–આ બગીચો સુંદર અને છેલ્લામાં છેલ્લી આધુનિક ઢબનો છે, તેમાં શોભરાજ ચેટુમલ ટેરેસ તથા તેની નીચેનું શેઠનું બાવલું, તથા તે બગીચામાંનો ગુલાબી અંગુરો જોવા લાયક છે. આ બગીચામાં જ આવેલું સંગ્રહસ્થાન ખાસ જોવા જેવું છે. તેમાં મૃત

માનવજાતીના નમુનાઓ ( મમી ) તથા પશુપક્ષી, ફળ, ફુલ, વિજ્ઞાન અને ભૂગોળ, વિ.ને લગતી ઉપયોગી માહિતી આપતી વસ્તુઓ સંગ્રહેલી છે.

**ફ્રેરે હોલ**:–પાછા સ્ટેશને આવી બજારતરફ જતાં સીધા ફ્રેરે હોલ જઈ શકાય છે. સ્ટેશનની સામેજ સદર ( સીવીલ લાઇન્સ ) આવેલ છે. પાસેજ મહારાણી વિકટોરીયા, તથા મહારાજ એડવર્ડના બાવલાં છે.

## કયામારી, મનોરા ટાપુ અને દીવાદાંડી.

કરાંચીનું બંદર કુદરતી રીતે રક્ષાએલું આધુનિક સગવડોવાળું સુંદર બંદર છે. એ કરાંચી બંદરનું નામ કયામારી છે. એક મોટો વિશાળ ધક્કો બાંધેલ છે. અહિંથી સામા કાંઠા પરના મનોરા, ભાભા, ભીટ, વિગેરે ટાપુઓ પર મોટર-લોંચ અને મછવાઓ દ્વારા જઇ શકાય છે. કરાંચી બંદરને સોળ સત્તર ધક્કા છે તથા લશ્કરી વહાણો તથા સમુદ્રના વિમાનોને ઉતરવાના સ્થળો પણ છે. મનોરાની દીવાદાંડી જોવા લાયક છે. જેમ મુંબઈની તાજમહાલ હોટલનો દીવો અને ઘુમટ સાગરમાં ઘણે દુરથી જોઈ શકાય છે તેમ આ મનોરાની દીવાદાંડી અરબી સમુદ્રમાં ઘણે દુરથી આગબોટના મુસાફરોને કરાંચી બંદર પાસે આવ્યાની ખાત્રી કરાવે છે. કયામારીથી શહેરમાં જવાનું ટ્રામ ભાડુ ત્રણ પૈસા છે, જ્યારે મોટર ભાડુ સવા આનો છે. મનોરાટાપુ પર શિવનું અને દરિયાલાલનું સુંદર મંદિર છે. ત્યાં ચૈત્રી પુનમે મેળો ભરાય છે. મનોરામાં ઓફીસો વિગેરે છે. (મીલીટરી) લશ્કરી બંદર

વિ. અહિં છે. કયામારીથી મનોરા જવાનું મોટરલોંચ યા મછવાનું ભાડું એક આનો છે. ત્યાં કિલ્લો તથા ટેલીગ્રાફ્-વર્ક શોપ વિ. છે ભાભાનો ટાપુ મનોરાથી ઉત્તરે આવેલો છે. સદરથી હવાબંદરના રસ્તે સ્નાનગૃહ (બાથ્સ) તરફ પણ જઈ શકાય છે વળી વેસ્ટ વાર્ફ પાસે પણ સ્નાનગૃહ (બાથ્સ) આવેલાં છે.

## મેરી વેધર ટાવર, નેટીવજેટી, દરિયાલાલ, અને ઓબ્ઝર્વેટરી:—

બંદરરોડ પર જતાં જ્યાં મેકલોડ રોડ તેને મળે છે તે જગોએ એક ત્રિકોણાકાર મોટું સુંદર કળામય ટાવર બંધાયેલ છે. નેટીવજેટી એ દેશી મછવાઓનો માલ ઉતારવા લઈ જવાનો ધક્કો છે. વેસ્ટ વાર્ફપર ચાર ધક્કા છે અને આગબોટો ત્યાં લાંગરી શકે છે. કયામારી, વેસ્ટવાર્ફ, અને નેટીવજેટી એ બધા પોર્ટ ટ્રસ્ટના વહીવટમાં છે. બંદરરોડ ઉપર પોર્ટટ્રસ્ટનું આલિશાન મકાન આવેલું છે તે, તથા તેજ રસ્તાપરનું મ્યુનિસિપાલિટીનું ઉંચું ભવ્ય મકાન પણ જોવા લાયક છે. નેટીવજેટી એ વહાણવટા માટેનું સ્થળ છે. એ ઉપરાંત ત્યાં સાંજે માણસો હરવા ફરવા પણ આવે છે અને માછલાંને લોટની ગોળીઓ નાંખી જીવદયાનું કાર્ય કરી તેમની ગેલ જોઈ આનંદ મેળવે છે. ત્યાં દરિયાલાલનું પુરાણું મંદિર છે અને કાર્તિકી, ચૈત્રી અને અષાડી અને શ્રાવણી પુનમે ત્યાં સારો મેળો ભરાય છે.

કેન્ટોનમેન્ટ સ્ટેશનથી ફ્રેરે હોલ અને ત્યાંથી આગળ જમણે હાથે દુર સુધી ચાલતા વાયરલેસ સ્ટેશન આવે છે. અને ત્યાંથી વેધશાળા (ઓબ્ઝર્વેટરી) એ જઈ શકાય છે.

## જમશેદજી, ક્વોર્ટર્સ સિંધ કોલેજ, રામસ્વામી ગાડીખાતા, અને સેક્રેટેરીયેટ

ગાર્ડનરોડ જંકશન પાસેથી છેક જેલ સુધીનો લત્તો હમણાં હમણાં ખીલ્યો છે. કરાંચીના અગ્રણી નેતા શ્રી જમશેદજી મહેતાએ એ વિભાગની ખીલવણી કરી નવી ઢબના સુંદર બંગલાઓ અહિં બંધાવ્યા છે. તેથી તેમના નામના સ્મરણાર્થે તેને જમશેદ ક્વોર્ટર્સ કહેવામાં આવે છે. અહિંથી શહેરમાં જવા આવવા માટે નિયમિત મોટરો દોડે છે. ભાડાનો દર એક આનો છે.

કચેરી રોડ ઉપર કચેરી, ડી. જે. સિંધ કોલેજ, તથા બીજા મોટા સુંદર મકાનો આવેલા છે. ત્યાંથી આર્ટીલરી મેદાન તરફ જતાં સેક્રેટેરીયટ આવેલું છે. જ્યારે રામસ્વામી ગાડીખાતા એ લોરેન્સ રોડ અને સદર બજાર તથા ગાર્ડન્સની વચ્ચે આવેલો લત્તો છે. તે લત્તામાં આપણા ગુજરાતીઓની સારી વસ્તી છે.

આ સ્થળો ઉપરાંત પંચમુખી હનુમાન, કાળકામાતાની ટેકરી, લાલજીની વાવ, મારીપુર વિગેરે દુરનાં સ્થળો પણ જોવા લાયક છે. હનુમાનજીનું મંદીર સોલ્જર બજારની પાસેજ છે. દર શનિવારે અનેક ભાવિક ભક્તો ત્યાં દર્શનાર્થે આવે છે. મારીપુરમાં મીઠાના અગર છે. આ રીતે આપણે સિંધના પાટનગરનો પ્રવાસ લગભગ પૂરો કર્યો. સિંધુ નદી એ તો નાનકડો સમુદ્ર છે. હિંદુસ્થાનને નામ આપનારી લોકમાતા તે છે. સિંધના સુક્કા નિર્જળ વરસાદ વિહોણા રણપ્રદેશને

પણ કાંઈક ફળદ્રુપ સિંધુએ અહિં કુદરતી રીતે બનાવેલ છે. જ્યારે બ્રીટીશ સરકારે મનુષ્ય યત્નથી તેને ફળદ્રરૂપ કરવા માટે વીસ કરોડ રૂપીયા ખર્ચી કરાંચીથી ઉત્તરે છેક સક્કર પાસે લોઈડઝ બેરેજ યાને સક્કર બેરેજ બંધાવેલ છે.

કરાંચીથી ઉત્તરે સીધા સો માઈલ તરફ પાછા જતાં કોટડી જંકશન આવે છે. ત્યાંથી એક ફાંટો હૈદ્રાબાદ જાય છે. જ્યારે બીજો ફાંટો ઉપર ઉત્તરે બસો માઇલ રૂક જંકશન સુધી જાય છે. રૂક જંકશનેથી એક ફાંટો જેકોબાબાદ અને કવેટા તરફ જાય છે. જ્યારે બીજો ફાંટો સક્કર અને રોહરી તરફ જાય છે. રોહરી જંકશને હૈદ્રાબાદથી આવતો બીજો સીધો ફાંટો પણ ત્યાં મળે છે. એ રીતે કોટડીથી સક્કર અને હૈદાબાદથી રોહરી એ બે લોહમાર્ગો સિંધુ નદીના બંને કિનારાને સમાંતરે દોડયાં કરે છે. જેકોબાબાદમાં અસહ્ય ગરમી અને ખુબજ ઠંડી પડે છે. કરાંચીની આબોહવા દરિયો નજીક હોવાથી સમશિતોષ્ણ અને સુખકર છે. જ્યારે જેકોબાબાદની ગરમી અને ઠંડી હિંદમાં તો શું પણ દુનિયાભરમાં અતિશય લેવાય તેવી છે. કવેટા લશ્કરી થાણું છે. ત્યાંના ધરતીકંપથી તે ખુબ જાણીતું થયેલ છે.

### સક્કર

સક્કર બેરેજ, સક્કરનો સિંધુ ઉપરનો પૂલ, અને સાધુ-બેલાના ટાપુ પરની ટેકરી પરનું સુંદર મંદિર, એ ત્રણ વસ્તુઓ સક્કરમાં જોવા જેવી છે. સિંધુ નદીનો પૂલ લશ્કરી મહત્વનો છે, તે સંકેલી શકાય તેવો છે. પૂલ સંકેલી લેતાં સક્કર નદીની એક બાજુ, અને રોહરી શરીફ બીજી બાજુ રહે છે, નવા સક્કરથી બે એક માઇલ દુર સિંધુ નદીની વચ્ચોવચ્ચ

સક્કર બેરેજનો એક માઈલ લાંબો સાઈઠ ફુટ પહોળો બંધ છે, અને તેમાંથી નાની નહેરો કહાડી સિંધને ફળદ્રુપ બનાવવા પ્રયત્ન કર્યો છે. સાધુબેલાના ટાપુ પરથી આસપાસનું દ્રશ્ય સુંદર લાગે છે. સિંધુનો વિશાળ જળપ્રવાહ ઉતાવળો છે. ગંગાની જેમ ધીરગંભીર નથી તેથી મુખમાં થોડે દુર સુધી મોટા વહાણો જઈ શકે છે, ગંગામૈયાની જેમ લાંબો પ્રવાસ મોટા વહાણો દ્વારા થઈ શકતો નથી. ચોમાસામાં તેમજ ઉનાળામાં બરફના ઓગળવાથી મોટા પુર આવે છે. ખરેખર સિંધુ એ તો સિંધુ (દરિયો) જ છે અને કોઈ સુહિણી મહેર જેવા પ્રેમમસ્ત માનવીઓ સિવાય તેને તરી જવું લગભગ અશકય છે.

## બલુચિસ્તાન

અહિંથી કવેટા જતાં બોલનઘાટના માર્ગે આપણે મુસાફરી કરવી પડે છે. આ બાજુ સુલેમાન અને હાલાર પર્વતો હિંદનું રક્ષણ કરે છે. કવેટા, ફોર્ટ સંડિમન વિગેરે મજબુત કિલ્લા દ્વારા પણ હિંદની સરહદોનું રક્ષણ કરવામાં આવે છે. કવેટા રાજધાનીનું શહેર છે, ૧૯૩૫ ના ધરતીકંપમાં ઘણો ભાગ નાશ પામેલો જેથી તેની પુનર્રચના ચાલી રહી છે.

કવેટાથી પશ્ચિમે ઈરાન તરફ ઝડીદાન વિગેરે સ્ટેશને જઈ શકાય છે. જ્યારે રોહરીથી નોર્થ વેસ્ટર્ન રેલ્વે દ્વારા ઉત્તરે જઈ સમાસટ્ટા શેરશાહ અને મુલતાન તથા મોંટ ગોમરી થઈ લાહોર પહોંચી શકાય છે. પરંતુ આપણે અલ્વરથી અધુરો મુકેલો બી. બી. સી. આઈ નો પ્રવાસ ચાલુ કરી યુક્ત પ્રાંતમાં જઈ આવી પછી જ પંજાબ તરફ ઉપડીયે.



# આગ્રા

## પ્રકરણ ૯ મું.

### આગ્રા, અયોધ્યાના સંયુક્ત પ્રાંતો, દિલ્હી, અને પંજાબ.

જેમ કોઈ પવિત્ર મહાત્માના દર્શનથી પાપી હૃદય પણ ઉન્નત ભાવો ધરાવતું થઈ જાય છે. તેમ ગંગામૈયા અને યમુનાના નિકટ સહવાસમાં આવતાં જ રજપુતાનાની મરૂ-ભૂમિ પણ ફળદ્રુપ અને રસાળ બનતી જાય છે. આગ્રા અયોધ્યાના સંયુક્ત પ્રાંતોમાં ગંગા યમુના અને તેની શાખા પ્રશાખાઓ તથા નહેરો વહે છે અને સુંદર પાક ઉગાડે છે. આ પ્રાંતમાં હુન્નર ઉદ્યોગો સારા છે અને અનેક તીર્થધામ, ઐતિહાસિક સ્થળો, અને ઉદ્યોગકેન્દ્રો તથા હવા ખાવાના સ્થળો આવેલા છે. વ્રજભૂમિ અને શ્રી રામની અયોધ્યા અહીં છે. આ પ્રદેશ પ્રાતઃસ્મરણીય શ્રી કૃષ્ણ પ્રભુના તીર્થનો ભંડાર છે, ગોકુળ મથુરા અને વૃંદાવન અહીં છે. આગ્રા અલ્હાબાદ, અને ફત્તેહપુર સીક્રી જેવાં ઐતિહાસિક સ્થળો અહિં છે. અહિં છ એક વિદ્યાપીઠો છે. આ પ્રાંતની ઉત્તરે ગિરિરાજ હિમાલય ગંગા યમુના વહાવી આ પ્રદેશને પાવન કરી રહ્યો છે. બી. બી. સી. આઈના અજમેર અને બાંદીકુઈ

સુધીના પ્રવાસને લંબાવી રેવાડી જંક્શને થઈ નાની લાઈન દ્વારાજ અમદાવાદથી દિલ્હી, દિલ્હી મેઇલ દ્વારા જઈ શકાય છે. જ્યારે મુંબઈથી આવતો ફ્રંટીયરમેઈલ બયાના, ભરતપુર અને મથુરા થઈ દિલ્હી લઈ જાય છે. અમદાવાદથી આગ્રા જનારા મુસાફરે બાંદીકુઈ જંકશને ગાડી બદલી ભરતપુર અછનેરા થઇ આગ્રા જવું. જ્યારે મુંબઇના મુસાફરોએ બયાનાથી આગ્રા માટે ગાડી બદલવી. બયાનાથી આગ્રાફોર્ટ પચાસ માઈલ દુર છે. લગભગ બરાબર વચ્ચે ફત્તેહપુર સીક્રીનું સ્ટેશન આવે છે.




## ફત્તેહપુર સીક્રી, ઈદગા અને આગ્રા

ફત્તેહપુર સીક્રી ઐતિહાસિક સ્થળ છે. મહાન અકબરે તે શહેર સ્થાપેલું. તેનો બુલંદ દરવાજો, હિરણમિનાર, તુર્કીસુલતાનનો ઓરડો વિગેરે જોવા લાયક છે. અહિંનો કિલ્લો વિશાળ ભવ્ય અને સર્વ મોગલાઈ કિલ્લામાં કળા અને મૌલિકતામાં પ્રથમ પંક્તિનો છે. તેમાં પાણીની સગવડ કલામય રીતે કરવામાં આવી છે.

અહિંથી આગ્રા તરફ નિયમિત મોટર સર્વીસ આવજા કર્યા કરે છે. બીરબલનો મહેલ, દિવાને આમ, દિવાને ખાસ,

પંચમહાલ, અને જોધબાઈનો મહેલ પણ જોવા લાયક છે. ફત્તેહપુર સીક્રીમાં શેખસલીમ ચીસ્તીની દુઆથી રંગમહેલમાં બાદશાહ અકબરને ત્યાં સલીમ (જહાંગીર)નો જન્મ થયેલો. અહિંનો બુલંદ દરવાજો ૧૭૬ ફીટ ઉંચો છે. અને દુનિયામાં સૌથી ઉંચો આ દરવાજો લેખાય છે. તેનું ચિત્રજ આપણને તેની ભવ્યતાનો ખ્યાલ આપશે. બધી ઈમારતોમાં તુર્કસુલતાનનો ઓરડો સર્વશ્રેષ્ટ છે. તેનું બારીક કોતરકામ અદ્ભુત છે. ફુલવેલ અને પંખીઓની કળામય આકૃતિઓ ઘડીભર મંત્રમુગ્ધ કરી મુકે છે. પંચમહાલ ઉપરથી આસપાસનું સુંદર દ્રશ્ય જોવા મળે છે હિરણ મિનાર પણ અકબર બાદશાહે પાંચસોએક વર્ષ પૂર્વે તેમના માનિતા હાથીના સ્મરણાર્થે ચણાવેલો છે, તે ૬૬ ફુટ ઉંચો છે. ચડવા માટે ત્રેપન ગોળાકાર પગથીઆં છે અને તે મિનારની ચારે બાજુ એ હાથીદાંત જેવા ખીલા મારેલા છે તે મિનાર કરબલા શરીફના મિનાર જેવો છે, ઉંચી બેઠક પર ગોળ બાંધેલો છે. બીરબલનો મહેલ કિલ્લામાં છે. તેના સ્થંભો, કમાનો વિગેરે સુંદર કારીગરીવાળા છે.

શેખ સલીમ ચીસ્તીના સફેદ સ્ફટિકની દરગાહ મોગલાઈ સ્થાપત્યનો સુંદર નમુનો છે. જુમ્મા મસ્જીદના ચોકમાં આ સુંદર કળામય ઈમારત ઓર રીતે શોભી ઉઠે છે. પાસેજ સુંદર કોતરકામવાળો આરસનો મંડપ અને સીસમના લાકડાનો ઇસ્લામખાનનો ઘુમ્મટ છે. તેમનું છીપનું કામ ઘણુંજ આકર્ષક છે. અનેક મુસ્લીમો અહીં જિયારતે આવે છે. તદઉપરાંત નોબતખાનું, ટંકશાળ, મરિયમનો મહેલ, ચોસઠ

ખંભા, ફૈજીનો મહેલ, અબુલફજલનો મહેલ, શીશમહાલ (અરીસાબુરજી) વિગેરે જોવા લાયક છે. અહિંથી ઇદગાહ અને આગ્રા ફોર્ટ પચીચેક માઇલ દુર છે.

## આગ્રા, દુનિયાની સર્વશ્રેષ્ઠ કળાકૃતિ તાજ, આગ્રાનો કિલ્લો વિગેરે

બી. બી. સી. આઇની નાની લાઇનથી બાંદીકુઇથી સીધા દિલ્હી ન જતાં ભરતપુર અને અછનેરાના માર્ગે આગ્રા જઇ શકાય છે. આગ્રામાં બી. બી. સી. આઇ, જી. આઇ. પી અને ઇસ્ટ ઇન્ડીઆ ત્રણે રેલ્વેઓ ભેગી થાય છે. અને તેથી આગ્રા ફોર્ટ, આગ્રા કેન્ટોનમેન્ટ. આગ્રા સીટી, રાજામંડી ઇદગાહ, વિગેરે ઘણા સ્ટેશનો છે. ઇસ્ટ ઇન્ડીયા અને બી. બી. સી. આઇના રસ્તે મુખ્ય સ્ટેશન આગ્રા ફોર્ટ છે. એ સ્ટેશનથી એક બાજુએ લાલ પત્થરનો આગ્રાનો ભવ્ય કિલ્લો છે. જ્યારે બીજી બાજુએ જુમ્મા મસ્જીદ છે. અહિંનું સ્ટેશન પણ મોટું રોનકદાર છે. સ્ટેશન પાસેથી મોટરો, ઘોડાગાડીઓ વિગેરે મળી શકે છે. જી. આઇ. પી ના મુસાફરોને આગ્રા કેન્ટોનમેન્ટ સ્ટેશને ઉતરવું, ત્યાંથી પણ વાહનો મળી શકે છે.

## ધર્મશાળા અને હોટલો

લાલા રામકીશનદાસની ધર્મશાળા ફોર્ટ સ્ટેશનની પાસે છે. જ્યારે રાથીકીમંડી સ્ટેશન પાસે અગ્રવાલ પંચાયતી ધર્મશાળા તથા ઉત્તમ જૈન દિગંબર ધર્મશાળા છે. આગ્રા સીટી સ્ટેશનની પાસે રાય બહાદુર વિશ્વંભરનાથની ધર્મશાળા છે. જ્યારે હોટલ સેસીલ, એમ્પ્રેસ હોટલ ઇમ્પીરીયલ હોટલ

વિગેરે કેન્ટોનમેન્ટમાં આવેલી છે. શહેરમાં તાજની શંખજી-રાની સુંદર પ્રતિકૃતિઓ મળે છે. બજાર મોટું છે અને બજાર વચ્ચે સુંદર વિશાળ જુમ્મા મસ્જીદ આવેલી છે. સ્ટેશનથી બીજી બાજુ પર આગ્રાનો સુંદર અને મજબુત લાલ પત્થરનો કિલ્લો જોવા જેવો છે. અકબરે તે બંધાવેલો અને અકબરાબાદ પરથી આગ્રા નામ પડયું છે એમ કહેવાય છે.

તાજમહાલ એ દુનિયાની સાત અજાયબીમાંનું એક છે. ( Seven wonders of the world ) ત્યાં જવા માટે ઘોડાગાડીના બે આના લે છે. ફોર્ટસ્ટેશનથી તે માઈલેક દૂર યમુનાના જમણે કાંઠે છે. જ્યારે કિલ્લો સ્ટેશનની સામેજ છે. કિલ્લાની ફરતી ત્રીસ ફુટ પહોળી અને પાંત્રીસ ફુટ ઉંડી ખાઈ છે અને તેમાં યમુનાનું જળ ભરી દઇ કિલ્લો સુરક્ષિત કરી શકાય છે. હાલમાં તો કિલ્લામાં લશ્કરી થાણું છે અને તેમાંની બાદશાહી ઇમારતો વિગેરેના અંગે ખરી મુગલાઈનો અચ્છો ખ્યાલ આવે છે. કિલ્લામાં જવા માટે અમરસિંહ દરવાજેથી ટીકીટ લેવી પડે છે, જેનો દર ફક્ત બે આના છે. આ કિલ્લાને બંધાવ્યા પાંચસો વર્ષ થયાં છતાં હજુએ નવા જેવોજ લાગે છે. તેની અંદર મોતીમસ્જીદ, મીના બજાર, જોધબાઈનો મહેલ, મચ્છીભવન, દિવાને આમ, દિવાને ખાસ, નગીના મસ્જીદ, હમામશાહી, અંગુરીબાગ, શીશમહેલ, અકબરી મહેલ; શાહજહાંમહેલ, જહાંગીરીમહેલ શાહઆલમનો ઝરૂખો વિ. ઐતિહાસિક અગત્યની સુંદર કારિગરીવાળી અનેક મોટી મહેલાતો જોવા જેવી છે. સયન બુરજ, અમરસિંહનો ઘોડો અને કટારી વિગેરે અનેક ઐતિહાસીક

વીરતાના સ્મારક ત્યાં ઉભા છે, તે બધા જોવાજ રહ્યાં. આ એકલો આ કિલ્લો અગર એકલો તાજ પણ આપણને મોગલાઈ સ્થાપત્ય અને શિલ્પનો સુંદર ખ્યાલ આપી, તે વખતના દરબાર અને સભાગૃહોને સ્મૃતિપટમાં તાજા કરે છે. દિવાને આમ, અને દિવાને ખાસ તથા બીજી અનેક મહેલાતોના કોતરકામ અને કળાકૌશલ્ય સુંદર છે, ઘડીભર મંત્ર મુગ્ધ કરીદે છે.

અહિંયા એક ઝરૂખો છે જ્યાં શાહઆલમને ઓરંગઝેબે કેદ રાખેલ, અહિંથી તાજના દર્શન થાય છે અને તેની ભીંતમાં ચોડેલા અરીસાના ટુકડામાં પણ તાજના દર્શન થઈ શકે છે. અહિં મૃત્યુ શૈય્યા પર પડયા પડયા શાહ આલમે પોતાની પ્રિયતમા મુમતાઝને સ્મરતાં સ્મરતાં અને તે પ્રિયતમાના પ્રેમસ્મારક રૂપે તાજના દર્શનથી પવિત્ર થતાં થતાં તેનો દેહ છોડેલો.

## બેનમૂન તાજ

જેનો દુનિયામાં કયાંઈ જોટો મળી શકે નહિ તેવો અદ્ભુત અપ્રતિમ પ્રેમસ્મારક સફેદ આરસનો તાજ યમુનાના વહેતા જળ પાસેજ સુંદર રીતે શોભી ઉઠેલો, દષ્ટિને રોકી લે છે. દુનિયાભરમાંથી તેના દર્શને અનેક મુસાફરો હરહંમેશ આવે છે. તે સુંદર સફેદ આજ ત્રણસો વર્ષ પણ તદ્દન નવા જેવોજ તે તાજ, તેની આસપાસના ચાર સુંદર મિનારા અને વિશાળ બગીચો કોઈ અવર્ણનીય દૃશ્યજ ખડું કરે છે. પાસે જઈ તાજને જોવાની મઝા તો રાત્રીની ચાંદનીમાં છે એ

રસ પીતાં તમો ધરાવજ નહિ હર વખતે કાંઇ જુદુજ સોંદર્ય જુદી જ કળા, અને રસિકતા તેમાં ભાસે છે. શ્રી. કાલેલકર કાકાયે યથાર્થજ કહ્યું છે કે "ઘડીકમાં ચાર બાજુના ચાર મિનારા તરફ ધ્યાન જાય છે, ઘડીકમાં કમાન ઉપર ચડાવી ઉજ્વલ કરેલા તાજમહાલના મુખચંદ્ર તરફ ધ્યાન જાય છે.



તાજ મહેલ ( આગ્રા )

ઘડીકમાં એ અષ્ટકોણ કૃતિ ઇમારતના લાવણ્યથી મન મોહાઈ જાય છે, તો ઘડીકમાં પાછળના ભવ્યમહાદ્વાર તરફ દૃષ્ટિ વળે છે. આમ દૃષ્ટિ ગમે તેટલો સ્વચ્છંદ વિહાર કરે તોયે ફરી ફરી દૃષ્ટિને તાજમહાલના એ મનોહારિ શિખર તરફ ગુંબજ તરફ જોવુંજ પડે છે. કેટલી મોહક એની આકૃતિ ! કેટલું

શુદ્ધ એનું પ્રમાણ! કેટલી સંયમી એની કોમળતા! ગાયનમાં જેમ ધ્રુપદ ફરી ફરી આવે છે અને એક જાતની તૃપ્ત અર્પે છે તેમ તાજમહાલના સૌંદર્યની પૂર્તિ એ ગુંબજમાંજ થાય છે" ખરેખરે તાજની લગોલગ જઈ પુનમની ચાંદનીમાં તેના દર્શન કરતાં તો કવિશ્રી ન્હાનાલાલના

"પ્રેમની કવિતા કેરો ? કે એ જાહોજલાલીનો ?
સૌંદર્યનો ? કલાનો ? કે તાજ આ મુગલાઈનો ?"

એ શબ્દો ગુજરાતી સાહિત્ય પ્રેમીના મુખમાં તો અમુક સુરવાનાજ. અને બેગમ મુમતાજ પ્રત્યેના બાદશાહના કેન્દ્રિત સ્થગિત થયેલા પ્રેમના એ સ્મારકને આપણે પણ જરૂર કહેવાના કેઃ—

"પૂર્ણિમા કેરી જ્યોત્સ્નામાં જ્યોત્સ્નાના પુંજ શી, સખે!
દંપતી પ્રેમની નિત્યે પૂર્ણિમા તપ જો જ તં."

મુમતાઝ બેગમનું અકાળ અવસાન થતાં કળા પ્રેમી શાહજહાંને સખ્ત આઘાત થયો અને તેણે આ પ્રેમમંદિર બંધાવવું શરૂ કર્યું. તાજને બાંધતા સત્તર વર્ષ ઉપરાંત થયેલા, અને બહારનો ભાગ તો વીસ બાવીસ વર્ષે પૂરો થયેલો. તેમાં દરરોજ વીસ હજાર માણસો કામ કરતા હતા અને કરોડો રૂપીયાના ખર્ચે, હિંદની સ્થાપત્યની સર્વ શ્રેષ્ટ કળાકૃતિ તાજ તૈયાર થયેલ છે. તેનો લાલ પત્થરનો મોટો ત્રણ માળનો ભવ્ય દરવાજો સો ફીટ ઉંચો છે, જ્યારે સવાસો દોઢસો ફીટ લાંબો પહોળો છે. તાજનો સુંદર



તાજ મહાલનું પ્રવેશદ્વાર ( આગ્રા )

બગીચો હજારેક ચોરસ વારમાં વિસ્તરેલો છે. દરવાજેથી તાજ તરફ જવાના માર્ગની બંને બાજુના તળાવ, ફુવારા, અને સુંદર અવનવા વૃક્ષોની હારમાળા તેની શોભામાં કાંઈ ઓર વધારો કરે છે. "લાલ પત્થરાની પવિત્ર દેખાતી દિવાલોનો તે વિસ્તીર્ણ પ્રાકાર, પ્રેમ સૌંદર્યના દુ:ખિત સ્મરણના ગાંભીર્યને છાજે એવો અંદરનો બગીચો, વિરહી હૃદયના અરીસા જેવા અંદરના તળાવ, અને ફરી ફરી છુટતી દુ:ખ નિરાશાની સેરોસમાન ફુવારાઓ અને સરૂના ઝાડો, એની અસર કેવી થાય છે" એની કલ્પના ગમે તેટલી કરો, પણ અનુભવ તે સર્વ કલ્પનાને ક્યાંઈ ચઢી જાય છે, ખોટી ઠરાવી દે છે. તેમાં જયપુરનો સફેદ આરસ મુખ્યત્વે વપરાયો છે. પરંતુ તદઉપરાંત સીક્રીનો રાતો પત્થર અને ચીન, ટીબેટ, અરબસ્તાન અને ઇરાનથી જુદા જુદા રંગના પત્થરો. તથા હીરામાણેક લાવી આ મહાલયને હીરામાણેક મોતીથી શણગાર્યો છે. ખરેખર હિંદમાં તો શું પણ સમસ્ત વિશ્વમાં સ્થાપત્ય અને કળામાં આ તાજ અદ્વિતીય જ રહ્યો છે અને રહેશે. તાજ તથા તેના ચારે ખુણા પરનાં ચાર મિનારા એક ઉંચા પહોળા મોટા ઓટલા અગર પીઠીકા પર આવેલા છે. તે મિનારા પર ચડી જોવાથી, તાજ તથા પાસે વહેતી યમુના અને આસ-પાસનું કુદરતી સૌંદર્ય અજબ જેવું લાગે છે. ઓટલા પર ચડવા માટે સંગેમરમરના પગથીઆ છે. ત્યાં તાજનું ખરૂં પ્રવેશદ્વાર આવે છે, તે કમાનની ફરતે કુરાનના વચનો

આલેખેલાં છે. અંદર જઈ નીચે ઉતરી સાચી કબર જોઈ શકીયે છીએ. કબર પરના ફુલો એટલા સુંદર છે, તેના રંગ રૂપ, નાની કળી, પાંદડું અને પાંદડા અને ફુલની ઝીણી નસોનું પણ એટલું તાદૃશ્ય નિરૂપણ કરેલું છે કે જાણે તે કુદરતી જ પુષ્પો લાગે છે. સંગેમરમરમાંની આટલી સુંદર કળાકૃતિઓને કિંમતી પત્થરોથી વધારે રોનકદાર બનાવી છે. વળી આ ઘુમટમાં મૃદુ સ્વરથી ગાઈએ તો તેનો રણકાર પણ સુંદર જામે છે, એ સ્વરગ્રાહકત્વ પણ ખાસ નોંધવા લાયક છે. "આ સુંદર ઈમારતની ભવ્ય અને કલાપૂર્ણ રચના, સંગેમરમર ઉપર કોતરેલા વેલફુલોની શોભા, સુશોભિત જાળીઓ ધવલ આરસમાં રંગ બેરંગી પત્થરના ટુકડાઓ જડીને બતાવેલા વિવિધ પ્રકારના ફુલો અને આકૃતિઓ" આ સર્વ ખરેખર અદભુત છે. આખો તાજ તદ્દન આરસનો બનાવેલો છે.

તઉદ્પરાંત નુરજહાંના પિતા ઈતમદ્દૌલાની કબર જમુનાના ડાબે કાંઠે આવેલી છે. તે નાનકડી કબર પણ સૌંદર્ય અને કળાથી ભરપુર છે. તેના મિનારા પરનું કોતરકામ વિગેરે સુંદર છે. યમુનાના પુલ પર થઇને ત્યાં જવાય છે.

ઈતમદ્દૌલાની કબરની જાળીઓ વિગેરેનું કોતરકામ પણ સુંદર છે. અહિંથી સાડા પાંચ માઈલ દૂર સિકંદરા ગામે મોટર રસ્તે જઈ શકાય છે. મુંબઇથી જી. આઇ. પીના રસ્તે આગ્રા અને

મથુરા વચ્ચે સિકંદરાનું સ્ટેશન છે. અહિયા અકબરની સુંદર કબર છે.

આ પાંચ માળની ઈમારત છે, સૌથી ઉપલા માળમાં અપ્રતિમ કળાકૌશલ્યથી ભરેલી સંગેમરમરની જાળીઓ જોવા જેવી છે. કબર પર વેલ, પુષ્પ, અને શુભ વચનામૃતો કોરેલાં છે. એ કબર બાંધતાં રૂપીયા પંદર લાખનો ખર્ચ થયેલો. ત્યાં કૈલાસમંદિર જોવા જેવું છે. આગ્રાથી મોટર રસ્તે દયાળબાગ જોવા જેવું છે. તે રાધાસ્વામી મતનું કેન્દ્ર છે અને અવનવા હુન્નર ઉદ્યોગની ત્યાં સરસ પ્રગતિ થયેલી છે. મોજાં, તેલ, વેસેલીન, સાબુ, વિગેરે ઘરગથ્થુ વસ્તુઓની "હોમ ઇન્ડસ્ટ્રીઝ" ની બનાવટનું તે કેન્દ્ર છે આગ્રા ઔદ્યોગિક કેન્દ્ર છે. અને તેમાં કાપડની મીલો ઉપરાંત બીજા હુન્નરઉદ્યોગો પણ સારા ચાલે છે. અહિંથી સીધા જી. આઈ. પી દ્વારા મથુરા થઈ ત્યાંથી દિલ્હી જઈ શકાય છે.

સંયુક્ત પ્રાંત એ તો તીર્થોનો ભંડાર છે. મોક્ષદા સપ્તપુરીમાંની ચાર નગરી તો અહિં જ છે. તેમાં હરદ્વાર અને કાશી, ગંગામૈયાના પુનિત જળથી પાવન કરે છે. જ્યારે મથુરા, પુરૂષોતમ શ્રી કૃષ્ણ પ્રભુની, અને અયોધ્યા આદર્શ રાજા રામની યશોગાથા સ્મરાવી આપણને જીવનપથમાં માર્ગદર્શક બને છે.



# મથુરા



## શ્રી કૃષ્ણની જન્મભોમ મથુરા, વૃન્દાવન, ગોવર્ધન, ગોકુળ, અને વ્રજચોર્યાશી.

મથુરા જંકશન બી. બી. સી. આઈ અને જી. આઈ. પી રેલ્વેનું જંકશન સ્ટેશન છે. કુલ મથુરાના ચાર સ્ટેશન છે. ૧ મથુરા છાવણી, ( કેન્ટોનમેન્ટ ) ૨ મથુરા જંકશન, ૩ મથુરા સીટી ( મસાની ) ૪ ભૂતેશ્વર. દરેક સ્ટેશનેથી ઘોડા ગાડીઓ મળી શકે છે. જંકશન સ્ટેશને ઉતરવું સુલભ પડે છે. ત્યાંથી વિશ્રામઘાટ દોઢેક માઈલ દૂર છે. ત્યાં અગર બજારમાં જવા માટેનું ભાડુ સ્વારી દીઠ એક આનો લે છે.

મથુરા એટલે શ્રી કૃષ્ણપ્રભુનું જન્મ સ્થળ. ગોકુળ, વૃન્દાવન, અને મથુરા આખુંયે વ્રજ–ખરેખર, શ્રી કૃષ્ણમય છે. અહિંયા " સબી ભૂમિ ગોપાલકી " અક્ષરશઃ સત્ય છે. વૃષ્ણિઓનો ઉલ્લેખ રૂગ્વેદમાં છે, ત્યારબાદ પદ્મપુરાણ, તથા વરાહપુરાણમાં જેનો મહિમા અપ્રતિમ રીતે ગવાયો છે. અને શ્રીમદ્ભાગવતમાં જેનું અનેક વખત વર્ણન કરેલું છે. તે મથુરા નગરી પવિત્ર સાત નગરીમાંની એક છે. વરાહપુરાણમાં કહ્યું છે કેઃ—

" विंशति योजनानां च माथुरां मम मंडलम् ।
पदेपदेऽश्वमेधानां फलं प्राप्नोत्यसंशयम् ॥ १ ॥

આવી આ પવિત્ર ભોમમાં યમુનાના વિશ્રામઘાટને-આરે શ્રી કૃષ્ણ પ્રભુજીએ દાનવરાજ કંસને મારી વિશ્રાંતિ લીધેલી, કાલિય સર્પનું અહિંયા દમન કરેલું, અને બાળવયમાં પુતના અને અઘાસુરનો આ વ્રજ ભોમમાં નાશ કરેલો. મથુરા એ વ્રજનું કેન્દ્ર છે. આસપાસની રસાળ જમીન પર હજારો અને લાખો ગાયો ચર્યા કરે છે. કૃષ્ણચંદ્રના અને ગોપ અને ગોપીઓના આ સ્થાનોની યાત્રા દરેક હિંદુ હવે સહેલાઇથી કરી શકે છે. મથુરાંથી આસપાસના બધા સ્થળે મોટરો દોડયા કરે છે. ખાસ કરીને વલ્લભી સંપ્રદાયના અનુયાયિઓનું અને હિંદુઓ તમામનું આ તીર્થધામ છે.

શહેરમાં ધર્મશાળાની સગવડ સારી છે. ચાલીસેક ધર્મશાળાઓ છે. જેમાં મુખ્ય નીચે મુજબ છે:—

૧ આવાગઢના મહારાજાની, યમુના પુલની પાસે, ૨ ભરતપુરના મહારાજાની, ૩ તિલોઇની રાણીની, બંગાલી ઘાટ પાસે, ૪ બિહારીલાલ કલકત્તાવાળાની, બંગાલીઘાટ, ૫ અમદાવાદવાળાનું દામોદરભવન, છાતા બજારમાં, ૬ શેઠ ગોકળદાસ તેજપાલની, મારૂપલી, ૭ હરમુખરાય હાથરસવાળાની, સ્વામી ઘાટ પર, ૮ શેઠ ઘનશ્યામદાસ ભાટીયાની, વિક્ટોરીયા પાર્ક, ૯ જબલપુર વાળાની ધર્મશાળા, શતઘરા, ૧૦ કાલુજી ભાર્ગવની, વૃન્દાવન દરવાજા પાસે, ૧૧ માહેશ્વરી ધર્મશાળા, વૃન્દાવન દરવાજા પાસે, વિગેરે વિગેરે. તથા દેશી અને વિદેશી ઢબની અનેક હોટલો આવેલી છે. તેમાં કેન્ટોનમેન્ટ રેલ્વે સ્ટેશન પાસેની મોડર્ન હોટલ વિગેરે મુખ્ય છે.

મથુરાનું મૂળ નામ મધુપુરી હતું અને તે નગરની હદ છેક મહોલી ગામ જે પાંચેક માઈલ દૂર છે ત્યાં સુધીની હતી તેમ કહેવાય છે. મધુ દૈત્યનો શત્રુઘ્ને વધ કરી આ મથુરા નગરી ફરી સ્થાપેલી, તેમ લોકોક્તિ છે.

આ નગરી ઉપર શક, હૂણ અને યવનોના અનેક હુમલા થયા છે. બાદશાહ ઔરંગઝેબે કંસનો અખાડો તથા મંદિરો તોડી ફોડી ત્યાં મસ્જીદ બંધાવેલી જે હજુ પણ મોજુદ છે.

યમદ્વિતીયા પર યમુના સ્નાનનો મહિમા મોટો છે, જેથી લાખો યાત્રાળુઓ ત્યાં ભાઈબીજના રોજ સ્નાન કરે છે. "ગંગાનું સ્નાન અને યમુનાનું પાન" એ કહેવત મુજબ બંને લોકમાતાની પવિત્રતા હિંદમાં મશહુર છે. અહિંઆ લશ્કરી છાવણી છે અને જંકશનથી બે માઈલ દુર કેન્ટોન-મેન્ટ સ્ટેશન છે.

## જોવા લાયક સ્થળો:—

૧ વિશ્રામઘાટ. યમુનાપર ચોવીસ ઘાટ છે, તેમાં શ્રેષ્ઠ અને સૌથી પવિત્ર ઘાટ આ છે. સવારે પાંચ વાગે અને સાંજે સાત વાગે યમુનાજીની આરતિ થાય છે અને દીપ પૂજન (વહન) થાય છે. કહેવાય છે કે તે વખતે મિનીટ બે મિનીટ માટે યમુના જળ થંભી જાય છે. અહિંયા શ્રી કૃષ્ણ પ્રભુએ પોતાના મુકુટ અને પાદુકાઓ મુકેલી જેની પૂજા અદ્યાપિ પર્યંત થાય છે. તે સમયની પૂજાના દર્શન દુર્લભ લેખાય છે. યમુનામાં કાચબા પુષ્કળ હોય છે. હોડીમાં બેસી તીર્થસ્થ-

લોએ જઈ શકાય છે. તદઉપરાંત સ્વામીઘાટ, કૃષ્ણગંગા ઘાટ, અક્રુરઘાટ વિગેરે અનેક ઘાટ બાંધેલા છે.



વિશ્રામ ઘાટ (મથુરા)

વિશ્રામ ઘાટપર ઘણા રાજાઓએ સુવર્ણ તુલા કરાવી તે સુવર્ણનું દાન કરેલું છે.

**દ્વારિકાધીશનું મંદીર અને સ્વામીઘાટ.** આ મંદિર વિશાળ અને સુંદર છે, બહાર મોટો સભામંડપ છે, ત્યાં

પ્રભુની મૂર્તિના સમાસમાના દર્શન થાય છે. આ મંદિર શેઠ ગોકલદાસ પારેખ ગ્વાલીયરના ખજાનચીએ ચણાવેલું છે. પાસેજ ગોવિંદજીનું તથા શ્રી કિશોરી રમણજીનું મંદિર છે. વરાહજીના મંદિરમાં વરાહજીની પૃથ્વીને ઉંચકેલી મૂર્તિ છે; તે અસકુણ્ડાઘાટ પાસે આવેલ છે. અહિં રાધેશ્યામજીનું મંદિર છે. સ્વામીઘાટનું બીજું નામ વાસુદેવઘાટ છે.

૩ **ધ્રુવક્ષેત્ર, ધ્રુવટીલા, અને સપ્તર્ષિટીલા**:–શહેર બહાર ધ્રુવ ટેકરી પર ધ્રુવજીના પગલાં છે. નારદજી ધ્રુવજીને મળ્યા; અને આ બાળભક્તરાજે મધુવનમાં પાંચ વર્ષની તપશ્ચર્યા કરી અવિચળ પદ મેળવ્યું અને પ્રભુદર્શન કર્યા.

૪ કંકાલી ટીલા, કેશવકટરા, અને પોતરાકુંડ, કંસકાળી (કંકાલી),–દેવકીની જે કન્યા કંસના હાથમાંથી છટકી જઇ આકાશવાણી રૂપે ભવિષ્ય ભાખેલી તેની ટેકરીપર તથા કેશવકટરા પર ખોદકામ કરતાં જુના ઐતિહાસિક અવશેષો મળી આવ્યા છે, જે પુરાતત્વવેત્તાઓને કામના હોઇ, છાવણી પાસેના લોર્ડ કર્ઝન સંગ્રહાલયમાં સાચવી રાખવામાં આવેલ છે. પોતરા કુંડમાં પ્રભુના બાળોતીયાં ધોવાયેલા એમ કહેવાય છે.

**મ્યુઝીયમ. વેધશાળા**, રાવણટીલા, બલિટીલા, સતીબુર્જ, સરસ્વતીનાલા, કંસનો અખાડો, રામલીલાનું સ્થાન અને દુર્વાસા રૂષિનો આશ્રમ.

**મ્યુઝીયમ** છાવણી પાસે ડેમ્પીયર પાર્કમાં છે. તેમાં ઇ. સ. પૂર્વે બસો વર્ષના શિલ્પના સુંદર નમુના છે. હિંદસમ-

સ્તમાં વેધશાળા પાંચ શહેરોમાં છે. ૧ જયપુર ૨ ઉજ્જેન, ૩ દિલ્હી, ૪ કાશી અને ૫ મથુરા, અહિંની વેધશાળા નાની છે, છતાં પણ પ્રાચીન જ્યોતિર્વિદોના જ્ઞાન આગળ આપણને ઘડીભર લજવી દે છે. કંસઅખાડાને તોડી ત્યાં મસ્જીદ બંધાવી છે. એમ કહેવાય છે. રાવણે રાવણલીલામાં તપ કરેલું અને બલિટીલામાં બલિરાજાએ યજ્ઞ કરેલો, વિગેરે અનેક લોકવાયકા છે.

તદ્દ ઉપરાંત મથુરાની ચારે બાજું ભૈરવની-શિવની ચોકી છે, પશ્ચિમમાં ભૂતેશ્વરનાથ, પૂર્વમાં પિપ્પલેશ્વર, દક્ષિણમાં રંગેશ્વરનાથ અને ઉત્તરે ગોકર્ણેશ્વરનાથ મહાદેવ. મથુરા અને તેના આસપાસના તીર્થોની મળી વ્રજ ચોર્યાસીની યાત્રા થાય છે.

જંકશન સ્ટેશનેથી દોઢેક માઈલ દુર જુનું મથુરા છે. ત્યાં ભુતેશ્વરનુ મંદિર છે અને વાસુદેવ દેવકીને જે કેદખાનામાં પુર્યા હતા તે કેદખાનું અને મંદિર પણ ત્યાં છે.

**મધુવન**-એ શબ્દ જ શ્રીકૃષ્ણ પ્રભુની લીલા આપણી સમક્ષ ખડી કરે છે. "મધુવનમેં શ્યામ ઝુલે હીંડોળા" અને "મથુરામેં સહી, ગોકુલમેં સહી, મધુબનમેં સહી" એ લોકભોગ્ય ગીતોની કડીયો પ્રભુની બાળલીલાને હજુ પણ સ્મરાવે છે. આ વનમાં શત્રુઘ્નનું, ધ્રુવજીનું અને શ્રીકૃષ્ણનું એ ત્રણ મંદિરો છે. શહેરથી ચાર પાંચ માઈલ દુર છે. ત્યાં શ્રીકૃષ્ણકુંડ અને મહા પ્રભુજીની બેઠક છે.

**વૃન્દ્રાવનઃ**- મથુરાથી પાંચ છ માઈલ ઉત્તરે છે. ત્યાં જવાને શાટે મથુરા જંકશનથી ઘોડાગાડીઓ મળે છે, સ્વારી

દીઠ છ આના લે છે. મોટરો પણ જાય આવે છે. વૃંદાવન-નમાં ઘેરઘેર મંદિર છે. ત્યાંનું કુદરતી સૌંદર્ય મોહક અને



( વૃંદાવન )

ભક્તિપ્રદ છે. વૃંદાવન એ શ્રીકૃષ્ણનું બાલ્યકાળની ક્રીડાનું ધામ છે, તેથી તેનો મહિમા ઘણો છે. કેટલાંક મંદિરોની મોટી ઈમારત, સુંદર વિશાળ બાંધણી, અને કોતરકામ અવશ્ય મુલાકાત લેવા જેવાં છે. વૃંદાવનમાં ચાર ગલીઓ છે, દાનગલી, માનગલી, યમુનાગલી, અને કુંજગલી અહિંયા રાજા મહેન્દ્ર પ્રતાપનું પ્રેમ વિદ્યાલય પણ જોવા લાયક છે. ત્યાં હુન્નર ઉદ્યોગ વિગેરેનું સુંદર શિક્ષણ અપાય છે. અહિં ગોવિંદજી ( શ્રીરંગજી ) નું મોટું મંદિર છે. તે દક્ષિણના મોટા મંદિર જેવું છે, વિશાળ દરવાજો અને ત્રણ ચાર કોટ

મૂકી છેલ્લે મુખ્ય મંદિરે પહોંચાય છે. એ મંદિર રામાનુજ સંપ્રદાયની કીર્તિરૂપ છે, બાંધકામ અનુપમ છે. નિજમંદિરની



(વૃંદાવનના મંદીરનો દરવાજો)

સામેજ સાડાબાર ગજ ઉંચો ગરૂડનો સુવર્ણ સ્તમ્ભ છે. દરવાજાને દક્ષિણના મંદિર માફક મોટા ઉંચા ગોપુરમ્ છે.

**કાલિયહ્રદ** જ્યાં શ્રીકૃષ્ણે કાલિનાગનું મર્દન કરેલું તે સ્થળ યમુના કાંઠે જ છે. ત્યાં ભગવાનના તથા નાગના દર્શન કરવાં. પછી યુગલઘાટપર યુગલ કિશોરજી તથા શ્રી બાંકેબિહારીજીના દર્શન કરવાં. પછી મદનમોહનજીનું મંદિર

આવે છે, તેનું કોતરકામ સુંદર છે. થોડે દુર સેવાકુંજ છે. ત્યાં રાધા શ્યામનું મંદિર તથા કાળું તમાલ વૃક્ષ છે. આ સ્થળ પ્રભુની નિત્યક્રીડાનું સ્થાન હતું અને હજુ પણ ત્યાં રાત્રે રહી શકાતું નથી એમ લોકો માને છે. અહિં સવા-મણના શાલિગ્રામનું મંદિર છે, અને લખનૌના શાહ બિહા-રીલાલનું **આરસનું રાધારમણનું મંદિર** છે. રાસલીલાનું તમામ દૃશ્ય આરસના રંગબેરંગી વસ્ત્રોવાળા પુતળાં દ્વારા ખડું કર્યું છે. તેના વળાંક વાળા સુંદર સફેદ આરસના થાંભલા, પુતળીઓ, જાળીઓ વિગેરેનું કોતરકામ સુંદર છે અને ઘણા ખર્ચે તૈયાર કરવામાં આવેલ છે. એ મંદિર જોવા ભુલવું નહિ. પછી **રાધારમણનું મંદિર** અને **રાસમંડળ-નો ચોતરો** જોવો. શૃંગારવટ અને બંસીવટ તથા બંસીવટ એ નજીકજ શ્રી. ગોપીનાથજીનું મંદિર છે. યમુના અને બંસીવટ કાનુડાની મનમોહક બંસરીનો સ્મારક છે. પાસેજ ગોપેશ્વર મહાદેવ છે. પ્રભુની રાસલીલાના દર્શન કરવા શ્રી મહાદેવ ગોપીરૂપે આવ્યા, પણ શ્રીકૃષ્ણ પ્રભુએ તુરતજ પિછાન્યા અને કહ્યું "આવો ગોપેશ્વર" એવી આખ્યાયિકા છે અને તેનું આ મહાદેવનું સ્થાન છે. લાલબાબુના મંદિર પર સુદર્શન ચક્ર છે. પ્રભુની રાસલીલાનો એક ભકત અને સમજુ વિવેચકે સુંદર ખુલાસો કર્યો છે, જે જોતાં આપણને અત્યા-રનો સુધરેલા વિચારના માણસોને યુગાવતાર શ્રી કૃષ્ણના ચારિત્રમાં કાંઈક સંદેહાત્મક લાગે તેના નાશ થાય છે, તેથી ઘણો ઉપયોગી છે. રાસલીલા તો જગતનો ક્રમ છે "એક મુખ્ય કેન્દ્રના આકર્ષણ અનુસાર તેની ચારે બાજુના ગતિ-

મંત આશ્રિતોની જે ઉચિત ગતિ થાય છે તેને રાસ કહે છે. જેમ સૌર જગતમાં સૂર્ય કેન્દ્ર છે; તેની આસપાસ ગ્રહો અને ઉપગ્રહોનું મંડળ છે, જે પોતાના કેન્દ્ર સૂર્યના આકર્ષણ અનુસાર પોતાની ખાસ ગતિથી ગતિમાન છે. તેની એ ગતિ તે તેની રાસલીલા છે." "મનુષ્યના શરીરમાં તેનું હૃદય-કેન્દ્ર છે અને જુદા જુદા અંગો, તેથી શકિત મેળવી કામ બજાવે છે તેમની પણ એક રાસલીલા છે. એ પ્રમાણે વિશ્વવર્તુલમાં ભગવાન શ્રીકૃષ્ણ પરમકેન્દ્ર છે. પ્રકૃતિ એની પરિધિ છે અને જીવાત્માસમૂહ નાના પ્રકારની રેખાઓ છે, જે કેન્દ્ર-માંથી નીકળી પરિધિ તરફ ગઈ છે. આ જીવાત્માઓનું પ્રકૃતિ તરફ જવું તે પ્રાકૃતિક લીલા છે. જીવાત્મા સમૂહ આ પ્રાકૃતિક ચક્રમાં પડીને પોતાને તથા કેન્દ્રને તદ્દન ભુલી ગયેલ છે. પછી જ્ઞાનદ્વારા તેની આત્મ વિસ્મૃતિ દુર થાય છે. અને એ જીવાત્મારૂપ સરળ રેખાઓ પરિધિનો ત્યાગ કરીને પોતાના કેન્દ્રના આકર્ષણથી ખેંચાઈને કેન્દ્રની તરફ આવે છે. આ પોતાના કેન્દ્રની તરફ આવવું તેજ વિશ્વની આધ્યાત્મિક રાસલીલા છે." કેટલી ઉચ્ચ ભાવના અને છતાં કેટલું સ્પષ્ટ સુરેખ સુંદર નિરૂપણ!

પછી રાજા **માનસિંહ**નું બંધાવેલું લાલ પત્થરનું મોટું **ગોવિંદ દેવજીનું મંદિર** આવે છે. હાલમાં ખંડેર જેવું છે. પહેલાં તે એટલું ઉંચુ હતું કે એની ઉપરનો દીવો દિલ્હીથી દેખાતો. જ્ઞાનગુદડી (બજાર) માં હવે તો માખણ, રબડી, પુરી અને પકોડી મળે છે! યમુના પુલિનની સુંદર રેતી,

કિશોરરમણજીનું મંદિર, કેશીઘાટ તથા ચીરઘાટના દર્શન કરવા. ચીરહરણ વિગેરે બાબતમાં પણ જો કે તે વખતે પ્રભુની વય ઘણી નાની હતી છતાં પણ તેમાં કામાચાર નહિ પણ કુપ્રથાનો ત્યાગ કરી, સર્વસ્વમાં શ્રીહરિ છે અને તેથી લોક મર્યાદાને રક્ષવા ખાતર અને ગોપીઓની પ્રેમ ભક્તિ ચકાસવા ખાતરજ આમ બન્યું હોય. એ મહાપુરૂષને આપણે વામનરાજે આપણી બુદ્ધિથી માપીએ અને દોષ દઈએ તે કરતાં તેનું રહસ્ય સમજવા પ્રયત્ન કરીએ તો કેવું સારૂં! આ ઘાટ પાસે જ કદંબનું વૃક્ષ છે.



વૃંદાવનમાં તદ્દન આરસનો મહેલ

ગોવર્ધન મથુરા જંકશનથી તેર માઈલ દૂર છે અને મોટર અગર ઘોડાગાડી દ્વારા જઈ શકાય છે. રસ્તે અનેક યાત્રાળુઓ "ગિરિરાજધરણકી જે" પુકારતા પુકારતા જતા હોય છે. આ પર્વત હાલમાં તો લાંબો સુતેલો છે. પર્વત પાસેજ મોટો કુંડ બાંધેલો છે તેને માનસીગંગા કહે છે. ત્યાં પર્વતનું મુખારવિંદ છે અને મુગટ જેવો આકાર છે. આ તે ગોવર્ધન પર્વત છે કે જેને શ્રી કૃષ્ણ પ્રભુએ આંગળી પર તોલી, તે નીચે ગોપાલો અને ગાયોની મુષળધાર બારે મેઘમાં રક્ષા કરેલી. માનસીગંગાનો કિનારો બાંધેલા પગથીઆનો છે, કાંઠાપર ખાસ મહેલ છે.

વળી આગળ ગિરિરાજ પહાડના રસ્તે કુસુમ સરોવર વિગેરે આવે છે. માનસીગંગા નજીકમાં જ ગોવર્ધન ગામ છે, ત્યાં ધર્મશાળાઓ છે. પાસે જ દાનઘાટી તથા દાનરાયજીનું મંદિર છે. ત્યાં પ્રભુએ દાણ લીધેલું. અહિંથી ત્રણેક માઈલ દૂર અડીંગ ગામ છે. ત્યાં રાધાકુંડ છે; જે શ્રી રાધિકાજીએ શ્રી કૃષ્ણપ્રભુના પાપમોચન સ્નાન માટે ખોદેલો. ત્યાં અરિષ્ટાસુર જે બળદના રૂપમાં આવેલો તેનો શ્રી કૃષ્ણે નાશ કરેલો છે. ત્યાં કૃષ્ણકુંડ અને મહાપ્રભુની બેઠક છે. પહેલાં શ્રીનાથજી અત્રે હતા, પછીથી મેવાડમાં યવનોના કારણે લઈ જવામાં આવેલા.

મથુરાથી મસાની અને વૃન્દાવન સુધી બી. બી. સી. આઈ નો એક ફાંટો જાય છે. વૃન્દાવન રેલ્વે રસ્તે દસ માઈલ દૂર છે. મથુરાથી **ગોકુળ** મોટર યા ઘોડાગાડી દ્વારા જવાય

છે. ગોકુળ ફક્ત ચાર માઈલ દૂર છે. જ્યારે **નંદગાવ** અને **બરસાના** અનુક્રમે તેવીસ અને અઠાવીસ માઈલ દુર છે. ગોકુળ નાનું ગામ છે, ત્યાં ઠકુરાણી ઘાટ, બેઠકો અને નાના સુંદર મંદિરો છે. ગોકુળ બે છે, નવું અને જુનું, જુના ગોકુળથી દાવજી—દાઉદજી (બળદેવજી, બે ઉદરમાં વૃદ્ધિ થયેલી તે ઉપરથી) જવાય છે. બળદેવગામમાં ક્ષીરસાગર તળાવ સુંદર છે. બળદેવજીમાં અને ઘણે ખરે સ્થળે મુખ્ય ભોગ માખણમિશ્રીનો હોય છે.

નંદગાવ અને બરસાના ગાડી રસ્તે, મોટર દ્વારા કે ઘોડાગાડીથી જવાય છે. નંદગાવ એ નંદરાજાની રાજધાનીનું શહેર છે. ત્યાં શ્રી રાધાજી તથા શ્રી કૃષ્ણના પગલાં, અંજનશિલા જોવા જેવાં છે. ટેકરીપરનું ગામ તથા મંદિરો સુંદર લાગે છે. જ્યારે બરસાના (વૃષભાનુપુર) એ શ્રી રાધાજીનું ગામ છે.બે ટેકરી વચ્ચેના આ ગામમાં શ્રી લાડલીજી (રાધાજી)નું સુંદર મંદિર છે. હોળીનો ઉત્સવ અહિં ફાગણમાં ધામધુમથી ઉજવાય છે અને અનેક યાત્રાળુઓ આવે છે. નંદગાવ અને બરસાના વચ્ચે પ્રેમ સરોવર નામનું સુંદર મોટું બાંધેલું સરોવર છે, ત્યાં **રાસચોતરો** અને પ્રેમ વિહારીનું મંદિર જોવા લાયક છે.

ગોકુળની પાસે **મહાવન** છે, જ્યાં રમણરેતી **શ્રી** કૃષ્ણપ્રભુ રમ્યા હતા તે રેતી વિગેરે છે. કામવનમાં ભોજનથાલી વિગેરે પણ બને તો જોઈ લેવા, એ રીતે વ્રજમાં અનેક યાત્રાધામ છે. હવે પાછા મથુરા જઈ ફરીને યમુનાના મુખપરથી એ નગરીના દર્શન કરી આગળ વધીએ. મથુરામાં માંકડા ખુબ છે.

મથુરાથી જી. આઈ. પી રેલ્વે શરૂ થાય છે. બી. બી. સી. આઈ નો ફ્રન્ટીયર મેઈલ વિગેરે જો કે આ લાઈન પર દોડે છે ખરા; આ રસ્તે મથુરાથી વીસ માઈલ પર છાતા અને કોસીકલાના સ્ટેશનો આવે છે. ત્યાં શ્રી કૃષ્ણે છત્રધારણ લીલા કરેલી, તેથી છાતા નામ પડયું છે. કોસીમાં કપાસની મોટી બજાર છે, (કુશસ્થલી) અને ફુલડોલનો મોટો ઉત્સવ ચૈત્ર માસમાં થાય છે. મથુરાથી નેવું માઇલ દૂર દિલ્હી આવેલું છે.

# હિંદનું પાટનગર દિલ્હી

દિલ્હી એ દુનિયાના ઇતિહાસ પ્રસિદ્ધ જુના નગરો-માંનું એક છે. સૈકાઓ પહેલાનું હિંદનું તે પાટનગર હજુએ બ્રિટીશ રાજનું પાટનગરજ રહ્યું છે.

હિંદના હાકેમ વાઈસરોયની, ગવર્નર જનરલની, કચેરી તથા રહેઠાણ અહીં છે. મહાભારતના કાળથી તે આજ પર્યંત દિલ્હી શહેરે અનેક ચડતી પડતી ભાળી છે. નાદિરશાહે તેને ભસ્મીભૂત કર્યું છતાં, બ્રિટીશરોએ કલકત્તામાં રાજધાની કરી છતાં, દિલ્હીજ ફરી ફરીને રાજધાનીનું નગર બનેલ છે અને ભારતીય તત્વોની,–ઈસ્લામની સુદ્ધાં–પરાકાષ્ટા સમું, હિંદના હૃદય રૂપ એ શહેર આજે તેરમી વખતે પણ નવું બંધાવ-વામાં આવ્યું છે. તે નવું શહેર ન્યુ દિલ્હી તરીકે પ્રખ્યાત છે. મુંબઈથી દિલ્હી જતાં હઝરત નિઝામુદ્દીનનું સ્ટેશન આવે છે, પછી ન્યુ દિલ્હી અને ત્યાર બાદ દિલ્હી આવે છે.

હઝરત નિઝામુદ્દિનમાં ઉતરી દરગાહ તથા હુમાયુની કબર જોવા જવું.



હુમાયુની કબર ( દિલ્હી )

## હુમાયુની કબર અને નિઝામુદિન ઓલિયાની કબર.

હઝરત નિઝામુદ્દીનની દરગાહ તે સમસ્ત હિંદના મુસ્લીમોનું પાક મથક છે. કબર પરનું સોનેરી નકશી કામ, ચંદનની છત વિગેરે જોવા લાયક છે. દરગાહ સફેદ સંગેમરમરની છે અને તેનું કોતરકામ સુંદર છે. પાસેજ શાહજહાંની પુત્રી જહાનઆરા, તથા જહાંગીરની કબરો છે. ફરતી બારિક કોતરકામવાળી આરસની જાળીનું કોતરકામ પ્રશંસનીય છે.

આ ઓલિયાએ બેવલી કુવો ( જંપીંગ વેલ ) બંધાવેલો

જે હોઉસો બસો ફુટ પહોળો ઉંડો છે. અને જ્યારે ગ્યાસુદ્દીન તઘલખે તેલનો અટકાવ કરી મજુરોને કામ કરતા રોકયા ત્યારે આ પાણી ઓલિયાના શ્રાપથી તેલ માફક બળવા માંડેલું એમ કહેવાય છે. પાસેજ અઝીમખાંના ચોસઠ સ્થંભ આવેલા છે.

પાસેજ હુમાયુની કબર છે. તે કબરનું બાંધકામ સોળ વર્ષ ચાલેલું અને પંદર લાખ રૂપીયા ખર્ચ થયેલું. વળી હુમાયુએ તેના જે વઝીરને પોતાની કબર કરવા આજ્ઞા કરેલી તેણે હુમાયુની કબર સાથો સાથ પોતાની પણ એથીએ વધુ સુંદર કબર કરી નાંખી! મુગલાઇ સ્થાપત્યના સુંદર નમુના રૂપ આ કબર હજુ આજે પણ આટલા વર્ષે તદ્દન નવા જેવીજ લાગે છે.

દિલ્હીમાં ચાર રેલ્વેઓ ભેગી થાય છે. જી. આઈ. પી. બી. બી. સી. આઈ, ઈસ્ટ ઈન્ડીયા અને નોર્થ વેસ્ટર્ન રેલ્વે, એ ચારે રેલ્વે માર્ગોના ટર્મીનસ રૂપ અગર કેન્દ્ર રૂપ દિલ્હી શહેર છે.

**તેના મુખ્ય રેલ્વે સ્ટેશનો નીચે મુજબ છેઃ—**

૧. દિલ્હી જંકશન. ૨. દિલ્હી ( કેન્ટોનમેન્ટ-છાવણી ) ૩. દિલ્હી કિશનગંજ ૪. ન્યુ દિલ્હી ૫. દિલ્હી સરાઈ રોહિલ્લા. ૬. દિલ્હી શહાદ્રા. તેમાં દિલ્હી જંકશન, દિલ્હી સરાઈ રોહીલા, અને દિલ્હી કેન્ટોનમેન્ટ બી. બી. સી. આઇ લાઈન પર છે. જ્યારે ન્યુ દિલ્હી અને દિલ્હી જંકશન જી. આઈ. પી. પર છે. દિલ્હી જંકશન અને દિલ્હી શહાદ્રા નોર્થ વેસ્ટર્ન રેલ્વે પરના સ્ટેશનો છે એટલે જંકશને ત્રણે

ગાડીઓ મળે છે. ઇસ્ટ ઇન્ડીયા રેલ્વે ગાઝીયાબાદ જંકશનેથી શરૂ થાય છે. જો કે હાવરા દિલ્હી વચ્ચે દિલ્હીમેઇલ, તુફાન એક્ષ્પ્રેસ, વિગેરે છેક દિલ્હી જંકશન સુધી દોડે છે. શહાદરા સહરાનપુર લાઇટ રેલ્વે શહાદરાથી શરૂ થાય છે.

દિલ્હી જંકશન સ્ટેશન પાસેથીજ મોટર, ઘોડાગાડી, ટ્રામ વિગેરે સગવડ મળી શકે છે. દેશી વિદેશી ઢબની અનેક હોટલો છે. ધર્મશાળાઓ પણ ઘણી છે. મુખ્ય નીચે મુજબ છેઃ—

૧ લાલા છન્નામલની ધર્મશાળા, સ્ટેશનની પાસે, ૨ પન્નાલાલ માધવપ્રસાદની, સખારામ બજારમાં, ૩ ગુજરાતી સેવાસમાજ, બાગદિવા, ૪ લાલા લક્ષ્મીનારાયણની ફતેહપુરી બજાર, તથા મારવાડીઓની, પંજાબીઓની, તથા બીજી અનેક નાની મોટી ધર્મશાળાઓ છે. પરંતુ ગુજરાતીઓ માટે તો સર્વોત્તમ સ્થાન ગુજરાતી સેવાસમાજ, બાગદિવારમાં આવેલું છે. સ્ટેશનથી ફક્ત ત્રણ મીનીટનોજ રસ્તો છે છતાં જો ઘોડાગાડી કરો તો આખા દિલ્હીને ચક્કર મારી, છેવટે સેવાસમાજને દરવાજે આપણને ઉતારી સ્હેજે ગાડીવાળા બે રૂપીયા લેવાના. એજ રીતે લૉજવાળાની પણ ધનોપાર્જન પદ્ધતિ (હોંશિઆરી કે લુચ્ચાઈ નહિ) એવીજ છે. લૉજમાં રોજના રૂમનું ભાડું આઠ આના નક્કી કર્યું હોય સાત આઠ દિવસ રહીએ અને જતી વખતે રૂપીઆ પચીસનું બીલ હાથમાં મૂકે, જેમાં રૂમભાડું, ગાદલાભાડું, ગોદડાભાડું, પલંગભાડું, નાવાનું પાણી, લુંગડાં ધોનાર નોકર, ફરનીચર, લાઇટ વિગેરે

વિગેરે અનેક વિગતો લખી રોજના બે થી ત્રણ રૂપીયા કરે છે; માટે ગુજરાતી સેવાસમાજમાં ઉતરવું. ગુજરાતીઓ માટે તો તે એક અજોડ આશીર્વાદ સમાન સંસ્થા છે. ફક્ત એક નિયમ છે; તે એ કે રાત્રે દશ વાગતા સુધીમાં સુવા માટે આવી જવું. આ નિયમ સૌ માટે હિતકર છે, બહારગામમાં અને તેમાંયે દિલ્હીમાં મોડી રાત સુધી ફરવું હિતકર નથી. "નહિ તો દિલ્હીનો ઠગ" એ પ્રચલિત ઉક્તિ સકારણ છે; તેવો સ્વાનુભવ થશે. સ્ટેશનથી સેવાસમાજ પગે ચાલીને જઇ શકાય તેટલું જ છેટું છે, છતાં કોઇ ધનિકોને આરામ માટે વધુ ખર્ચ કરીને રહેવું હોય તો નીચે મુજબની દેશી પદ્ધતિની હોટલો છે.

(૧) ઇંડીયા હોટલ, કોનોટ પ્લેસ, ન્યુ દિલ્હી, દરરોજનો દર રૂા. ૫) અને વધુ. (૨) તાજમહાલ દરરોજના રૂપીયા ત્રણ, (૩) રોયલ હોટલ, કવીન્સ રોડ (૪) પંજાબ હોટલ ફતેહપુરી. (૫) લક્ષ્મી હોટલ, ચાંદની ચોક વિગેરે મુખ્ય છે. જ્યારે વિદેશી ઢબની હોટલોમાં (૧) ઇમ્પીરીયલ હોટલ, ન્યુ દિલ્હી (૨) મેઇડન્સ હોટલ, (૩) વુડલેન્ડઝ હોટલ, (૪) હોટલ સેસીલ, ચેકર્સ, એલીઝયમ વિગેરે અનેક હોટલો છે. જેનો દર રોજના દસથી પંદર રૂપીયાની લગભગનો છે.

દિલ્હી જંકશનની પાસે જ કવીન્સ રોડ છે અને પછી દક્ષિણે થોડું ચાલતાંજ ચાંદની ચોક આવે છે. દિલ્હી જંકશનેથી એન. ડબલ્યુ આરના બીજા ફાંટાદ્વારા પાણીપત, કુરૂક્ષેત્ર, અંબાલા અને કાળકા થઈ સીમલા જઈ શકાય છે. દિલ્હીના

બીજા બે વધુ સ્ટેશનો એ તરફ છે. સબ્જી મંડી અને ક્રીગ્ઝ છે. ઉત્તરહિંદમાંના બજારને મંડી કહે છે. આ શહેરે અનેક રાજવંશીઓ જોયા છે.

શાહજહાનનું દિલ્હી હાલનું દિલ્હી તે બારમી વખત સ્થપાયેલું શહેર છે, જ્યારે તેરમું નવું દિલ્હી પણ પાસે જ વસાવ્યું છે. તે અગાઉની દિલ્હીઓ વસી અને નાશ પામી છે. પાંડવોનું ઇંદ્રપ્રસ્થ, પૃથ્વીરાજનું દિલ્હી, તઘલખ બાદશાહનું તઘલકાબાદ, જહાંપનાહ, સિરી ફિરોજશાહનું ફિરોજાબાદ, શાહજહાંનું શહાજહાંનાબાદ, વિગેરે સાતેક દિલ્હીની તો ઇતિહાસમાં વધુ જાણીતી વાત છે. એ શહેરોના ખંડેરો ચાલીશ પીસ્તાલીસ માઇલના વિસ્તારમાં વિખરાયેલા છે. જંકશન સ્ટેશન પાસેનો ચાંદની ચોક એ તો હિંદનો અરે-એશિયાનો સૌથી વધુ સમૃદ્ધ લત્તો લેખાય છે. તે જુના ઇતિહાસનું કેન્દ્ર આધુનિક વેપારવાણિજ્યમાં પણ આગળપડતું જ રહ્યું છે. ચાંદની ચોકથી આગળ પૂર્વે જતાં સદરબજાર આવે છે જ્યારે પશ્ચિમે યમુના કાંઠે ઐતિહાસિક લાલ કિલ્લો આવેલો છે.

## શાહજહાંનો લાલ કિલ્લો, દિવાને આમ, દિવાને ખાસ, મોતી મસ્જીદ, અને બીજી બાદશાહી ઇમારતો

દિલ્હીનો કિલ્લો હિંદના પાટનગરને શોભે તેવો સૌથી શ્રેષ્ઠ છે. મુલ્ક મશહુર મયુરાસન અહિંના દરબારને શોભાવતું હતું. મુગલ બાદશાહતની જાહોજલાલી અને કળા-

કૌશલ્યના પ્રતિક સમો આ કિલ્લો હજુ પણ આપણને ઘડી-ભર મંત્રમુગ્ધ કરી દે તેવી સુંદર ભવ્ય કળામય ઈમારતો ધરાવતો ચારસો વરસ થયા છતાં તદ્દન નવા જેવો ઉભો છે. કિલ્લો જોવા માટે સાંજે સાડાત્રણથી છ સુધી જઈ શકાય છે. લાહોરી દરવાજેથી પાસ લેવો પડે છે. તેનો દર ફક્ત બે આના છે. કિલ્લાનો ઘણોખરો ભાગ અંગ્રેજ લશ્કર તથા ઓફીસોથી ભરપુર છે. આગ્રાના કિલ્લાની માફક જ આ કિલ્લાને પણ ફરતી ખાઈ છે જે સમય આવતાં યમુનાના જળથી ભરી દઈ શકાય છે. આ ખાઈ પંચોતેર ફુટ પહોળી ને ત્રીસેક ફુટ ઉંડી છે. કિલ્લામાં મોગલ રાજ્યના વખતની મસ્જીદો, નોબતખાનું, બેગમના હમામખાના, મુસમ્મન બુર્જ, શાહબુર્જ મુનતાઝ મહેલ, સલીમગઢ વિગેરે જોવા લાયક છે. કિલ્લાનો આકાર અષ્ટકોણ જેવો છે અને દિવાલોની ઉંચાઈ સાઈઠથી સો ફુટ ઉપરાંતની છે, પરિધ દોઢ માઇલ છે; જ્યારે લંબાઇ પહોળાઈ બેથી ત્રણ હજાર ફીટ છે. આ કિલ્લો બાંધતાં એક કરોડ રૂપીયા ખર્ચ થયેલું અને સવાનવ વરસે તે પુરો બંધાઈ રહેલો.

કિલ્લામાં દાખલ થવાનો પશ્ચિમનો લાહોર દરવાજો ત્રણ માળવાળો એ ભવ્ય દરવાજો અને તેની આગળનું પ્રવેશ-દ્વાર એ લાલાકિલ્લાની શોભામાં ઓર વધારો કરે છે.

દક્ષિણે દિલ્હી દરવાજો પણ સુંદર છે. બાદશાહોનું ભવ્ય સંગીત ભવન, નોબતખાનું તે વખતની કળાસમૃદ્ધિનો ખ્યાલ આપે છે.

## દિવાને આમ



દીવાને આમ. ( દિલ્હી )



દીવાને આમની આરસની ગાદી. ( દિલ્હી )

પાંચસો ફીટ લાંબુ અને ત્રણુસો ફીટ પહોળું આ પ્રજાનું આમવર્ગનું સભાગૃહ (House of Commons) છે. વચમાં આરસની આવી સુંદર મહેલાતોમાં તે કાળે પ્રજા વર્ગની સભા મળતી અને બાદશાહને અરજી રજુ કરી ન્યાય મેળવતી. આ વિશાળ સભાગૃહના સુંદર ઝરૂખામાં કલાપૂર્ણ રંગબેરંગી પત્થર અને આરસનું જડતર કામ તથા કારીગરી જોવા લાયક છે.

રંગમહેલ તથા તેની અંદરનું સુંદર આરસનું તળાવ બહુજ મનોહર છે. તેની વચ્ચે આરસનું એક ગુલાબ બનાવેલું છે, તેમાં મુગલાઈના વખતમાં હીરામાણેક જડેલાં હતા અને તેમાંથી ફુવારા ઉડતા હતા.

## દિવાને ખાસ



દિવાને ખાસ. (દિલ્હી)

દિવાનેખાસઃ-અગર અમીરોનું સભાગૃહ (House of Lords) સો એક ફીટ લાંબા પહોળા સુંદર સુશોભિત આરસના ઓરડા અગર મહેલાતની કળા અને શણગાર અપ્રતિમ છે. અહિયા એક મોટો બાજોઠ છે જેની ઉપર ઈતિહાસ પ્રસિદ્ધ અમુલ્ય ઝવેરાત જડેલું મયુરાસન રહેતું અને તે પર બાદશાહ બિરાજતા નાદીરશાહ ખજાના સાથે તખ્તે તાઉસને પણ અહિંથી ઉપાડી ગયેલ. તેની કિંમત પંદર કરોડ રૂપિયા હતી અને તેની બંને બાજુ સુંદર સાચા જેવાજ રત્નજડિત મયુરો હતા. અહિંયા અરબી કવિની ઉક્તિ કોતરી છે કે

"અગર ફીરદોસ બર રૂએ ઝમીનસ્ત,
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્તો"



દિવાને ખાસ ફોર્ટ. (દીલ્હી)

(દુનિયાપર જો કયાંઈ સ્વર્ગ હોય તો તે અહિંયાજ છે અહિંયાજ છે અહિંયાજ છે) અને ખરેખર આ સુંદર સભાગૃહ

આપણને જુદી દુનિયામાં લઇ ગયેલ હોય તેવુંજ દેખાય છે દિવાને ખાસનું છતનું જડતર કામ ખાસ જોવા લાયક છે. બાદશાહના સમયમાં આ છત સોના રૂપાથી મઢેલી હતી તેમ કહેવાય છે.

મોતી મસ્જીદ નાની પણ સુંદર છે તેના એકદમ સફેદ સ્વચ્છ ઘુમટ મોતીના દાણા જેવા ચમકે છે, ખાસ મહેલ, હુમામખાના (સ્નાનગૃહ) વિગેરે જોવા લાયક છે. હુમામખાના સફેદ આરસના છે; તેમાં ફુલવેલ કોરેલાં છે; એટલુંજ નહિ પણ આરસની નીકોમાં રત્નજડિત માછલીઓ કોરી કાઢેલી અને તે પર થઈ પાણી વહેતું.

હીરામહાલ, સલીમગઢ, હયાતબક્ષ બાગ અને તેની વચ્ચેથી વહેતી યમુનાની સુંદર નહેર વિગેરે દર્શનીય છે.

દિવાને આમની નજીકમાં જ દિલ્હી એન્ડ મેમોરીયલ મ્યુઝીયમ ( સંગ્રહસ્થાન ) છે તેમાં ઔરંગઝેબની મોટી તલવાર, શિલાલેખ વિગેરે છે.

વાયરલેસ સ્ટેશને અને લડાઇના શસ્ત્રસરંજામનું પ્રદર્શન પણ જોવા લાયક છે, અને સુધરેલા કહેવાતા આ જમાનામાં આ શસ્ત્રો ઉપરાંત અવનવી જાતના અનેક શસ્ત્રાસ્ત્રોથી જે લડાઈ ચાલી રહી છે તેથી આવો બુદ્ધિનો અને વિજ્ઞાનનો સદુપયોગ (?) અહિંસાના ઉપદેશથી વિલય પામશે કે કેમ તેવી શંકા ઉભી કરે છે?

કિલ્લામાંથી બહાર નીકળી સામે જુમ્મામસ્જીદ જોવા જવું.

## જુમ્મામસ્જીદ

જેમ આગ્રાની ભવ્ય લાલ જુમ્મામસ્જીદ સ્ટેશનથીજ ટ્રેનમાંથી દેખાય છે, તેમ અહિંયા આ કિલ્લામાંથી બહાર આવતાંજ ઉંચી ભવ્ય ત્રણ મોટા ઘુમટવાળી આલિશાન જુમ્મામસ્જીદ નજરે ચડે છે. તેના બંને મિનારા સો સવાસો ફીટ ઉંચા છે, જ્યારે વચલો ચોક સ્હેજે બસો ફીટ લાંબો અને સો ફીટ પહોળો છે તેની પૂરણી દસેક ફીટ ઉંચી છે, તેની આસપાસ નીચે દુકાનો કરેલી છે. તેનો વચલો ઘુમ્મટ



જુમ્મામસીદનો દરવાજો. ( દીલ્હી )

અને બંને મિનારા નવા દિલ્હીથી જોઈ શકાય છે. આ મસીદને બાંધતા ચૌદ વર્ષ થયેલાં, અને દસ કરોડ રૂપીયા ખર્ચ થયેલું, દુનિયાની શ્રેષ્ટ મસ્જીદોમાં તેની ગણના થાય છે.

સોનેરી મસીદના સોનેરી રંગના ઘુમટ અને મિનારા પરથી તેનું નામ સોનેરી મસીદ રાખ્યું છે. બીજા જોવા લાયક સ્થળોમાં કલાં મસ્જીદ, અલ્લાઉદીન દરવાજો, કાશ્મીર દરવાજો તથા જયસિંહની વેધશાળા (જંતર મંતર) છે. તે નવા દિલ્હીના રસ્તે જતાં આવે છે. નવું દિલ્હી જુના દિલ્હી શહેરથી ત્રણ માઈલ દૂર છે, વેધશાળામાં જયપુરની વેધશાળા માફક સૂર્ય, ચંદ્ર અને બીજા ગ્રહોની ગતિ, રાશી, અંશ, કળા, વિકળા, તિથિ દિવસનો સમય કલાક કે ઘડીપળ, તથા રાત્રિનો વખત, લગ્ન તથા, નક્ષત્ર વિગેરે સમજવાના યંત્રો છે.

## નવું દિલ્હી



ઇન્ડીઅન પાર્લામેન્ટ ( ન્યુ દિલ્હી )

આ શહેરની નગરરચના આધુનિક છેલ્લામાં છેલ્લી ઢબ મુજબની કરેલી છે. તેમાં ઘણા સુંદર, બગીચા વિગેરે છે.

ટેલર્સ એન્ડ આર્ટ પ્રીન્ટર્સ (સ્પેન્ડીડ) પાંચકુવા, અમદાવાદ.

રસ્તા સુંદર સ્વચ્છ અને વ્યવસ્થિત છે. વિશાળ રસ્તાની બાજુ પર લીલોતરી અને વૃક્ષરાજિની વ્યવસ્થા ઘણીજ સુંદર રીતે છે. વડી ધારાસભાનું સભાગૃહ, કાઉન્સીલ હૉલ, સેક્રેટેરીયટ, વાઈસરોયનો મહેલ વિગેરે સુંદર અને નવી બાંધણીના મોટા મકાનો જોવા લાયક છે. બધા મકાનો સફેદ છે જ્યારે સેક્રેટેરીયટ, કાઉન્સીલ, હૉલ વિગેરે લાલ પત્થરનાં છે. વાઈસરીગલલૉજ, વાઇસરોયની–હિંદના હાકેમની મહેલાત તેનો સુંદર બગીચો, અને ઉપરનો ઘુમ્મટ વિગેરે સુંદર દ્રશ્ય રજુ કરે છે. પ્રીન્સીઝ પાર્કની વચ્ચે જ વૉર મેમોર્યલ આર્ચ (લડાઈ સ્મારક કમાન) આવેલી છે. કોનોટ પ્લેસ એ નવા દિલ્હીની મુખ્ય બજાર છે.

આ શહેર બાંધવામાં ચૌદ કરોડ રૂપીઆ ખરચ થયેલ છે.

નવા દિલ્હી પાસે જ સફદરજંગની કબર તથા લોદી બાદશાહની કબરો આવેલી છે. વળી દિલ્હીનું હવાઈ બંદર વિલીંગ્ડન એરોડ્રોમ પણ અહિં નજીકમાંજ છે, જે ઈમ્પીરીયલ એર સર્વીસઝ વિગેરેનું મુખ્ય સ્ટેશન છે.

સામે જ ઇંદ્રપ્રસ્થ આવેલું છે, ઈન્દ્રપ્રસ્થમાં પુરાણો કિલ્લો છે. આ પાંડવોનું હસ્તિનાપુર કે ઈન્દ્રપ્રસ્થ દિલ્હીથી બે એક માઇલ દૂર છે. ઉંચી જગાપર કિલ્લો પથ્થરથી બાંધેલો છે. તેને ત્રણ દરવાજા છે અને દરેક દરવાજાને બે માળ છે. કિલ્લાને ફરતી અંદરના ભાગમાં બેવડી પડાળી ઠેઠ સુધી છે. કોઈ કોઇ જગોએ કિલ્લો પડી ગયેલ છે. આ દિલ્હીમાં

સૌથી પ્રાચીન સ્થળ છે. છેલ્લા પંદરસો વર્ષનો ઇતિહાસ આ પત્થરોએ નિહાળ્યો છે. અર્જુન, ભીમનું હસ્તિનાપુર, શ્રી કૃષ્ણ પ્રભુનું સમાધાન માટે સમાગમ, કૌરવ પાંડવોનું મહાભારતનું યુદ્ધ, પૃથ્વીરાજ ચૌહાણ અને ઘોરી બાદશાહનું યુદ્ધ, હુમાયુ, અકબર, કળાપ્રિય ઉદાર દિલ શાહજહાં અને ઔરંગઝેબના જીવન પ્રસંગો પેશ્વાઇના હુમલાઓ, અને અંગ્રેજોનું સામ્રાજ્ય, સત્તાવનનો બળવો અગર સ્વાતંત્ર્યની દાવપેચભરી લડાઇ વિગેરે કાંઇકાંઇ અવનવા દ્રશ્યો દિલ્હી શહેરે નિહાળ્યા છે. પાસે વહેતા યમુના જળની જેમ—કેટલાયે રાજવંશો અને રાજવીઓ આવ્યા અને ગયા પણ સ્થિતપ્રજ્ઞ શું આ શહેર યમુના કાંઠે સમાધિસ્થ અખંડ ઉભું છે. આ કિલ્લો ઇ. સ. પૂર્વે પંદરસો વર્ષ પહેલાં ધર્મરાજ યુધિષ્ઠિરે બંધાવ્યો છે એમ કહેવાય છે. પાંડવોની રાજસભાના સ્થળે શેરશાહે શેર મસ્જીદ બંધાવી અને કિલ્લો બંધાવ્યો. પાંડવોના યજ્ઞકુંડને સ્થાને શેર મંડળ હતું. ત્યાં હુમાયુએ કિતાબખાનું બંધાવેલું. તે પુસ્તકાલયની સીડીના પગથીઆ પરથી પડી જવાથી હુમાયુનું મરણ થયેલું. ચોકમાં કુંતામાતાનું મંદિર છે. ત્યાં કુંતાજી તથા દ્રૌપદીજીનાં મંદીરો છે.

## મ્યુઝીયમ અને યમુનાજીના ઘાટ

ચાંદની ચોકની બાજુમાં થોડે છેટે સંગ્રહસ્થાન છે. યમુના પર ઘણા ઘાટ બાંધ્યા છે. યમુનાનું જળ કાશીથી વધુ સફેદ છે.

ટેલર્સ એન્ડ આઉટ પ્રીંટર્સ (સ્પેન્ડીડ) પાંચકુવા, અમદાવાદ.

હિંદની સાત અજાયબીઓમાં જેની ગણના થાય છે તેવો ઈતિહાસ પ્રસિદ્ધ કુતુબમિનાર દિલ્હીથી નૈરૂત્યમાં અગીયાર માઇલ દૂર આવેલો છે. ઈ. સ. ૧૨૦૦ માં આ મિનારો બાદશાહ કુતુબુદ્દિને બંધાવવો શરૂ કર્યો અને સમસુદ્દીન અલ્તમશે તે વીસ વર્ષે પૂરો કરાવ્યો. તે પત્થરનો બાંધેલો અઢીસો ફુટ ઉંચો છે. તેને સાત માળ હતા. પણ ઉપલા બે માળ પર વિજળી પડતાં તે ઉતારી લઈ પાસેની કુતુબમસ્જીદમાં મૂકેલા છે. બાકી તો સાત સૈકા વહી ગયા છતાં આ મિનાર એવો જ અખંડ છે. મિનારનો નીચેનો વ્યાસ (ડાયામીટર) પચાસ ફીટ જેટલો છે, જ્યારે પાંચમા માળની પહોળાઈ દસેક ફીટ હશે. ચડવા માટે ગોળ સીડી છે જેના લગભગ ત્રણુસોએંસી પગથીઆ ચડી છેક ઉપલે મજલે જઇ આસપાસ જોવાથી સુંદર વિહંગદ્રશ્ય નજરે પડે છે; અહિંથી યમુના મૈયાના દર્શન થાય છે.

આ મિનારના બાંધનાર વિષે બે ત્રણ દંતકથાઓ છે. પૃથ્વીરાજની પુત્રીને યમુનામૈયાનું દર્જન કરવાનો નિયમ હતો અને તેના માટે આ સ્તંભ બંધાવ્યાનું કહેવાય છે જ્યારે ત્રીજા માળ સુધી તો મિનારાની બહારની બાજુએ કુરાને શરીફની સુરાઓ ટાંકેલી છે. વળી ઠેક ઠેકાણે અજવાળા તથા હવા માટે નાની નાની બારીઓ મુકેલી છે. તથા દરેક માળે ચારે તરફ ફરતી આસપાસ નાની અગાશીઓ છે. પાંચમે માળે પિત્તળનો કઠેરો બાંધ્યો છે અને ત્યાં લાઈટ છે, અને વિજળી સંવાહકતાર છે. પાસે જ નાનું કુતુબ ગામ છે.

મિનારો ઉતરતાં પાસે જ એ મિનારાથી પણ જુનો અને આધુનિક વૈજ્ઞાનિકોને પણ અજાયબ કરી દે તે એવો રાજા ધવનો વિજય સ્થંભ છે. તે સ્થંભમાં લોઢું, તાંબુ, કાંસુ વિગેરે જુદી જુદી સાત ધાતુઓ એવી મિશ્રિત કરી છે કે ઇ. સ. ૩૧૯ નો કોતરેલો સંસ્કૃત લેખ તેની ઉપર હજુએ એવો ને એવો સ્પષ્ટ અને સુરેખ છે, અને આ સ્થંભને જરાયે કાટ લાગ્યો નથી તે થાંભલો તેર ફુટ ઉંચો છે. તેની બનાવટમાં ધાતુઓની મેળવણી કયા પ્રમાણમાં કેવી રીતે કરેલી તે જાણવા માટે વૈજ્ઞાનિકોએ પૃથક્કરણ કરવા પ્રયત્નો કરેલા છતાં તેનો હજુ સુધી નિર્ણય થઈ શકયો નથી. અને રસાયણવિદ્યામાં આટ આટલા પારંગત હોવા છતાંય જેણે વિજ્ઞાનનો ઉપયોગ વિનાશ માટે નથી કર્યો તે હિંદ આજે વિજ્ઞાનમાં પાછળ પડી જઈ અધોગતિ અને પરાધીનતા સેવી રહ્યું છે એવો ખ્યાલ સહૃદય નિરીક્ષકને તો જરૂર આવશેજ. ચંદ્રગુપ્ત મૌર્યે આ ભરેલા લોઢાનો નક્કર સ્થંભ પોતાના ભારતવર્ષના વિજયચિન્હ તરીકે બનાવેલો, તેવો બીજો મત પણ છે. પાસેજ હિંદુ મંદિરો તથા ખંડેરો છે. કુતુબથી પાછા દિલ્હી જતાં રસ્તામાં ગ્યાસુદ્દીન તઘલખનું તઘલકાબાદ કિલ્લો તથા તેની સુંદર કબર આવે છે, જ્યારે અલાઉદ્દીનનું સીરીં કુતુબની પાસે જ છે. શહેરમાં બીજા જોવા લાયક સ્થળોમાં પાર્શ્વનાથનું જૈનમંદિર, યુનીવર્સીટી બીલ્ડીંગ અને બિરલા મંદિર છે. ઓખલા ગામ મુંબઇથી દિલ્હી જતાં હઝરત નિઝામુદ્દીન પહેલાનું સ્ટેશન છે.

આ બધા સ્ટેશનો દિલ્હીના એક નાના જુદા પ્રાંતના હદમાં આવેલાં છે. દિલ્હીમાં રાણીબાગ પણ જોવા લાયક છે.

## મિરત (મેરઠ) રૂડકી, હરદ્વાર, હૃષીકેશ, દહેરાદુન, અને મસુરી.

દિલ્હીથી આપણે એન. ડબલ્યુ રેલ્વે દ્વારા પંજાબ પ્રાંતમાં પ્રવેશ કરી કુરૂક્ષેત્ર, પાણિપત અને કાલકા તથા ત્યાંથી સીમલા જઈ શકીએ છીએ વળી પંજાબમાં લાહોર, અમૃતસર કે રાવળપિંડી તથા કાશ્મીર તરફ પણ આ રસ્તે જવાય છે પણ હાલ તુરત તો યુક્ત પ્રાંતમાંજ નોર્થ વેસ્ટર્ન રેલ્વેનો બીજો ફાંટો જાય છે તે દ્વારા પ્રવાસ શરૂ કરીયે, તે માર્ગે દિલ્હી, સહરાનપુર અને ત્યાંથી અંબાલા થઈ લાહોર અને પેશાવર તરફ જઈ શકાય છે. દિલ્હી શાહાદ્રાથી શહરાનપુર લાઈટ રેલ્વે દ્વારા પણ સહસનપુર જઈ શકાય છે. તે ઇ. આઈ. રેલ્વે સાથે સંકલિત છે પણ જો નોર્થ વેસ્ટર્ન રેલ્વે મારફતે જ પ્રવાસ આદરીએ તો તો દિલ્હી શાહાદ્રા અને ત્યાંથી ગાઝીયાબાદ જંકશન આવે, દિલ્હીથી કલકત્તા તરફ જતી ઇસ્ટ ઇન્ડીયા રેલ્વે અહિંથી જુદી ફંટાય છે; જ્યારે નોર્થ વેસ્ટર્ન રેલ્વે ઉત્તરે મેરઠ (મીરત) મુઝફ્ફરનગર, સહરાનપુર અને અંબાલા જાય છે. મીરત સીટી સ્ટેશનથી મીરત છાવણી સ્ટેશન ત્રણ માઈલ દૂર છે. મીરત સીટી સ્ટેશન દિલ્હીથી પીસ્તાલીશ માઇલ દૂર છે. મીરતમાં મોટી છાવણી છે. અહિંથી ખુર્જા જઈ શકાય છે.

સહરાનપુર એ ઇસ્ટ ઇન્ડીયા રેલ્વે અને નોર્થ વેસ્ટર્ન રેલ્વેનું જંકશન સ્ટેશન છે. શહરાનપુરથી મોગલસરાઈ જતી સીધી ઇસ્ટ ઇન્ડીયા રેલ્વેમાં બેસી આપણે લકસર, અને લકસરથી હરિદ્વાર અને દહેરાદૂન જઈ શકાય છે. હરિદ્વારથી એક ફાંટો જુદો હૃષીકેશ તરફ જાય છે. સહરાનપુરથી દહેરાદૂન, હૃષીકેશ અને હરિદ્વાર માટે સીધી ગાડીઓ પણ દોડે છે. સહરાનપુર અને લકસર વચ્ચે રૂડકીનું સ્ટેશન આવે છે. રૂડકીમાં ગંગા નદીની નેહેરોનું મથક છે. વળી સોલાના નદી પણ ત્યાંજ વહે છે. તે નદી ઉપર પૂલ બાંધીને તે પરથી ગંગા નદીની નહેર વહે છે. આ રીતે નદી પર નદીનું વહેવું એ અશકય મનાતી વસ્તુ, ત્યાં હાલના કારીગરોએ–ઇજનેરોએ શકય કરી બતાવેલ છે. "ભગીરથ વિદ્યામાં પાણીના પ્રવાહ લઈ જવાના છ પ્રકાર છે, એમાં અદ્ભુત અને અઘરામાં અઘરો પ્રકાર એ, એક પ્રવાહ પર થઇને બીજો પ્રવાહ લઈ જવાનો છે." રૂડકીમાં ભગીરથ વિદ્યાની મહાશાળા ( કોલેજ ) પણ જોવા જેવી છે.

હરિદ્વાર સ્ટેશન, લકસરથી સત્તર માઇલ અને દિલ્હીથી કુલ એકસો સીત્તેર માઇલ દૂર છે.






## યાત્રાધામ હરિદ્વાર

**हरिद्वारे कुशावर्ते बील्वके नील पर्वते ।**
**स्नात्वा कनखले तीर्थे पुनर्जन्मो न विद्यते ॥१॥**

સપ્તપુરીમાંની આ "માયા" પુરી, જ્યાં ગિરિરાજ હિમાચલમાંથી ગંગા મૈયા બહાર નીકળી સપાટ અવનિ પર ઉતરે છે, તે નગર ભવ્ય ભક્તિભાવપ્રેરક, ગંભીર સૃષ્ટિ-સૌંદર્યની વચ્ચે પુણ્યસલિલા ગંગા કાંઠે આવેલું છે. પદ્મ પુરાણમાં કહ્યું છે કે પતિતપાવની ભગવતી ગંગામૈયાનું મિલન બધી જગ્યાએ કઠિન છે પણ પ્રયાગ, હરિદ્વાર અને ગંગા સાગરમાં તો સહુથી વધુ કઠિન છે. "હરદ્વારમાં, કુશવર્ત ઘાટ ઉપર, બિલ્વકેશ્વર મહાદેવ પાસે, નીલ પર્વત પાસે, કે કનખલ ગામે સ્નાન કરવાથી મનુષ્યના સર્વ પાપ નાશ પામે છે અને તેને પુનર્જન્મ લેવો પડતો નથી." ઉત્તર હિંદના સર્વોત્તમ, સૌથી પવિત્ર તીર્થધામમાં હરદ્વારની ગણના થાય છે. દરેકે દરેક હિંદુને ગંગા મૈયામાં એક વખત સ્નાન કરવાની ઉત્કટ ઈચ્છા હોય છે. સ્વર્ગમાંથી ભગીરથ તપવડે ભગીરથ રાજાએ નીચે આમંત્રેલી દેવાધિદેવ મહાદેવના શીર પરથી નીકળતી ગંગા

મૈયાનું એક ટીપું પણ મૃત્યુ વખતે દરેક હિંદુના મુખમાં રેડવાનું ઘણું મહાત્મ્ય છે તેથી તેનો મોક્ષ થશે તે માન્યતા છે. હરિ ( બદરીનારાયણ ) નું આ દ્વાર છે, મુખ્ય માર્ગ છે; તે રીતે હરનો (શંકર ભગવાનનો) પણ આ મુખ્ય માર્ગ છે કારણ કે મહાદેવ હિમાલયમાં જ રહે છે. તેને હરદ્વાર અને ગંગાદ્વાર પણ કહે છે. અહિંથી હિમાલયની યાત્રા શરૂ થાય છે અને ગંગોત્રી, જમ્નોત્રી, કેદારનાથ અને બદ્રીનાથનો યાત્રાળુ ગિરિરાજ હિમાલયમાં અહિંથી પ્રવેશ કરે છે.

હરદ્વાર સ્ટેશનથી બહાર નીકળ્યા પછી ડાબા હાથે જતાં પોણોક માઇલ દૂર પ્રખ્યાત તીર્થ સ્થળ હરકી પેઢી (પાયરી) અને બ્રહ્મકુંડ આવેલા છે.

**ધર્મશાળાઓ**:–હરિદ્વારમાં ચાળીસેક ધર્મશાળાઓ છે. તેમાં વિલાસપુરના મહારાજાની, કપુરથલાના મહારાજાની, કાશ્મીરના મહારાજાની, સદાસુખ ગંભીરચંદ બિકાનેરવાળાની, કરોડીમલની ધર્મશાળા, શેઠ ખુશીરામ અગ્રવાળની ધર્મશાળા, પંચાયતી ધર્મશાળા, તથા મારવાડી સિંધી વિગેરે લોકની ધર્મ-શાળાઓ છે. ઘણીખરી તો સ્ટેશનની પાસે જ છે. કનખલમાં શેઠ સુરજમલ રૂઇયાની સુંદર ધર્મશાળા છે. કુંભ મેળા પર અહિંયા લાખો યાત્રાળુઓ આવે છે તે વખતે ખુબ ભીડ રહે છે, બાકી તો ધર્મશાળા વિગેરેની સવડ સારી છે. વળી અહિં સાધુ-ઓને અન્નક્ષેત્રની સવડ હોય છે અને યાત્રાળુઓ પણ ભોજન લેવા ઇચ્છે તો લઇ શકે છે. ઉત્તર હિંદમાં આતિથ્ય સત્કાર

ખુબ હોય છે. હિમાલયના એટલે કે બદરી કેદાર વિગેરે ના યાત્રાળુએ તો કાંબળ, મફલર, તથા લાકડી, છત્રી, દવા, રેંચ વિગેરે હરદ્વારથી જ ખરીદી લેવું. વાહનોમાં એકા, અને ટાંગા મળી શકે છે.

## જોવાલાયક સ્થળો નીચે મુજબ છે.

૧ **હરકી પેઢી** (હરકી પાયરી) ગંગાનો સૌથી પાવનકારી ઘાટ છે. અહિંયાના સ્નાન ઉપરાંત પિંડદાન અને તર્પણ



હરકી પેઢી. ( હરદ્વાર )

(શ્રાદ્ધ) તથા અસ્થિ નાંખવાનું ( મૃત શરીરના ફુલગંગામાં વહેવરાવવાનું ) પુણ્ય ઘણું મનાય છે. આ શ્રાદ્ધ તીર્થમાં જેમના

હાડકાં નાંખે છે તે સીધો સ્વર્ગમાં જાય છે તેવી માન્યતા છે. આ ઘાટ પત્થરનો બાંધેલો છે. તેની ઉત્તર તરફ ભગવાન વિષ્ણુના પગલાં છે.

આ ઘાટ પર દરરોજ સાંજે છ થી સાત વાગ્યા સુધી· માં ગંગાજીની આરતી થાય છે, જે જોવા હજારો ભાવિક ભક્તો ભેગા થાય છે. અહિં ફુલ તથા દીવાના પડીયા પૈસાના બે મળે છે. જેમાંનો દીવો સળગાવી લોકો ગંગા મૈયાની આરતી ઉતારી ગંગાજીમાં તરતો મૂકે છે. એ દીપવહન અને તે વખતની આરતી તથા મંદિરોની ઝાલરનો રણકાર આપણને કોઈ સ્વર્ગીય ભૂમિની ઝાંખી કરાવે છે. પાસે ગંગેશ્વર, શંખેશ્વર વિગેરેના મંદિરો છે. ગંગાનું વહેણ પ્રબળ છે. જેથી ઘાટ બાંધેલ છે.

**બ્રહ્મકુંડ**:–હરકી પાયરીથી થોડા પૂર્વ તરફ ગંગામૈયાની ધાર તથા પુલ અને કુંડ આવે છે. તે બ્રહ્મકુંડને બાંધેલા પગથીઆ છે. નદીનો પ્રવાહ જોરદાર છે તેથી વાળીને ઘાટ કરેલો છે. પ્રવાહની વચમાં મનસાદેવીનું મંદિર છે જેની પ્રદક્ષિણા સાંકળ પકડી પકડીને કરવી પડે છે. અહિંયા બ્રહ્મા જીએ યજ્ઞ કરેલો જેથી અહિં ગંગાજીનું મહાત્મ્ય ઘણું છે. અહિંનું ગંગાજળ પણ એટલું સ્વચ્છ છે કે તે ગમે તેટલાં વર્ષ રહે છતાં બગડતું નથી, અને હાડકાં (અસ્થિ) ને તરત ગાળી નાંખે છે. તથા જંતુઘ્ન છે–તેમાં જંતુ વિનાશક તત્ત્વ ( બેકટીરીયોફેજ ) ઘણું છે તે વાત ડો. હેરેલ

ડો. હેરીસન, અને ડો. નેલ્સન વિગેરેયે સાબિત કરેલું છે. તેથી જ કહેવત છે કે **औषधं जान्हवी तोयं ।** ચારે બાજુ "હરહર ગંગે," "જય ગંગે"નો ધ્વની, સાયંકાળની આરતી ઉપરાંત ઠેકઠેકાણે સાધુ સંતોની જ્ઞાનચર્ચા, ઉપદેશકોના વ્યાખ્યાનો, ઘાટ પરની દસબાર ભગવત્કથા, ભજન, કીર્તન, વિગેરે ગંગામૈયાના પવિત્ર વાતાવરણને ઓર પવિત્રતા બક્ષે છે અને ઘડીભર આપણને મંત્ર મુગ્ધ કરે છે. પાસે ગંગાજીનું તથા બીજાં મંદિરો છે. હરદ્વારનું શિલાજીત વખણાય છે, બીજી દુર્લભ વનસ્પતિઓ પણ મળી શકે છે. વળી શંકરાચાર્ય ભગવાનનો શૃંગેરી મઠ પણ અહિં છે.

**કુશાવર્ત**–ગંગાજીના બાર ઘાટ છે. તેમાં હરકી પેઢીની દક્ષિણે આવેલો આ ઘાટ શ્રાધ્ધ માટે પ્રખ્યાત છે. હરકી પિંડીથી છસો ગજ દૂર શ્રવણનાથનું મંદિર છે. તેમાં શિવની પંચમુખી મૂર્તિ છે અને આરસનો નન્દી છે. મંદિર પાસે બિકાનેર મહારાજાનું બંધાવેલું ગંગાજીનું મોટું મંદિર છે. વળી હનુમાનજી, ભૈરવ, શ્રીકૃષ્ણ, રામ વિગેરેના મંદિરો છે. આ કુશાવર્તમાં તપસ્વી દત્તાત્રયનો દાભડો (કુશ) ગંગામાં તણાતાં તપના પ્રભાવે તે વર્ષો લગી ઘુમરી (આવર્ત) ખાતો જ રહ્યો તેથી તેનું નામ કુશાવર્ત પડ્યું. બીજા પણ ગોઘાટ, સૂર્યઘાટ, વિષ્ણુઘાટ, શ્રવણઘાટ વિગેરે છે.

**બિલ્વકેશ્વર** તીર્થ હરપીંડીથી આશરે એકાદ માઈલ પશ્ચિમ તરફ પહાડીની નીચે આવેલું છે. બિલ્કેશ્વરનું શિવ-

લીંગ લીમડાના વૃક્ષ નીચે છે, જ્યારે મંદિરમાં બિલ્કેશ્વર મહાદેવ છે તેમના મહાત્મ્ય અંગે ગરૂડ પુરાણમાં કહ્યું છે કે " **यस्य दर्शन मात्रेण शिवतां याति मानवः** " પાસે ગણેશજીની મૂર્તિ છે. ત્યાંથી આગળ પહાડની પાસે ગૌરીકુંડ નામનો કુવો છે. અહિં બિલીના વૃક્ષ ઘણા છે.

હરદ્વાર અલકનંદા અને ભાગીરથીના સંગમ નજીક આવેલું છે.

**નીલ પર્વત અને ચંડીદેવીનું મંદિર**—સ્ટેશનથી આશરે બે ત્રણ માઈલ છેટે નીલ પર્વત અને નીલધારા આવેલા છે. આ માર્ગ પહાડી અને વિકટ છે અને હિમાલયના યાત્રાળુઓને કેવા માર્ગ આવવાના છે તેનો કાંઈક ખ્યાલ આપે છે. હિમાલયની–બદરી, કેદાર વિગેરેના કપરા માર્ગ માટેની કહેવત છે કે " નવદિન ચડે અઢાઇ કોશ " તે મુજબ ખુબ ચડ ઉતર કરી સામે દેખાતા સ્થળ માટે દસેક માઈલ સ્હેજે નીકળી જાય છે, અને પહાડ પછી પહાડની અનંત હારમાળા, અને જંગલોનો વિસ્તાર, ગિરિરાજના યાત્રાળુઓને કોઈવાર ખુબ થકવી નાંખે છે, પણ ટેકરી પર જઈ જોતાં પ્રકૃતિનું સુંદર રમ્ય દ્રશ્ય બધો થાક ભુલવી નાંખે છે. પહાડની તળેટીમાં કાળીમાતાનું મંદિર છે. પહાડ પર જતાં માઇલ એક ગંગાજીના બેટમાં પત્થર પર ચાલવું પડે છે. માયા પુરી હરદ્વારથી એક માઈલ દૂર ગંગાજીના જમણે કિનારે આવેલું ગામ છે. તેમાં " માયાદેવી "નું, " ભૈરવ "નું અને "નારાયણ"નું

એમ ત્રણ મંદિરો છે. માયા દેવીને ત્રણ માથા અને ચાર હાથ છે તેની પાસે અષ્ટભુજ મહાદેવની મૂર્તિ છે. આ સાત મોક્ષપુરીમાંની માયાપુરી છે. ગંગાની નહેર માયાપુર અને કનખલની વચ્ચે થઇ જાય છે.

માયાપુરથી દક્ષિણે ગંગા ઉપર લાકડાનો પૂલ છે તે રસ્તે નીલ પર્વત માયાપુર જઈ શકાય છે, હોડકાં પણ ચાલે છે. કનખલ હરદ્વાર સ્ટેશનેથી આશરે બે એક માઈલ દૂર જમણા હાથ તરફ જે સડક આવે છે તે કનખલ જાય છે. ત્યાં જવા માટે ઘોડાગાડી મળે છે ભાડું સવારી દીઠ આનાથી બે આના લે છે. ત્યાં સાધુ સંન્યાસીના મઠ ઘણા છે. ધર્મશાળાઓ પણ છે તેનાં સુરજમલ ઝુંઝુંયાની વિગેરે મુખ્ય છે. રસ્તામાં આવતી ગંગા કેનાલ (નહેર)નું બાંધકામ ખાસ દર્શનીય છે.

કનખલમાં બ્રહ્મેશ્વર અને દક્ષેશ્વર મહાદેવ તથા રાધા કૃષ્ણના સુંદર બાંધણીના મંદિરો જોવા લાયક છે—અહિંયા દક્ષ પ્રજાપતિનો ઘાટ છે ત્યાં સતી કુંડ છે કે જ્યાં સતી પાર્વતી પોતાના પતિ મહાદેવનું અપમાન થતું જોઇ પોતાના પિતાના યજ્ઞમાં બળી સતી થયાં હતાં. પાસે હનુમાનજીની મોટી પાંચ હાથની મૂર્તિ છે. કાંગડી ગુરૂકુળ (પહેલાં કાંગડીમાં હતું તે નામથી હાલ પણ પ્રખ્યાત છે) એક આદર્શ પ્રથમ પંક્તિનું લેખાતું ગુરૂકુળ છે, તે આર્યસમાજની શિક્ષણ સંસ્થા છે જ્યારે હરદ્વાર અને જ્વાલાપુર વચ્ચે સનાતનીઓ

નું રૂષિકુળ પણ સારૂં છે. વળી હરદ્વાર સ્ટેશને અને રૂષિકુળ વચ્ચે મુનિમંડળ આશ્રમ વિગેરે જોવા લાયક છે ઉત્તરમાં આવી અનેક શિક્ષણસંસ્થાઓ આર્ય સમાજીઓએ તથા સનાતનીઓએ કરી, સુંદર પ્રગતિ સાધી છે. "જુની પદ્ધતિના અખાડાઓ, ગુફાઓ, અને સાધુઓની કોઠીઓ તો અહિં જોઈએ તેટલી છે. શીખ ધર્મશાળાઓ, ઉદાસી પંથના મકાનો શાંકર મતના દસનામી અખાડાઓ" વિ. અનેક છે. "હરદ્વાર એટલે યાત્રાળુઓનું નગર, જવાળાપુર એટલે પંડયાઓનું નગર અને કનખલ એટલે સંન્યાસીઓનું નગર." હરદ્વારને કપિલ સ્થાન પણ કોઈ કહે છે. અહિંથી હિમાલયની યાત્રા શરૂ થાય છે, તેની વિગતો જાતે પગપાળા મુસાફરી કરી આવેલા સમર્થ લેખક શ્રી કાકા કાલેલકર જેવાયે "હિમાલયના પ્રવાસ"માં આપી છે, તે રસપ્રદ છે અને ભક્ત હૃદયના ઉભરા રૂપ હોઈ હિંદના લાખો યાત્રાળુઓ તે ગિરિરાજની યાત્રાએ જતાં શા શા વિચારોથી પ્રેરાય છે વિગેરેનું સુંદર નિરૂપણ તેમાં છે તે જ જોઈ લેવું. આ ગિરિરાજ દુનિયાનો મોટામાં મોટો પર્વત છે. દુનિયાનું છાપરૂં અહિં છે. એક નાની ટેકરી પર ચડી જઈ આસપાસનો મુલક જોતાં કેટલો સંતોષ અને આનંદ થાય છે. તે પર્વત રાજના જેટલાં વર્ણન કરો તેટલાં ઓછા છે શ્રી કાલેલકર કાકાના નીચેના વચનો જ તેની કાંઈક સુંદર ઝાંખી કરાવશે "હિમાલય જવાની વૃત્તિ હિંદુ માત્રને સ્વાભાવિક હોય છે. સિંધુ ગંગા, બ્રહ્મપુત્રા, અને એમની બ્હેનપણીઓ બધી જ હિમા-

લયની દીકરીઓ છે એટલે દરેક નદીભક્ત કોકવાર દાદાને ત્યાં લહેર કરવા જવાનો જ. હિમાલયનો વૈભવ દુનિયાના તમામ સમ્રાટોના સમસ્ત વૈભવ કરતાંયે વધારે છે. હિમાલય એજ આપણો મહાદેવ છે. આખા વિશ્વની સમૃદ્ધિ ખીલવતો છતાં અલિપ્ત, વિરક્ત, શાંત અને ધ્યાનસ્થ હિમાલય જઈ એનેજ હૃદયમાં ધારણ કરવાની શકિત હોય તેજ જીવન જીત્યો. એને અનંત પ્રણામ હજો ”

કનખલ હરદ્વારથી મોટું છે ત્યાં મોટી બજાર છે. લંઢોરવાળી રાણીની છત્રી, કળામય અને જોવા લાયક છે. કનખલમાંથી નીકળેલી નહેર સાડા છસો માઈલના પ્રદેશને ફળદ્રુપ બનાવી, જળસીંચી કાનપુરમાં પાછી ગંગાને મળે છે. અહિથી આપણે ટ્રેન માર્ગેજ આગળ રૂષીકેશ જઇએ.

## હૃષીકેશ અને લક્ષ્મણ ઝૂલા.

હરદ્વારથી હૃષીકેશ, પંદરમાઈલ દૂર છે. પાકી સડક છે અને મોટર બસનું ભાડું જવાના છ આના, અને આવવાના ચાર આના છે. ટ્રેન રસ્તે પણ જવાય અવાય છે. ટ્રેનમાં જવાના ત્રણ આના અને આવવાના ત્રણ આના થાય છે; પણ ટ્રેન હૃષિકેશથી પોણો માઈલ દૂર ઉભી રહે છે જ્યારે મોટર છેક ગામમાં જાય છે. મોટર રસ્તે જતાં રસ્તામાં સત્નારાયણની ચટ્ટી આવે છે. હિમાચળના યાત્રાના રસ્તાઓમાં ઠેરઠેર ચટ્ટીઓ (આશ્રમ સ્થાનો) (દુકાનો) આવે છે. હૃષીકેશનો રસ્તો ગંગા મૈયાને કિનારે હિમાદ્રિની તળેટીમાં સુંદર

વનરાજિ વચ્ચેથી છે. ચટ્ટીઓમાં ભોજન સામગ્રી મળી શકે છે. અહિંથી આગળ બદરીનારાયણ એંસી માઈલ દૂર છે. પગ રસ્તો ડુંગરાળ વિકટ પણ સુંદર છે. હૃષીકેશ એક ઉંચી ટેકરી પર ગંગાકાંઠે આવેલું સુંદર સ્થળ છે. હિમાલયના બદરી કેદારના યાત્રાળુઓ સિવાય બીજા મનુષ્યોનું તો એ યાત્રાનું અંતિમ સ્થાન લેખાય છે.

મોટર રસ્તે જતાં રસ્તામાં ભીમગોડા (ભીમઘોડા) આવે છે. હૃષીકેશમાં કાળી કમલીવાળાની સુંદર સગવડવાળી ધર્મ-શાળા તથા પંચાયતી ક્ષેત્ર છે. બીજું સિંધપંજાબ ક્ષેત્ર છે. બંને જગોએ રહેવા ખાવાનું મફત મળે છે. અહિં ભરતજીનું મંદિર છે ત્યાં ભરતજીયે તપ કરેલું તેમ કહે છે. અહિંથી થોડે દૂર બાબુ આત્મપ્રકાશજીનો સુંદર સ્વર્ગાશ્રમ જોવાલાયક છે. ભરતમંદિર એ વિષ્ણુનું છે તેમપણ બીજો મત છે ઉત્તર હિંદમાં ધર્મશાળામાં યાત્રાળુઓનો અતિથિ સત્કાર ખુબ હર્ષભેર અને ખરા હૃદયથી થાય છે, જોઈતા સાધનો વિ. મળે છે. કાળી કમલીવાળાનાં પ્રતાપે બદરી કેદારના યાત્રા રસ્તે ઠામ ઠામ અન્નક્ષેત્ર વિગેરેની સવડ થઇ છે. અન્ન ક્ષેત્રમાં ભગવા વસ્ત્ર ધારી તમામ સાધુ સંન્યાસીઓને સવારે દસ વાગે ભોજન આપવામાં આવે છે, અને બાવા તથા ગરીબોને આટો વહેંચવામાં આવે છે. કમલીવાળાના આશિર્વાદથી એક વેપારી સારૂં ધન કમાયો અને તેણે તેનો સદ્-વ્યય તેમની પ્રેરણાથી આ રીતે કર્યો છે. બદરીનારાયણ જવું હોય તો તે યાત્રાનો નકશો પણ અહિંથી મફત મળે

છે. હૃષીકેશથી લક્ષ્મણઝૂલા ત્રણેક માઇલ દૂર છે. હૃષીકેશમાં અનેક સાધુ પુરૂષો સુખશાંતિથી નિશ્ચિંતે રહી શકે છે, માટે શ્રી. કાલેલકર કાકાયે તેને "સાધુઓનું પિયર" યથાર્થ જ કહ્યું છે.



લક્ષ્મણઝૂલા (હૃષિકેશ)

એકલી ઉત્તરાખંડની યાત્રા પાછળજ કેટલાંયે પુસ્તકો લખાયાં છે, લખી શકાય તેમ છે પરંતુ આપણે તો સુખ-સગવડ શોધવાવાળા હવે ટુંકામાંજ પતાવીએ, અને સીધા લક્ષ્મણઝૂલા જઈએ. અહિંથી લક્ષ્મણઝૂલા આશરે અઢી ત્રણ માઇલ દૂર છે, મોટરો જાય આવે છે અને જવા આવવાના

આઠ આના લે છે; પણ ચાલીને જનાર માટે બહુ દૂર નથી રસ્તો પણ સારો છે. રસ્તામાં ઠેરઠેર માંકડા બેઠા હોય છે. રસ્તામાં રામ, ભરત, શત્રુઘ્ન અને લક્ષ્મણજીના એમ ચાર મંદિરો આવે છે. મોટરમાંથી ઉતર્યા પછી લક્ષ્મણજીનું મંદિર આવે છે ત્યાં દર્શન કરી પછી લક્ષ્મણઝૂલાના પુલ તરફ જવાય છે તે પુલની પાર જઈ સામી બાજુએ ગંગાજીમાં સ્નાન કરી ડાબા હાથે બદ્રીનારાયણના રસ્તે બદ્રીનારાયણનું મંદિર છે ત્યાં દર્શન કરી લક્ષ્મણઝુલા જતાં રસ્તામાં શ્રી કૈલાસ સ્થાન આવે છે. ત્યાં શ્રી શંકરાચાર્યની મૂર્તિ છે. આ સ્થળમાં ગંગામૈયાનો મહિમા ઘણો છે. અહિંથી ચંદ્રશેખરના મંદિરે જવાય છે. તે સ્વયંભૂ મહાદેવ નદીના પટ વચ્ચે છે. યાત્રામાં લક્ષ્મણજીનું મંદિર તથા આસપાસના બીજા નાના મંદિરો છે. રાવણના વધ પછી બ્રહ્મહત્યાના પાતકને નિવારવા માટે રામ લક્ષ્મણે હિમાલયમાં તપ કરેલું, રામે ઋષીકેશમાં અને લક્ષ્મણે લક્ષ્મણઝુલા પાસેના તપોવનમાં. લક્ષ્મણજી દોરડા વતી અહિંયા ગંગાપાર ગયા તેથી આ સ્થાનનું નામ લક્ષ્મણ-ઝૂલા પડયું. પહેલાં ત્યાં સીંકાનો પુલ હતો. સીંકાને ઝુલાવી એક સીંકામાંથી બીજામાં અને ત્યાંથી ત્રીજા ચોથામાં જતાં નીચે ગંગામૈયામાં પડવાનો ભય હતો. પણ કલકત્તાના દાનવીર શેઠ રાજા સૂરજમલે લોઢાના સળિયા અને લોઢાના દોરડાનો ઝુલતો પૂલ બંધાવ્યો છે. સામાન્ય યાત્રીઓ તો લક્ષ્મણજીના તથા પાસેના મંદિરમાંના બદ્રીનારાયણના દર્શન કરી ત્યાંથી પાછા ફરે છે. જ્યારે બદ્રીકેદારના યાત્રા-

ળુઓ તેજ રસ્તે આગળ વધે છે. સામાકાંઠે નામ પ્રમાણે ગુણવાળું સ્વર્ગાશ્રમ આવેલું છે. બાવા કાળી કમલીવાળાના અન્નક્ષેત્રો વિગેરેની ત્યાં ખુબ સગવડ છે. એ અંગે હવે બદ્રીકેદારની યાત્રા સરળ થઈ છે. અહિં બે હોડીઓ રહે છે તે યાત્રાળુઓને મફત સામે કિનારે ઉતારે છે. ઋષીકેશથી પાછા મોટર કે રેલ્વેદ્વારા હરદ્વાર જવાનું હોય છે, હરદ્વારમાં હમણાં તાજેજ બાંધેલો બીરલાટાવર અને તેની પાસે જ ફરફરતો રાષ્ટ્રધ્વજ, હિંદમાં ધાર્મિક ભાવના સાથે રાષ્ટ્રીય ભાવના પણ સારી રીતે જાગ્રત થઈ છે તેનું સૂચક છે. હરદ્વારથી દહેરાદુન તરફ જતાં રાયવાલા અને ત્યાંથી દહેરાદુન જવાય છે.

હરિદ્વારમાં મુખ્ય મેળો કુંભનો છે. દર બાર વર્ષે જ્યારે કુંભના બૃહસ્પતિ થાય છે ત્યારે મેષ સંક્રાતિમાં મોટો મેળો એક માસ લગી થાય છે અને લાખો યાત્રાળુઓ તથા સાધુ સન્યાસીઓ ગંગા સ્નાન માટે અહિં આવે છે. દેવ દાનવોની અમૃત કુંભ માટેની લડાઈ અને તે કુંભ તે દરમ્યાન જ્યાં જ્યાં પડયો ત્યાં ત્યાં કુંભ પર્વ ભરાય છે, તેવી પૌરાણીક વાત છે. દેવોમાં પણ શું આટઆટલી સ્વાર્થ વૃત્તિ હશે કે પછી આસુરી તત્વો પાસે આવી અમોઘ શક્તિ જાય તો તેનો દુરૂપયોગ થશે માટે લોકકલ્યાણ કાજેજ તે લડાઈ થઈ હશે?

## દહેરાદુન અને મસુરી

હરદ્વારથી દહેરાદુન પચાસેક માઇલ દુર છે. હરદ્વારથી

ઉપડેલી ટ્રેન ઘાટા જંગલો વટાવી એક પર્વતની ખીણપાસે આપણને લાવી મૂકે છે. અહિંથી મસુરી તેર માઇલ દુર છે દહેરાદુન એટલે પર્વત (દહેરા) પાસેની ખીણ (દુન) પાસેજ શિવાલીકની ટેકરી અને પર્વતરાજ હિમાલય આવેલ છે. અહિની લશ્કરી મહાશાળા (કૉલેજ) અંગે તથા હવાખાવાના સુંદર સ્થળ તરીકે આ શહેર પ્રખ્યાત છે. અહિંથી મસુરી તથા પંજાબના ચકરાતા ગામે મોટરો દોડે છે, અને તે માટે પાકી સડક છે. દહેરાદુન, મસુરી અને નૈનિતાલ સંયુક્ત પ્રાંતના હવાખાવાના સુંદર સ્થળો છે.

ગગનચુંબિ શાશ્વત હિમાચ્છાદિત ગિરિશિખરો તથા વનરાજિ અને નાની મોટી વહેતી સરિતાઓનું દૃશ્ય મન-મોહક છે. ચાના બગીચાઓ તથા સાગ અને ચીડના વન-નાવન તથા ગામ વચ્ચે વળેલી અનેક નાની મોટી નદીની નહેરો વિગેરે સુંદર દૃશ્ય નજરે પડે છે. ખેતીવાડીની કોલેજ, સંગ્રહસ્થાન, વિગેરે જોવા જેવાં છે.

કન્યા ગુરૂકુળ પણ જોવા લાયક છે અહિંના સંગ્રહ-સ્થાનમાં અનેક દુર્લભ વનસ્પતિના નમુના વિગેરે છે. ખેતી-વાડીના સુંદર જાતજાતના ઓજારો જીવજંતુ વિગેરેની માહિતી પણ એકઠી કરી છે. રાજકુમાર કોલેજ, લાકડાં તથા કાગ-ળના કારખાના વિગેરે પણ છે, જંગલની પેદાશનો સુંદર ઉપયોગ કરેલ છે. રાજકુમારો માટે એક કોલેજ અહિં છે. અહિંથી બત્રીસ માઇલ દુર ખાલસી ગામે સમ્રાટ અશોકનો શિલાલેખ છે.

દહેરાદુનમાં ગ્રેશામ, રોયલ વિગેરે હોટલો છે. દહેરાદુનથી મસુરી મોટર માર્ગે જઇ શકાય છે, તે તેર માઇલ દૂર છે. પ્રદેશ બહુ રળિયામણો છે. અને આસપાસના સુંદર જળધોધ જોવા લાયક છે.

કાશ્મીર અને ગ્રાન્ડ ઈન્ડીયન હોટલ દેશી પદ્ધતિની છે, જ્યારે સેવોય વિગેરે વિદેશી ઢબની હોટલો છે. પાછા દહેરાદુન પહોંચી ત્યાંથી હરદ્વાર અને લકસર થઈ ફરીને ઈસ્ટ ઈન્ડીયા રેલ્વે દ્વારા સહરાનપુરથી મોગલસરાઈ (બનારસ) તરફ ઉપડીએ. આપણે નગાધિરાજ હિમાલયના દર્શન કર્યાં. એ પર્વત રાજ આઠસો ગાઉ લાંબો અને પચાસ ગાઉ પહોળો હિંદની ઉત્તરે પથરાયેલ પડયો છે. તેના ગગનચુંબી શિખરો હંમેશાં બરફથી ઢંકાયેલાં જ રહે છે તેના પચીસેક શિખરો તો દરીયાની સપાટીથી વીસ હજાર ફીટ ઉંચા છે. એવરેસ્ટ (ગૌરીશંકર) હજુ પણ સાહસિકોને હંફાવી રહ્યું છે. તે ઓગણત્રીસ હજાર ફીટ ઉંચું છે. નંદાદેવી, ધવલગિરિ કાંચનગંગા અને બીજા અનેક શિખરો કૈલાસ અને માનસરોવર, સિંધુ, ગંગા, યમુના અને બ્રહ્મપુત્રા તથા તેમની અનેક શાખા પ્રશાખાઓ, બદ્રી કેદાર અને બીજા અગણિત તીર્થધામો, અખુટ બારે ભાર વનસ્પતિ, ચાના બગીચા, અને ચોખા (બાસમતી) ના ખેતરો, ચીડ અને સાગના વન અને વનમાંના નાના મોટા પ્રાણીઓ હાથી, અને કસ્તુરીમૃગ વિગેરે અનેક ભંડાર ભર્યો આ નગાધિરાજ હિંદનું અને વિશ્વનું એક મહાન રક્ષક અને પોષક તત્વ છે. તેને પૃથ્વીનો

માન દંડ યથાર્થ કહેલો છે. લકસરથી આગળ બનારસ તરફ જતાં વચમાં નજીબાબાદ અને ત્યારબાદ મુરાદાબાદ જંક્શનો આવે છે.

## બરેલી, આલ્મોડા, મુરાદાબાદ અલિગઢ, અને નૈનિતાલ

મુરાદાબાદ જંકશનેથી દિલ્હી તરફ એક ફાંટો જાય છે; જ્યારે બીજો ફાંટો ચંદૌસી જંકશને અલીગઢ બરેલી ફાંટાને મળે છે. તે રસ્તે અલીગઢ, હાથરસ, અને મથુરા જઈ શકાય છે. હાથરસથી મથુરા બી. બી. સી. આઈ રેલ્વેદ્વારા જવું પડે છે. જ્યારે ઈસ્ટ ઈન્ડીયામાંજ હાથરસથી આગળ તુંદલા જઈ આગ્રા પહોંચી શકાય છે. બી. બી. સી. આઈની તે નાની ગાડી હાથરસથી આગળ કાસગંજ અને ત્યાંથી કાનપુર સુધી જાય છે. મુરાદાબાદનો કિલ્લો, જુમ્મા મસ્જીદ વિગેરે જોવા જેવું છે. મુરાદાબાદથી ઈસ્ટ ઈન્ડીયામાં જ ચંદોસી જવું. ત્યાંથી અલીગઢ બરેલી બ્રાંચમાં અલીગઢ જવું ત્યાંના તાળા ખાસ વખણાય છે. દિલ્હીથી હાવરા જતી મુખ્ય લાઇન પરનું એ જંકશન સ્ટેશન છે. ત્યાંની મુસ્લીમ વિદ્યાપીઠ પણ જોઈ લેવી. મલુકચંદની ધર્મશાળા સ્ટેશન પાસેજ છે. બીજી જાનકીબાઈની ધર્મશાળા દુલેના પાડામાં છે, પાસે જુની રાજધાનીનું શહેર કૌયલ બને તો જોઈ લેવું. અલીગઢમાં તાળા બનાવવાનું મોટું કારખાનું છે. અલિગઢથી દિલ્હી કે મથુરા જવું હોય તો હાથરસ જવું ત્યાંનો જુનો જાટનો કિલ્લો દર્શનીય છે. હાથરસથી નાની

બી. બી. સી. આઈ દ્વારા કાસગંજ થઇ ત્યાંથી તેવીજ રોહીલા ખંડ અને કૂમાઉન રેલ્વેમાં બેસી બરેલી જવું. અને બરેલીથી તેજ રેલ્વેમાં કાઠગોદામ જવું. તે છેલ્લું સ્ટેશન છે. ત્યાંથી મોટર રસ્તે નૈનિતાલ પહોંચવું. સીધા ઇસ્ટ ઇન્ડીયા મારફતે મુરાદાબાદથી બનારસ તરફ જતાં બરેલી આવે છે. બરેલીમાં લશ્કરી છાવણી છે. અહિંથી તેજ રેલ્વેનો લખનૌ તરફ બીજો ફાંટો જાય છે. બરેલી અને મુરાદાબાદ રામગંગા નદી પર આવેલાં છે.

**નૈનિતાલઃ**—એ સુંદર સ્વાસ્થ્યપ્રદ હવાખાવાનું સ્થળ છે, અને પહાડ પર છ હજાર ફીટ કરતાં પણ ઉંચે હિમાલયના શિખરો વચ્ચે સુંદર સરોવર આવેલું છે. સંયુક્ત પ્રાંતના ગવર્નર ઉનાળો અહિંજ ગાળે છે. નૈનિ (નયનઆંખ)નું તાલ (સરોવર) ખરેખર હેમાચળના નયનરૂપ સ્વચ્છ અને સુંદર છે.

કાઠગોદામથી બાવીસ માઈલની મોટરની મુસાફરી પણ રમ્ય સુંદર પ્રદેશમાંની હોઈ વખત કયાં ગયો તેની ખબર પડતી નથી. મોટરનું ભાડું મુસાફર દીઠ દોઢ રૂપીયો છે. હિંદી તથા યુરોપીયન પદ્ધતિની હોટલો ઘણી છે હિંદુસ્થાન, હિમાલય, એમ્પાયર, અને નૈની હોટલ દેશી પદ્ધતિની છે. નૈનીનું સુંદર સરોવર એક માઈલ ઉપરાંત લાંબુ છે તેમાં હોડીઓ ફરી શકે છે. પાસેજ નૈની દેવીનું મંદિર છે. ઉંચા ઉંચા પહાડો, અને હિમાચ્છાદીત શિખરો, તેની ઉપરના લીલા વનની વનરાજી, સરોવરના તીર પરના નાના મોટા મકાનો, અને તે સર્વેનું જળમાં પડતું ચળકતું પ્રતિબિંબ



નૈનીતાલ વહાણની સફર

ઘડીભર મંત્રમુગ્ધ કરી દે છે. અંહિના ચીના શિખર તથા પાસેના બીજા શિખરો, પાસેના ભીમતાલ, મુકતેશ્વર અને તેવા બીજા ગામ તથા નંદાદેવીનું સુંદર સુધાધવલ; અને સુવર્ણમય ગિરિશૃંગ વિગેરે બને તો જોઈ આવવાં. ગિરિરાજ હિમાલયની શોભા આ રેલ્વે રસ્તે તથા કોઈ ઓર રીતે દીપી ઉઠે છે. આ બાજુપર શોખના કારણે થોડા ઘણા સુધારા થયા છે છતાં હજુ પણ જોકે મોજ તે જે દ્રસ્ય રજુ કરે છે, તેના વર્ણન માટે શબ્દો પૂરતા નથી. શ્રી. કાલેકર કાકાનો નીચેનો ફકરો તે ભાવના આબેહુબ રજુ કરે છે. "હિમાલય-આર્યોનું આદ્યસ્થાન; તપસ્વીઓની આ તપોભૂમિ, પુરૂષાર્થી લોકોને માંટે ચિંતન કરવાનું એકાન્ત સ્થાન, થાકયાં પાકયાંનો વિસામો, નિરાશ થયેલાંઓનું સાંત્વન, ધર્મનું પિઅર, મુમુક્ષુઓની અંતિમ દશા, સાધકોનું મોસાળ, મહાદેવનું ધામ અને અવધુતોની પથારી છે. સાગરને મળનારી અનેક નદીઓનો એ પિતા છે એજ સાગરમાંથી ઉદ્દ્ભવેલાં વાદળાનું એ તીર્થ સ્થાન છે. હિમાલય એ ભૂલોકનું સ્વર્ગ, યક્ષ કિન્નરનું વસતી સ્થાન છે. જગતના સર્વ દુઃખોને સમાવી લે તેવો તે વિચાળ છે; સર્વ ચિંતાગ્નિને સમાવીદે એટલો એ ઠંડો છે; કુબેરને પણ આશ્રય આપી શકે એવડો એ ધનાઢય છે; અને મોક્ષની સીડી બની શકે એવડો એ ઉંચો છે." ખરેખર એજ દેવાધી દેવ મહાદેવનું સ્વરૂપ છે.

ભીમતાલ પણ એક સુંદર સરોવર છે. અને નૈનીતાલથી

પંદરેક માઈલ દૂર છે. જ્યારે નૈનીતાલથી સીત્તેર એંસી માઈલ દૂર આલ્મોડા છે. આલ્મોડામાંથી નંદાદેવીના શિખરનું દૃશ્ય ચંડીપાઠના શ્લોકોનું વર્ણન ખરેખર તાજું કરે છે. અહિંયા સરોવરમાં પણ ગોરા લોકો આવી હોડીમાં ફરે હરે છે અને સરોવરમાં માછલાં પકડે છે! અંહિની આબોહવા સુંદર સ્વાસ્થ્યપ્રદ છે જેથી ક્ષયના અનેક દરદીઓ અંહિ આવી સાજા થઈ જાય છે. આપણે પણ પાછા કાઠગોદામ જઈ ત્યાંથી રોહિલખંડ એન્ડ કુમાઉં રેલ્વેમાં બેસી બરેલી જઈએ ત્યાંથી પિલભીત જઈ લખનૌ જઇ શકાય છે. અગર તો બરેલીથી ઈસ્ટ ઇન્ડીઆ રેલ્વે દ્વારા પણ શાહાજહાંપુર, હરડોઈ બાલામઉ અને લખનૌ થઈ બનારસ જઇ શકાય છે. બાલામઉથી એક ફાંટો સીતાપુર જાય છે તે રસ્તે વચમાં નીમસાર સ્ટેશન આવે છે ત્યાંથી નૈમિષારણ્યમાં જઇ શકાય છે.

## નૈમિષારણ્ય અને મિશ્રિક તીર્થ.

**एकदा नैमिशारण्ये ऋषयः शौनकादयः** એ સત્યનારાયણની કથાના પ્રારંભિક શ્લોકથીજ જે પવિત્ર અરણ્યની અને તેમાં તપ કરતા હજારો મુનિયોની સ્મૃતિ તાજી થાય છે તે તપોવન આ પ્રાંતમાં આવેલું છે. ગંગા ગોમતીમાં સ્નાન કરીને પાસેજ મોટો ટેકરો છે. ત્યાં હનુમાનજીના દર્શન કરવા, પછી પાંચ પાંડવોના તથા શ્રી કૃષ્ણના મંદિરના દર્શન થાય છે. તેમની પાસે મોટા અંગદજીની મુર્તિ છે જોડે બદરી નારાયણનું મંદિર છે. અને પાસે એક મહાત્માની ગુફા છે.

ત્યાંથી થોડેજ દૂર **ચક્રતિર્થ** નામનું નહાવાનું સ્થળ છે. આ સ્થળ ૮૮૦૦૦ રૂષિઓનું સ્થળ છે. આ કુંડ ગોળ ચક્રના આકારે છે. નૈમિષારણ્યમાં આ મુખ્ય સ્થળ છે. ત્યાંથી થોડેક દૂર ભગવાન વેદવ્યાસનું સ્થાન છે ત્યાં પોતે ભાગવત લખાએલું બીજા એક મંદીરમાં ભગવાન વેદ વ્યાસની એક બાજુ મૂર્તિ છે, તથા બીજી બાજુ શુકદેવજી મહારાજનું મંદિર છે વચમાં વેદ વ્યાસ ભગવાનની ગાદીનું સ્થાન છે. નીચે મનુ મહારાજની સમાધિનું સ્થાન છે. ત્યાંથી પાંચેક ગાઉ દુર બ્રહ્માવર્ત નામનું સ્થાન છે. ત્યાં બ્રહ્મકુંડ છે તેમાં સજીવન પાણી છે. પ્રવાહ સતત વહે છે. ચક્રતીર્થમાં પણ પાતાળ ફોડીને પાણી આવે છે તેમ કહેવાય છે.

**બ્રહ્મકુંડથી:**–થોડે દૂર સુતજીનું સ્થાન છે. પુરાણોના જાણકાર રૂષિઓમાં સુત સર્વશ્રેષ્ટ હતા. પાસેજ લલીતાદેવીનું મંદિર, તથા પંચપ્રયાગ સરોવર આવેલાં છે. રાધાકૃષ્ણના મંદિરમાં સુતજી મહારાજનું આસન છે. ત્યાં સુત પુરાણી કથા કરતા હતા. પંચપ્રયાગકુંડને સતીકુંડ પણ કહે છે.

**પરિક્રમા–ચક્રતીર્થ**–ચક્રતીર્થ એક ગોળાકાર પત્થરનો બાંધેલો કુંડ છે. વચમાં પાણી વિશેષે હોવાથી સરકારે વચમાં જાળીવાળી ભીંત બનાવેલી છે. કુંડનું પાણી ઉભરાઈને દક્ષિણના નાળાથી બહાર જાય છે. કિનારાપર કેટલાંક દેવળ છે. જેમાં ભુતનાથ મહાદેવનું મંદિર મુખ્ય છે. આ કુંડમાં સુદર્શન ચક્ર પ્રભુએ નાંખેલું અને તેણે સાત પાતાળ ફોડી નાંખેલા

એમ કહેવાય છે. કુંડનો તાગ (ઊંડાઈ) મળતો નથી. પંચપ્રયાગ સરોવરના કિનારે ગોવર્ધન, મહાદેવના મંદિરો તથા જાનકી કુંડ તથા લલીતાદેવીનું મંદિર છે. એક બીજા સરોવરના કિનારે કાશીવિશ્વનાથ તથા અન્નપુર્ણા દેવીના મંદિર છે, તથા ગોલોક કુવો, ધર્મરાજા તથા શુકદેવજીની ગાદી વિગેરે છે. મેદાનમાં મનુ અને શતરૂપા રાણીના ચોતરા, વ્યાસગંગા સરોવર, બ્રહ્માવર્ત નામનું સરોવર, અને ગંગોત્રી સરોવર છે. આ ત્રણે સરોવર હાલતો રેતીથી ભરેલાં છે. પુષ્કર સરોવર તથા ગોમતી નદી પવિત્ર મનાય છે. દશાશ્વમેધ નામની ટેકરી ઉપર રામલક્ષ્મણનું મંદિર છે અહિં શ્રી રામચંદ્રજીયે યજ્ઞ કર્યો હતો. પાસેજ પાંડવ કિલ્લો છે, ત્યાં શ્રી કૃષ્ણ અને પાંચ પાંડવોની મુર્તિઓ છે. વરાહકુંડ, અને ઠેકઠેકાણે અનેક ગુફાઓ, મહાવીરની મૂર્તિઓ, જગન્નાથનું મંદિર વિગેરે છે. આ જંગલમાં લાખો આંબાના ઝાડ છે. આ તપોવનમાં શાસ્ત્ર, ધર્મ અને જાતિની અનેક ચર્ચા થતી અને સત્ય રહસ્ય શોધી પરમાત્માની ઝાંખી કરવા માટે લાખો મનુષ્યો જીવનભર તપ આચરતા હતા.

**મીશ્રીકતીર્થ**—નૈમિષારણ્યથી પાંચ માઈલ દૂર છે. મીશ્રીક તીર્થ સ્ટેશનેથી ત્યાં જવાય છે. ત્યાં દધીચિકુંડ નામનું સરોવર છે અને ત્યાં દધિચિ રૂષિનું જુનું મંદિર છે. અહિંયા દધીચિરૂષિએ દેહોત્સર્ગ કરતાં પહેલાં દેવોનો તમામ તીર્થોનું જળ એકઠું કરવા કહ્યું અને તે મુજબ સર્વ તીર્થોનું

જળ દેવો લઈ આવ્યા અને અત્રે ભેગું કર્યું, તેથી આ કુંડનું નામ મિશ્રિક તીર્થ કહેવાયું. એમાં સ્નાન કરી દેવોને મદદ કરવા ખાતર દધીચિ રૂષિએ પોતાના હાડકાં દેવોને અર્પ્યાં. આવીજ ઉક્તિ સાબરમતી માટે પણ આગળ જોઈ ગયા છીએ. સિંહના બૃહસ્પતિ હોય ત્યારે ગોમતીમાં સ્નાન કરવાથી મોક્ષ મળે છે એમ કહેવાય છે. હત્યાહરણતીર્થમાં સ્નાન કરવાથી હત્યાનું પાતક નાશ પામે છે. અને નૈમિષારણ્ય તીર્થ બધા પાપોનો નાશ કરી મુક્તિ અર્પનાર તીર્થ છે એવું રામાયણ, મહાભારત અને પદ્મપુરાણમાં કહેલું છે. આવા તીર્થ સ્થળો આપણા તેવા અઘોર પાતકને સ્મરાવી સાચા હૃદયથી આપણે પ્રાયશ્ચિત કરીયે તે માટે જ યોજાયાં હશે. બાકી શું દર વર્ષે શ્રાવણીપર "હેમાદ્રિ સંકલ્પ" કરીએ એટલે આપણા તમામ પાપ તે જળની સાથે જ શું ભસ્મ થઈ જવાના હતા ? સંધ્યાનું અઘમર્ષણ એ તો આપણી સત્કર્મ દુષ્કર્મની નિત્યનોંધ છે. આવક જાવકનો હિસાબ રાખનાર આપણે, હમણાં હમણાંથી રોજના સત્કર્મ દુષ્કાર્મનું થોડુંઘણું સ્મરણ રાખતાં મહાત્માજી જેવાની પ્રેરણાથી થોડુંક શિખ્યા છીયે, પરંતુ તે પૂર્વે હજારો વર્ષ પહેલાં આપણા દેશમાં તો તેવું પાપ પુણ્યનું રોજનામું, વાર્ષિક સરવૈયું, અને છેવટે જીવનભરનું સરવૈયું થતું અને તેના પ્રાયશ્ચિતરૂપે તીર્થસ્થળમાં આખું જીવન તપ અને પ્રાયશ્ચિતમાં વીતાવતા હતા. અહિંયા મુખ્ય દાન આંબાનું છે. આ પ્રદેશમાં આંબા ખુબ થાય છે જેથી પંડયા અને

શાસ્ત્રીઓ રૂા. સવા કે બેમાં આંબો વેચે છે અને તે દાન તરીકે તેઓ પાછા સ્વીકારે છે.

નેમીસારથી સીતાપુર ન જતાં, પાછા બાલામઉ આવી ત્યાંથી લખનૌ પહોંચી જઈયે. લખનૌ એ ગોમતી કાંઠે આવેલું સુંદર શહેર છે. અહિંનું રેલ્વે સ્ટેશન હિંદના બધા સ્ટેશનોમાં સૌથી સુંદર લેખાય છે.






## લખનૌ, કાનપુર, અને (પ્રયાગ). અલ્લાહાબાદ

લખનૌ એ "બગીચાના શહેર તરીકે પ્રસિદ્ધ છે, લખનૌ જંકશને ઘણી ટ્રેનો ભેગી થાય છે. ઔધ પ્રાંતનું તે મુખ્ય શહેર છે અને વેપારી મથક છે. અહિંની બડા ઈમામવાડા તથા છોટા ઈમામવાડાની એ મોટી ઈમારતો જોવા લાયક છે એક કોલેજ છે, અને સંગ્રહસ્થાન, વેધશાળા તથા ગવર્નમેન્ટ હાઉસ પણ જોઈ લેવા. જુનું રેસીડન્સીનું ખંડેર છે કે જ્યાં સત્તાવનની લડાઈમાં ખુબ ઝનુની યુદ્ધ થતાં સુધી પણ અંગ્રેજોયે સુંદર ટકાવ કરેલો. મોતીમહાલ અને બીજા મહેલો પણ જોવા લાયક છે.

## લખનૌ

લખનૌ રેલ્વેનું મોટું જંકશન સ્ટેશન છે. ત્યાંથી બી. એન. રેલ્વે મારફત કાનપુર, અગર તો ગોંડા, ગોરખપુર અયોધ્યા અને કટિહાર સુધી જઈ શકાય છે. ઇસ્ટ ઈન્ડીયા રેલ્વેના પણ ત્રણ ચાર ફાંટા બનારસ, અલ્હાબાદ, કાનપુર અને શહરાનપુર વિગેરે તરફ દોડે છે. લખનૌ શહેર ઘણું મોટું છે. ગોમતી નદીના બંને કાંઠે તે વસેલું છે. સ્ટેશનથી ગોમતી નદી દોઢ માઈલ દૂર આવેલી છે. ગોમતી નદીનો ઘાટ પત્થરથી બાંધેલો છે, તેના ઉપર મહાદેવજીનું મંદિર છે. સ્ટેશન પરથી જ મોટર, ગાડી, ટાંગા વિગેરે વાહનો મળી શકે છે. હિંદી ઢબની હૉટલોમાં ન્યુ પ્રીન્સ હૉટેલ, ઈમ્પીરીયલ હૉટેલ, એમ્પાયર હૉટેલ, બેંગાલ હૉટેલ, લખનૌ હૉટેલ વિગેરે છે રોજનો દર ફક્ત રહેવા માટેનો જ રૂા. ૧ થી રૂા. ૬-૮ સુધીનો છે, તે નક્કી કરી લેવો.

ગોમતી નદીને અહીં અવરોધ કરી રોકેલી હોવાથી શહેર પાસે જળ ઉંડું છે. ગોમતી ઘાટથી ત્રણ માઇલ દૂર બડા મહાવીરનું સુંદર સ્થાન છે. શહેરમાં પણ બીજાં બે ત્રણ મહાવીરનાં સ્થાનકો છે. શહેરમાં ગણેશગંજની પાસે માનસીંહની ધર્મશાળા છે, અને ચોકની પાસે બાબા હઝારાની ધર્મશાળા છે. મોટા સ્ટેશનની પાસે જ શાહગયાપ્રસાદની અને મુન્નેલાલજીની ધર્મશાળા છે. અમીનાબાદ પાર્ક તથા અહિયાગંજ વિગેરેમાં પણ બીજી ધર્મશાળાઓ છે. આ શહેરમાં મુસલમાનોની વસ્તી વિશેષ છે. ત્રણ સવારીના ટાંગા

માટે શહેરમાં બધી જોવા લાયક જગ્યાઓ બતાવવાનો દર દોઢ રૂપીયો છે, જ્યારે એક ઘોડાવાળા એક્કાનો સામાન્ય દર રૂપીયો એક છે. લખનૌ જંકશન, લખનૌ સીટી, ઓશ બાગ વિગેરે સ્ટેશનો છે, મુખ્ય સ્ટેશન પાસેનો જ ચાર બાગ, તથા સિકંદર બાગ, મુસા બાગ અને જંગલ તથા ખેતીવાડી ખાતાના બગીચા જોવાલાયક છે. તદ્ ઉપરાંત જોવાલાયક સ્થળો નીચે મુજબ છે:—

કાઉન્સીલ ચેમ્બરનું મોટું આરસનું મકાન. તેમાં ખુરશીઓ, સુંદર ઝુમર અને ગાલીચા વિગેરેની સુંદર સુખકર સગવડ પણ છે. ચીડીયાખાનામાં વાઘ, રીંછ વિગેરે જુદી જુદી જાતનાં પશુ પક્ષીઓ રાખ્યાં છે.

## બડા ઈમામબારા અને છોટા ઈમામબારા.

આ બાદશાહી વખતની સુંદર મોટી ઇમારતો છે. બડાઈમામબારામાં બાદશાહની કબર છે જ્યારે છોટાઈમામબારામાં રાણીની કબર છે. અયોધ્યા પ્રાંતનું આ મુખ્ય શહેર છે અને અયોધ્યાના નવાબોના વખતમાં આ શહેરની જાહોજલાલી કાંઇ ઓર હતી. બડાઈમામબારાની પાસે સુંદર મસીદ છે. મકાનને મોટું કંપાઉન્ડ છે. મકાન પત્થર, ઇંટો અને ચુનાનું બંધાવેલું છે પણ ભવ્ય અને રોનકદાર છે. તેમાં લાકડા કે લોઢાનું નામ નિશાન નથી. તેમાં મીણનું તાબુત, સુખડના લકડાનું તાબુત, જાતજાતના ઝુમરો, બાદશાહનો મુગટ, ચાંદીનું સિંહાસન, ચાંદીના ઘરેણાં વિગેરે જોવાલાયક છે, તેનો મધ્યભાગ પણ ખુબ વિશાળ અને ભવ્ય

છે. મધ્યનું સભાગ્રહ (હોલ) ૧૬૦ ફીટ લાંબું, ૬૦ ફીટ પહોળું, અને ૧૦૦ ફીટ ઉંચું છે છતાં પણ તેને એકપણ ટેકો નથી. તેમાં બેગમોને બેસવા માટે ઉપરના ભાગમાં ઝરૂખા, રવેશો, તથા ગોખ આવેલા છે. ઉપરના ભાગમાં ભુલભલામણી જેવા રસ્તાઓ છે.

**સંગ્રહસ્થાન અને વીંગફીલ્ડ પાર્ક**:-અજાયબઘર (મ્યુઝયમ)નું મકાન મોગલાઈ ઢબનું છે. તે સંગ્રહસ્થાન ઘણું જ સુંદર જોવાલાયક છે. તેમાં મરેલા વાઘ, રીંછ, ગેંડા, લોંકડી, સિંહ, મગર, માછલી તથા જુદા જુદા અનેક પશુપક્ષી તથા મમી (પુરાણા મૃતદેહ)થી માંડીને જુદી જુદી માનવજાતના પણ મૃત કલેવરો વિગેરેનો મસાલો ભરી સંગ્રહ કરેલ છે. તથા પત્થર ઉપરના સુંદર કોતરકામ, જુના લેખો, હથિયારો, ચિત્રકામ, સાપ વીંછીઓની જુદી જુદી જાતો, રેશમી તથા જરીના કાપડનું કામ, પિત્તળનું ભરતકામ, ચીનાઇ માટીનાં દેશપરદેશનાં જુદા જુદા ઘાટનાં વાસણો વિગેરે ઘણું જોવા જેવું છે. જોવાની કાંઇ ફી લેવાતી નથી. ચિત્રશાળા (પિકચર ગેલેરી)માં બાદશાહોનાં મોટાં તૈલચિત્રો છે.

**મોતીમહેલ**:-ભવ્ય અને સુંદર છે. તેમાં આરસનાં પુતળાં તથા છબીઓ વિગેરે જોવાલાયક છે, તેની સામે જ ત્રણસો સાઈઠ બેગમોનો મહેલ છે. તદ્દ ઉપરાંત ચોકબજાર, કેસરબાગ, હુસેનાબાગ, મચ્છીભવન મહેલ, જુમ્મા મસ્જીદ, દિલખુશ અને ફરહલક્ષ મહેલ વિગેરે નવાબોની જુની સમૃદ્ધિનો અને તે વખતના સ્થાપત્યનો સુંદર ખ્યાલ આપે છે. વળી

છતર મંઝીલ, બેલીગાર્ડ, અને લખનૌ યુનિવર્સિટીના કૉલેજ વિગેરેના મકાનો પણ દર્શનીય છે. હાલમાં લખનૌનું મહત્વ ખુબ વધતુ ગયું છે, પરંતુ આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતોનાં બે મુખ્ય શહેર તે તો આગ્રા અને અયોધ્યા અનુક્રમે હતા. તેથી આપણે સીધા પ્રાતઃસ્મરણીય શ્રી રામચંદ્રજીના ધામમાં જઈ આવીએ અને પછીથી લખનૌ થઈ કાનપુર તરફ જઇએ.

## શ્રી રામની અયોધ્યા. ફૈઝાબાદ, સહજાનંદ સ્વામીનું જન્મ ગામ છપૈયા અને ગોરખપુર.

લખનૌથી ઇસ્ટ ઇન્ડીયા રેલ્વેનો એક ફાંટો બારાબંકી, ફૈઝાબાદ, અકબરપુર અને જુવાનપુર થઈને સીધો બનારસ, (મોગલસરાઈ) જાય છે, એટલે લખનૌથી મોગલસરાઈની ટ્રેનમાં બેસી બારાબંકી અને ફૈઝાબાદ થઇ અયોધ્યા જવું. લખનૌથી એંસી નેવું માઇલ પછી ફૈઝાબાદ જંકશન, ફૈઝાબાદ સીટી અને અયોધ્યાના સ્ટેશનો આવે છે. ફૈઝાબાદ ગોગા નદીને કિનારે આવેલું મોટું શહેર છે, ત્યાં લશ્કરી છાવણી છે, અહીંથી અયોધ્યા નગરી ફક્ત ચાર માઈલ દૂર છે.

શ્રી રામચંદ્રજીની રાજ્યધાની અયોધ્યા એ મોક્ષદા સપ્તપુરીમાંની પ્રથમ નગરી છે. હજુ આપણા એ આદર્શ રાજા રામની આછી સરખામણીમાં ઉતરે તેવો સ્વાર્થત્યાગી, પ્રજાપાલક, પ્રજાનેજ પોતાનું સર્વસ્વ માનનાર બીજો રાજવી હજુ થયો નથી અને તેથીજ આપણું "રામ રાજ્ય" હજુ આદર્શ

રાજ્ય રહ્યું છે. સ્વરાજ્યના ફાયદા અનેક છે, પરંતુ અત્યારની સને ૧૯૪૦ની લોકશાહી અને અનેક લોકશાહીઓનો ઘડીમાં વિનાશ; અને તે છતાંય તે નષ્ટ થયેલ લોકશાહીઓનું ફરીને પુનરૂત્થાન કરવાની ઘોષણા કરતું ઈંગ્લાંડ—જગત આખાની લોકશાહીનો આધાર સ્થંભ—જ્યારે જગતની વસ્તીના પાંચમા ભાગને બસો વર્ષથી લોકશાહી વિહીન બનાવી રહેલ છે, અને હજુએ લોકશાહી, તંત્ર આપવાની ના સુણાવી રહ્યુ છે જ્યારે લોકશાહીના આવા દંભ કરતાં તો આપણું રામરાજ્ય અનેક ઘણું બ્હેતર હતું એમ કોણ નહિ કહે ? અયોધ્યા ઈસ્ટ ઇન્ડીયા રેલ્વે દ્વારા અગરતો બી. એન રેલ્વે દ્વારા જઈ શકાય છે. કટિહારથી ગોરખપુર અને કાનપુર જતાં રસ્તામાં મનકાપુર જંકશન આવે છે ત્યાંથી અયોધ્યા ઘાટ સ્ટેશને જઇ શકાય છે. અયોધ્યા સ્ટેશનથી ગામ આશરે દોઢ બે માઈલ દૂર છે. તે સરયુ નદીને કિનારે આવેલું છે નદી ઉપર બાંધેલા ઘાટ છે. એકને સ્વર્ગઘાટ અને બીજાને રામ ઘાટ કહે છે. વાહન વ્યવહારમાં મોટરો, ઘોડાગાડી, ટાંગા વિગેરે મળી શકે છે. ધર્મશાળાઓ તથા હોટલો અને રહેવા માટે મકાનો પણ સસ્તા ભાડે મળી શકે છે. રાયગંજમાં રૂસીવાળી રાણીની, કનૈયાલાલજીની, છંગામલ કાનપુરવાળાની વિગેરે, સ્વર્ગદ્વાર ઘાટપર કરમસીદાસ મુંબઈવાળાની વિગેરે અનેક ધર્મશાળાઓ છે. હાલ નદી થળ ઉપર નથી પણ ઘાટથી ઘણીજ છેટી છે, તેથી રેતીમાં ચાલીને સ્નાન કરવા જવું પડે છે, સરયુની રેતી ઘણી ઝીણી છે તેમજ તેમાં

છીપ તથા અબ્રખનો ભાગ ચળકે છે. નદીમાં કાચબા પણ ખુબ છે. તથા થોડા થોડા કીચડ પણ છે. આ ગામમાં માંકડા પણ બહુ છે, અને જો જરાકે ગફલત રહ્યા તો શ્રી કૃષ્ણના અને શ્રી રામના તે સાથીદારો જરૂર ચીરહુ-રણલીલા આચરવાનાજ ! ગામ જુનું અને મોટું છે પરંતુ હાલમાં તો તેમાંનો ઘણોખરો ભાગ ખંડેર છે અને "રામ બીના મોરી સુની અયોધ્યા" જેવું લાગે છે. ગામમાં ત્રેસઠ વૈષ્ણવો અને તેત્રીસ શિવના મંદિરો છે તેમાંથી બાર પંદર મુખ્ય છે.

સ્વર્ગઘાટ ઉપર નાગેશ્વરનાથ મહાદેવનું મંદિર છે. આ ગામમાં મહાદેવનું ઘણું મહાત્મ્ય છે મહાદેવ ઘણા તો નાગ ઉપર બિરાજે છે. રામઘાટથી અયોધ્યાના રાજાના મહેલ સુધી જતાં સડકની બંને બાજુયે ઘણા મંદિરો આવે છે એને સ્વર્ગઘાટથી સ્નાન કરી આગળ જતાં બીજા મુખ્ય મંદિરો આવે છે. અંહિયા મુસલમાનોયે કેટલાક મંદિરો તોડી ફોડી અસ્તવ્યસ્ત કરી મૂકેલું છે. હનુમાન ગઢીની ટેકરી ઉપર હનુમાનજીનું સુંદર ભક્તિભાવ પ્રેરક મંદિર છે. યાત્રાળુઓની ત્યાં ભીડ સારી રહે છે. પાસેજ "જન્મભૂમિ"ના નામથી પ્રખ્યાત એક મંદિર છે.

**કનકભુવન:**–અયોધ્યામાં સર્વ મંદિરોમાં, ઉત્તમ કનક-ભુવનનું મંદિર છે. તેના પશ્ચિમ તરફના મંદિરોમાં સોનેરી સિંહાસન ઉપર રાજા જનકજીની મૂર્તિ છે. મંદિરના કમાડો ઉપર જડેલા સોના ચાંદીના પતરાંની કારીગરી ઉત્તમ છે. આ

મંદિર બે ત્રણ વખત ભાંગી નાંખવામાં આવેલું છે, અને તે બાબતનો શિલાલેખ મંદિરમાં ચોડેલો છે.

બીજા એક મંદિરમાં રામ લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન અને સીતાજીની મૂર્તિઓ છે. વસિષ્ટ ગુરૂની ચરણ પાદુકા અને વિશ્વામિત્ર મુનિનું આસન છે. રત્નસિંહના સ્થાન ઉપર મંદિર છે અને તેમાં રામલક્ષ્મણ જાનકી અને વસિષ્ઠ મુનિની મૂર્તિઓ છે.

**આનંદભુવનના** સ્થાન ઉપર એક મંદિરમાં કૌશલ્યા માતાના ખોળામાં શ્રી રામચંદ્ર, કૈકેયીના ખોળામાં ભરત, સુમિત્રાના ખોળામા શત્રુઘ્ન અને શ્રી દશરથ રાજાના ખોળામાં લક્ષ્મણજીની મૂર્તિઓછે. રામકચેરીની પણ જગો છે અને ત્યાંના મંદિરમાં રામ લક્ષ્મણ જાનકી, રાધાકૃષ્ણ, બદ્રીનાથ, બાલાજી અને ત્રણસો સાઈઠ સાલીગ્રામ છે.

**કોપભુવનની** જગોએ એક મંદિરમાં દશરથ કૈકેયી, રામ લક્ષ્મણ વસિષ્ટ અને મંથરાની મૂર્તિઓ છે, તેમાં કૈકેયીની સુતેલી મૂર્તિ છે. દર્શન માટે એક પૈસો લે છે. સીતાજીના રસોડાની જગ્યાએ એક મંદિરમાં રામ જાનકી, લક્ષ્મણ ભરત, ભરતની પત્ની, બીજા ભાગમાં શત્રુઘ્ન, કોશલ્યા, કૈકેયી, સુમિત્રા, અને જગન્નાથજીની વિગેરે મૂર્તિઓ છે. પગથીઆ નીચે ખંડમાં ચુલો વેલણ વિગેરે બતાવી. ભાવિક ભક્તો પાસે દક્ષિણા મુકાવે છે, અને જોવાની ફી તો એક પૈસોજ રાખી છે.

**"જન્મભૂમિ"**–રામજન્મસ્થાન કોપ ભુવનથી આગળ હનુમાનગઢીથી અર્ધોક માઈલ ઉપર શ્રી રામચંદ્ર પ્રભુનું જન્મ સ્થાન છે. અંહિયા ઉજ્જનના રાજા વિક્રમે બંધાવેલ ઉત્તમ મંદિર હતું તે મુસલમાન બાદશાહ બાબરે તોડી નાખ્યું અને તેનાં ઘણા ભાગમાં મસીદ બંધાવી એમ કહેવાય છે. બહાર ચોતરા ઉપર મંદિર છે, તેમાં શ્રી રામ લક્ષ્મણની બાળવયની સુંદરનાની મૂર્તિઓ પધરાવી છે, પાસે વળી નાનાં રમકડાં પણ છે !

**પરિક્રમા**–અયોધ્યાની પરિક્રમા છ માઈલની છે. રામ ઘાટથી શરૂ કરી પાછા રામઘાટ આવવાનું છે. અનેક મંદિરોન વચમાં દર્શન કરવાનાં હોય છે.

**દશરથ ગાદી**. અયોધ્યામાં દશરથ ગાદી નામનું એક મંદિર છે. આવા અને યાત્રાના બીજા સ્થળો જેવાં કે વૃન્દાવન વિગેરેમાં કોઈ કોઈવાર પુજારીઓ ભોગ ધરાવવાનાં બહાને યાત્રાળુઓને રોકી અંતરપટ (પડદો) દૂર કરવાની દક્ષિણા માગે છે, અને તે રીતે પોતાને ધનોપાર્જન માટે પણ પ્રભુને દિવસમાં જેટલી વખત યાત્રાળુઓ આવે તેટલી વખત ભોગ ધરાવેજ જાય છે. તેનો ભક્તિભાવ અને ભગવાનના ભોજન યાત્રાળુઓની સંખ્યા મુજબજ વધતા જાય એ તેનાં આનંદનો વિષય કોઇ શ્રદ્ધાવાન ભક્તને પરેશાન કરે છે !

અયોધ્યામાં રામનો મહેલ, અને તેની અંદરની સુંદર વિષ્ણુની મૂર્તિ ભક્તિભાવજનક અને સુંદર છે. તદ

ઉપરાંત અન્નપૂર્ણા દેવીનું મંદિર રામકોટ, સદ્ગુરૂ સદન, વિગેરે જોવા લાયક છે અને રામાયણના કથા પ્રસંગોને તાજા કરે છે. અહિંયા અનેક નાગા બાવાઓ તથા બીજા અનેક ભક્તો અને યાત્રાળુઓ શ્રી. તુલસીદાસજીની ચોપાઈ કે, "રઘુપતિ રાઘવ રાજારામ" ની રામધુન બજાવ્યા કરે છે. અયોધ્યાના નાગા બાવા અને હિમાલયમાં ખાખી બાવા, અને બીજા અનેક સાધુ સંતો આપણા હિંદના અનુભવી યાત્રાળુઓ અને સમાજ ઉપદેશક અને સાદાઈના આદર્શરૂપ સમાજને હિતકારક હતા અને હજુ પણ ઘણું હિત સાધી શકે તેમ છે. "રામલક્ષ્મણ જાનકી જય બોલો હનુમાનકી" એવા અને બીજા અનેક જયનાદ, ઘંટારવ, વિગેરે અંગે હૃદયમાં ભક્તિભાવની અનેક ઉર્મિઓ જાગે છે. શ્રી કાકા કાલેલકરે અયોધ્યા માટે યથાર્થ કહ્યું છે કે "આવા પ્રસંગ માણસના મન ઉપર કાયમનો કોતરાયા વિના રહે ખરો ? પાષાણ જેવી જડ સ્મૃતિ હોય તો તેના ઉપર પણ આવું સ્મરણ અશોકના શિલાલેખની પેઠે હંમેશને માટે જડાઈ જવાનું" અહિંથી પેલેપાર સોળ માઈલ દૂર છપૈયા નામે ગામ છે. મનકાપુર અયોધ્યાઘાટ (લક્કડમંડી) લાઈન મારફતે ટ્રેન રસ્તે **છપૈયા** જવાય છે. તે સરયુના કાઠાં ઉપર છે. ત્યાં સ્વામીનારાયણ ધર્મના સંસ્થાપક શ્રી સહજાનંદ સ્વામીનો જન્મ થયેલો અયોધ્યાઘાટ (લક્કડમંડી) સ્ટેશન અયોધ્યાથી બે માઈલ દૂર છે ત્યાંથી બી. એન. રેલ્વેમાં બેસી મનકાપુર જવું કાનપુરથી કટિહાર જતાં વચમાં

મનકાપુર આવે છે તે રસ્તે મનકાપુરથી આગળ કટિહાર તરફ જતાં સ્વામીનારાયણના છપૈયાનું સ્ટેશન આવે છે. સ્ટેશન ઉપર ધર્મશાળા છે ત્યાંથી છપૈયા ગામ અર્ધો માઇલ દૂર છે. ત્યાં શ્રી સહજાનંદ સ્વામીનું નાનું મંદિર છે; તથા નારાયણ સરોવર છે. છપૈયાથી આગળ જતાં બસ્તી અને ગોરખપુરના જંકશનો આવે છે.

**ભરતકુંડ**:–અયોધ્યાથી ફૈઝાબાદ જવું ત્યાંથી ઇસ્ટ ઇન્ડીયા રેલ્વેનો એક ફાંટો અલ્હાબાદ તરફ જાય છે. આ રસ્તે જતાં ફૈઝાબાદ જંકશન પછી મસૌઢા અને પછી ભરત-કુંડનું સ્ટેશન આવે છે. તે અયોધ્યાથી પંદર સોળ માઇલ દૂર છે. નંદી ગામમાં ભરતકુંડ નામનું સરોવર અને ભરતજીનું મંદિર છે. શ્રી રામચંદ્રજી વનવાસ ગયા ત્યારે ભરતજી અહિં રહેતા હતા રામઘાટથી આઠ માઇલ પૂર્વ સરયુના કિનારે રાજા દશરથને આગ્નદાહ કર્યો હતો તે સ્થાન આવે છે. અંહિ પણ માંકડાનું જોર વિશેષ છે. ભરતકુંડથી આપણે સીધા પ્રયાગ અને અલ્હાબાદ જઇ શકીયે છીયે. પરંતુ આપણે લખનૌથી અધુરો રાખેલો કાનપુર અને ઝાંસીનો પ્રવાસ ખેડી, ત્યાંથી ચિત્રકૂટ તરફ જઇ તે રસ્તે જી. આઇ. પી. દ્વારાજ અલ્હાબાદ જઇશું.

પરંતુ ગોરખપુરની મુસાફરી લેવી ઇષ્ટ છે. ત્યાં ઉર્દૂ બજારમાં મહાવીર પ્રસાદ પોદ્દારની ધર્મશાળા છે. આ શહેરમાંથી ભક્તિભાવ પ્રેરક સુંદર બોધદાયક "કલ્યાણ" માસિક નીકળે છે, ત્યાંના "ગીતા પ્રેસ" અંગે તે શહેર

બીજા પ્રાંતમાં વિશેષ જાણીતું છે. બસ્તી સ્ટેશનેથી સિદ્ધાર્થના ગામ કપિલ વસ્તુના અવશેષો જોવા જઈ શકાય છે. જુનું "કૌસામ્બી"ના પણ દર્શન કરવા અહિંથી જઈ શકાય છે. એટલે આ પ્રાંત શ્રી રામ, કૃષ્ણ, અને જગત ઉદ્ધારક શ્રી, સિદ્ધાર્થ (બુદ્ધ) જેવા અનેક મહાપુરૂષોની ક્રીડાભૂમિ છે.

## કાનપુર, ઝાંસી અને ચિત્રકુટ.

કટિહારથી કાનપુર બી. એન. રેલ્વે દોડે છે, એટલે લખનૌ જંકશન સ્ટેશનેથી સીધા તે રેલ્વેદ્વારા કાનપુર સેન્ટ્રલ સ્ટેશને પહોંચી શકાય છે. વળી ઈસ્ટ ઈન્ડીયા રેલ્વેનો એક ફાંટો લખનૌથી કાનપુર સુધીનો દોડે છે તે રસ્તે પણ જઈ શકાય છે. કાનપુર સેન્ટ્રલ એ ઇ. આઈ. રેલ્વેની હાવરા દિલ્હી લાઇનનું મુખ્ય સ્ટેશન છે. વળી બી. બી. સી. આઇ રેલ્વેનો એક ફાંટો આગ્રાથી મથુરા, હાથરસ ફરૂખાબાદ અને કનોજ થઇ કાનપુર સેન્ટ્રલે મળે છે. જ્યારે જી. આઇ. પી. રેલ્વે ઝાંસીથી કાનપુર સેન્ટ્રલ સુધી દોડે છે. એ રીતે કાનપુરમાં ચાર રેલ્વે ભેગી થાય છે. તે જંકશન સ્ટેશન છે. વળી વેપાર ઉદ્યોગનું મોટું કેન્દ્ર છે અને ગંગા નદીને કિનારે વસેલું મોટું મથક છે. ત્યાં લશ્કરી છાવણી પણ છે.

મુખ્ય સ્ટેશનો કાનપુર સેન્ટ્રલ, કાનપુર બ્રિજલેફ્ટ, કાનપુર અન્વરગંજ, વિગેરે છે. કાપડના જીનો અને મીલો, ઉનની મીલો, ચામડાના કારખાના, અને સરકારી ચર્માલય, ખાંડનું કારખાનું વિગેરે ખુબ વધ્યાં છે. રેલ્વે સ્ટેશનનું મકાન

અદ્યતન પદ્ધતિનું ભવ્ય અને સુંદર, મુસાફરોને સગવડતા ભર્યું છે. ગંગા નદીના ઉપર વાહનો માટે બે પુલો બાંધેલાં છે.

સ્ટેશન પાસેથીજ મોટર ઘોડાગાડી, ટાંગા વિગેરે વાહનો મળી શકે છે. ધર્મશાળાઓ તથા દેશી વિદેશી પદ્ધતિની હોટલો અનેક છે. સેન્ટ્રલ સ્ટેશનની પાસેજ સેન્ટ્રલ ધર્મશાળા આવેલી છે. તુલસીરામ શિવપ્રચારની ધર્મશાળા પણ સ્ટેશન પાસે છે. જ્યારે અયોધ્યાપ્રસાદ કાથાવાલાની ધર્મશાળા કલેકટર ગંજમાં, અને બીજી ધર્મશાળાઓ લાઠી મોહલા, તથા બાદશાહી નાકા અને સર સૈયાઘાટ પર આવેલી છે. જુનું શહેર પણ નવા શહેરથી ત્રણેક માઇલ દૂર નદી કિનારેજ આવેલું છે. દેશી ઢબની હોટલમાં કૈલાસ હોટલ, હોટલ ડી કાશ્મીર, કાનપુર હોટલ વિગેરે છે. જ્યારે વિદેશી ઢબની હોટલમાં બર્કલી હાઉસ વિગેરે છે જ્યાં ધનાઢ્ય ધંધાદારીઓ રહી શકે છે. વળી બીજા બોર્ડિંગ હાઉસીઝ વિગેરે સગવડ પણ છે.

શહેરમાં શ્રી પ્રયાગનારાયણનું મંદિર તથા શ્રી ગુરૂપ્રસાદ શુકલનું મંદિર દર્શનીય છે. શરાબની મીલ (ડીસ્ટીલરી) વિગેરે કારખાનાં પણ જોવાલાયક છે, શહેર એકંદરે હુન્નર ઉદ્યોગમાં ખુબ આગળ પડતું શહેર છે. મેમોર્યલ વેલ અને બગીચો, મ્યુટીની ઘાટ અને સતીચૌરા ઘાટ વિગેરે સત્તાવનના બળવાના અગર તે સ્વાતંત્ર્ય યુદ્ધના સ્મારક છે. આ શહેર બુટ અને ચામડાની બીજી વસ્તુઓનું મુખ્ય ઉત્પતિ સ્થળ છે. અંહિથી જી. આઈ. પી. નો એક ફાંટો બાંદા જંકશન અને બીજો ઝાંસી જંકશન



મ્યુટીની ઘાટ. (કાનપુર)

જાય છે. મુંબઈનો ઉપડેલ પંજાબમેલ ઈટારસી, ભોપાળ અને ઝાંસી થઈ ગ્વાલીયર આગ્રા અને મથુરા થઈ દિલ્હી જાય છે.

ઝાંસીનો કિલ્લો સુંદર અને જોવા લાયક છે. ઝાંસીથી બાંદા, માણિકપુર, નૈનિછિઉકી અને અલ્હાબાદ જઈ શકાય છે. શહેરનો મજબુતકિલ્લો, ગંગાધરરાવની છત્રી અને લક્ષ્મી તળાવ, વિગેરે જોવાલાયક છે. ટાંકીની પાસેની ગોપાળ ધર્મશાળા તથા બીજી હોટલો વિગેરે ઉતરવાની સગવડ છે. અહિંથી મધ્યહિંદ એજન્સીમાં ન જતાં આગળ બાંદા અને ત્યાંથી આગળ માણિકપુર જતાં રસ્તામાં ભરતકુપ અને ચિત્રકુટના સ્ટેશનો આવે છે. ઝાંસીથી ભરતકુપ દોઢસો માઈલ દૂર છે. પછી તેજ રસ્તે આગળ જતાં બીજું સ્ટેશન ચિત્રકુટ છે ત્યાંથી માણિકપુર અને અલ્હાબાદ આવે છે.

**ભરતકૂપ અને ચિત્રકૂટ**—ભરતકૂપમાં એક કુવો છે. જેના જળથી સ્નાન કરવાનું મહાત્મ્ય ઘણું છે. પાસે એક મંદિરમાં—રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્નની મૂર્તિઓ છે અને બીજા મંદિરમાં ભરતની મૂર્તિ છે. જ્યારે ભરતે રાજ્યાભિષેક સ્વીકાર્યો નહિ ત્યારે, તેમના અભિષેક માટે શ્રી. રામચંદ્રજીએ આણેલું અનેક તીર્થોનું જળ આ કુવામાં નાખ્યું હતું એમ કહેવાય છે અને તેથી આ કુવો અતિ પવિત્ર મનાય છે. અહિંથી દોઢેક માઈલ દૂર ગુપ્ત ગોદાવરીનું સ્થાન છે.

**ગુપ્તગોદાવરી. મંદાકિનીની ઉત્પત્તિ**—અત્રિમુનિ તપસ્યામાં હતા તે વખતે દશ વર્ષ સુધી લાગટ દુષ્કાળ પડયો હતો. જ્યારે પોતાના પતિ ધ્યાનમાંથી જાગ્રત થશે ત્યારે હું શું આપીશ એમ વિચારીને ઋષિપત્નિ અનસુયાએ પોતાના પાતિવ્રત્યના પ્રભાવે મંદાકિની ગંગા ઉત્પન્ન કર્યાં હતાં. તેમાં સ્નાન કર્યાથી અશ્વમેધયજ્ઞ કર્યાનું ફળ મળે છે એવી માન્યતા છે. આગળ કોટિ તીર્થ છે, તેમાં સ્નાન કર્યાથી સહસ્ર ગૌદાનનું ફળ મળે છે અને ભરતકુપના જળથી સ્નાન કરવાથી મોક્ષ મળે છે, એવું રામાયણ, મહાભારત, અને શિવપુરાણનું કથન છે.

**ચિત્રકૂટ**—" ચિત્રકૂટ કે ઘાટ પર ભઇ સંતનકી ભીર,
તુલસીદાસ ચંદન ઘસે, તિલક કરે રઘુવીર.
સીયાવર રામચંદ્રકીજે "

એ ભક્ત શિરોમણી તુલસીદાસની અટલ ભક્તિને ચેતવનાર સૂચનરૂપ શ્રી. હનુમાનજીની કડીથી કોણ અજાણ છે ? ભરતકુપ

પછીનું સ્ટેશન ચિત્રકૂટ છે, અને તે ભરતકુપથી આઠ માઈલ દૂર છે. ચિત્રકૂટ પછીના કરવી સ્ટેશનેથી ઉતરી મોટર કે ઘોડાગાડીદ્વારા ચિત્રકૂટ જઈ શકાય છે. મોટરનું ભાડું માણસ દીઠ ચાર આના જવાના લે છે અને બળદ ગાડીનું ભાડું માણસ દીઠ બે આના છે. કરવીથી છ માઈલ દૂર ચિત્રકૂટ ગામ છે. કરવીમાં પણ ધર્મશાળાઓ છે. ચિત્રકૂટ સ્ટેશનેથી ચિત્રકૂટ ટેકરી ત્રણ ચાર માઈલ દૂર છે, કાંઇપણ સાધન મળતું નથી અને રસ્તો વિકટ છે, માટે યાત્રાળુઓએ તો કરવીનીજ ટીકીટ લેવી. અલ્હાબાદથી આવો તો માણિકપુર જંકશને ગાડી બદલવી પડે છે. ભાડું રૂા. ૧–૧૦–૦ થાય છે. ચિત્રકૂટમાં ઘણી ધર્મશાળાઓ છે. તેમાં સાધુરામની સિતાપુર બજારમાં અને શેઠ ગોરધનદ.સની રામઘાટ પર વિગેરે મુખ્ય છે.

ચિત્રકૂટને સીતાપુર પણ કહે છે. પ્રથમ મંદાકિની ઉપર રામઘાટમાં સ્નાન કરીને પાસે રામલક્ષ્મણનું મંદિરે દર્શન કરવાનું હોય છે. બીજા કેટલાક મંદિરો નજીકમાં છે, અને ચોતરા ઉપર મહાત્મા તુલસીદાસજીની મૂર્તિ છે અને તેમની આગળ પત્થરનો ઓરસીયો, સુખડ અને થોડું ચંદન પડેલાં હોય છે. એ સર્વ વસ્તુ પરમ રામભક્ત શ્રી તુલસીદાસજી કે જેમણે રામાયણની પંડિતભોગ્ય વસ્તુ લોકભોગ્ય બનાવી રામચરિત્રનો અર્યાવર્તમાં પ્રચાર કર્યો તેમના શ્રીરામ પ્રત્યેના પ્રેમનું સ્મારક છે. તુલસીદાસજીની રામદર્શનની ઉત્કટ ઇચ્છા થતાં શ્રી હનુમાનજી તેમને અહિં લાવ્યા અને અહિં શ્રી રામલક્ષ્મણે આવી સ્વહસ્તે ભક્તના ઘસેલા ચંદનથી તિલક

કર્યું પણ ભક્ત તો રામભજનમાં જ લીન હતા! સ્થળ બહુજ મનોહર છે. ટેકરી ઉપર શ્રી રામચંદ્રજીની ઝુંપડી છે. તે જગોએ પણ મંદિર છે. શ્રી રામચંદ્રજી લક્ષ્મણ અને સીતાજી તેમના વનવાસ દરમ્યાન અત્રે વસેલા.

ગામથી એક માઈલ ઉપર કામદનાથ ( કામનાથ )નો પહાડ છે, ત્યાં પ્રથમ કામનાથનું મંદિર આવે છે. ત્યાંથી તે પહાડની પરીક્રમા સાડા ત્રણ માઈલની થાય છે. રસ્તામાં ઘણા મંદિરો આવે છે. કામનાથના પહાડની ચારે બાજુ પરિક્રમા (પ્રદક્ષિણા)ને માટે પાકી નાની સડક બાંધેલી છે. તે પર ઘણા મંદિરો છે જેમાં ભરતમિલાપનું, લક્ષ્મણ ટેકરીનું, વગેરે મંદિરો મુખ્ય અને જોવા લાયક છે. લક્ષ્મણ ટેકરી પર ચડવા માટે બસો પગથીઆ છે. ઉપર રામચોતરો છે. અને લક્ષ્મણજીનું મંદિર છે. આ પહાડની પરિક્રમાના રસ્તે વાનર સેનાનો જમાવ સારો છે તેથી યાત્રાળુઓ પાંચ શેર દશશેર ચણા લેતા જાય છે, અગર રસ્તામાંથી લઈ માંકડાને નાંખતા જાય છે. કોઈ કોઈ વાર તેમાંનો કોઇ બહાદુર વાંદરો આપણને ઉદારતાનો પાઠ ભણાવવા આખી કોથળી ઉપાડી જાય છે માટે અનૌદાર્ય કેળવવું હોય તો લાકડી રાખવી. પહાડ પર તથા ગામમાં બધે તેઓ તેમના સ્વામી રામ-ચંદ્રજીની સાંનિધ્યમાં હોઇ તેમનું સારૂં જોર છે. ચિત્રકૂટમાં મુખ્ય દેવ કામદનાથ (કામનાથ) છે. આ પરિક્રમામાં ભુલા પડાય તેવું નથી, સડક નાની છે, અને રસ્તો તુરત જડે છે. વળી કામનાથના મંદિરો ઉપરાંત, સ્વામી મુખારવિંદ, સુરહી

ગઉ, ભરતમેળાપનું મંદિર વિગેરે છે, જ્યાં ભરતજીના પ્રેમથી પત્થર પણ પીગળી ગયા છે તે વિગેરેના દશ્યો નાના કુંડ પાસે છે. લક્ષ્મણ ટેકરી, રામઝરૂખો, નવાગામ, બિહારીલાલનું મંદિર, તથા કામનાથની સીડી ઉતર્યા પછી ગોહરીરાય રાજાનું મંદિર, રાજ્યમંદિર વિ. સ્થળો ગામથી સાતેક માઈલ દૂર છે.

ચિત્રકૂટ ગામ ઘણું જુનું છે. વસ્તી થોડી છે. મંદાકિની નદીના ઘાટ ઉપર મદગંજ રાજાનું મંદિર, જગવેદી મંદિર, તુલસીદાસજીનું મંદિર, ગંગાજીના કિનારે બુઢ્ઢા હનુમાનજીનું મંદિર વિગેરે ઘણા સુંદર મંદિરો છે. એક પર્વત ઉપર કેટલાંક પગથીઆં ચડીને કોટિતીર્થમાં કુંડ પાસે જવાય છે. ત્યાં સ્નાન કરી આગળ જતાં એક પર્વત આવે છે. તે પર્વત ઉપર હનુમાનજીની એક મોટી મૂર્તિ છે, તેમના ખભા ઉપર પર્વતમાંથી જળની ધારા પડે છે તે **હનુમાન ધારા** કહેવાય છે. તે ગામથી દોઢેક માઈલ દૂર છે. ચિત્રકૂટથી માઈલેક દુર મંદાકિનીને કિનારે પ્રમોદવનમાં લક્ષ્મીનારાયણનું મંદિર છે. પ્રમોદવનમાં જાનકીકુંડ તથા સ્ફટિક શીલા (ફટકશીલા) નામનો મોટો પથર છે. તેના ઉપર ઈંદ્રના પુત્ર જયંતે કાગડાનું રૂપ લઈ સીતાજીને ચાંચ મારી હતી તે આ સ્થળ છે એમ કહેવાય છે.

ગામથી આઠેક માઈલ દૂર મંદાકિનીના કિનારા ઉપર અનસૂયાજીના પતિ અત્રિમુનિની મૂર્તિ છે. અહીંયાં પણ માકડાં ઘણાં છે. બસો પગથીયાં ચડી ઉપર જતાં સિદ્ધબાવાની પર્ણકુટી (ઝુંપડી) આવે છે અહીં સદાવ્રત ચાલે છે. અહીં

કામદનાથ પર્વતની પરિક્રમા અને પયસ્વિનીનું સ્નાન મુખ્ય છે. વળી પરિક્રમા પરના **ચરણ પાદુકાના મંદિરે** રામલક્ષ્મણ અને જાનકીનાં પગલાં છે. કોટિતીર્થ ઉપરાંત દેવાંગના, જાનકી કુંડ વિગેરે અનેક તીર્થસ્થળો શ્રીરામના જીવનપ્રસંગોનાં સ્મારક છે, અને દસ માઈલના ઘેરાવામાં આવેલાં તે તીર્થો **"પંચકોશી તીર્થો"** તરીકે જાણીતાં છે.

આપણે ચિત્રકૂટ કે કરવીથી આગળ જઇએ તો નૈની અને અલ્હાબાદ પહોંચી જઈએ છીએ. એ તીર્થરાજ પ્રયાગ અને ત્યાંનો ત્રિવેણી સંગમ દરેકે દરેક હિંદુ માટે એક અનેરૂં સર્વોત્તમ યાત્રાધામ છે. જીવનમાં એક વખત તો સંગમ સ્નાન કરવાની ઉત્કટ ભાવના દરેક હિંદુને હોય છે. વેદકાળના સપ્તસિંધુ પછી આરણ્યક અને ઉપનિષદોનો કાળ, ગંગાયમુના કાંઠાની નજીકના પ્રદેશમાં આર્યોએ ગાળેલો. તીર્થરાજ પ્રયાગ એ આ દોઆબનું મિલનકેન્દ્ર છે.

## તીર્થરાજ પ્રયાગ ( અલ્હાબાદ )
## ત્રિવેણીસંગમ અને અક્ષયવડ

ચિત્રકૂટ અને ભરતકુપથી આપણે જી. આઇ. પીને રસ્તે આગળ વધીએ તો નૈની સ્ટેશને આવીએ છીએ. તે પ્રયાગરાજનું સ્ટેશન છે. નૈની અને અલ્હાબાદ વચ્ચે યમુના-જીનો મોટો પુલ છે તે ડબલપૂલ છે. રેલ્વેના પુલની નીચેથી મોટરો, માણસો ઘોડાગાડી વગેરે જઇ શકે છે, જ્યારે ઉપરથી રેલ્વે ટ્રેન આવી જઈ શકે છે. પુલ બત્રીસો ફીટ ઉપરાંત લાંબો છે. અલ્હાબાદ (પ્રયાગ)–ગંગાયમુનાના સંગમપર–શાસ્ત્રોમાં

લખ્યા મુજબ ત્રિવેણી સંગમપર આવેલું ઘણું જ પુરાણું નગર છે. તેનાં રેલ્વે સ્ટેશનો નીચે મુજબ છે:—

૧. નૈની સ્ટેશન.

૨. અલ્હાબાદ જંકશન.

૩. પ્રયાગ ( એલનગંજ ).

૪. અલ્હાબાદ સીટી ( રામબાગ સ્ટેશન ).

૫. આઈઝત બ્રીજ ( દારાગંજ ).

૬. ઝુંસી.

જ્યારે પ્રયાગઘાટ અને ત્રિવેણી સંગમનું સ્ટેશન પણ માઘમેળા વખતે ખુલે છે.

તેમાં નૈની અને અલ્હાબાદ જંકશનેથી જી. આઇ. પી. માં જવાય છે જંકશન સ્ટેશને બધી ગાડીઓ જી. આઇ. પી., ઈ. આર. અને બી. એન. આર. ભેગી થાય છે. એટલે જંકશન સ્ટેશન હાવરા દિલ્હીની ઈ. આઈ. રેલ્વેની મુખ્ય લાઈન પરનું સ્ટેશન છે. મુખ્ય સ્ટેશન અલ્હાબાદ જંકશન છે. અલ્હાબાદ જંકશનેથી મુંબઈ તરફ જી. આઈ. પી. મારફતે જવાય છે, જ્યારે ઈસ્ટ ઇન્ડીયાનો એક ફાંટો ઉત્તરે અયોધ્યા તરફ જાય તે રસ્તે જતાં પ્રયાગ અને પછી ફાફામઉ જંકશન આવે છે વચમાં ગંગા નદીનો મોટો પુલ આવે છે.

**રામબાગ** (અલ્હાબાદ સીટી) બી. એન. ડબલ્યુ રેલ્વેનું સ્ટેશન છે. ત્યાંથી કાશી (બનારસ–વારાણસી) અને કટિહાર સુધી જઈ શકાય છે. દરેક સ્ટેશને મોટર, ઘોડાગાડી, એક્કા વિગેરે સગવડ મળે છે ભાડું ઠરાવી લેવું. **ધર્મશાળાઓ અને**

હોટલો. પ્રયાગ તીર્થરાજ છે. તેમાં અનેક ધર્મશાળાઓ છે. તેમાં મુખ્ય નીચે મુજબ છે:—

૧. બિહારીલાલ સિંહાનીયાની જંકશન સ્ટેશનની પાસે. ૨. ગોકલદાસ તેજપાળની યમુના બ્રીજ પાસે, ત્યાં સાધુઓને ભોજન પણ મળે છે. ૩. ગોમતીબીબીની મુઠીગંજ .૪. બાબુ રસ્તોગીનો ધર્મશાળા દારાગંજ. વળી હોટલો દેશી વિદેશી ઢબની છે. મુખ્ય દેશી હોટલોમાં કરાંચી હોટલ, કાશ્મીર હોટલ, કૃષ્ણા હોટલ, વર્મા હોટલ, કલકત્તા હોટલ વિ. છે, જ્યારે વિદેશી પદ્ધતિની હોટલોમાં એલાયન્સ, રોયલ વિગેરે છે; તેવી હોટલો મુખ્યત્વે સીવીલ લાઈન્સ (લુકરગંજ)માં છે. ગોર અગર પંડયાઓને ત્યાં પણ ઉતરી શકાય છે. મકાન પણ સસ્તા ભાડે મળી શકે છે.

પ્રયાગ એ હિંદના તીર્થોના રાજા છે. ત્રણ હજાર વર્ષથી અધિક પુરાણું નગર છે. સાહિત્યના અનેક ગ્રંથ, મહાભારત અને પુરાણોમાં પણ તેનો તે રીતે જ ઉલ્લેખ છે.

**"सितासिते यत्र तरंगचामरे, नद्यौ विभाति मुनि भानुकन्यके।**
**लीलातपत्रं वट एव साक्षात्स तीर्थराजो जयति प्रयागः ॥१॥**

પ્રયાગ મહાત્મ્યમાં લખ્યું છે કે—

"ગંગા અને યમુના રૂપી બે કન્યાઓ જેરાજાને પોતાના ધોળા અને કાળા ચામરથી પંખો નાંખી રહી છે તેવા અને જેના માથા પર અક્ષય વડ રૂપી સુંદર નીલરંગનું છત્ર ધરેલું છે તેવાં આ તીર્થરાજ પ્રયાગનો જય થાવ."

ગંગા યમુના અને સરસ્વતીના એ ત્રિવેણી સંગમમાં ફક્ત એકવાર ડુબકી મારી સ્નાન કરવાથી જન્મજન્માંતરના સર્વ પાપ નાશ પામે છે એવો હિંદુઓને ગંગામૈયામાં અને તેના પાવનકારી જળમાં વિશ્વાસ છે, ધાર્મિક શ્રદ્ધા છે. શહેર ઉંચાણુ જમીન ઉપર આવેલું છે. શહેરમાં આલ્ફ્રેડ પાર્ક, ખુશરૂ બાગ, હાઈકોર્ટ, મેયો કોલેજ, વિગેરે જોવા લાયક છે. પ્રયાગમાં માઘસ્નાનનો મહિમા વિશેષ છે. તેથી માઘમેળામાં સારી ભીડ થાય છે. પરંતુ દર બાર વર્ષે કુંભમેળો થાય છે ત્યારે લાખો યાત્રાળુઓ ત્રિવેણી સંગમે ભક્તિભાવથી સ્નાન, પૂજન, અર્ચન, તર્પણુ, પિંડ દાન અને દક્ષિણા દાન કરે છે.

પુરાણોમાંના ઉલ્લેખ ઉપરાંત ઈતિહાસ પણ આ નગરીની પુરાતનતા સિદ્ધ કરે છે. ઈ. સ. પૂર્વેના ઉલ્લેખો, સમ્રાટ અશોકનો સ્તંભ, સમુદ્રગુપ્ત અને તેનો કુવો, હ્યુ એન સાંગના વર્ણનો વિ. આ નગરી દુનિયામાંની સૌથી પુરાણી નગરીઓમાંની એક છે. તે સિદ્ધ કરી બતાવે છે.

પ્રયાગ એ તો હિંદુઓનું વિદ્યાધામ, આર્યોનું સંસ્કાર કેંદ્ર, આર્યાવર્તનો આત્મા. પ્રયાગમાંના તીર્થો નીચે મુજબ છે.

**त्रिवेणीं माधवं सोमं भरद्वाजञ्च वासुकिम् ।**
**वन्देऽक्षयवटंशेषं प्रयागे तीर्थनायकम् ॥ १ ॥**

१ ત્રિવેણી સંગમ.
२ વેણી માધવ
૩ સોમેશ્વર મહાદેવ.

૪ ભારદ્વાજ રૂષિનું મંદિર.
૫ વાસુકિનું મંદિર.
૬ અક્ષય વડ. અને
૭ શેષ (બળદેવજી)નું મંદિર.

**૧ ત્રિવેણી સંગમ પર સ્નાન અને મુંડન.** ત્રિવેણી સંગમ પરના સ્નાન જેટલું જ મહત્વ મુંડનનું છે. ત્યાં મનુષ્યના જેટલા કેશનું વપન થાય તેટલા વર્ષો સુધી તે મનુષ્ય સ્વર્ગસુખ ભોગવે છે એમ પ્રયાગ મહાત્મ્યમાં લખ્યું છે. ગંગાકિનારે વેણીઘાટ આવેલો છે. શ્રાદ્ધકર્મ કરતાં પહેલાં અહિં કેશમુંડન કરાવવું પડે છે. સધવા સ્ત્રીઓએ એક લટ તોડવી પડે છે; ગામથી બે માઇલ ઉપર ત્રિવેણી સંગમ છે. ગિરિરાજ હિમાલયની આ બે પુત્રીઓ ( ત્રીજી સરસ્વતી તો ગુપ્ત રીતે મળે છે તેથી તેની વાત જતી કરીયે ) સભર જળ સમૃદ્ધિથી આર્યાવર્તને સીંચી રહેલ છે. ગંગા ગંગોત્રીના શિખરમાંથી નીકળી હરદ્વારથી મેદાનમાં પ્રવેશી કનોજ, કાનપુર થઈ પ્રયાગ પાસે આવે છે. જયારે જમ્નોત્રીમાંથી નીકળેલી યમુના રમતી રમતી દિલ્હી, વૃન્દાવન, મથુરા, આગ્રા જઈ આવી, પ્રયાગમાં તેની મોટી બેનને દોડી ભેટી મળે છે. બન્ને ભિન્ન રંગી પ્રવાહોનું સંમિલન બહુ સુંદર છે. તે સંગમ દૃશ્ય ખરેખર અદ્‌ભુત અને અવર્ણનીય છે. રૂગ્વેદમાં અને રઘુવંશનાં તેરમા સર્ગમાં એ સંગમના સુંદર વર્ણનો રૂષિઓએ અને કવિકુળ ગુરૂ કાલિદાસે કર્યાં છે. તેની પુનરોક્તિ કરીને વિરમું. કવિ કાલિદાસની ઉપમાને તોલે કયું વર્ણન આવે ?

कचित प्रभालेपिभिरिन्द्रनीलैर्मुक्तामथी यष्टिरिवानुविध्धा ।
अन्यत्र मालासितपङ्कजानां इन्दीवरैरुत्खयितान्तरैव ॥ २ ॥
कचितखगानां प्रियमानासानां कादंब संसर्गवतीवर्पंक्ति ।
अन्यत्र कालागरुदत्तयत्रा भक्तिर्भुवश्चन्दन कल्पिमतेव ॥ २ ॥
कचितप्रभा चांद्रमसी तमोभिरछायाविलिनैः शवलीकृतेव ।
अन्यत्र शुभ्रा शरदभ्रलेखारन्ध्रेष्विवालक्ष्यनभः प्रदेशा ॥ ३ ॥
कचिच्य कृष्णोरगभूषणेव भस्मांगरागातनुरीश्वरस्य ।
पश्यानवद्यागि विभाति गंगाभिन्न प्रवाहा यमुना तरंगैः ॥४॥

ઉપરથી પુષ્પક વિમાનમાં અયોધ્યા પાછા ફરતા રામ સીત્તાજીને કહે છે કે હે નિષ્પાપ સીતે નીચે આ ગંગાના પ્રવાહમાં યમુના જળ ધસી જઈને તેના પ્રવાહને ખંડિત કરે છે. તેથી તે કેવી સુંદર લાગે છે. તે જો ! કોઈ કોઈ જગોએ મોતીની માળામાં પરોવાયેલા ઈન્દ્રનીલ મણિઓ જેવી તેની શોભા બની રહી છે, જ્યારે ક્યાંક ધોળા કમળના હારમાં નીલકમળ ગુંથી લીધા હોય અને તેની જેવી શોભા હોય તેવી તે લાગે છે. ક્યાંક વળી એવું જણાય છે કે જાણે કે માનસરોવર તરફ ઉડતા ધોળા રાજહંસ સાથે કાળા કાદંબ પણ ઉડી ન રહ્યા હોય! ત્યારે કોઈ જગોએ જાણે કે ધોળા ચંદનથી લીંપેલી જમીન પર કાળા અગરૂના ચિત્રો પાડયાં હોય તેવી તેની શોભા છે. ક્યાંક ક્યાંક તો જાણે ચંદ્રની ચાંદની સાથે છાંયડામાં લપાયેલા અંધકારની સંતાકુંકડીની રમત ચાલતી ન હોય તેમ જણાય છે. જ્યારે કોઈ કોઈ જગોએ જાણે કે શરદ રૂતુના ધોળા વાદળા પાછળથી ભુરૂં

આકાશ ડોકીયાં ન કરતું હોય તેવું લાગે છે! ત્યારે વળી કોઇ જગાએ એવો ભાસ થાય છે કે ભસ્મ ચોપડેલા શંકરના શુભ્ર દેહ ઉપર કાળા સર્પોનું આભુષણ ન પહેર્યું હોય, એવું સુંદર આ ગંગાયમુનાનું મિલન છે.” એકંદરે ગંગામૈયાનું જળ સફેદ છે જ્યારે યમુનાનું જળ લીલાશ પડતું કાળું જુદું ચોકખા જુદા ભાગમાં થોડે સુધી દેખાય છે. અને ઉપર મુજબ પછી મિશ્રિત થતું જાય છે. સંગમની પાસે ગોર લોકોની ઘણી ઝુંપડીઓ છે. ત્યાંના પ્રયાગવાળ (પંડયાઓ)ને ઘોડા, હાથી, મોર વિગેરેના જુદા જુદા નિશાનવાળી ધજાઓ હોય છે સામાન્ય રીતે આપણા ગોરની ઝુંપડીમાં કપડા ઉતારી સ્નાન કરવું. ઘણા લોકો અહિં આખો મહિનો સ્નાન કરવાનું નિયમ રાખે છે, જેને કલ્પવાસ કહે છે. અહિં સ્નાન, મુંડન, સંકલ્પ, પિંડદાન, ગૌદાન વિગેરેનો મહિમા સારો છે. ત્રિવેણીનું સ્નાન મકરસંક્રાતિને દિવસે તથા અમાસને રોજ કરવાથી ઘણું પુણ્ય મળે છે. પદ્મપુરાણમાં પણ તેવું જ મહાત્મ્ય વર્ણવ્યું છે.

दर्शनान्मज्जनात्स्नानाद् गंगा यमुना संगमे ।
निष्पापो जायते मर्त्यः सेवनात्स्मरणादपि ॥ १ ॥

ત્રિવેણીના દર્શન, માર્જન ( માથે છાંટવું કે અડકવું ) અને સ્નાનથી તેમજ સ્મરણ કે પુજા કરવાથી મનુષ્ય પાપ-રહિત થાય છે.

જ્યારે બાર વર્ષે વૃષભરાષિના ગુરૂ થાય છે ત્યારે અહિં મોટો કુંભમેળો ભરાય છે. તે વખતે તમામ સંપ્રદાયના

અસંખ્ય સાધુસાધ્વીઓ ભૈરવી અને યોગિનીઓ તથા નાગા બાવા પણ પોતપોતાના ધજાપતાકા વિગેરે રસાલા સાથે સ્નાન માટે આવે છે. ત્યારે આઠ દશ લાખથી વધુ માણસો કુંભસ્નાન કરે છે.

**अश्वमेधसहस्राणि वाजपेय शतानि च ।**
**लक्षं प्रदक्षिणा पृथ्व्याः कुंभस्नानेन तत्फलम् ॥ १ ॥**

"અહિં એક કુંભ સ્નાન કરવાથી હજાર અશ્વમેધ યજ્ઞનું, અથવા સો વાજપેય યજ્ઞનું, કે એક પૃથ્વીની લાખ પ્રદક્ષિણા કર્યાનું ફળ મળે છે."

અંહિ માહ માસમાં ત્રણ કરોડ અને દસ હજાર તીર્થો વસે છે. એમ કહેવાય છે.

**અકબરે બંધાવેલો કિલ્લો**, ગંગા યમુનાના સંગમ પાસેજ વચ્ચે સામો આવેલો છે. તેની દિવાલ વીસથી પચીસ ફીટ ઉંચી છે. કિલ્લામાં અમલદારોના બંગલા, લશ્કર, દારૂગોળો, બંદુકોનું કારખાનું છે, સિપાઈનો (સોલ્જરોનો) પહેરો છે. કિલ્લો દિવસના આઠથી પાંચ વાગ્યા સુધી ખુલ્લો રહે છે અને જોવા જવા માટે કાંઈ પણ ફી લેતા નથી. રામચંદ્ર ભગવાને અક્ષયવડના સ્થાનકે ત્રણ રાત્રી વાસો કર્યો હતો અને અંહિથીજ રામલક્ષ્મણ જાનકી ગંગાપાર ઉતર્યા હતા. રામગુહકનો સંવાદ અંહિ થયેલો. કિલ્લામાં અશોકનો સ્તંભ ખાસ જોવા જેવો ઐતિહાસિક દષ્ટિએ અગત્યનો છે.

## બિંદુ માધવ આદિ માધવ વિગેરે પાંચ માધવના મંદિરો

૧ વેણી માધવ–ત્રિવેણી સંગમ પાસે.

૨ મૂલ માધવ અગર તો વટમાધવ–પ્રાગવડના મૂળમાં

૩ આદિ માધવ–સોમનાથ મહાદેવ પાસે.

૪ બિંદુ માધવ–ઝૂંસી અને છતનગામ વચ્ચે.

૫ શ્રી વેણી માધવ–દારાગંજમાં.

ગંગામાં સ્નાન કરી માધવનું પુજન કરનારના સર્વ પાપ નાશ પામે છે એમ શાસ્ત્ર કહે છે. શ્રી વેણીમાધવમાં વિષ્ણુ ભગવાનની મૂર્તિ સુંદર અને ભક્તિભાવ પ્રેરક છે.

**પ્રાગવડ, ( અક્ષયવડ ) :—**

અક્ષયવડ ભોંયરામાં છે પહેલા ત્યાં ખુબ અંધારૂ રહેતું પરંતુ હમણાંથી બે ત્રણ મોટી મોટી જાળીઓ ઉપરના ભાગમાં મૂકેલી છે એટલે આવવા જવાનો માર્ગ સારો અજવાળાવાળો બન્યો છે. કિલ્લામાં પેસતાંજ સુરંગ અથવા ભોંયરાનો રસ્તો બંધ કરેલો દેખાય છે. પ્રયાગ અને તેની આ ગુફા હજારો વર્ષની જુની છે, તેને **પાતાળ પુરી** પણ કહે છે. તે ગુફાના રસ્તે છેક કાશી સુધી જવાતું પણ ભોંયરૂ હાલમાં બંધ કરી દીધું છે તેમ ત્યાંના લોકો કહે છે.

ભોંયરામાં બન્ને બાજુ પર મોટી મોટી દેવોની અને ઋષિઓની મૂર્તિઓ છે જેમાં ધર્મરાજા, સૂર્યદેવ, શેષનાગ, અગ્નિદેવ, યમરાજ, મહાદેવ, ગણપતી, સરસ્વતી, લક્ષ્મીજી,

નરસિંહાવતાર, ગુરૂ ગોરખનાથ વિગેરેના દર્શનો છે. અક્ષય-વડના બે થડ જ છે, પાંદડા નથી, ચોમાસામાં પાંદડાં ફુટે છે પણ સરકારી માણુસો રહેવા દેતા નથી એમ સાંભળ્યું છે.

કિલ્લામાં ઈ. સ. પૂર્વ બસો વર્ષનો અશોકનો સ્તંભ, તથા અકબરના ચાલીસ છીટું તથા થાંભલાની કોતરણી વિગેરે જોવાલાયક છે. કિલ્લાની બહાર નીકળ્યા કે તરતજ બડા-મહાવીરનું સ્થાનક છે તેમાં હનુમાનજીની સુતેલી મૂર્તિ છે. તેના એક હાથમાં રામ લક્ષ્મણ અને બીજા હાથમાં ગદા છે. પનોતીને પણ નીચે દબાવી છે. અહિ રાવણ મહિ રાવણને અત્રે મારેલા તેમ લોકો ત્યાંના કહે છે. હનુમાન પુત્ર મકર-ધ્વજની પણ મૂર્તિ છે. અલોપી અગર ગુપ્ત દેવીનું મંદિર પણ જોવાલાયક છે.

સોમેશ્વર સંગમ પાસે કે કિલ્લામાંથી હોડીમાં બેસી જઈ શકાય છે. છતનગામમાં નાગેશ્વર મહાદેવ છે. છતનગામ ઝુંસીથી ત્રણ માઈલ દૂર છે.

**સમુદ્રકુપ:**—જુના કિલ્લામાં ઉંચી ટેકરી પરનો આ કુવો સમુદ્રગુપ્તના વખતનો છે એમ કહેવાય છે.

## હંસતીર્થ અને દશાશ્વમેધઘાટ

સમુદ્રકુપથી અર્ધો માઈલ દૂર યોગના સાધનાઓનું તાદૃશ્ય નિરૂપણ કરતી મૂર્તિઓ છે; જુનું તથા નવું હંસ-તીર્થ પાસે પાસે છે. દશાશ્વમેધ ઘાટ, સ્ટેશનથી સાત માઈલ દૂર છે. ઘોડાગાડીમાં બેસીને જવાય છે. તેના સામે કિનારે

અંધેરી નગરી છે. અડબંગ રાજાયે પ્રતિષ્ટાનપુરીને બાળી નાંખી ( "ઝૉંસી" તેથી આ ગામનું નામ ઝૂંસી પડયું. ) પ્રયાગમાં યજ્ઞયાગાદિક થયેલા, તેમાં પિતામહ બ્રહ્માજીયે વેદોની પ્રાપ્તિ કાજે અશ્વમેઘ યજ્ઞ અહિં કરેલો તેથી આ ઘાટનું નામ દશાશ્વમેઘ ઘાટ રહ્યું છે. આ ઘાટમાંથી ગંગાજળ ભરી લોટાને સીલ કરાવી લેવા. સીલ કરનારા કાંઠેજ બેસે છે અને દરેક લોટાનો સીલ કરવાનો દર એક આનો લે છે. ઘોડાગાડીમાં આવવા જવાના ચાર આના લે છે. ગામમાં **ભારદ્વાજ રૂષિનો આશ્રમ છે.**

વાસુકિનું સ્થાન બક્ષી મહોલ્લામાં છે. ત્યાં શેષનાગની સુંદર મૂર્તિ છે. ત્યાંથી આગળ શેષ ( બલદેવજી ) નું મંદિર છે.

ચૌકબજાર, તથા ગ્રાંડ ટ્રંક રોડ જે કલકત્તાથી પેશાવર તરફ જાય છે તે મુખ્ય રસ્તો, અને સ્વરાજ્ય ભુવન કે **આનંદભુવન,** (કોંગ્રેસ હાઉસ) દેશના લાડીલા યુવાન રાષ્ટ્રવીર **જવાહીરલાલ નહેરૂનો** બંગલો, વિશ્વ વિદ્યાલયના મકાનો શિવકોટી, ગૌઘાટ, વિગેરે જોવાલાયક છે.

એલનગંજ પાસેનો અકબર બંધ, ખુશરૂ બાગ અને તેનો ઐતિહાસિક દરવાજો વિગેરે જોવાલાયક છે. આલ્ફ્રેડ પાર્ક, તથા તેની અંદરનું "ગ્રીન હાઉસ" અને પુસ્તકાલય પણ જોઈ આવવા મિન્ટોપાર્ક, પુરૂષોત્તમ પાર્ક **શ્રી મોતીલાલજી નહેરૂનો** બંગલો, હિંદી સાહિત્ય સંમેલનનું સંગ્રહાલય વિગેરે જોવા જઈ આવવું. પ્રયાગ વિશ્વવિદ્યાલય

અને ઋષિ વિદ્યાલય તથા નૈની ગ્લાસ વર્કર્સ બનેતો જોઈ આવવાં. મહા પ્રભુજીની બેઠક પણ સ્ટેશનથી ચારેક માઈલ દૂર છે.

આપણે અલ્હાબાદ સીટી સ્ટેશનેથી બેંગાલ એન્ડ નોર્થ વેસ્ટર્ન રેલ્વેમાં બેસી માધવસીંગ થઈ બનારસ કેન્ટોનમેન્ટ સ્ટેશને પહોંચી જઈએ. ઈસ્ટ ઈન્ડીયા રેલ્વેદ્વારા જંઘઈ જંકશનેથી પણ બનારસ કેન્ટોનમેન્ટ, કાશી અને મોગલ-સરાઈ જંકશને જઈ શકાય છે.

## અમરાપુરી, વારાણસી.

# કાશી વિશ્વનાથ મહાદેવ

કાશી એ સંસ્કૃતનું અને આર્યાવર્તની સંસ્કૃતિનું કેન્દ્ર છે.

મોક્ષદાસપ્તપુરીમાંની એક નગરી છે. દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું મુખ્ય લિંગ શ્રી કાશિવિશ્વનાથ અહિં છે.

બનારસ કેન્ટોન્મેન્ટ સ્ટેશનને ત્યાંના લોકો શીકરૌલ કહે છે. કાશીના મુખ્ય મોટા બજારને ચૌક કહે છે સ્ટેશનથી ચૌક જવાને મોટા એકકા ત્રણ જણા બેસી શકે તેવા મળે છે. સ્વારી દીઠ દર એક આનો લે છે. ઘોડાગાડીઓ પણ મળે છે. તેને ટાંગા કહે છે. તેના સ્વારી દીઠ દોઢથી બે આના લે છે. ચોકની પાસે મોટું બજાર, શ્રી કાશી વિશ્વનાથનું મંદિર, મણિકર્ણિકા ઘાટ, દશાશ્વમેઘ ઘાટ, કંસારા બજાર, બંગડી બજાર, જરી કાપડનું બજાર વિગેરે બજારો જોવા લાયક છે.

યાત્રાળુઓ કંસારા બજારમાંથી જળ ભરવાની શિરો-હીઓ, ગંગા જમુનાના એટલે ત્રાંબા પિત્તળના ભેગા મેળવેલા લોટાઓ, નકશી કામવાળા લોટા, પવાલા, થાળ, ટાટ વિગેરે વાસણો સગા વહાલામાં વહેંચવા અહિંથી ખરીદી શકે છે. અહિંનું રેશમી તેમજ જરીનું કાપડ પણ ખુબ વખણાય છે. વાહનોમાં મોટર, ઘોડાગાડી, ટાંગા, પાલખી વિ. મળે છે.

## ધર્મશાળાઓ

૧ અહિયાં ગુજરાતી લોકો માટે કબીર રોડ ઉપર ટાઉન હોલ પાસે રેવાબાઈની ધર્મશાળા છે. ૨ રામજીદાસ જેઠીયાની ધર્મશાળા, મોગલસરાય સ્ટેશન પાસે. ૩ શ્રી કૃષ્ણ ધર્મશાળા, બનારસ કેન્ટોનમેન્ટ સ્ટેશન પાસે. ૪ રાધા કૃષ્ણની ધર્મશાળા, જ્ઞાનવાપી પાસે. વિગેરે ધર્મશાળાઓ તથા હોટેલો છે. દશાશ્વમેધ બોર્ડિંગ હાઉસમાં રોજનો રહેવાનો રૂા. ૧–૧૨–૦ લે છે. હિંદી ઢબની હોટલોમાં કાશ્મીર, પેરેડાઈઝ અને પંજાબ મહારાજા હોટલ મુખ્ય છે, જ્યારે વિદેશી ઢબની હોટલોમાં સેસીલ અને સીવીલ હોટલ મુખ્ય છે. વળી અન્નક્ષેત્ર (છત્ર) પણ ઘણાં છે.

## વેધશાળા અગર માનમંદિર.

અહિંની વેધશાળા ( જંતર મંતર) નું નામ માનમંદિર છે, ત્યાં તારા, ગ્રહ, નક્ષત્રો વિગેરેની ગતિ તથા સ્થાન જોઈ હાલ તે ગ્રહ કયાં કઈ રાશીમાં કયા અંશે છે તે કહી શકાય છે. સ્ટેશનની પાસેજ ભારત માતાનું મંદિર છે તેમાં

ૠતુના ફેરફારો, નક્ષત્રોના નકશા, દેશોના નકશા, આરસપહાણ ઉપર કોતરીને બનાવેલા છે.

આ નગરી દુનિયાની જુની નગરીઓમાંની એક છે. બનારસ છાવણી મોગલસરાઈથી લગભગ દસેક માઈલ દૂર છે. મોગલસરાઈ પાસેનો ગંગામૈયા પરનો ડફરીન બ્રીજ પોણો માઈલ લાંબો છે. પૂલ પરથી શહેરનું દૃશ્ય સુંદર લાગે છે.



બનારસ શહેર અને ઘાટ. (બનારસ)

**મણિકર્ણિકાઘાટ** કાશીમાં યાત્રાળુઓ પ્રથમ મણિકર્ણિકા કુંડમાં સ્નાન કરી પછી મણિકર્ણિકા ઘાટમાં ગંગાજીમાં સ્નાન કરે છે. આ ઘાટ ઘણોજ પ્રાચીન છે. ઈંદોરની મહારાણી અહલ્યાબાઈએ તે બંધાવ્યો હતો. અંહિ વિષ્ણુભગવાનના

પગલાં છે. અહિં ગંગા ઉપર કપડાં ધોવાતાં નથી. અહિંયા તીર્થગોર જુદા અને ગંગાગોર જુદા એ રીતે બે જુદા ગોર કરવા પડે છે. વિશ્વનાથના મંદિરથી થોડે દૂર ચારે તરફથી ખુલ્લો પથ્થરનો મંડપ છે તેમાં પૂર્વકિનારા પાસે **જ્ઞાનવાપી** નામનો પ્રસિદ્ધિ કુવો છે. બાદશાહ ઔરંગઝેબે સત્તરમી સદીમાં વિશ્વનાથના જુના મંદિરને તોડી નાંખ્યું હતું. ત્યારે લોકો કહે છે કે શ્રી કાશીવિશ્વનાથનું શિવલિંગ આ કુવામાં આવી ગયું હતું કુવા પર લોઢાની જાળી છે, અને તે પર લુગડું નાંખેલ હોય છે, યાત્રાળુઓ તેમાં જળ, પુષ્પ, અક્ષત ચડાવે છે અને બ્રાહ્મણ ચરણામૃત આપે છે.

## શ્રી કાશીવિશ્વનાથ મહાદેવનું મંદિર.

મણિકર્ણિકાના ઘાટ ઉપર સ્થાન કરી પછી શ્રી કાશિવિશ્વનાથના પુજન દર્શન કરવા જવાય છે. જ્ઞાનવાપીથી દક્ષિણે આ સર્વથી પ્રખ્યાત દેવળ આવેલું છે. શ્રી કાશિ-વિશ્વનાથનું લિંગ મંદિરના મધ્ય ભાગમાં નથી પણ ઇશાન ખુણા તરફ છે. આ મંદિરમાં દરેક નાતના યાત્રાળુઓ અડીને જળ ચડાવી શકે છે, અને પુજા કરી શકે છે. મંદિરનો ઘુમ્મટ વીસ મણ સોનાથી મઢેલો છે એમ કહેવાય છે આ મંદિરના મધ્ય ભાગને ચાર દરવાજા છે. કમાડ પિત્તળથી મઢેલા છે. દર્શન ખુલ્લાંજ હોય છે છતાં ભીડ ઘણી થાય છે, માટે સાવચેતી રાખવાની જરૂર રહે છે. મંદિર એકાવન ફીટ ઉંચુ છે. સભામંડપમાં મોટો ઘંટ છે અને કેટલાક દેવોની મૂર્તિઓ

છે મંદિરના આંગણાની પાસેજ એક નવું મંદિર છે તેમાં પાર્વતી અથવા સૌભાગ્ય ગૌરી, ગણેશજી, અન્નપૂર્ણા અથવા શૃંગારગૌરી, સત્યનારાયણ ભગવાન, કાલીમાતા, પાર્વતી, લક્ષ્મી, સરસ્વતી વિ. ના દર્શન સુંદર છે. ખાસ કરીને તો ગંગાવતરણ–ભગીરથ રાજા હાથ જોડી ઉભા છે, શંકર ભગવાન જટા ફુલાવી ગંગાજીને ઝીલવા ઉભા છે તે, તથા રામલક્ષ્મણ જાનકી, લક્ષ્મી નારાયણ, શંકર પાર્વતી અને ગણેશ જન્મ વિગેરેના દર્શન બહુજ સુંદર છે.

## શિવકચેરી

શ્રી વિશ્વનાથના મંદિરની વાયવ્ય દિશામાં શિવની કચેરી છે અહિં લગભગ દોઢસો શિવલિંગ છે. તેમાં ઘણા શિવલિંગો જુના વખતના છે. શ્રી કાશીવિશ્વનાથના મંદિરને સુવર્ણનું પતરૂં છે તેથી સુવર્ણ મંદિર પણ કહે છે પંજાબના શીખ વીર રણજીતસિંહે તેને સોનાથી મઢેલું હતું. અહિંની જળાધારી શંકુ આકારની નથી પણ ચોરસ કુંડ જેવી ચાંદીના પતરાથી મઢેલી છે. શ્રી વિશ્વનાથનું લિંગ મોટું નથી એકાદ વેંત જેવડું છે. તે પછી અક્ષયવડ, ઢુંઢીરાજ ગણપતિ, દંડપાણી, જુનાવિશ્વેશ્વર, લાંગુલેશ્વર વિ. મંદિરોમાં દર્શન કરવા ગંગામૈયા પર અહિંયાં મુખ્ય પાંચ ઘાટ છે. ૧ અસિસંગમ ઘાટ ૨ દશાશ્વમેધ ઘાટ ૩ મણિકર્ણિકા ઘાટ ૪ પંચગંગા ઘાટ અને ૫ વરૂણા સંગમ ઘાટ, વારણા અને અસી બંને નદી વચ્ચે વસેલું આ ગામ તે વારાણસી (બનારસ)

છે. ઉપરના પાંચ મુખ્ય ઘાટ ઉપરાંત તુલસી ઘાટ, કેદાર ઘાટ, લાલીઘાટ, ચોકી ઘાટ, હરિશ્ચંદ્ર ઘાટ, કામેશ્વર, માન-સરોવર નારદ ઘાટ, અન્નપુર્ણા ઘાટ, રાજા ઘાટ, પાણી ઘાટ, ચોસટ્ટી, લલિતા ઘાટ, શ્મશાન ઘાટ, સીંધીયા ઘાટ, ભોંસલે ઘાટ, નયા ઘાટ, બાલા ઘાટ, વેણીમાધવ ઘાટ, દુર્ગા ઘાટ, શીતલા ઘાટ, લાલ ઘાટ, ગયા ઘાટ, માયા ઘાટ, તેલીયા ઘાટ, પ્રહલાદ ઘાટ, રાજ ઘાટ અને છેલ્લા વરણા ઘાટ. આ બધામાં સૌથી પ્રથમના અસિ ઘાટ અને સૌથી છેલ્લા વરણ ઘાટ વચ્ચેના ત્રણ માઈલના ગાળામાં આખું કાશી શહેર વસ્યું છે ને તે ઘાટ પર અસંખ્ય નાના મોટા મંદિરો આવેલાં છે, અને અહિંયા કાશીમાં મૃત્યુ પામતાં તુરતજ મોક્ષપદ મળે છે એ પવિત્ર ભાવના અંગે "કાશી કરવત" ની કહેવત પ્રચલિત બની છે કહ્યું છે કે,

असिवर्णयोर्मध्ये पंचकोशी महत्फलं ।
अमरा मरणमिच्छान्ति का वाथा इतरे नृणाम् ॥ १ ॥

"અસિ ઘાટ અને વારણા ઘાટ વચ્ચેના પંચકોશી તીર્થનું મોટું મહાત્મ્ય છે. ત્યાં દેવો પણ મરણને ઈચ્છે છે તો પછી મૃત્યુ લોકના માનવીઓની તો વાતજશી?"

અહિં આવનાર યાત્રાળુઓ **પંચતીર્થ**–એટલે શ્રી કાશી ક્ષેત્રની હોડીમાં પ્રદક્ષિણા કરવા જળ માર્ગે જાય છે. આ પ્રદક્ષિણા મણિકર્ણિકા ઘાટથી શરૂ કરી અસિ ઘાટ જાય છે. ત્યાંથી મણિકર્ણિકા સુધીના મોટા ઘાટ પર સ્નાન દર્શન

કરાવી ત્યાંથી એકદમ સીધા વરણા ઘાટ, નાના તથા મોટા પૂલની પેલીપાર હોડી લઈ જાય છે. મોટા પૂલની પેલીપાર બનારસની ગટરનું પાણી ગંગામાં છોડેલ છે જેથી તે જગ્યા ન્હાવા જેવી રહેતી નથી પણ જો વારણા નદીમાં પાણી હોય તો જરા ઉંચે તરફ જઇ વારણા નદીમાં ન્હાઈ શકાય છે. વારણા ઘાટ ઉપર મોટું મંદિર છે. તે લત્તાને જુનું કાશી કહે છે. ત્યાંથી પાછા ફરતાં પંચગંગા વિગેરે ઘાટના સ્નાન દર્શન કરી છેલ્લે મણિકર્ણિકાનું સ્નાન કરી યાત્રી વિદાય લે છે. હોડીની આટલી મુસાફરીમાં ચારથી પાંચ કલાક લાગે છે એટલે સવારમાં પાંચ છ વાગે નીકળી દસ અગ્યાર વાગે આવી જવું ઈષ્ટ છે. હોડીવાળા સ્વારી દીઠ ચાર પાંચ આના લે છે.

**શ્રી કાશી ક્ષેત્રની પ્રદક્ષિણા** પગપાળા, મોટરમાં કે ઘોડાગાડી દ્વારા પણ થઈ શકે છે. આ **પરિક્રમા** પણ મણિકર્ણિકા ઘાટથી શરૂ થાય છે અને પીસ્તાળીશ સુડતાળીશ માઈલની પરિક્રમા છે. મણિકર્ણિકાથી છ માઈલ દૂર કર્દમેશ્વર છે, ભીમચડી સોળ માઈલ દૂર છે, રામેશ્વર ત્રીસ માઈલ, શિવપુર સાડત્રીસ માઈલ, અને કપિલધારા ચુંવાળીશ માઈલ દૂર છે, અને પાછા કપિલધારાથી મણિકર્ણિકા આવી જવાનું હોય છે. ઠેકઠેકાણે ઉતારવા માટે ધર્મશાળાઓ અને મોદીની દુકાનો હોય છે. મણિકર્ણિકાથી અસિ સંગમ સુધી ગંગાના કિનારે કિનારે જવાય છે, ગંગામાં પાણી વધુ હોય તો હોડીમાં બેસવું પડે છે. અહિંના લોકો ફાગણ માસમાં ઠાકોરજીની યાત્રા કરવા

જાય છે. રસ્તામાં રામલીલા, કૃષ્ણલીલા પણ કરે છે. પંચકોશી યાત્રા કરવાને પહેલે દિવસ ઢુંઢીરાજ ( ગણપતિ ) નું પૂજન કરીને બીજે દિવસે યાત્રાનો આરંભ કરે છે; રસ્તામાં આવતા ઘાટમાં સ્નાન કરી, દેવ મંદિરોમાં દર્શન કરતા કરતા યાત્રા કરે છે. મણિકર્ણિકા ઘાટ પર મણિકર્ણિકેશ્વર સિદ્ધિ વિનાયક, લલિતા ઘાટ પર ગંગાકેશવ, અને લલિતા દેવી, મીરઘાટ પર જરાસંઘેશ્વર, માનમંદિર પાસે સોમેશ્વર, દાલભેશ્વર, પાંડવઘાટ પાસે સર્વેશ્વર, કેદારઘાટ પર કેદારેશ્વર, હનુમાનઘાટ પર હનુમન્તેશ્વર, અને તેની પાસે લોલાર્ક અને અર્ક વિનાયક, અસી-સંગમ પર સંગમેશ્વર જઈ દર્શન થઈ શકે છે. પહેલે દિવસે નર્વા ગામમાં ધર્મશાળામાં રહેવું પડે છે, પછી બીજે દિવસે કર્દમેશ્વર, કર્દમ તીર્થ, કર્દમકુપ અને સોમનાથના દર્શન કરી તથા દુધ્વા ગામમાં ધર્મશાળામાં મુકામ કરવો. અને તેવી જ રીતે ગામો ફરતાં ફરતાં અનેક મંદિરોના દર્શન કરી છેવટે પાછા મણિકર્ણિકાનાં ઘાટ પર આવી સિદ્ધિ-વિનાયક અને વિશ્વેશ્વરના દર્શન કરી, મુક્તિ મંડપમાં જવું. પછી વિષ્ણુ, દંડપાણિ, ઢુંઢીરાજ, ભૈરવ, આદિત્ય, અને મોદાદિ પંચવિનાયકના દર્શન કરી **પંચકોશી યાત્રા** પૂર્ણ કરવી. આ પંચકોશી યાત્રા બહુ લાંબી છે મોટરના વાહન દ્વારા સહેલાઈથી થઈ શકે બાકી તેટલા દિવસ રોકાવું ન બની શકે તો અંતર્ગૃહી યાત્રા કરવી અને તે ન બને તો નિત્ય-યાત્રા તો કરવીજ.

કાશીમાં પણ પંચકોશી મંદિર છે, તે રામઘાટ જતાં વચ્ચે રસ્તામાં આવે છે. ત્યાં ખાસ દર્શન કરવાનું ભુલવું નહિ. તેમાં બાર સ્ફાટિકમણિ જેવા સુંદર લિંગ છે તેની આસપાસ કાશીક્ષેત્રના મોટા મોટા દરેક દેવદર્શનોની પત્થરના ૬"×૬" ના માપની સાઈઝના ચોરસામાં કોતરેલી મૂર્તિઓ મંદિરમાં તેમજ મંદિરની બહાર ભીંત પર ચારે બાજુએ સાતેક ફીટ સુધી આવી મૂર્તિઓ ચોડેલી છે. એટલે મંદિરના બ્રાહ્મણો અહિંના દેવોનું અક્ષત કુંકુમથી **वीराय नमः वीरभद्राय नमः, कर्दमेश्वराय नमः** વિગેરે વિગેરે. અનુક્રમે બોલી આપણને પૂજન કરાવી થોડા વખતમાં પંચકોશીના તમામ દેવનાં પૂજન અને દર્શનનો સામટો લ્હાવો આપી શકે છે! આ પૂજન કાર્ય કલાકથી બે કલાક ચાલે છે, પૂજા કરી રહ્યા પછી મંદિરની પાંચ પ્રદક્ષિણા કરાવે છે અને દક્ષિણા માગે છે

કાશીના તમામ દેવોના નામ માટે "શ્રી કાશીસ્થદેવ સ્મરણાવલિ" નામનું સાત આનાની કિંમતનું પુસ્તક શ્રી ગૌરીશંકરજી દીક્ષિત ઠે. ગોલાગલી કાશીમાંથી મળી શકે છે. કાશી શહેરમાં વાંકીચુકી બેડોળ સાંકડી નાની ગલીઓ ઘણી જ છે.

ઔરંગઝેબ બાદશાહની મસીદ અને તેના બે ઉંચા મિનારા દૂર દૂરથી દેખી શકાય છે; સંસ્કૃત સાહિત્યના અરે આર્યાવર્તની સંસ્કૃતિ વિદ્યાના પરમ ધામમાં પણ મોગલાઈના વખતમાં મુસલમાની બાદશાહોએ જે કેર વર્તાવેલો તેના આછા પ્રતીકસમી તે મસીદની નજીકમાં જ ગલીની બાજુએ કાશીના

કરવતનું સ્થાન છે. એક કુવામાં શિવલિંગ છે તેમાં જવાનો માર્ગ બંધ રહે છે અને ઠરાવેલા વખતે જ તે ઉઘડે છે. કુવા પરથી લોકો અક્ષત ખુબ ચડાવે છે કાશી કરવતના સ્થાનથી આગળ કેટલાક મંદિરો છે ત્યાં યાત્રાળુઓ પાસેથી બળજબરીથી દાન દક્ષિણા લેઇ તેમના પુણ્યનો વધારો કરનાર કોઈ સજ્જન કદાચ હોય છે માટે તેવા તીર્થસ્થળોએ સાવધ રહેવું.

બડી દુર્ગાના મંદિરને વાનર મંદિર પણ કહે છે. ત્યાં વાંદરા પુષ્કળ છે તે મંદિર જોવાલાયક છે.

**ગોપાળ મંદિર:**–આ મંદિર વલ્લભ સંપ્રદાયનું મુખ્ય મંદિર છે. ગોપાળ લાલજીના ચોકની ઉત્તરે એક ચોકમાં શ્રી મુકુન્દરાયજી બિરાજે છે. તે મંદિરના પૂર્વે ગોસ્વામી શ્રી જીવણલાલજી બાવા બિરાજે છે. ગોપાળ લાલજી સામે રણ-છોડજીનું મંદિર, બડા મહારાજનું મંદિર, બલદેવજીનું મંદિર વિગેરે છે.

**કાળભૈરવ:**–ભૈરવનાથના મહોલ્લામાં એક મંદિરમાં સિંહાસન પર કાળભૈરવની પત્થરની મૂર્તિ છે તેના મુખ પર અને હાથ પર ચાંદી જડેલી છે. મંદિર આગળ બઠા હનમાન જમણા મંડપમાં યોગેશ્વરી અથવા કાળીદેવી છે. મંદિરના પાછળના દરવાજાની બહાર ક્ષેત્રપાળ ભૈરવની મૂતિ છે. ત્યાં ભૈરવની પ્રસાદીના કાળભૈરવને ચડાવેલા મંત્રેલા કાળા દોરા યાત્રાળુઓ લે છે. ભૈરવ કાશીપુરીનો કોટવાળ છે તેની સ્વારી

કુતરા ઉપર છે, ભૈરવના દોરાથી ભૂત પ્રેત રોગ વિગેરેનું નિવારણુ થાય છે એમ કહે છે. આ મંદિરનો બાવો એક દંડો અગર ઘોકો રાખે છે જે યાત્રાળુઓને વાંસે થાબડે છે અને કહે છે કે કાળભૈરવનો ઘોકો તારી રક્ષા કરો. એમ કહેવાય છે કે ઔરંગઝેબ કાળભૈરવના ઘોકાના ચમત્કારથી કાશીમાં વધુ નુકશાન કરતાં પાછો વળી ગયો હતો.

શ્રી કાશિવિશ્વનાથના દર્શનનો ખાસ મહિમા હોવાથી તે મંદિરમાં ગીરદી પુષ્કળ થાય છે, જેથી બધાએ સાવધ રહી દર્શન કરવાં, અગર તો જોખમ વીનાજ જઈ સ્વસ્થ ચિત્તે દર્શન કરવાં. કાશી એ તો હિંદનું કેળવણી કેન્દ્ર છે. યજ્ઞોપવીત આપી કે પછી બ્રહ્મચારી કાશીએ જઈ સાત વર્ષ સુધી વિદ્યા ભણી આવતો, કે પચીસ વર્ષ સુધી વિદ્યાભ્યાસ કરતો તે વિદ્યાકેન્દ્ર હજુએ હિંદમાં તેનું સ્થાન જાળવી રહેલ છે. "વારાણસીમાં આજે પણ પૂર્વમીમાંસાવાદી કર્મકાંડીઓના યજ્ઞયાગ ચાલે છે; વેદાન્તીઓ દ્વૈત અદ્વૈતનો ઝઘડો ચલાવીને શ્રોતાજનોને ખંડન ખાદ્ય આપે છે; વૈયાકરણીઓ શબ્દે શબ્દને ચૂંથે છે; બંગાળી અને દક્ષિણી, નૈયાયિકો 'ગદાધારી'નોઅર્થ કરવા મથે છે; ઈસાઇઓ અને આર્યસમાજીઓ વાગ્યુદ્ધો મચાવે છે; વેદિયાઓ દશ ગ્રન્થનો ઘોષ કરે છે; કારીગરો ટાંકણા મારી મારીને પત્થરને દેવ બનાવે છે; અને કેટલાર ભૂદેવો અન્નક્ષેત્રમાં જમી, આળસુ બેસી રહીને જીવતા પથ્થર બની જાય છે. આજ નગરીમા સત્યવાદી હરિશ્ચંદ્ર વિશ્વામિત્રના રૂણમાંથી છુટ-

વામાં બ્રાહ્મણોએ અને અન્ત્યજોએ મદદ કરી હતી. આજ નગરમાં તુલસીદાસે રામકથા ગાઈ હતી. ને અહિંજ કબીરજીએ હિન્દુ અને મુસલમાન સંસ્કૃતિને ભેગી વણી હતી." અહિંયા અનેક વિદ્વાન સાધુઓના મઠ છે, તેમાં શ્રી જયેન્દ્રપુરીજી મહારાજનો મઠ, શ્રી વિદ્યાનન્દજી મહારાજનો મઠ, તથા ઉદાસીન સંપ્રદાયવાળા શ્રી ગંગેશ્વરાનંદજી મહારાજનું સંસ્કૃતવિદ્યાલય, શ્રી સ્વરૂપાનંદજી મહારાજનો મઠ વિગેરે અનેક સંસ્થાઓ છે. જેમ જુના કાળમાં તેમ આધુનિક કાળમાં પણ સમસ્ત હિંદમાં કેળવણીના ક્ષેત્રમાં અત્રેનું હિન્દુ વિશ્વવિદ્યાલય મુલ્ક મશહુર છે. સમસ્ત હિંદમાં તેના જેવું સુંદર બીજું મોટું વિશ્વવિદ્યાલય નથી. ભારત ભુષણ **શ્રી. માલવીયાજી**ના શ્રમથી તે સંસ્થા સુંદર પ્રગતિ સાધી શકેલ છે. તેમાં બે કરોડ રૂપીયા ઉપરાંત ખર્ચ થયેલ છે. તેમાં કળા (આર્ટસ), વિજ્ઞાન (સાયન્સ), ખેતીવાડી (એગ્રીકલ્ચર), ભગીરથ વિદ્યા (એન્જીનીયરીંગ), વૈદ્યીક (મેડીકલ), સંસ્કૃત, કાયદા, વિદ્યુત શાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વિગેરે અનેક વિધવિધ વિષયોની કોલેજો છે. આ સ્થાન ગાડી કરીને પણ ખાસ જોઈ આવવું. તદ્ ઉપરાંત બીજી સંસ્કૃત પાઠશાળાઓ તથા ખેતાન કોલેજ, ભારત માતાનું મંદિર, રાણીબાગ, રામનગરનો કિલ્લો અને મહારાજાનો મહેલ તથા શસ્ત્રાગાર, વિગેરે જોવાલાયક છે. અહિં તાપ વિશેષ પડે છે તેથી ઘાટ પર પણ ગરમીના વખતમાં મોટી છત્રીઓ નજરે પડે છે. ગયાજીમાં પતૃશ્રાદ્ધ કરનારે કાશીમાં પિશાચમોચન સરોવર પર સ્નાન કરવું જોઇએ તેવી માન્યતા છે.

કાશીનું રેશમ, જરીના દુપટ્ટા, મુગટા, બનારસી સાડીઓ, રમકડાં અને લાકડકામ, તથા ત્રાંબા પિત્તળના વાસણો વિગેરે પ્રખ્યાત છે.

બનારસ કેન્ટોનમેન્ટથી બી. એન્ડ એન. ડબલ્યુ રેલ્વે દ્વારા બનારસ સીટી અને સારનાથ જવાય છે. ત્યાંથી ઓંડિહાર, મઉ, ઈંદારા અને ભટની થઈ ગોરખપુર જઈ શકાય છે.

**બુદ્ધ આશ્રમ-સારનાથ**—બનારસ સીટી પછીનું બીજું સ્ટેશન, સારનાથ છે, ત્યાં બુદ્ધ આશ્રમ (બૌદ્ધ વિદ્યાલય) તથા અશોકના વખતનો સ્તૂપ, મંદિર અને સંગ્રહસ્થાન જોવાલાયક છે. બુદ્ધ ભગવાને સૌથી પ્રથમ ઉપદેશ અહિંથી કરેલો. મંદિર સુંદર છે. અહિંયા ખોદકામ કરતાં હજારો વર્ષ પહેલાંની ઇમારતો નીકળી આવેલ છે,

કાશીમાં મહા શિવરાત્રી અને ચંદ્ર ગ્રહણ પર મોટો મેળો ભરાય છે. ઓંડિહારથી જુવાનપુર જંકશન જઈ શકાય છે. ત્યાંની અતલ મસ્જીદ, જુમ્મા મસ્જીદ, બારાદરી વિગેરે જોવાલાયક છે. પરંતુ આપણે અહિંથી સીધા પાછા એકદમ સહરાનપુર ઇ. આઈ. રેલ્વે મારફતે પહોંચી જઇએ અને ત્યાંથી પંજાબમાં કુરૂક્ષેત્ર, પાણિપત, સ્થાનેશ્વર અને અંબાલા પહોંચી જઇયે. સહરાનપુર ઈસ્ટ ઈન્ડીયા રેલ્વેનું છેલ્લું સ્ટેશન છે. અને ત્યાંથી નોર્થવેસ્ટર્ન રેલ્વેમાં બેસી આપણે અંબાલા પહોંચવું જોઈએ.

## પંજાબ, અંબાલા, સીમલા, કુરૂક્ષત્ર, અને પાણિપત

સહરાન પુરથી અંબાલા છાવણી પચીસ માઈલ દૂર

છે, આ રસ્તે મુંબઈનો ફ્રન્ટીયર મેઈલ લાહોર અને પેશાવર તરફ જાય છે પંચ નદીઓના આ પ્રદેશમાં સિન્ધુ તથા તેની શાખાઓ જેલમ, ચિનાબ, રાવી, બિઆસ, સતલજ વહે છે, અને તેથીજ આ પ્રદેશને પંચ આબ (પાંચ પાણી) નો પ્રદેશ કહ્યો છે. વસ્તીમાં મુસલમાનો અને શીખ વિશેષ છે. પંજાબમાં અનેક નાની મોટી નહેરો છે અને પ્રદેશ બહુ ફળદ્રુપ છે. પંજાબનો ઘઉં કરાંચીથી પરદેશ જાય છે જ્યારે રેલ રસ્તે હિંદ ભરમાં તે મોકલવામાં આવે છે. મધ્યસ્થ સરકારનું સહેલગાહનું સ્થળ સીમલા અને પતિયાળાં છે. ભાવલપુરના દેશી રાજ્ય આ પ્રાંતની હદમાં આવેલ છે.

**અંબાલા**—જંકશન સ્ટેશન છે. અંહિથી ઉત્તરે કાળકા અને ત્યાંથી કાળકા સીમલા રેલ્વે દ્વારા સીમલા જઈ શકાય છે, જ્યારે દિલ્હી તરફ જતાં રસ્તામાં કુરૂક્ષેત્ર અને પાણીપત આવે છે. લાહોર તરફ જતાં અંબાલા છાવણી પછી પાંચ માઈલ પર અંબાલા સીટી સ્ટેશન આવે છે. અંબાલામાં હિંદમાંની મોટી લશ્કરી છાવણી છે. માસ્ટર હરગુલાલની ધર્મશાળા અનાજમંડી છાવણીમાં છે. કુરૂક્ષેત્ર મહાભારતનું રણમેદાન જ્યાં કરોડો મનુષ્યોનો સંહાર થયેલો તે સ્થળ અંબાલાથી છવીસ માઈલ દક્ષિણે છે, જ્યારે દિલ્હીથી એકસો તેવીસ માઈલ દૂર છે. દિલ્હીથી કુરૂક્ષેત્રનું ભાડું રૂા ૧-૮-૦ છે. અહિંયા છ સ્થાનો જોવા જેવાં છે. તે બધા સ્થાન દૂર દૂર હોઈ ટુંક સમયમાં જોઈ લેવા હોય તો મોટર ભાડે કરી લેવી. પુરી સવારી વીસ માણસ હોય

તો સ્વારી દીઠ પાંચ છ આના લે છે, અને બધે ફેરવે છે
કુલ અગ્યારેક માઈલ ફરવાનું હોય છે. કુરૂક્ષેત્રનું મેદા
સાઈઠ માઈલ સુધી ફેલાયેલું વિશાળ મેદાન છે અ
તેમાં કુલ ત્રણસો સાઈઠ તીર્થ સ્થળ છે. તેમાં મુખ્
સ્થાન છ છે. દિલ્હીથી કુરૂક્ષેત્ર સુધી પાકી સપાટ લાંબ
ડામરની સડક છે. ત્યાં જવા આવવા માટે પુરી ત્રેવી
સવારી હોય તો રૂા. ૫૦) પચાસ લે છે અને તેમાં કુરૂક્ષેત્રન
તીર્થ સ્થળો, પણ બતાવે છે. આઠેક ધર્મશાળાઓ પણ છે

**સૂર્યકુંડ**—સ્ટેશનથી અર્ધોક માઈલ દૂર ન્હાવાને
કુંડ છે. તેની પાસેજ પાંચપાંડવની તથા ભીષ્મની મૂર્તિઓ
છે. રસ્તામાં આગળ જતાં કરણ રાજાનો મહેલ આવે છે
મહેલમાંથી કરણ રાજા દરરોજ સવામણ દાન આપતા હત

**ગીતોપદેશ**—સ્થાનમાં પણ કુંડ છે. અહિં ભગવાન
પગલાં તથા રથમાં કૃષ્ણ અર્જુનની સંગેમમરની મૂર્તિઓ છે

**બાણગંગા**—અહિં પણ પત્થર બાંધેલો કુંડ છે
બાણ શય્યા પર સુતેલા શ્રી. ભીષ્મ પિતામહને પાણ
પીવરાવવા માટે અર્જુને બાણ મારી બાણ ગંગા ઉત્પ
કરી હતી. આ રસ્તો કાચો છે.

**બ્રહ્મસરોવર**—આ સરોવર બે ચાર માઈલ
ઘેરાવાવાળું સુંદર છે તેમાં કમળ બહુ થાય છે. અહિં સુ
ગ્રહણ પર નાવાનું બહુ પુણ્ય છે. જેને તે લાભ પ્રાપ્ત થ
છે તે શાશ્વત બ્રહ્મ લોકનો અધિકારી થાય છે. તેમ કહેવ
છે. ઉત્તરમાં પાંડવોના મંદિર છે, તેમાં શ્રી કૃષ્ણ ભગવા

અર્જુન, ભીમ, ધર્મરાજા, દ્રૌપદી, શકુનિ, કર્ણ, દુઃશાસન, દુર્યોધન સહદેવ નિકુળ અને બાણુ શય્યાપર ભીષ્મપિતામહની મૂર્તિઓ છે. આ સરોવર પત્થરથી બાંધેલું સુંદર સ્થાન છે.

**કુરૂક્ષેત્ર**—કુરૂરાજાએ અંહિયા તપશ્ચર્યા કરી હતી તેથી આ સ્થાન કુરૂક્ષેત્ર કહેવાય છે. ગીતા પાઠ કરનાર દરેક હિંદુને આ સ્થાન ઘણુા મહાત્મ્યનું અને સુપરિચિત છે.

**धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः**
**मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥**

એ ભગવતગીતાના પ્રથમ શ્લોકને તુરત સ્મરાવતું અર્જુનના શસ્ત્રત્યાગ અને શ્રી કૃષ્ણના ગીતોપદેશનું આ સ્થાન પચાસેક ગાઉ સુધી ફેલાયેલું છે. પાણિપતનું ઐતિહાસિક મેદાન કે જ્યાં અનેક શકવર્તી યુદ્ધો ખેલાયાં હતાં અને જ્યાં કરોડો મનુષ્યોનો સંહાર થયેલો, તે મેદાન પણ આ કુરૂક્ષેત્રનો એક ભાગ છે.

ભદ્રકાળી, વાઘેશ્વરી માતાનું સ્થાન, દેવીતાલ કુંડ વિ. જોઈ લેવા. **સ્થાનેશ્વર મહાદેવ.** જવાને માટે કુરૂક્ષેત્રથી નરવાના જંકશનની લાઈનમાં સ્થાનેશ્વર જવું. પહેલુંજ સ્ટેશન સ્થાનેશ્વર સીટી છે.

કુરૂક્ષેત્ર અને સ્થાનેશ્વરમાં કાલીકમલીવાળાની તથા લાલા સાધુ રામની, ખાલસા વિગેરે અનેક ધર્મશાળાઓ છે. વળી અહિંયા બદ્રીનારાયણ, બારરૂદ્ર, અન્નપૂર્ણાદેવી, વિગેરેના મંદિરો છે. હાલ તો આ કુરૂક્ષેત્ર ખાખરાનાવ ન

જેવું છે. કુરૂક્ષેત્ર ગામ પણ ઉજ્જડ અને ખંડેર જેવું છે. મકાનો પણ તદ્દન જીર્ણ અને ઈંટોના છે.

અહિં કુરૂક્ષેત્રમાં પુસ્તકાલય છે. મહાભારતની યાદવાસ્થળી શરૂ થઈ તે પહેલાં શ્રી કૃષ્ણ પ્રભુએ સ્થાપેલા શ્રી જ્યોતિશ્વર મહાદેવ કુરૂક્ષેત્રથી પાંચ માઈલ દૂર છે. આ સ્થાનેશ્વરનું મંદિર છત્રપતિ શિવાજી મહારાજે બંધાવેલું છે. સ્થાનેશ્વરમાં પણ પાંડવમંદિર અને ભીષ્મ શરશય્યાની મૂર્તિઓ છે. સ્થાનુસર કે જ્યોતિસરમાં સ્નાનનું પુણ્ય ઘણું છે. ગીતા ભવન પણ જોઈ લેવું. સૂર્યગ્રહણ વખતે કુરૂક્ષેત્રનાં કુંડોમાં લાખો માણસો સ્નાન કરી પાવન થાય છે.

**પાણીપત**—કુરૂક્ષેત્રથી દિલ્હી તરફ જતા બેંતાલીસ માઈલ દૂર પાણિપત સ્ટેશન આવે છે. ત્યાંથી પાણિપત જવું. પાણિપત શહેરથી ત્રણચાર માઈલ દૂર પાણીપતનું મેદાન આવેલું છે, મેદાનની વચમાં કાળી કેરીઓ વાળો આંબો હતો તેથી તે મેદાનને કાળા આમ પણ કહે છે. અહિંયા પૃથ્વીરાજ અને શહાબુદ્દીનનો સંગ્રામ થયેલો છેલ્લો અહમદ-શાહ અબ્દલ્લીનો અને મરાઠાનો પણ સંગ્રામ આ મેદાનમાંજ થયેલ, અને હરેક વખતે કજીયા કંકાસ અને કુસંપમાં રચ્યા પચ્યા રહેલ હિંદુઓનોજ પરાજય થયો, છતાં હજુ પણ સંપ અને એકતાંની ભાવના આપણે કેળવી ન શકયા એ કેટલું દુર્ભાગ્ય છે! અહિંથી આપણે પાછા અંબાલા કેન્ટોનમેન્ટ થઈ ત્યાંથી કાળકા અને ત્યાંથી કાળકા સીમલા રેલ્વે દ્વારા સામલા પહોંચી જઈએ.

**સીમલા**–હિંદના હાકેમનું આ ઉનાળામાં હવાખાવાનું સ્થળ છે. તેનું ઉપનામ "ગિરિનગરોની રાણી" (ક્વીન ઓફ હીલસ્ટેશન્સ) સાર્થક કરે તેવું સૃષ્ટિ સૌંદર્ય ચારે બાજુ પથરાએલું છે. જ્યારે રેલ્વે ટ્રેન ઉંચી નીચી ટેકરીઓ ચડે છે ત્યારે આસપાસનું મોહક અને અદ્ભુત વિહંગ દૃશ્ય નજરે પડે છે. પંજાબના ગવર્નર પણ ઉનાળામાં અહિં રહે છે ઉનાળામાં આ શહેરની વસ્તી લાખ પોણોલાખની થઈ જાય છે. હિંદમાં વસ્તા યુરોપિયનોનું તો આ આરામનગર છે. વાહનોમાં રીક્ષાઓ મળે છે. ઉતરવા માટે હોટલો અનેક છે ઘણીખરી સેસીલ, કલાર્ક, ગ્રાન્ડ, તથા હિંદુ હોટલ, વળી મશોબ્રામાં ગેબલ્સ હોટલ તથા મહાસુમાં વાઈલ્ડ ફલાવર હોલ વિગેરે ઉતરવા માટે અનેક સ્થળો છે.

અહિંયા સરકારી વેધશાળા, તથા જાક્કો ટેકરી, વિગેરે જોવા લાયક છે. સીમલાના વિશાળ રસ્તા અને વિહાર માર્ગો (ચોકસ) બાજુ પરના ઉંચા ઉંચા હિમાચ્છાદિત ગિરિશૃંગો, અને છોટા સીમલા અને શરતનું મેદાન વિગેરે જોવા લાયક છે. અહિંથી છ માઇલ દૂર મશોબ્રાનું સુંદર વન, અને વનરાજિ વચ્ચેનો વાઇસરોયનો મહેલ (વાઈસરીગલ લૉજ, મહાસુ, તથા બાગીના જંગલો વિગેરે સુંદર કુદરતી સૌંદર્યના ધામ નજીકમાંજ આવેલા છે. એશિયાના સર્વોત્તમ જંગલોમાં આ જંગલોની પણ ગણત્રી થાય છે. વનફૂળ અને કુદરતી સૌંદર્યવાળા ગિરિરાજ હિમાલયની તળેટીમાં અનેક સુંદર દેશી રાજ્યો આવેલાં છે. તેહરી અને ગઢવાળના દેશી રાજ્યો

આવેલાં નેપાળ, ભુતાન અને બીજા નાના મોટા અનેક રાજ્યો હિમાચળની બખોલમાં નિરાંત અનુભવે છે.

## બદરી કેદારની યાત્રા

પશ્ચિમાત્ય સુધારાએ સોમલાની સુરત ફેરવી નાંખી છે. જ્યારે હરદ્વાર અને હૃષીકેશમાં હજુ આપણી જુની પ્રણાલિકાઓ વિગેરે જળવાઈ રહ્યું છે. બદરીનાથ, અને કેદારનાથની યાત્રા માર્ગ શિયાળામાં બરફમય હોય છે, ઉનાળામાં તે બરફને તોડી માર્ગ ખુલ્લો છે, જેથી ખુબ મજબુત ખડતલ સાહસિક માણસેજ તે યાત્રા કરવી સાથે ગરમ શાલ દુપટ્ટા રાખવા. કેદારમાં દ્વાદશજ્યોતિર્લીંગમાંનું એક છે અને તે એટલું મોટું છે કે યાત્રાળુઓ તેને ખુશીથી છાતીયે આલિંગન આપી શકે છે અને તે રીતે કૃતાર્થ થાય છે. "બદરીબિશાલ" નારાયણનું ધામ છે, ત્યાં બ્રહ્મકપાલપર શ્રાદ્ધ કર્યાનું ખુબ પુણ્ય છે, પછી તેને બિજે શ્રાદ્ધ કરવાનું રહેતું નથી. અહિંયા જાતજાતના ભેદ ભાવ નથી બદરીનારાયણના પ્રસાદ સર્વેને સરખી રીતે જરાયે સંકોચ વગર વહેંચવામાં આવે છે. ગંગોત્રી તથા જમ્નોત્રીના પહાડો પણ તેહરી રાજ્યની હદમાંજ આવેલાં છે, પરંતુ આપણે તો અંબાલા કેન્ટોનમેન્ટથી આગળ, રાજપુરા, સરહિન્દ, લુધીઆણા, ફિલ્લોર, ફગવાડા, જાલંધર અને અમૃતસર અને આગળ લાહોર રાવળપિંડી અને પેશાવર જઈ શકાય છે, તે રસ્તે આગળ વધીયે. શહરાનપુરથી તે લાહોર અને રાયપિંડ રાજપુરાથી નભા અને વતિયાળાના દેશી રાજ્યોમાં જઈ શકાય છે, તે ફાંટો છેક ભટીંડા મળે છે.

## પતિયાળા, નાભા અને ભટિંડા.

રાજપુરાથી પંદરેક માઇલ મુસાફરી કર્યા પછી પતિયાળા સ્ટેશન આવે છે. પતિયાળા નરેશને ક્રીકેટનો શોખ સારો છે. શહેરમાં ક્રીકેટ અને પોલોના મેદાન સુંદર છે. મહારાજાનો મહેલ, કિલ્લો કાળિકા દેવીનું મંદિર, સભાગૃહ વિગેરે જોવા લાયક છે. ભટીંડા એ નોર્થવેસ્ટર્ન રેલ્વે અને બી. બી. સી. આઇની રેલ્વેનું જંકશન છે. રેવાડી જંકશનથી હિસાર, ભટીંડા અને કોટકપુરા અને ફાજિલ્કા સુધી આ લાઇન જાય છે. પરંતુ આપણે રાંજપુરાથી સીધા અમૃતસર પહોંચીયે.

## લુંધીઆણા, જાલંધર અને અમૃતસર

લુધિયાણા જંકશન સ્ટેશન છે ત્યાંથી એક ફાંટો ધુરી, જાખલ અને હિસાર તરફ દક્ષિણે જાય છે, જ્યારે બીજો તેજ એન. ડબલ્યુ. રેલ્વેનો ફાંટો ફિરોઝપુર તરફ જાય છે. લુધિયાણાનું ગરમ કાપડ સુતરાઉ કાપડ વિગેરે વખણાય છે. ત્યાં લુધિઆણામાં જુનો કિલ્લો, સરકારી હોઝયરી મીલ્સ, અને રામબાગ જોવા લાયક છે. જાલંધરમાં લશ્કરી છાવણી છે. જાલંધરછાવણીનું સ્ટેશન પહેલું છે પછી ત્રણ માઇલ દૂર જાલંધર સીટી સ્ટેશન છે. જાલંધર કેન્ટોમેન્ટ (છાવણી) સ્ટેશનેથી હોશિયારપુર જવું હોય તો ગાડી બદલી જઈ શકાય છે. જ્યારે બીજો ફાંટો જાલંધર સીટીથી ફીરોઝપુર છાવણી તરફ જાય છે. વચમાં કપુરથળા સ્ટેશન આવે છે કપુરથળાના દેશી રાજ્યનું તે મુખ્ય શહેર છે. જાલંધરથી ત્રીજો ફાંટો નકોદર જઈ મળે છે, પરંતુ આપણે સીધા અમૃતસર પહોંચી જઇએ.




**અમૃતસર**—હિંદમાં બહાદુર અને લડાયક નેકદિલીવાળી કોમોમાં શીખોની ગણત્રી પહેલી થાય તેમ છે તે શીખ લોકોનું યાત્રા ધામ અમૃતસર છે.

**ધર્મશાળા** અને **હોટલો**—૧ લાલા હરગોવિંદદાસની ધર્મશાળા તથા સંતરાયની ધર્મશાળા સ્ટેશનની પાસેજ છે, મારવાડી બજારમાં હરદયાળ દુર્ગાદત્તની ધર્મશાળા છે. ગુરૂ રામદાસ શીખોના ચોથા ધર્મગુરૂ જેમણે આ સ્થળનું મહત્વ ખુબ વધાર્યું તેમની પણ ધર્મશાળા છે. હોટલોમાં ઈમ્પીર્યલ હોટલ, પ્રીન્સ હોટલ વિગેરે મુખ્ય છે. શહેરની વચ્ચેજ અમ્રતસરોવર અને તેની વચ્ચે શીખવીર રણજીતસિંહનું બંધાવેલું સુવર્ણ મંદિર છે. તે આરસનું બંધાવેલું છે પરંતુ તેના ઘુમ્મટ અને ઉપરના માળ વિ. ભાગ ઉપર સોનેરી પતરૂં મઢી લીધું છે જેથી તે **સુવર્ણમંદિર** તરીકે પ્રખ્યાત છે. મંદિર ખાસ જોવા લાયક છે, સુંદર તળાવની વચ્ચેનું આ મંદિર તેમાં જવાનો નાનો પુલ જેવો રસ્તો, અને ચારે બાજુ વસેલું શહેર અને નાના મોટાં મકાનો સુંદર દૃશ્ય ખડું કરે છે. ત્યાં ગ્રંથ સાહેબની પૂજા થાય છે. પંજાબ પ્રાંતનું વ્યાપારનું આ શહેર મોટું કેન્દ્ર છે. પંજાબના ઘઉં તથા કાશ્મીરી શાલ, શેતરંજી, ગરમ કાપડ વિગેરેનો વેપાર ધીકતો ચાલે છે.

શહેરમાં બીજી જોવા લાયક જગાઓમાં જલિયાનવાલા બાગ છે, કે જ્યાંના માયકલ ઓડવાયરે કરેલા અમાનુષી કૃત્યો હિંદના અર્વાચીન ઇતિહાસમાં મશહુર બન્યા છે. વળી દુર્ગ્યાના મંદિર, ટલ્લ સાહેબનો મિનારો તથા તે મિનારાપરથી આખા શહેરનું દશ્ય જોવા લાયક છે. વળી આ શહેરમાં શીખલોકોની ખાલસા કોલેજ આવેલી છે. અમ્રતસરથી આગળ પેશાવર તરફ જતાં ત્રીસ પાંત્રીસેક માઈલ પર લાહોર, બદામી બાગ અને શહાદરાના સ્ટેશનો આવે છે. લાહોરથી એક ફાંટો રાયપિંડ અને મુલતાન થઈ કરાંચી જઈ શકાય છે, જ્યારે જ્યારે બીજો ફાંટો પેશાવર જાય છે. અમ્રતસરથી એક ફાંટો પઠાણકોટ જાય છે. ત્યાંથી ગિરિનાર (હીલસ્ટેશન) દલ્હાઉસી અને જોગીન્દ્ર નગર જઇ શકાય છે. પંજાબ પ્રાંતના પઠાણકોટથી મોટર રસ્તે ધર્મશાળા પણ જઈ શકાય છે. તે પણ હવા ખાવાનું સ્થળ છે. ત્યાંથી હિમાલયનું દૃશ્ય બહુજ સુંદર લાગે છે.





**લાહોર**—ગવર્નરનું મથક, પ્રાંતની રાજધાનીનું શહેર, મોટું ઉદ્યોગ કેન્દ્ર અને વ્યાપારી મથક છે. તે શહેર રામના પુત્ર લવે સ્થાપેલું એમ કહેવાય છે. દસ અગ્યારમા સૈકાથી તો તેનો ઇતિહાસ મળી આવે છે. રાવી નદીને કાંઠે વસેલા આ શહેરે ખુબ પ્રગતિ સાધી છે. લાહેર જંકશન અને શહેર વચ્ચે બદામી બાગનું સ્ટેશન છે. જ્યારે લાહોરથી કરાંચી તરફ જતાં લાહોર છાવણીનું સ્ટેશન આવે છે. દિલ્હીથી નરવાના ભટીંડા રસ્તે લાહોર આવતો ફાંટો ફિરોઝપુર અને રાયબિંડ જંકશને, કરાંચી લાહોર લાઇનને મળે છે. વાહન વ્યવહારમાં સ્ટેશનેથીજ ઘોડા ગાડીઓ, વિગેરે મળી શકે છે

**ધર્મશાળા અને હોટલો:—**

સ્ટેશનની પાસેજ મૂળચંદજીની ધર્મશાળા છે, રાયબહાદુર અયોધ્યાપ્રસાદની ધર્મશાળા અનારકલીમાં છે અને ધનીરાયજીની ગ્વાલ મઢીમાં આવેલી છે.

લાહોરમાં મુગલાઈ સ્થાપત્ય અને બાદશાહીના મોજશોખના અનેક સાધનો સુંદર રીતે દૃષ્ટિગોચર થાય છે. ત્યાંનો શાલિમારબગીચો, એ કલાપ્રિય બાદશાહ શાહજહાંનો

કુદરતનો શોખ કેટલો હતો તે સ્પષ્ટ બતાવી આપે છે. શાલિમાર બાગની એ સુંદર અવનવી વૃક્ષરાજિ અને તેની સુંદર ઇમારતો, ફુવારા અને હોજ, એક અદ્વિતીય દૃશ્ય ખડું કરે છે. લાહોરને બાંધેલો **કિલ્લો** છે અને તને તેર દરવાજા છે, શહેરની વાયવ્યમાં જુનો અકબરે બંધાવેલો કિલ્લો છે. આગ્રા દિલ્હીમાં કિલ્લાની ફરતે જેવી ખાઇ છે, તેવીજ ખાઇ લાહોરમાં પણ હતી. પરંતુ હાલમાં તેની જગોએ સુંદર લીલોતરીવાળા બગીચા કોટની ફરતે બનાવવામાં આવેલા છે.

**જોવાલાયક સ્થળોમાં**—૧ કિલ્લો. ૨ રણજીતસિંહની સમાધિ. ૩ સર ગંગારામની સમાધિ. ૪ શાહી મસ્જીદ. ૫ મોતી મસ્જીદ. ૬ સોનેરી મસ્જીદ. ૭ શાલીમાર બાગ. ૮ ૮ કાઉન્સીલ ચેમ્બર ૯ લાટ સાહેબની કોઠી. ૧૦ લાહોર યુનીવર્સીટી અને તેના મકાનો. ૧૧ ચૌબુરજી ૧૨ ગુલાબી બાગ. ૧૩ ચિડિયા ઘર (ઝુ) જ્યાં જ્યાં જાત જાતના પ્રાણીઓ રાખવામાં આવ્યા છે તે. ૧૪ અજાયબ ઘર (મ્યુઝયમ) ૧૫ બાદશાહ જહાંગીર અને સૌંદર્ય મૂર્તિ, નુરજહાંની કબરો ૧૭ ગુરૂ અર્જુનસિંહનું દેવળ. ૧૭ અનારકલીની કબર વિગેરે ઘણું જોવાલાયક છે. પંજાબમાં મુસલમાન અને શીખ લોકોની વસ્તી વિશેષ છે, અહિંથી કરાંચી તરફ જતાં ચાર માઇલ પર લશ્કરી છાવણી આવેલી છે. વળી મોન્ટ ગોમરી હોલ મોલ રોડ, ચીફ કોર્ટનું મકાન વિગેરે આધુનિક કાળના પણ સુંદર મકાનો છે. મુગલાઇ વૈભવ અને મોજશોખની સુંદર પ્રતીતિ અહિંનો શાલીમાર બાગ (આનંદનો બગીચો) આપે



શીખ ગુરૂની સમાધી ( લાહોર )

છે. ઉનાળામાં મોગલ બાદશાહો અહિં આવી મોજ મજાહ ઉડાવતા. પેશાવર તરફ જતાં નદી ઓળંગી શહાદરા સ્ટેશન આવે છે, ત્યાં નુરજહાં અને જહાંગીર ઉપરાંત બીજા બાદશાહો ની પણ સુંદર કબરો છે. પરંતુ આપણે તો ગુજરાનવાલા, વઝીરાબાદ, ઝેલમ, રાવળપિંડી અને તક્ષિલા થઈ

પેશાવર અને બંડીખાના તરફ જ ઉપડીયે. ગુજરાનવાલા ટાઉન અને ગુજરાનવાલા બે સ્ટેશનો છે. ગુજરાનવાલા મહારાજા રણજીતસિંહનું જન્મ સ્થળ હોઇ શીખ લોકો માટે પવિત્ર સ્થળ મનાય છે.

વઝીરાબાદ જંકશનેથી જમ્મુ અને ત્યાંથી કાશ્મીર જઇ શકાય છે. વચમાં શિયાળકોટ જઇ આવવું: શીખ ગુરૂ નાનકનું મંદિર અહિં છે. સીયાલકોટમાં ક્રીકેટના બેટ ટેનીસના રેકેટ વિગેરે રમતગમતના સાધનો બને છે. જમ્મુથી મોટર રસ્તે સૌંદર્યધામ કાશ્મીર જઈ શકાય છે.

કાશ્મીર જવા માટે બીજો રસ્તો રાવળપિંડીથી છે, જ્યારે ત્રીજો હવેલીયાં અને એબોટાબાદનો પણ રસ્તો છે.

**રાવળપીંડી, તક્ષશિલા અને મૂરી**—રાવળપિંડીમાં મોટી લશ્કરી છાવણી છે. રાવળપિંડીનો જુનો કિલ્લો પણ જોવાલાયક છે. રાવળપિંડીથી આગળ વીસ માઇલ ફ્રન્ટીયર મેઇલ મારફતે જતાં તક્ષશિલા આવે છે. આર્યાવર્તનું સર્વોચ્ચ વિદ્યા કેન્દ્ર—અનેક વિશ્વવિદ્યાલયોનું નગર આ છે. ત્યાંથી એક ફાંટો હવેલીયાં તરફ જાય છે. જ્યાંથી એબોટાબાદને રસ્તે કાશ્મીરમાં જઈ શકાય છે. ત્યાં હોટલોનો સાધન નથી પરંતુ જુના ઐતિહાસિક અવશેષોથી ભરપુર અહિં ત્રણ જુની મોટી નગરીનાં ખંડેરો આવેલાં છે. તક્ષશિલા એટલે આર્યાવર્તનું વિદ્યા કેન્દ્ર, તેમાં વેદ, જ્યોતિષ,છન્દ, તર્ક ન્યાય, ધર્મશાસ્ત્ર, શિલ્પ શાસ્ત્ર, અર્થ શાસ્ત્ર, ચાર વેદ, ચોસઠ કળા અને અઢાર પુરાણ અને ઈતિહાસ ભણાવાતા હતા. આ મહાન સિકંદર

બાદશાહના વખતની નગરી છે, ત્યાંના બૌદ્ધ અવશેષો વિ. જોવાલાયક છે.

રાવળપિંડીથી શ્રીનગર મોટર રસ્તે જઈ શકાય છે. વચમાં **મુરી** આવે છે. મુરીમાંથી પર્વતરાજ હિમાલયનાં હિમાચ્છાદિત શિખરોનાં સુંદર દશ્યો મંત્રમુગ્ધ કરી દે તેવા છે. ત્યાં હોટલો વિગેરેના સાધનો છે. રાવળપિંડીથી કાશ્મીરના રસ્તે સનીબેંક આવે છે ત્યાંથી બાજુ પરના રસ્તે બે માઈલ દૂર મુરી આવેલું છે.

રાવળપિંડીથી ફ્રન્ટીયર મેઇલ કે ગ્રાન્ડટ્રંક રોડના રસ્તે આગળ જતાં વાયવ્ય સરહદનો પ્રાંત અને પેશાવર આવે છે. શીખ લોકો તેમના દાઢી, વાળ અને પોષાકથી અને ખાસ કરીને તો તેમની કિરપાણથી તુર્ત પરખઇ જાય છે. "કેશ કચ્છ, કાંસકી, કિરપાણ અને કડું એ શીખ લોકોના શણગાર છે." તેમનું સુવર્ણ મંદિર **અમૃતસર** શહેરમાં સરોવરની વચ્ચે છે. સ્ટેશનેથીજ ઘોડાગાડીઓ વિગેરે મળી શકે છે. અમૃતસર એ મોટું ઔદ્યોગીક કેન્દ્ર છે. અને પોણા ત્રણ લાખની વસ્તી છે. ત્યાં અનેક લશ્કરી થાણા છે. પંજાબમાં દક્ષિણ તરફ જતાં દેરાગાઝીખાન આવે છે. લાહોરથી દક્ષિણ તરફ કરાંચી તરફ જતાં **મુલતાન** કેન્ટોનમેન્ટ (છાવણી)નું સ્ટેશન આવે છે. લાલા મુસા જંકશનેથી પણ દક્ષિણ તરફ જઇ શકાય છે. મુલતાન ચિનાબ નદીપર આવેલું વ્યાપાર ઉદ્યોગનું કેન્દ્ર છે. તેનો કિલ્લો જોવા લાયક છે રાવળપિંડીથી આગળ જતાં ગોલડા અને પછી તક્ષશિલા આવે છે. ત્યારબાદ કેમ્પબેલપુર

અને અટક આવે છે. કૈંબલપુર અગર ગોલડાથી દક્ષિણના ફાંટે જતાં દાઉદખેલ અને શેરશાહ થઇ કરાંચી જવાય છે. દાઉદખેલથી વાયવ્ય સરહદના પ્રાંતમાં દાખલ થઈ શકાય છે. પરંતુ આપણે તો પ્રથમ સાંદર્યધામ કાશ્મીરનીજ યાત્રા કરી આવીએ.

# પ્રકરણ ૧૦ મું.

## હિંદનું નંદનવન કાશ્મીર, અને સરહદનો પ્રાંત.

હિમાલયના ઉચ્છંગમાં આવેલી કાશ્મીરની ખીણ ખરેખર હિંદનું નંદનવન છે. ચારે બાજુ આવેલા ગગનચુંબી હિમચ્છાદિત શીખરો, ઉંચા ઉંચા પર્વતોની આજુબાજુથી જતો માર્ગ, પર્વત ઉપરની વૃક્ષરાજી અને પર્વત ઉપરથી વહેતા બરફના પ્રવાહ, ખરેખર એક અવર્ણનીય દૃશ્ય પૂરું પાડે છે. જેલમ નદીનું તે જન્મ સ્થાન છે. હિમાલયના ઉંચા શિખરો વચ્ચે આવેલી આ ખીણ પૂર્વનું ઈડન કહેવાય છે, શ્રીનગર યુરોપનું વેનિસ અને ઉત્તરનું જવાહીર કહેવાય છે. તેમાં આવેલા સુંદર સરોવરો તેના પર સરતા નાના મોટા નોકાગૃહો અને તરતા મોટા માઈલોના માઈલો સુધીના વનસ્પતિના પટો કોઈ અવનવી સૃષ્ટિનો ખ્યાલ આપે છે. આસપાસના ચળકતા બરફથી ઢંકાએલા બરફના પહાડો વચ્ચે ઘણી ઘણી જાતના ફુલ ઝાડ ખીલી રહ્યા છે; અને સફેદાના ઉંચા ઝાડ, કેશરના વાવેતરની સુંદર ખુશબો, અને કલાના શોખીન મોગલ બાદશાહોએ

બનાવેલા બગીચાઓ, ખરેખર કાશ્મીરમાં પૃથ્વી ઉપરનું સ્વર્ગ ખડું કરે છે. કાશ્મીરનું મુખ્ય શહેર **શ્રીનગર** ગિરિરાજ હિમાલયની તળેટીમાં આવેલ છે. તદ્ ઉપરાંત ગુલ્મર્ગ, અંબરનાથ, અનંતનાગ, વેરીનાગ, અછબલ, શાલીમાર બાગ, નિસાત બાગ, ચશ્મેસહાઈ, પંદરેથાન, દાલ સરોવર અને વુલર સરોવર વિગેરે જોવા લાયક છે.

કાશ્મીરની શાલો, ગાલીચા, અને કાંબલો તથા રેશમી કાપડ આખા હિંદમાં પ્રખ્યાત છે.

**શ્રીનગર જવાના રસ્તા**—શ્રીનગર જવાના બે રસ્તા છે. એક જમ્મુથી અને બીજો રાવલપીંડીથી. વળી બીજો રસ્તો હવેલીયાંથી એબોટાબાદ થઈને દોમલ ઉપરથી છે. રાવલપીંડી તરફનો રસ્તો સહેલો અને સરળ છે; ત્યારે જમ્મુનો રસ્તો વધારે વિકટ પણ વધુ સુંદર છે. પહેલાં જમ્મુના રસ્તેથી ફક્ત મહારાજાજ પસાર થતા હતા. રાવલપીંડીથી શ્રીનગર ૧૯૬ માઈલ છે અને વળાંક લેતો ટેકરીઓ ઉપર ચઢતો અને ઉતરતો રસ્તો, પાસે વહેતી જેલમ નદી અને બેગમ નૂરજહાંએ પોતાના શોખની ખાતર રસ્તાની બન્ને બાજુએ રોપાવેલા સફેદાના ઝાડો છે. આ માર્ગમાં મરી રામપૂર અને વરાહમૂલ નામના ગામો આવે છે. જ્યારે જમ્મુ તાવી નદીને કાંઠે આવેલું શહેર છે. ત્યાંથી શ્રીનગર ૨૦૬ માઈલ છે. એ રસ્તે જતાં રાણી–તળાવ, ઉદ્ધમપૂર, દ્રોમથલ, રામવન, મુંડા, ખનબલ, અવંતીપુર વિગેરે ગામો આવે છે. કાશ્મીરમાં બધી વસ્તુઓ પાકતી હોઈ ભાવતાલ



કાશ્મીરનું સરોવર (કાશ્મીર)

સસ્તા છે, હોટલમાં અગર નૌકાગૃહમાં રહી શકાય છે. મરીમાં મુખ્યત્વે યુરોપીઅનો વધારે રહે છે. ત્યાં મોટર રસ્તો શહેરની નજીક આવે છે ત્યાં કાચની ફ્રેમમાં શહેરનો આખો નકશો તૈયાર કરેલો છે. House Boat એટલે નૌકાગૃહ (હોડીમાં બાંધેલું નાનું ઘર) તેમાં ત્રણેક ઓરડીઓ, રસોડું, ખુરશીઓ, ટેબલ, ગાલીચા, આરીસો, પલંગ વિગેરે હોય છે. કાશ્મીરમાં હોડીમાં મુસાફરી કરવાની ઓર-મઝા આવે છે. વળી આપણને વાંધો ન હોય તો તે હોડીનો માંઝી (ખલાસી) અને તેની પત્ની આપણને રાંધી પણ આપે છે. કાશ્મીરની જતાં આવતાની ટીકીટો સસ્તા દરથી દરેક રેલ્વે કંપનીઓ આપે છે. લગભગ દરેક વર્ષે ત્યાંની સ્પેશ્યલ ટ્રેનો પણ ઉપડે છે. મોટર વિગેરે માટે મેસર્સ એન. ડી. રાધા-કીશન એન્ડ સન્સ, શ્રીનગરને પૂછી માહીતી મેળવવી. જતાં આવતાનું મોટર ભાડુ માથા દીઠ રૂ. ૧૪) છે. નૌકા-ગૃહનું માસિક ભાડુ રૂ. ૧૨ થી ૧૯૦) છે. જ્યારે રોજનું વચલા વર્ગની નૌકાનું ભાડુ રૂ. ૪-૮-૦ અને વધુ હોય છે.






**શ્રીનગર**—શ્રીનગરમાં જેલમ નદીના જળમાર્ગે આવવુંજવું ખૂબજ અનુકુળ છે. તે એશીયાનું વેનિસ કહેવાય છે. તે કાશ્મીરની રાજધાનીનું શહેર છે. કવિઓએ એ સૌંદર્યધામના કવિતો ગાયા છે. અને અનેક ચિત્રકારોએ ત્યાંના મનોહર અને કુદરતિ દ્રશ્યોને આલેખ્યા છે. પૂર્ણીમાની ચાંદનીમાં ચળકતા ગિરિશૃંગોની વચ્ચેથી વહેતી નદીમાં ચાલતી હોડી આસપાસના ચીડ, દેવદાર અને સફેદાના વૃક્ષો અને તે હરિયાળી તથા ચળકતી સૃષ્ટીનું જળમાં પડતું પ્રતિબીંબ મોહક અને લહેરે ચઢાવે તેવું છે.

શ્રીનગરમાં જેલમ નદી ઉપર સાત પૂલ છે.

શ્રીનગરની વસ્તી બે લાખની છે. ત્યાં પુલને કદલ કહે છે. અને અમીર કદલ (પુલ) થી શહેરમાં દાખલ થવાય છે. સૌંદર્યધામ કાશ્મીરમાં આવેલું આ શહેર સ્વીટર્ઝલેંડની વચ્ચે આવેલું વેનિસ કહેવાય છે. શ્રીનગરમાં જવાનો સમય અષાડ, શ્રાવણનો છે. ત્યાં ઠંડી વિશેષ છે. અને લોકો છાતીએ માટીની સઘડી લટકાવી રાખે છે. અમીર કદલ (પુલ)ની પાસે

દરબારી મહેલ આવેલો છે. જ્યારે બીજી બાજુએ જતાં સીધા જમણા હાથે હોસપીટલ આવે છે. શેરગઢી (સરકારી કચેરી) નદીના ડાબે કાંઠે આવેલી છે. વળી સરકારી રેશમનું કારખાનું રામ-બાગ રોડ ઉપર આવેલું છે. તે બપોરના બારથી એક વાગ્યા સુધીમાં જોઈ શકાય છે. સંગ્રહસ્થાન પણ હોસ્પીટલની પાસે છે. ટેકનીકલઈન્સ્ટીટયુટ હજુરી બાગ-ની પાસે જ આવેલું છે ત્યાં કાશ્મીરની બનાવટો જોવાલાયક છે.

શ્રીનગરમાં રાજાનો શુપકર મહેલ, કોઠી બાગ, પ્રતાપ કોલેજ, બદામીબાગ સોનાવર બાગ, છાવણી, શંકરાચાર્યની ટેકરી અથવા તખ્તેસુલેમાન અને હરિપર્વત જોવાલાયક છે. શ્રીનગરની આ બે સુંદર ટેકરીઓમાં ઉંચી ટેકરી પર બેથી ચાર હજાર વર્ષ જૂનું મહાદેવનું મંદિર છે, તે શહેરથી એક હજાર ફીટ ઉંચું છે; અને પગથીઆની હારમાળા ચઢી ઉપર જઈ આ શહેરનો, તેની વચ્ચે વળાંક લઈ વહેતી નદીનો, લાકડાના ચિત્ર-વિચિત્ર ઘરોનો દાલ સરોવર અને તેની ઉપર તરતા સોનેરી પાંદડાઓનો અને મુલ્ક મશહુર મોગલ બાદ-શાહના બગીચાઓ અને હિમાલયના શિખરોનો સુંદર મોહક દેખાવ નજરે પડે છે. દાલ સરોવરમાં સોના લંકા અને રૂપા લંકા છે. તખ્તે સુલેમાનની તળેટીમાં દુર્ગા માતાનું મંદિર છે. અમરનાથના યાત્રાળુઓ ઉનાળામાં અહીંયા રહે છે. રઘુનાથનું મંદિર વિશાળ અને જોવાલાયક છે. હરિપર્વત ઉપર અકબર બાદશાહે એક કરોડ રૂપીઆ ખર્ચીને કિલ્લો બંધાવેલો છે. તેમાં કાલિનું મંદિર છે. છનબલ બંધની પાણી ઉતારવા



દાલ સરોવર (શ્રીનગર)

તથા ચઢાવવાની રચના જોવાલાયક છે. ત્યાંની જુમ્મામસ્જીદ પણ જોવાલાયક છે. તેના ચાલીસ ફીટ ઉંચા લાકડાના થાંભલા પત્થરના બનાવેલા હોય તેવા લાગે છે.

**શાહ આમદાનની લાકડાની કબર** પણ જોવાલાયક છે. **પંદરેથાનનું** મંદિર શહેરથી ચાર માઇલ દૂર છે, તેનું સ્થાપત્ય, ઘુમટ વિગેરે ગ્રીક સ્થાપત્ય જેવાં છે. શ્રીનગરનો વિસ્તાર અહિં સુધી પહેલાં હતો. મુનશી બાગ, ચિનાર બાગ, શેખ બાગ વિગેરે જોવાલાયક છે. "ચિનાર" એ વૃક્ષોનો રાજા છે. વડના જેવું એનું મોટું થડ હોય છે તેનો વિસ્તાર વડ અને પીપળા કરતાં પણ મોટો હોય છે. એક ઝાડ તંબુ કે ધર્મશાળાનું કામ કરે છે. શ્રીનગરની મુખ્ય શોભા તો ત્યાંનો ચિનાર બાગ છે. અહીંયા વાંસ ખૂબ થાય છે. ઉતરવા માટે હાઉસ-બોટ ઉપરાંત આર્યસમાજની ધર્મશાળા શીખ ગુરૂ દ્વારા અને બદ્રીકાશ્રમ વિગેરે છે. કાશ્મીર ખાલસા હોટલ તથા કાશ્મીર હિંદુ હોટલ પણ ઉતરવા લાયક સ્થળો છે. વળી નસીમ બાગ, અનાર બાગ, પહેલગામ, વિગેરે જગ્યાએ તંબુ તાણીને પણ રહી શકે છે. વધારે માહિતી "Visitors Burcan" એ સરનામેથી મંગાવવી. દાલ સરોવર પાસેજ આવેલું છે. તેમાં જવાને માટે દાલ ગેઇટ (દરવાજો) આવેલો છે. પર્વતોના ઉંચા શિખરો વચ્ચે મિઠા પાણીનું આવેલું આ સરોવર અને તેમાં ખીલી રહેલા કમળો બહુજ સુંદર દેખાવ આપે છે. નૌકાગૃહ ઉપરાંત સ્નાન માટેની નૌકાઓ અને શિકાર માટેની હોડીઓ પણ ભાડે મળે છે. આ સરોવર પાંચ માઇલ લાંબુ

અને બે માઇલ પહોળું છે; તેમાં મોટા વિસ્તારમાં તરતી વનસ્પતિ હોય છે તે જોનારને પહેલી નજરે તરતા બગીચા જેવી દેખાય છે; અને આવા તરતા ખેતરોની તડબુચ વિગેરેની હોડીઓ મારફત ચોરી કરવામાં આવે છે. બીજું સુંદર સરોવર વુલરસરોવર છે. તે હિંદનું મોટામાં મોટું મીઠા પાણીનું સરોવર છે. તે શ્રીનગરથી બાવીસ માઇલ દૂર છે અને જમીન માર્ગે અગર જળ માર્ગે જઈ શકાય છે તે ચૌદ માઇલ પહોળું છે. શ્રીનગરથી વુલર તરફ જતાં માર્ગમાં ગંડરબલ, ક્ષીરભવાની અને માનસબલ સરોવર આવે છે.

**શાલીમાર બાગ:**—પૃથ્વી પરના સ્વર્ગસમા મોગલ દબદબા અને વૈભવના પ્રતીકસમા શાલીમારબાગ, નિસાત બાગ, ચસ્મસહાઇ, નસીમબાગ, અછબલ, વિગેરે ખાસ જોવા જેવા છે. આ બગીચાઓમાં સુંદર, સુવાસીત, દુનિયા ઉપરના સર્વોત્તમ ફૂલો ઠંડા પવનમાં મિઠી સુવાસ પ્રસરાવી રહે છે. બગીચાઓમાં ધીમો અવાજ કરતાં અમૃત-ફુવારા ઉડી રહ્યા હોય છે અને તે વિશાળ બગીચાઓમાં ઠેરઠેર લતા-મંડપો અને આરામ ગૃહો બાંધેલા છે. શાલીમાર-બાગ શહેરથી આઠ નવ માઇલ દૂર છે તેમાં ચાર મોટા ચોરસ બગીચાઓ છે. આસપાસ નાનું તળાવ છે; અને બગીચામાં દોઢસો ફુવારા ઉડી રહ્યા છે. હમણાં ત્યાં વિજળીના દિવાઓની ગોઠવણુ થઈ છે બાદશાહ જહાંગીર અને નૂરજહાનનું આ પ્રણય સ્થાન હતું.

**નિશાતબાગ**—આ બાગ દાલ સરોવરના ખૂણે આવેલ

છે. તે શહેરથી છ સાત માઈલ દૂર છે, અહીંથી જેલમ નદી નિકળે છે. આસપાસનું દ્રશ્ય બહુ સુંદર છે. તેના વર્ણન માટે યોગ્ય શબ્દો મળી શકે એમ નથી. કાકા કાલેલકરના નિચેના વાકયો તે સુંદરતાનો આછો ખ્યાલ આપે છે. "શ્રીનગરની આસપાસ શાલીમાર બાગ, નિસાત બાગ વિગેરે રમ્ય બગિચાઓ છે. તેમની અંદર ઉડતા ફુવારા, આસપાસના ઝાડો અને નાક તથા ગાલ ઉપર બટકા ભરતો ઠંડો પવન એ બધાનો આનંદ એવો તો ઉન્માદકારી હોય છે કે તે સ્થાન છોડીને જવાનું મનજ થતું નથી. અંગે અંગમાં અને રોમ રોમમાં પ્રાણ પૂરતો ઠંડો મીઠો પવન અહીંયા વાય છે જ્યાં વનશ્રી પોતાના યૌવનનો પૂરેપૂરો ઉન્માદ બતાવે છે. જ્યાં પહાડ પોતાના સૌંદર્યથી એ ખરેખર પહાડ છે કે રંગભૂમિનો પડદો છે એવો શંકા ઉપજાવે છે. અને જ્યાંની શાંતિ ચૈતન્યથી ભરેલી છે. એવે ઠેકાણે જેલમ નદીનો ઉગમ છે. ખરેખર એ સ્થાન ભૂસ્વર્ગની પદવીને લાયકજ છે." તેથી પર્શ્યન કવિએ કહ્યું છે કે—

અગર ફીરદોશ બર રૂએ ઝમીનસ્ત
હમીનસ્તો હમીનસ્તો હમીનસ્ત

**ચશ્મે શાહાઇ:**—શ્રીનગરથી શંકરાચાર્યની ટેકરીને રસ્તે આગળ જતાં ગુપકર મહેલ, પરીમહાલ, અને ચશ્મે શાહાઈ તથા નિશાતબાગ આવે છે. ત્યારબાદ શાલીમાર બાગ આવે છે. તે શ્રીનગરથી પાંચમાઈલ દૂર છે, અને શાહજહાં બાદશાહે બંધાવેલ છે, ત્યાં પાણીના સુંદર ઝરા છે, અને

રવિવારે ફુવારા ઉડતા હોય ત્યારે અદભુત દૃશ્ય નજરે પડે છે.

**નશીમબાગ**—શહેરથી પાંચ માઇલ દૂર દાલઝીલ ને કાંઠે આવેલ આ રમણીય બગીચો બાદશાહ અકબરે તૈયાર કરાવ્યો હતો હાલમાં તેનું બાંધકામ ખંડિત દશામાં છે.

**ખીરભવાની**—શ્રી નગરથી સોળમાઈલ દૂર આવેલું આ મંદિર અને તેની આસપાસ આવેલો કુંડ કાશ્મીરમાં બહુજ પવિત્ર મનાય છે. કાશ્મીરના પંડિતો હિંદુસ્થાન-ભરમાં પ્રખ્યાત છે. **પંડિત જવાહરલાલજી,** અને બીજા અનેક પંડિતો મુળ કાશ્મીરના વતની હતા. કાશ્મીર એ તો ઉત્તર હિંદનું કાશી હતું. આ મંદિરમાં સ્તુતિ પુજાપાઠ ખુબ થાય છે. ખાસ નોંધ પાત્ર તો એ છે કે અહિંના તળાવનું પાણી રંગ બદલે છે, વાદળી, કાળો, અને લીલો રંગ ધારણ કરે છે. તે રંગફેરનું કારણ વૈજ્ઞાનિ-કોથી પણ જાણી શકાયું નથી.

**માનસબલ સરોવર**—ખીરભાવની અને વુલર સરો-વરની વચ્ચે આવેલું છે. કાશ્મીરના સરોવરો બીજા સરોવ-રોથી અદભુત અને અનોખાં છે અને તેમાંયે માનસબલ સરોવર એ તો "કાશ્મીરી સરોવરોમાંનુ સર્વોત્તમ રત્ન છે." તે ગોળાકાર સરોવર બે માઈલ પહોળું છે.

**વુલર સરોવર**—શ્રી નગરથી જમીનમાર્ગે અને જળ માર્ગે પણ વુલર જઇ શકાય છે. નદીનો રસ્તો વધુ સુંદર છે. હોડી કરતા ડુંગામાં સફર કરવાથી જલ્દી પહોંચી શકાય છે, રસ્તામાં માંઝી તમને ખીરભવાની અને માનસબલના માર્ગે

પણ લઈ જશે. વુલરમાં તોફાનની બીક ખુબ રહે છે તેથી ડુંગામાં કે હોડીમાં જવું સહિસલામત નથી.

## અમરનાથ

કાશ્મીરમાં અમરનાથનું મોટું યાત્રાધામ આવેલું છે. હિમાચળ પર્વતની બખોલમાં હિમ પ્રવાહો (ગ્લેશ્યર્સ)ની વચ્ચે એક ઉંચા પહાડની ગુફામાં સ્વયંભૂ મહાદેવનું શિવલિંગ આવેલુ છે. પૂર્ણિમાને દિવસે તે શિવલિંગ ખુબ મોટું હોય છે, જ્યારે અમાસને રોજ એકદમ નાનું હોય છે એટલે ચંદ્રની વધઘટ મુજબ આ લિંગ પણ વધે છે અને ઘટતું જાય છે. પહાડમાંથી બરફના ટપકવાથી આ શિવલિંગ બને છે રસ્તો વિકટ અને પહાડી છે. અનેક યાત્રાળુઓએ ભૈરવ પર્વતને રસ્તે જાન ગુમાવ્યા છે છતાં હજુ પણ યાત્રાળુઓ અને સાહસિકોની પ્રવૃત્તિ તો સતત્ ચાલુજ છે વચમાં પહલગામ, શેષનાગ સરોવર, અને બીજાં સ્થળો આવે છે. પહલગામ સુધી મોટરમાં પણ જઈ શકાય છે. ત્યાં હિંદુ અને યુરોપીયન ઢબની હોટલ છે. અમરનાથની ગુફાની નીચે તેના રસ્તે મોટા મોટા હિમપ્રવાહો વહે છે. શ્રી શ્યામલાલ સાધુ લખે છે કે "કાશ્મીરના રાજવંશની કાર્કિદીમાં ઇ. સ. પૂર્વે ૧૦૪૮ થી ૧૦૦૮ સુધી રાજ્ય કરતા રાજા નારાના વખતમાં એનો પ્રથમ ઉલ્લેખ મળી આવે છે" એટલે આ ગુફા અને મહાદેવ સ્હેજે ત્રણ ચાર હજાર વર્ષો જુના છે. પહલગામ શ્રીનગરથી ૬૧ માઈલ દૂર છે, વચમાં અનંતનાગ આવે છે. પહલગામથી અમરનાથ અઠાવીશ માઈલનો રસ્તો છે. વચમાં ચંદનવાડી, વાવજાન

અને પંચતરણીમાં વિશ્રામ લેવો પડે છે. રસ્તો કોઈ કોઈ જગોએ તો એકદમ સીધા ચઢાણવાળો અને વિકટ છે. કાશ્મીરના બધા રસ્તા ખાસ કરીને ચોમાસામાં તો પુષ્કળ સાવચેતી માગી લે તેવા હોય છે, નહિ તો કોઇવાર નીચેની જમીન ગબડી પડે અને કોઈવાર ઉપરથી માટી કે પથ્થરના ટુકડાના ટુકડા ધસી આવે છે. શ્રાવણી પુર્ણિમાએ અમરનાથના દર્શનનું મોટું પુણ્ય છે. દશમથી મોટી યાત્રા શરૂ થાય છે અને હજારો યાત્રાળુઓ એવા વિકટ પહાડોમાં, ઠંડા પવનમાં, હિમાચ્છાદિત શિખરો તરફ ઉપડે છે. સાથે જાડી કાંબળ, મફલર દુપટ્ટા વિગેરે રાખવુંજ પડે છે. બારસને દિવસે તે એકાંત વેરાન, પૃથ્વીની સપાટીથી બે અઢી માઈલ ઉંચી જગો પર, મોટા મોટા પર્વતરાજોની અને તે ઉપરના વન અને વૃક્ષરાજિ વચ્ચે નાના તદ્દન ક્ષુદ્ર જણાતા એવા માનવોની હારમાળા "બમ્ ભોળા" "બમ્ મહાદેવ" "અમરનાથ કી જય" "શિવહરે" પોકારતા પોકારતા આગળ વધે છે. ત્યાં આપણને ઇશ્વરનો કાંઇક સાક્ષાત્કાર થાય છે કુદરતમાં કાંઈક એવું ચૈતન્યતત્વ રહ્યું છે, જેની પાસે માનવ ચૈતન્ય કાંઇ વિસાતમાં નથી એવું લાગે છે. યાત્રાળુઓ સાથે સિપાઇ તથા દુકાનો વિગેરેની વ્યવસ્થા પણ રાજ્ય તરફથી કરવામાં આવી હોય છે. ચંદનવાડી પાસે ઉચું માઉંટટવીશનું શિખર સામેજ આંખને ભરી દેતું ઉભું હોય છે, નીચે સાંકડી વળાંક લેતી પગદંડી પરથી ચાલ્યા આવતા કોઈ કોઈવાર તો ચાર પગે થઇને પણ ચાલ્યા આવતા યાત્રીઓના ટોળાનો દેખાવ બહુજ સુંદર લાગે છે. વચમાં સુંદર મોટા હિમાચ્છાદિત પર્વતો વચ્ચે

આવેલું શેષનાગ તળાવ આવે છે. રસ્તો સીધો ચઢાવનો છે. તેનું પાણી નિર્મળ લીલાશ પડતું અને સ્વાસ્થ્યપ્રદ છે. અગ્યાર બાર હજાર ફીટની ઉંચાઇએ આવેલું આ તળાવ અને આસપાસનો દેખાવ મનોહારી છે. પછી **પંચતરણી** આવે છે. ત્યાં પાંચ નદી ભેગી થાય છે ત્યાંથી અમરનાથ ત્રણ માઈલ દૂર છે. રસ્તામાં હિમપ્રવાહ ઉપરથી પસાર થવાનું હોય છે છેવટે એક મોટા પર્વતની બખોલ જેવી મોટી ગુફા દેખાય છે. ગુફા પચાસવાર લાંબી પહોળી છે, તેનો આકાર અષ્ટકોણ છે. ત્યાં નથી ઝાડપાન કે કોઈ મનુષ્ય, ફક્ત છે ગુફામાં થોડાક કબુતરો અને દેવાધિદેવ મહાદેવ પાર્વતી અને ગણેશ. આ ઠંડીમાં, વસ્તીથી આટલે દૂર, બારે માસ બરફની વચ્ચે રહેતા આ પક્ષીઓ કબુતરો રૂપે શિવપાર્વતી જ છે એમ મનાય છે. વંદન હો તે અમરનાથને !

તદુપરાંત અછબતનો બગીચો, અને ફુવારા, જેલમનું મૂળ વેરીનાગ અને વિતસ્થા, તે સુંદર સરોવરનું નીલરંગી જળ અને તેમાં પડતાં પ્રતિબિંબ, માર્તંડનું ખંડિયેર જેવું છતાં વિશાળ, કોતરણીવાળું સૂર્ય મંદિર અને બીજા અનેક સુંદર જોવાલાયક દશ્યો સૌંદર્યધામ કાશ્મીરમાં છે.

શ્રીનગરથી રાવળપિંડી તરફ પાછા આવતાં વચમાંથી થોડાક આડો રસ્તો લઇ **ગુલમર્ગ** જઈ આવવું. તે યુરોપિયનોનું શહેર છે, તેમાં રેસીડન્ટ રહે છે, અહિંથી **નંગાપર્વતનું** શિખર જોઈ શકાય છે, તે સતાવીસ હજાર ફીટ ઉંચું છે. નીચે લીલી વૃક્ષરાજિ ઉપર હિમાચ્છાદિત શિખરો, લીલી

હરિયાળી જમીન અને તેમાંથી વહેતા હિમ પ્રવાહો આ શહેરને "હિંદના સર્વગિરીનગરોની રાણી"નું જે ઉપનામ મળ્યું છે તે સાર્થક કરે છે. કાશ્મીરમાં જાતજાતના રંગબેરંગી સુંદર સુવાસિત ફુલો ખુબ થાય છે, અને તેથી તેના સૌંદર્યમાં કોઈ અજબ વધારો થાય છે. ગુલ્મર્ગમાં ગોલ્ફનું મોટું મેદાન છે. તે મુખ્યત્વે "ગ્રીષ્મનગર" છે, ઉનાળો પુરો થતાં વસ્તી તદન જ ઘટી જાય છે.

હવે આપણે અહિંથી રાવળપિંડી જઈ સીધા લાહોર અને ત્યાંથી પંજાબમેલ અગર પંજાબ એક્ષ્પ્રેસમાં બેસી સહરાનપુર થઈ બનારસ અને મોગલસરાઈ થઈ સીધા કલકત્તા તરફ જઈ શકીયે છીએ; પરંતુ આપણે રાવળપીંડીથી તક્ષીલા અને કૈંપબેલપુર અને અટક થઈને પેશાવર જઈએ.

**વાવ્ય સરહદનો પ્રાંત**—વાવ્ય સરહદના પ્રાંતમાં હિંદુસ્તાનના મોટા મોટા લશ્કરી થાણા છે. અફઘાનીસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે હિંદુકુશ અને સુલેમાન પર્વત આવેલા છે. તે બાજુથી હિંદુસ્તાનમાં આવવાના ફક્ત બે માર્ગો છે. ખૈબરઘાટ અને બોલનઘાટ તેમાં બોલનઘાટ કવેટા પાસે છે જ્યારે **ખૈબરઘાટ પેશાવર પાસે** આવેલો છે. આ પહાડી મુલકમાં મુખ્ય વસ્તી પઠાણોની છે અને અતિશય બંદોબસ્ત હોવા છતાં તાયફાવાળાના હુમલા વારંવાર થાય છે. અહીંયા પર્વતે પર્વતે લશ્કર ગોઠવેલા છે અને કિલ્લેબંધી કરેલી છે.

**પેશાવર**—વાવ્ય સરહદના પ્રાંતનું મુખ્ય શહેર છે અને ખૈબરઘાટની નજીક આવેલું અગત્યનું લશ્કરી મથક

છે. ત્યાં મોટી લશ્કરી છાવણી છે. તેની વસ્તી લગભગ એક લાખ બાવીસહજારની છે, અહીંથી એન. ડબલ્યુ રેલ્વે આગળ



ખેબરઘાટ

લંડી-કોટલ સુધી જાય છે. પેશાવરના બે સ્ટેશન છે. પેશાવર સીટી અને પેશાવર કૅન્ટોલમેન્ટ, ત્યાંથી આગળ જતાં દશ માઈલ દૂર જમરૂડનો કિલ્લો આવે છે. ત્યાં ખૈબરઘાટમાં થઈને રેલ્વે બાંધી છે. લડાઈના વખતમાં પશ્ચિમ તરફના વધતાં જતાં ભયને લીધે મુખ્યત્વે લશ્કરી ઉપયોગના કારણે લગભગ ત્રણ કરોડના ખર્ચે બાંધેલી છે. પેશાવરને મજબુત

કિલ્લો છે અને છાવણીનું પણ મજબુત કિલ્લાથી રક્ષણ કરવામાં આવ્યું છે. ખૈબરઘાટના માર્ગની ચાવી સમો જમરૂડનો કિલ્લો આવેલો છે. જમરૂડ પેશાવરથી ત્રીજું સ્ટેશન છે. પહેલાના વખતમાં આ રસ્તેથી અનેક વણઝારો આવતી હતી. હજુ પણ તે હિંદનું જમીન માર્ગનું પ્રવેશ-દ્વાર લેખાય છે. પેશાવરમાં કોરોનેશન હોટલ અને ગ્રાંડ-હોટલ અને ડીન્સ હોટલ છે.

**બન્નુ**—આપણે પેશાવરથી પાછા કેંબેલપુર આવી ત્યાંથી કરાંચી તરફ જતાં વચમાં જંડ અને દાઉદખેલ જંકશનો આવે છે. જંડથી કોહાટ છાવણીમાં જઈ શકાય છે. જ્યારે દાઉદખેલથી ગાડી બદલી બન્નુ જઈ શકાય છે. બન્નુમાં લશ્કરી છાવણી છે અને વાવ્યસરહદ પ્રાંતમાં તે વેપારી મથક છે. છેક અટકથી હૈદ્રાબાદ સુધી એન. ડબલ્યુ રેલ્વે સિંધુ નદીના ડાબે કાંઠે નજીકમાંજ ચાલી આવે છે. વાવ્યસરહદના પ્રાંતમાં રિસાલપૂર અને તેવી બીજી ઘણી છાવણીઓ છે પરંતુ આપણેતો કંડીયા સ્ટેશનથી સીધા લાલા-મુસા અને ત્યાંથી લાહોર પહોંચી લાહોરથી પંજાબ-મેલ દ્વારા સરહાનપૂરના રસ્તે મોગલસરાઈ (બનારસ) પહોંચી જઈએ. સરહાનપૂરથી ઈસ્ટ ઇંડીઆ રેલ્વે શરૂ થાય છે. મોગલ-સરાઈ પછી આગળ જતાં આપણે બિહાર-પ્રાંતમાં પ્રવેશ કરીએ છીએ.

———o———

# પ્રકરણ ૧૧ મું

## બિહાર અને ઓરીસા

ઈસ્ટ ઇંડીઆ રેલ્વે કાનપુર અને અલ્હાબાદથી ગંગા નદીને કાંઠે કાંઠે ચાલી આવે છે. બંગાલ અને યુક્ત-પ્રાંત વચ્ચે આવેલ જુનો મગધ દેશ બુદ્ધના વિરાહને અંગે બિહાર નામથી જાણીતો છે. મહાન સમ્રાટ ચંદ્રગુપ્ત અને અશોકની રાજધાની પાટલીપુત્ર તે હાલનું પટણા છે. મોગલસરાઈથી દીલદાર-નગર જંકશન પછી બક્ષર આવે છે. બિહારમાં કેટલા એવા સ્ટેશનો છે કે સ્ટેશનેથી ઉતરી ગંગામાં થઈ સામે બીજી રેલ્વેના સ્ટેશને જઈ શકાય છે; એટલે ગંગાનદીને પણ જળ-માર્ગ તરીકે ઉપયોગ થાય છે. બિહારમાં ખાંડના કારખાના તથા કોલસાની ખાણો આવેલી છે.

**બક્ષર**—ગંગાનદી પર આવેલું શહેર છે અને ત્યાં શીરાજ્યુદૌલા અને મીર-કાસમને હરાવી અંગ્રેજ આધિપત્યનો પાયો નંખાએલો. ત્યાર પછી આગળ જતાં આરા જંકશન આવે છે જ્યાંથી; આરા સહસરામ લાઈટ રેલ્વે દ્વારા બનારસથી કલકત્તાના સીધા ફાંટે જઈ શકાય છે. આરાથી સીધા આગળ જતાં દાનાપુર અને ત્યાર પછી પટણા આવે છે.

**પટણા**—પટણાના ત્રણ સ્ટેશનો છે. પટણા જંકશન, ગુલઝાર બાગ અને પટણા-સીટી. પટણાથી દીઘાઘાટ થઈને ગંગાદ્વારા જળમાર્ગે મુસાફરી થઈ શકે છે. પટણા જંકશનથી એક ફાંટો ગયા જાય છે જ્યારે આપણે આવ્યા તેજ રસ્તે સીધા કયુલ જઈ શકાય છે.

**ધર્મશાળા અને હોટલો**–પટણા સ્ટેશનની પાસે જયબાબુની ધર્મશાળા છે. જ્યારે સીટી સ્ટેશનની પાસે ગુરૂ સુખરાયની ધર્મશાળા છે. ગુલઝારી બાગમાં ચોદરી કીશોરીલાલની જ્યારે ચોકમાં મારવાડીની ધર્મશાળા છે. પટણાની વસ્તી દોઢ લાખની છે. હોટલોમાં પીન્ટો-હોટલ, અને પેરેડાઇઝ હોટલ વિગેરે છે.

**જોવા લાયક સ્થળો**—પટણામાં શિખ-ગુરૂદ્વારા જોવા લાયક છે. અહિં ગુરૂ ગોવીંદસિંહનો જન્મ થયો હતો. યુની-વર્સીટીનું મકાન, હાઈ કોર્ટ, હોસ્પીટલ, મ્યુઝિયમ, પટણી-દેવીનું મંદિર, સેક્રેટેરીએટ. કાઉન્સીલ હૉલ અને કોઠી (કોઠાર ભંડાર) વિગેરે જોવા લાયક છે. શહેરની વચ્ચે આવેલા તે કોઠારના ઉંચા અને ભવ્ય મકાન ઉપરથી શહેરનું દ્રશ્ય સુંદર લાગે છે. ત્યાં ધ્વનિવર્ધક ઓરડો (whispering Gallery) છે. પટણા એ ગંગા અને શોણ નદીના સંગમ પર આવેલું છે. ગજેન્દ્રનો મોક્ષ આ સંગમ પાસેના ધરામાંજ થયેલો એમ કહેવાય છે.

**ગયા અને બુધી-ગયા**—પટણાથી ગયા સત્તાવન માઇલ દૂર છે. તે જંકશન હોવાથી મોગલ-સરાઇના મુખ્ય માર્ગ પર આવેલું છે. વળી ગયાથી એક ફાંટો પટણા તરફ અને બીજો કયુલ અને મોંગીર તરફ જાય છે. ગયાનું મહત્વ ત્રણ કારણોને લઇને વિશેષ છે. (૧) ગયા એ શ્રાદ્ધ તીર્થ છે. (૨) વિષ્ણુ ભગવાનનાં પગલાં અહિંઆ છે. અને (૩) બૌદ્ધોનું યાત્રાધામ બુધીગયા અહિંથી પાસેજ આવેલું છે.

દરેક તીર્થસ્થળમાં પંડયા અથવા ગોર તો હોય છેજ. પ્રયાગના પ્રાગવાલ; ગયાના ગયાવલ અને આગ્રાના અગ્રવાલ એ જુની પ્રણાલીકાના સ્મારકરૂપ રહેલા છે. બૌદ્ધકાળમાં આ સ્થળની મહત્તા ઘણી હતી.

મોગલસરાઈથી ગયા સીધા આવીએ તો વચમાં દહેલીઆનસોન સ્ટેશનની પછી સોન નદી ઉપરનો મોટો પુલ આવે છે. ગયા ફલ્ગુન નદીને કાંઠે આવેલું શહેર છે. ફલ્ગુને સિતાનો શ્રાપ નડવાથી નદી ભોંયમાં વહે છે. એમ કહેવાય છે.

**વાહન વહેવાર**—સ્ટેશન પાસે ઘોડાગાડી, એક્કા, રિક્ષા અને મોટરો ઉભી રહે છે.

**ધર્મશાળા તથા હોટલો**—ગયા સ્ટેશનપર શીવપ્રસાદ શેઠની ધર્મશાળા છે. વળી ચાંદ ચોરામાં બીજી ધર્મશાળા છે. હોટલોમાં સેંટ્રલ હોટલ. ઇસ્ટ ઈંડીઆ રેલ્વે હોટલ વિગેરે છે. રહેવા તથા જમવાનો ચાર્જ રોજના પંદર રૂપીઆ છે.

**શ્રાદ્ધતીર્થ ગયા**—જેમ માતૃ શ્રાદ્ધમાં સિદ્ધપુર તેમ પિતૃ શ્રાદ્ધ માટે ગયા જાણીતુ છે, અહીંયા ફલ્ગુને કાંઠે શ્રાદ્ધ કરાવવામાં આવે છે. ફલ્ગુ નદી સ્ટેશનથી આસરે બે માઈલ દૂર છે. ત્યાં જઈ નદીમાં પ્રથમ સ્નાન કરવું પડે છે.

શ્રાદ્ધનો તમામ સામાન લઈ પંડયાઓ ત્યાં હાજર હોય છે. તે સામાન તથા દક્ષિણા વિગેરે મળી રૂા. ૨–૫–૬ આપવાના હોય છે. પૂજાના સામાનમાં બે પાન; થોડા ફુલ, માટીના કોડીયાં, પતરાળાં, જવનો લોટ, ચંદન વિગેરે હોય છે. ગયાજીમાં ત્રણ ઠેકાણે શ્રાદ્ધ થાય છે. (૧) ફલ્ગુ નદીને

કાંઠે (૨) વિષ્ણુ પાદુકા ઉપર (૩) અક્ષય વડ પાસે નદીમાં ખાડા કરી પાણી મેળવી શકાય છે, અને છાણુા પર શરૂ કરી પચીસ પીંડ બનાવવાના હોય છે. ત્યાં પિતૃઓનું, માતૃનું, અવગતિઆનું વિગેરેનું નામ દઈ શ્રાદ્ધ કરાવાય છે. ત્યાંથી વધેલો સામાન લઇ ગદાધરના મંદિરમાં પાસેના વિષ્ણુ-પદ જવાનું હોય છે, ત્યાં ધર્મશીલા ઉપર શ્રી વિષ્ણુનું પગલું છે ત્યાં લોકો પીંડ આપતા જાય છે; અને ગાયો આવીને તે પીંડ ખાઈ જાય છે. આ સ્થાનનો મહિમા વાયુ–પુરાણ, ગરૂડ–પુરાણ વિગેરે પુરાણોમાં સારો વર્ણવામાં આવેલો છે. ગયાસૂર નામનો રાક્ષસ અહીંઆ થએલો તેને હજારો વર્ષ તપ કરી બધા કરતાં પવિત્ર થવાનું વરદાન માગ્યું તે વરદાન મળતાં દેવો ચોંકી ઉડયા હતા. બ્રહ્માજીએ જઈ તેના શરીર પર યજ્ઞ કરવાની માંગણી કરી તેના દેહ પર યજ્ઞ થયો અને છેવટે તે મરણ પામ્યો હશે એમ માની દેવોએ તેને સરો-વરમાં નાખ્યો પણ ત્યાં તે દાનવરાજ હાલવા લાગ્યો. તરત જ યમરાજાએ પોતાની પાસેની ભારે ધર્મશીલા નાખી છતાં તે રાક્ષસ હાલવા લાગ્યો બધા દેવો તેની ઉપર બેઠા છતાં તે શાંત પડયો નહિ છેવટે જ્યારે વિષ્ણુ ભગવાન જાતે ત્યાં આવ્યા અને તે શિલા પર તેમની મહાકાય ગદા અને તેત્રીસ કોટી દેવ સાથે આવી ઉભા રહ્યા ત્યારે તે શાંત થયો અને તેને માગી લીધું કે બધા દેવો ઋષિમૂનિઓ અને નદીઓ આ શિલા પરથી ખસે નહિ, તે વચન પાલતા આદિગદા-ધર લક્ષ્મીજી સાથે ત્યાંજ ઉભા છે અને તે વિષ્ણુના પગલે

બીજા ૩૧ પીંડ નામ દઈને મૂકવા પડે છે. પછી ત્રીજું શ્રાદ્ધ અક્ષયવડ પર થાય છે. વિશ્વેશ્વર મહાદેવ પાસે લક્ષ્મીકુંડ અને અક્ષયવડ આવેલો છે.

ત્યાં આપણે એક વસ્તુ જીંદગીભર ન કરવાનું નિમ લેવું પડે છે. અહીં ૩૧ પીંડ મૂકવાના હોય છે. અહીંયા સિતાજીએ રેતીના પીંડ આપી દશરથ રાજાનું શ્રાદ્ધ કર્યું હતું અને પીંડ દશરથ રાજાએ સ્વહસ્તે લીધા હતા એમ કહેવાય છે. પાછળથી શ્રાદ્ધ સામગ્રી લઈ શ્રી રામ આવ્યા ત્યારે જેની હાજરીમાં દશરથરાજાએ પીંડ લીધા હતા તે ફલ્ગુ નદી અને ગાયે સાક્ષી નહિ આપવાથી સીતાજીએ તેઓને શ્રાપ આપ્યો કે ફલ્ગુ જળહીન રહે અને ગાયનું મુખ અપવિત્ર રહે. આ સર્વે દર્શન ફલ્ગુના સામે કાંઠેના મંદિરમાંથી થઈ શકે છે. ગયાના ગોર લોકો રૂા. ૨–૫–૬ તમામ માટે લીધા છતાં પાછળથી ક્રિયાની ભુરશી દક્ષિણા, બ્રહ્મભોજન, વસ્ત્ર, વિગેરેના બહાને વધુ રકમ પણ માગે છે. આ સ્થાનને રામગયા અથવા સીતાકુંડ કહે છે. અહિં રામ-લક્ષ્મણ જાનકીની મૂર્તિઓ છે, પાસેજ શિવાલય પણ છે. રામમંદિરમાં બહારની જગ્યાએ જગન્નાથજી, નરસિંહજી, હનુમાનજી વિગેરેની મૂર્તિ તથા મંદિરો છે.

ગયાજીમાં પત્થરના દવાઘુંટવાના કાળા ખલદસ્તા પત્થરના મોટા વાડકા, સોનાની કસોટીના પત્થર વિગેરે સારા મળે છે.

ગયાથી છ માઈલ દૂર એરોડ્રોમ આવેલું છે.

ફલ્ગુના કાંઠે અનેક મંદિરો છે તેમાં સૌથી મોટું ગદાધરનું ઉંચું સુંદર છે. તદ્ઉપરાંત સૂર્યકુંડ, કર્નકેશ્વર મહાદેવ વિગેરેનાં દર્શન કરવાં. વળી રામશીલા અને સર્વને પાવન કરનારી ધર્મશીલા ઉપરાંત પ્રેતશિલાની ટેકરી શહેરથી સાતેક માઈલ દૂર છે. જ્યારે બ્રહ્મયોનિની ટેકરી શહેરથી દોઢેક માઇલ દૂર છે, ત્યાં બે મોટા પત્થર વચ્ચે બાકોરૂં છે. ત્યાં બ્રહ્માજીનું મંદિર છે, ત્રણસો સત્તર પગથીઆ ચડવાના છે. અહિંથી છ માઈલ દૂર બૌદ્ધોનું મુખ્ય યાત્રાધામ બોધિ-ગયા આવેલું છે.

## બોધિગયા

ગયા શહેરથી છ માઈલ દૂર બોધિગયા જાત્રાનું ભગ-વાન ગૌતમબુદ્ધની ભીષણ તપશ્ચર્યાનું ધામ આવેલું છે. બ્રહ્મદેશ, લંકા અને છેક ચીન જાપાનમાંથી બૌદ્ધ લોકો યાત્રાર્થે અહિં આવે છે સમસ્ત જગતના કલ્યાણનો માર્ગ શોધવા રાજકુમાર સિદ્ધાર્થે રાણી યશોધરા અને પુત્ર રાહુ-લનો ત્યાગ કરી મહાભિનિષ્ક્રમણ કર્યું અને આ સ્થળે મહા ભીષણ તપ આદર્યું, તેમના તપમાં ભંગ પડાવવા માટે (સેતાને) બનતું બધું કર્યું પરંતુ અડગ નિશ્ચયથી ગૌતમે છેવટે મોક્ષનો માર્ગ અન્તર્જ્યોતિ, બોધિજ્ઞાન મેળવ્યું અને ત્યારથી તે બુદ્ધ કહેવાયા. ત્યાં પીપળાનું વૃક્ષ (અશ્વત્થ બોધિ વૃક્ષ) છે કે જેની નીચે બેસી તપ કરતાં બુદ્ધ ભગ-વાનને જગતનું દુઃખ ટાળવાનો માર્ગ મળી આવેલો એમ કહેવાય છે.

બુદ્ધગયાનું મુળ નામ 'ઉરુવેલા' છે અને અહીં સમ્રાટ અશોકનું બંધાવેલું અને ત્યારબાદ ઘણા વર્ષો પછી બ્રહ્મદેશના રાજાએ સમરાવેલ મોટું બુદ્ધ ભગવાનનું જુનું મંદિર છે. તે લગભગ બસો ફીટ ઉંચું છે આગળ પચાસ ફુટ પહોળો ચોતરો છે ત્યાં બુદ્ધ ભગવાન ઉંડા ચિંતનમાં આંટા મારતા મારતા વિચાર કરે જતા હતા. એટલે એ સ્થળ ચક્રમણ સ્થળ તરીકે પ્રસિદ્ધ છે. બુદ્ધ ભગવાનને અહિં નિર્વાણ પરમ શાંતિ મળી અને ત્યારબાદ તેમણે ધર્મચક્ર ફેલાવ્યું. આ બિહાર તે તેમની વિહારભૂમિ, મંદિરને ફરતો ગઢ છે.

ગયાથી મોટર કે ગાડીમાં જઈ શકાય છે પાકી સડક છે રસ્તો ફલ્ગુ નદીને કાંઠે કાંઠે છે. મંદિરમાં મુખ્ય મંદિર પાછળ બોધિવૃક્ષ અને બૌદ્ધ ઋષિમુનિઓના સમાધિ મંદિરો છે. મંદિરમાં મોટી બુદ્ધ ભગવાનની મૂર્તિ છે યશોધરા અને માયાદેવીની પણ મૂર્તિઓ છે. બુદ્ધ ભગવાનની મૂર્તિ ભવ્ય અને શાંતિદાયક છે. મંદિરની કારીગરી અને કોતરકામ સુંદર છે. અહિંયા સુંદર સરોવર છે જેમાં કમળ ઉગે છે. બુદ્ધ ભગવાન જ્યાં જ્યાં જતા ત્યાં કમળ ઉગી નીકળતા એમ કહેવાય છે. આપણે આ દર્શનથી કૃતાર્થ થઈ પાછા ગયાજી જઈ ત્યાંથી પાછા પટના આવી આગળ જઇ રેલ્વે દ્વારા કયૂલ તરફ ઉપડીયે; વચમાં ફતુહા, બખ્તિયાર અને ચોકામા જંકશન આવે છે પછી લખીસરાઈ અને કયૂલ જંકશન આવે છે. બખ્તીયારપુરથી બિહાર લાઇટ રેલ્વેમાં બેસી, બિહાર કચેરી બિહાર શરીફ, નાળંદા અને રાજગિરિકુંડ જઈ શકાય છે.

## મહાવીરનું મોક્ષધામ પાવાપુરી, અને રાજગૃહી (પંચપહાડી)

બિહાર શરીફના સ્ટેશનથી ૧૨ માઈલ દૂર પાવાપુરીની ટેકરી આવેલી છે. સ્ટેશનથી એક્કા મળે છે, ત્યાં જૈનોના પાંચ મોટા મંદિરો છે. મુખ્ય મંદિરની આસપાસ સુંદર તળાવ છે. મંદિરોની મૂર્તિઓ ઘણીજ સુંદર છે. અહિંયા શ્રી મહાવીર સ્વામી બોંતેર મુનિની સાથે કાર્તકી અમાસના રોજ નિર્વાણ પામેલા. આગળ રાજગિરિકુંડ ચાર માઈલ પર પંચપહાડી આવેલ છે. તે પણ જૈનોનું યાત્રા સ્થળ છે; વળી પારસનાથના સ્ટેશનેથી જ્યાં જવાય છે તે **પારસનાથ** ની ટેકરી અહિંથી તે છેક ગિરિહિટ સુધીની મનાય છે. એ રીતે અહિંસાના ઉપદેશક બૌદ્ધ અને જૈનો માટે પણ આ પ્રાંત યાત્રાધામ છે. મહાવીર સ્વામીનું કૈવલ્ય ધામ બિહારમાં છે. નાળંદા જુના વખતમાં વિદ્યાનું કેન્દ્ર હતું; આપણે તો બખ્તિયારપુર પહોંચી ત્યાંથી મોકામા અને લકખીસરાય પહોંચીયે. ત્યાં ગયાથી કયૂલના સીધા ફાંટાપરની રેલ્વે આપણી ટ્રેનને મળી શકે છે. કયૂલથી આસનસોલ થઈ કલકત્તા જવાય છે. વચમાંજ સીડી જંકશન આવે છે ત્યાંથી વૈજનાથ-ધામ જઈ શકાય છે.

**ઝાડખંડી બૈજનાથ** (વૈદ્યનાથ ધામ) તેને રાવણેશ્વર વૈદ્યનાથ પણ કહે છે. સ્ટેશનથી આશરે અર્ધોમાઈલ દૂર શિવ–ગંગા નામનું ચારે તરફ પત્થરથી બાંધેલું સરોવર આવેલું છે તેમાં દેહશુદ્ધિ કરી પછી પાસે જ આવેલા વૈદ્યનાથના મંદિરમાં જવાનું છે.

સ્ટેશનેથી વાહનો મળી શકે છે. ધર્મશાળાઓમાં સ્ટેશન પર હઝારીમલ દુધ્વાવાળાની, શિવગંગા સરોવર પર હરકિશનદાસની, અને રામચંદ્ર ગોયન્દકા વિગેરેની ધર્મશાળાઓ છે.

મંદિરને ફરતો કોટ છે. વચ્ચે વિશાળ પથર જડેલુ ચોગાન છે, ચોગાન વચ્ચેજ દ્વાદશ જ્યોતિર્લિંગમાના એક મહાદેવ છે અને અહિં દરેક લોક જળ પુષ્પ બીલીપત્ર લઈ સ્ત્રી પુરૂષ સૌ પૂજન કરી શકે છે. મંદિર મોટું છે પણ અંધારૂં વિશેષ છે. પ્રવેશ માર્ગ સાંકડો છે અને ભીડ વધુ હોય છે જેથી સંભાળવું મંદિરમાં એક કુવો છે જેને સર્વ તીર્થ કહે છે. તેનું પાણી પીવાથી રક્તપિત મટે છે તેમ કહે છે. એકંદરે હવાપાણી સ્વાસ્થ્યપ્રદ છે. અને તે રીતે પણ આ સ્થળની અગત્યતા સારી છે.

પાર્વતીજીનું, કાળીનું તથા બીજા ઘણા મંદિરો છે. કાળીના મંદિરે બકરાનો ભોગ અપાય છે તેમ કહેવાય છે.

રાવણે ખુબ ઉગ્ર તપ કરી કમળપૂજા કરી ભોળાશંભુને પ્રસન્ન કરી તેમનું આત્મલિંગ માગ્યું. દેવાધિદેવ મહાદેવે તો આત્મલિંગ આપ્યું. પણ બીજા દેવોએ વિચાર્યું કે અસુરની પાસે આત્મલિંગ જવું ન જોઈએ તેમણે ગણપતિજીને તે લેવા મોકલ્યા શંકરનું વચન હતું કે જમીનને અડતાંજ તે ત્યાં સ્થિર થઇ જશે અને રાવણને તો લઘુશંકા થઈ આવી. હવે શું કરે ? આજુબાજુ જોતાં વેજુ ગોવાળના વેશે ગણુપતિ દાદા પહોંચી ગયા હતા તે નજરે ચડયા, તેમને લિંગ સોંપી રાવણ હાજતે ગયો ત્યાં તો ગણેશજીયે તે વજનદાર

લિંગને નીચે મૂકી દીધું. પછી રાવણ આવી ઘણો મથ્યો પણ લિંગ ઉખડયુંજ નહિ તેથી નિરાશ થઈ છેવટે તે જતો રહ્યો આ તેજ રાવણેશ્વર વૈજનાથ અહિં શિવરાત્રીનો મોટો મેળો ભરાય છે.

વૈદ્યનાથ ધામને દેવધીર પણ કહે છે.

અહિંથી પાછા જસીડીહ આવી જતાં વચમાં મધુપુર આવે છે ત્યાંથી ગિરિડીહ જઈ શકાય છે, ત્યાંથી પણ **સમેત-શિખરે** જઈ શકાય છે; ત્યાંથી મધુવન સુધીની ૧૪–૧૮ માઈલની તળેટી છે. આ યાત્રા ૧૮ માઈલની છે. તેનું મુખ્ય યાત્રા સ્થળ સમેતશિખર છે. અહિંથી વીસ તીર્થંકર અને અસંખ્ય મુનિઓ મોક્ષ ગયા છે. મધુપુર હવાખાવાનું સ્થળ છે. તે પછી સીતારામપુર થઇ આસનસોલ જવાય છે.

મોગલ સરાયાથી સીધી ગયા રસ્તે હાવરા જતી ટ્રેઇન સીતારામપુર જંકશને કયૂલની ટ્રેનને પાછી ભેગી થાય છે. આ લાઇન ઉપર જતાં હઝારીબાગરોડ અને ત્યારબાદ પાર-સનાથ અને ગોમોહ જંકશન આવે છે. તે પારસનાથના સ્ટેશ-નેથી પાર્શ્વનાથ સમેતશિખર જઈ શકાય છે.

પાર્શ્વનાથજીનું શિખર સાડાચાર હજાર ફીટ ઉંચુ છે, અને સ્ટેશનથી બાર માઇલ દૂર છે. વીસ તીર્થંકરોએ અહિં નિર્વાણ મેળવ્યું, તેથી અહિં મંદિરો બાંધેલા છે પંચકલ્યા-ણકનો મેળો અહિં ભરાય છે. આગળ નિમિયાઘાટ સ્ટેશન આવે છે ત્યાંથી ચડવાનું કાંઈક વધુ અનુકુળ છે. ડોળીઓ પણ મળી શકે છે ત્યાં વાઘ અને ચિત્તા વિશેષ છે. આખો પહાડ

મોટો છે અને **પારસનાથના** નામથી પ્રખ્યાત છે. ગોમોહથી આસનસોળ જતાં ધનબાદ જંકશન આવે છે ત્યાંથી ઝરીયાની કોલસાની ખાણો જોવા જઈ શકાય છે. વળી બિહારમાં બીજી પણ કેટલીક કોલસાની ખાણો છે. અહિં ખાંડના કારખાનાં પણ છે.

**આસનસોલથી** બી. એન. રેલ્વે દ્વારા રાંચી, રામગઢ અને તાતાનગર જઈ શકાય છે. હાવરાથી નાગપુર અને મુંબઈ જતા સીધા માર્ગ ઉપર તાતાનગર આવેલું છે. આસનસોલથી બી. એન રેલ્વેદ્વારા આદ્રા અને ત્યાંથી ચક્રધરપુર તરફ જતાં રસ્તામાં પુરૂલિયા સ્ટેશન આવે છે ત્યાંથી રાંચી જઈ શકાય છે. **રાંચી** પાસેના હુન્ડુફોલ્સ જોવા લાયક છે. મહાસભાનું છેલ્લું અધિવેશન પણ રામગઢ (રાંચી પાસે) મળેલું. રાંચી, રામગઢ, હઝારીબાગ, અને જમશેદપુર અઘટશિલા, ચક્રધરપુર વિગેરે છોટાનાગપુરના વિસ્તારમાં આવેલાં હતાં.

વળી કયૂલથી હાવરા તરફ ન જતાં આગળ ગંગા કાંઠે ઈ. આઇ. રેલ્વે માર્ગે જઈએ તો મોંઘીર અને ભાગલપુર આવે છે. જ્યારે દરભંગા, મુસફ્ફરપુર નારકટીગંજ અને કટિહાર બી. એન. રેલ્વેના માર્ગમાં આવેલાં છે. એ રસ્તે નેપાળમાં જઈ શકાય છે.

## રાંચી, રામગઢ, ઝરીયા અને તાતાનગર.

આસનસોલથી ગામો અને મોગલ તરફ જતાં ધનબાદ અને ત્યાંથી ઝરીયાની કોલસાની ખાણે જઈ શકાય છે, જ્યારે

આસનસોલથી આદ્રા, કે પુરૂલિયા થઈ ગાડી બદલી રાંચી જવાય છે. જ્યારે મોગલસરાઈથી કલકત્તા બી. એન. રેલ્વેના રસ્તે જતાં સોણુઈસ્ટબેંક અને બર્કાકાના થઈ ત્યાંથી મૂરી અને રાંચી જઈ શકાય છે. રાંચીમાં ઉતરવા માટે ખોજીરામ મુગરાજની ધર્મશાળા ઉત્તર બજારમાં મદ્રેસાની સામે આવી છે. બી. એન. રેલ્વે હોટલ વિગેરેની પણ સગવડ સારી અને સુંદર છે. રોજનું ભાડું દર રૂ. ૧૦) ને વધુ છે, લોકો સુખે રહી શકે છે.

**રાંચી**—મોટર માર્ગે જઈ શકાય છે. દામોદર નદી સુવર્ણ રેખા નદી, અને બીજી નાની નદીઓ પરના ધોધ સુંદર છે. તેમાં મુખ્ય હુન્ડ્રુ, જોન્હા ધોધ, હીરણી ધોધ, રાજરૂપ ધોધ, અને દામોદર નદીની ખીણ જોવા લાયક છે. રામગઢ અધિવેશન દામોદર નદીકાંઠે થયેલું. ઈસ્કીનું સ્વાસ્થપ્રદ સ્થાન (સેનીટોરીયમ) રાંચી પછીના સ્ટેશને છે.

**તાતાનગર**—એ હિંદનું શેફીલ્ડ છે. પોલાદના ઉદ્યોગનું કેન્દ્ર છે. મુંબઈથી કલકત્તા જતાં તે સ્ટેશન આવે છે. ત્યાં રેલ્વેના પાટા અને મોટા પોલાદના ઓજારો અને ખેતીના સાધનો બને છે, કારખાનું મોટું ગંજાવર અને જોવા જેવું છે. હિંદના મહાન ઉદ્યોગપતિ શ્રી જમશેદજી તાતાના સાહસનું તે સુંદર પરિણામ છે. અહિંથી બીજો એક ફાંટો બદામપહાડ સુધી જાય છે. તાતાનગરમાં ગણેશીલાલની ધર્મશાળા છે.

બિહાર પ્રાંતની ઉત્તરે હિમાલયની તળેટીમાં **નેપાળનું દેશીરાજ્ય** આવેલું છે. તેની ઉત્તરે જગતમાં હજુ પણ જ્યાં માનવો પહોંચી શકયા નથી તે અને જેણે અનેક સાહસિકોને મહાત કર્યાં છે તે દુનિયાનું સૌથી ઉંચુ, સતત હિમાચ્છાદિત ગિરિશૃંગ **ગૌરીશંકર (એવરેસ્ટ)** આવેલું છે. તેની ઉંચાઈ ૨૯૦૦૦ ફીટ છે. પરંતુ **આપણે** સીધા બિહારના હાલસુધીના જોડીયા પ્રાંત **ઓરીસામાં** દાખલ થઈ જઇયે છેલ્લા સુધારાથીજ આ વિભાગનો જુદો પ્રાંત બનાવી તેના જુદા ગવર્નર અને ધારાસભા બનાવ્યાં છે.

શોણઈસ્ટબેંકથી ગોમો જતાં બરમો સ્ટેશન આવે છે. ત્યાં બોકારો કોલ્યરી જોઈ લેવી. મુંબઈથી કલકત્તા જતાં **તાતાનગરથી** આગળ જઈ બંગાલમાં દાખલ થઈ ખડગપુર પહોંચવું. **ખડગપુરનું** વર્ણન બંગાળમાં આવશે. હાલ તો આપણે ત્યાંથી દક્ષિણની ટ્રેન પકડી કલકત્તાથી મદ્રાસ મેઇલ જાય છે તે રેલ્વેદ્વારા કટક, ભુવનેશ્વર અને શ્રી જગન્નાથપુરી તરફ જઇયે. કટક પહેલાં વૈતરણીરોડનું સ્ટેશન આવે છે. ત્યાંથી **વૈતરણીનદી** પર જઇ શકાય છે તેનું મહાત્મ્ય ગરૂડપુરાણમાં ખુબ જણાવેલું છે. કટકશહેર મહાનદીને કાંઠે આવેલું છે. તે પહેલાં ઓરીસાનું મુખ્ય શહેર હતું. કટક જંકશનથી એક ફાંટો તાલ્ચેર તરફ જાય છે. કટકની વસ્તી પાંસઠ હજાર ઉપરાંતની છે. કટક પછી ખુર્દા રોડ જંકશન આવે છે. તે બે જંકશન વચમાં ભુવનેશ્વર અને ખંડગિરીના સ્ટેશનો આવે છે.

**ભુવનેશ્વર**—જગન્નાથજી જતાં રસ્તામાં આવતાં આ તીર્થસ્થળનું પણ મહાત્મ્ય ઘણું છે. એ માઇલના ઘેરાવામાં લગભગ પાંચસો ઉપરાંત મંદિરો છે. સ્ટેશનથી ભુવનેશ્વર પાંચમાઇલ દૂર છે અને બેલગાડીઓ મળે છે.

**ધર્મશાળા**, હરગોવિંદરાય દાલમિયાંની ધર્મશાળા બિન્દુ સરોવરને કાંઠેજ છે. **બિંદુ સરોવર**મોટું ઘણા વિસ્તારવાળું સુંદર સરોવર છે. આ સરોવરમાં દરેક તીર્થ અને નદીનું જળ છે એમ કહેવાય છે. મંદિરને કાંઠે અનેક મંદિરો છે. મંદિરોની રચના એક ઢબની પણ સુંદર છે. દરેક મંદિરનું શિખર ખુબ ઉંચું અને ઉપર કોતરણી પણ સારી છે મુખ્ય મંદિર ભવ્ય અને ૫૫ ફીટ ઉંચું છે. કળા, કોતરણી ઘણી સુંદર છે. મુખ્ય દરવાજે સિંહપોળ ઉપર જ બે વાઘની મોટી મૂર્તિઓ છે. હિંદના મોટા મંદિરોમાંનું આ એક સુંદર મંદિર છે. આ મંદિર સાતસો વર્ષ પહેલાંનું છે. તેમાં ત્રિભુવનેશ્વરની મૂર્તિ છે. તેનો આકાર નથી શિવલિંગનો, કે ન તો દેવ કે મનુષ્યની આકૃતિ જેવો છે; પરંતુ ગોળ હોવાથી શિવલિંગ તરીકે લેખાય. અહિં હિંદુઓજ જઈ શકે છે. બીજા મંદિરોમાં મુકતેશ્વરનું મંદિર મુખ્ય છે વળી ગૌરીકેદાર કુંડમાં સ્નાન કરવું. મંદિરમાં કોતરેલી સ્રી પુરૂષોની, સર્પોની, વાઘની હાથીની વિગેરે આકૃતિઓ સુંદર અને સુડોળ છે. અહિંથી ચાર માઇલ દૂર **ધૌલીમાં અશોકનો શિલાલેખ** છે. મોટરમાં ત્યાં જઈ શકાય છે. પાસેજ જૈનોની ઉદયગિરિ, ખંડગિરિ, અને નીલગિરીની ટેકરીઓ છે. ત્યાં જૈનોની કુલ ૬૬ ગુફાઓ છે.

ગુફાઓ પર્વતમાંથી કોરી કાઢેલી અને સુંદર કોતરણી વાળી હાલતો ખંડેર દશામાં છે. ત્યાં પણ બાબુ ચેનસુખની ધર્મશાળામાં રહેવાની સગવડ છે. ભુવનેશ્વર પછીનું સ્ટેશન ખંદગિરી છે ત્યાંથી પણ આ જૈનોના તીર્થસ્થળે જઈ શકાય છે. પછી ખુર્દારોડથી ગાડી બદલી જગન્નાથપુરી જઇ શકાય છે. પરંતુ વચમાં **સાક્ષી ગોપાળનું સ્ટેશન** આવે છે. સ્ટેશનથી **સાક્ષીગોપાળનું** મંદિર અર્ધો માઈલજ દૂર છે, ગાડીઓ મળી શકે છે આખી ગાડીનો દર છથી બાર આના હોય છે. સાક્ષીગોપાળના સ્ટેશન પછીથી તરતજ શ્રી જગદીશનું મંદિર અને તેના શિખર ઉપરનું નીલચક્ર જોઇ શકાય છે. સાક્ષીગોપાળના મંદિર પાછળ સુંદર વૃક્ષકુંજ અને સરોવર આવેલ છે. શ્યામકુંડ છે તેમાં સ્નાન કરી રાધાકૃષ્ણના દર્શન કરવા.



ટેલર્સ એન્ડ આર્ટ પ્રીન્ટર્સ (સ્પેન્ડીડ) .પાંચકુવા, અમદાવાદ.

## શ્રી જગન્નાથપુરી.



જગન્નાથપુરીમાં હરહંમેશ યાત્રીઓની ભીડ સારી હોય છે. આ એક ધામ એવું છે કે જ્યાં નાતજાતના ભેદભાવ વગર સર્વ વર્ણને જગદીશના દર્શનનો અધિકાર છે એટલુંજ નહિ પરંતુ શ્રી જગદીશ્વરનો પ્રસાદ ભાત એક આરે સર્વે જમે છે અને પ્રભુના દરબારમાં તો સૌ સરખાંજ છે તેવાતની પ્રતીતિ કરાવી આપે છે.




**ધર્મશાળાઓ.** (૧) મુંબઈવાળા શેઠ ધનજીભાઈની ધર્મશાળા મંદિરની પાસે ડોલવેદી ખુણા પર છે ત્યાં ગાદલાં પણ મળી શકે છે (૨) રામચંદ્ર ગોયન્દકાની, સ્ટેશન પાસે. (૩) હઝારીમલ દુદવાવાળાની, સ્ટેશન નજીક. (૪) શેઠ કનૈયાલાલ બાગબાની, બડા રસ્તા. (૫) બિકાનેરવાળાની અને બીજી અનેક ધર્મશાળાઓ તથા ભાટિયા ધર્મશાળા છે. તદ્ઉપરાંત બી. એન. રેલ્વે હોટલ, સીવ્યુ હોટલ, શાંતિ નિવાસ હોટલ, વિગેરે છે. જગન્નાથ ધામને શ્રીક્ષેત્ર, પુરૂષોત્તમ ક્ષેત્ર કે નીલાચલ પણ કહે છે.

જગન્નાથપુરી અથવા ટુંકમાં પુરી ગામની વચમાં, સ્ટેશન-

થી દોઢ માઈલ દૂર, મુખ્ય સડકની પાસે સમુદ્રથી આશરે પોણો માઈલ દૂર, ઉત્તરે નીલગિરિ નામની ઉંચી જગ્યા ઉપર અતિ પ્રાચીન એવી શ્રી જગન્નાથજીની શ્રી બળરામજીની તથા



જગન્નાથનું મંદિર. (પુરી)

તથા શ્રી સુભદ્રાજીની મૂર્તિઓવાળું વિશાળ મંદિર આવેલું છે. આ મંદિરમાં હિંદુઓ સિવાય બીજા કોઈને જવા

દેતા નથી. તેમજ મંદિરની બાજુમાં પણ બુટ પહેરીને અગર તો બીડી તમાકુ દિવાસળી કે ચામડાના પાકીટને સાથે લઈને જવા દેતા નથી. મંદિરની આજુબાજુ મોટું ચોગાન છે. તેની આજુબાજુ બાવીસ ફીટ ઉંચો મોટો કોટ છે ચારે બાજુ દરવાજા છે. તેમાં પૂર્વ તરફના દરવાજે સિંહની મોટી મૂર્તિ હોવાથી તેને **સિંહ દરવાજો** કહે છે. આ દરવાજેથી મંદિરમાં ગયા પછી અંદરના પશ્ચિમ દરવાજેથીજ મંદિરમાં દર્શન કરવા જવાય છે. મંદિરના આજુબાજુ ચારે તરફ વિશાળ ખુલ્લી જગા છે. તેમજ મંદિરના ચોગાનમાં બીજા નાના મંદિરો છે. મંદિર **નિલપર્વત**ના ટેકરા ઉપર આવેલું છે. મુખ્ય મંદિરની બાજુમાં જ **બલરામ અને સુભદ્રા**ના મંદિરો આવેલા છે. હિંદમાં અહિંના જેવા મોટા બીજા મંદિરો નથી. મુખ્ય મંદિરમાં ભોગમંદિર, નૃત્યમંદિર અને સભામંડપ છે. મંદીરની કારીગીરી ઉત્તમ છે. કોઈ કોઈ જગ્યાએ તેની દિવાલો અને છતપર બિભત્સ લેખાય તેવી આકૃતિઓ કોતરેલી છે. પૂર્વના સિંહદરવાજા સામે ચોગાનમાં અરૂણ સ્તંભ છે. મંદિરનું ચોગાન સાડાછસો ફીટ લાંબુ પહોળું છે. મંદિરની જમણી તરફની બાજુએ આનંદબજાર છે. જ્યાં જગન્નાથજીનો મહા પ્રસાદ વેચાય છે. ભગવાનને ધરાવ્યા પછીનો પવિત્ર **મહા-પ્રસાદ** ચંડાળ અને યવન સિવાય ગમે તે જ્ઞાતીના લોકો અડે તોપણ અભડાતો નથી. એઠો પ્રસાદ ખાવાનો પણ અહિં બાધ નથી, મંદીરની પડખેજ મોટું રસોડું છે પણ તેમાં જવા દેતા નથી. તેમાં પુષ્કળ માણસો કામ કરે છે. પ્રસાદ

બે જાતનો હોય છે કાચો અને પાકો. કાચા પ્રસાદમાં ખીચડી, દાળભાત, જાડી કઢી. શાક દહીં અને મલાઈ મળે છે. પાકા પ્રસાદમાં પકવાન, જલેબી, ખાજલી ચોખાના લોટનો લાડુ, ગોળપાપડી વિગેરે હોય છે. રૂ. ૧) ના કાચા પ્રસાદમાં દશ, બાર ગરીબ માણુસો ખુશીથી ખાઈ શકે છે. અહિંયા શુદ્રો પીરસે તોપણ બ્રાહ્મણો ખાય છે.

સિંહ દરવાજેથી મંદીરમાં પેઠા પછી ચોગાનમાં **પતિત-પાવનના** દર્શન કરવા પછી કાશી વિશ્વનાથના, ગણેશના પુરશોત્તમના, વિશ્વકર્માના, સાક્ષીગોપાળના મુક્તિમંડપના વિગેરે દેવ દેવીઓના દર્શન કરી રોહીણીકુંડમાંથી આચમન લઈ **શ્રીજગન્નાથજીના નિજ મંદિરમાં** જવું. તે મંદીર ૧૯૨ ફુટ ઉંચું છે અને ૮૦ ફુટ લાંબું છે. મંદીરના સભામંડપની ચારે તરફ દેવદેવીઓની, કળયુગની વિગેરે પ્રતિમાઓ છે. મંદીરના અંદરના ભાગમાં ૪ ફુટ ઉંચી અને ૧૬ ફુટ લાંબી પત્થરની રત્નવેદી છે. તેના ઉપર ૬ ફુટનું **સુદર્શન ચક્ર** છે. આ બાજુએ ત્રણ ચાર ફુટ લાંબી ગલી છે તેમાં થઈને મંદીરની પ્રદક્ષિણા થઈ શકે છે. રત્નવેદીની દક્ષિણે જગન્નાથજી અને બળદેવજીની અને તેમની વચ્ચે બ્હેન સુદ્રાની લાકડાની મૂર્તિઓ છે. જગન્નાથજીની એક બાજુએ લક્ષ્મીજી અને બીજી બાજુએ સત્યભામા ઉર્ફે કરમાબાઈ છે. બળદેવજી ગોર છે ત્યારે જગન્નાથજી શ્યામ છે. બળદેવના લલાટે સુંદર હીરા જડેલા છે. અંદર અંધારૂં છે. મંદીરમાં અખંડ દીવાબળે છે. નિચે મૂજબ દર્શન થાય છે. (૧) સવારે સાત વાગે મંગળા (૨)

અગિયાર વાગે રાજભોગ (૩) બે વાગે છત્રભોગ (૪) ચાર વાગે મધ્યાહ્ન ભોગ (૫) સાત વાગે આરતી (૬) દશ વાગે સંધ્યાભોગ. રાજભોગ, શૃંગારભોગ અને સંધ્યા ભોગ વખતે છેક મૂર્તિની પાસે જઈ દર્શન કરી શકાય છે. મોટો મેળો રથયાત્રાનો છે. મોટા રથમાં ત્રણે મૂર્તિઓ પધરાવી અને વરઘોડો કહાડી જનકપુર લઈ જાય છે. જનકપુર અહિંથી આશરે એક માઈલ દૂર છે. રથ યાત્રામાં લાખ ઉપરાંત માણસો દર્શનનો લાભ લે છે અને રથને ખેંચવા માટે પડા પડી કરે છે. ત્રણ રથ હોય છે તેમાં સૌથી મોટો જગન્નાથજીનો રથ ૪૫ ફુટ ઉંચો અને ૧૬ પૈંડા વાળો હોય છે. તેના પૈંડાનો વ્યાસ ૭ ફુટનો હોય છે. રથ ઉપર લાકડાનું મોટું મંદિર બનાવ્યું હોય છે. તેને ખેંચવાના દોરડાં પણ ખૂબ જાડા હોય છે. અને તે રથની ઉપર ૨૫ થી ૫૦ માણસો હોય છે. આ રથને ખેંચવાનું મહાત્મ ઘણું છે અને તેથી ખૂબ પડાપડી થાય છે. કંસને મારીને શ્રી કૃષ્ણ ભગવાને વિજય ઉત્સવ ઉજવ્યો તેના સ્મારક રૂપે દર વરસે રથ–યાત્રા કહાડવામાં આવે છે જનકપુરમાં જગનમોહનનું મોટું મંદીર છે તેને પણ કોટ અને રત્નવેદી છે. જનકપુરથી પૂર્વે માર્કન્ડય અને ઈંદ્રદમન તળાવ છે. તળાવના કિનારે નીલકંઠ મહાદેવ છે. સામે થોડે દૂર ચંદન તળાવ છે, જ્યાં અખાત્રીજને દિવસે મૂર્તિઓને હોડીમાં બેસાડી જળ સ્નાન કરાવવામાં આવે છે. મુખ્ય મંદિરથી અર્ધો માઈલ દક્ષિણે દરિયા કાંઠે સ્વર્ગધામ આવેલું છે. તેના પુતળાં જોવા લાયક છે. પાસેજ ગુરૂ નાનકનું

મંદિર અને વિદુરજીનો મઠ છે. ત્યાં સમુદ્ર સ્નાન કરવાનું મહાત્મ છે. એક પૈસો મૂકતાં વિદુરજીની ભાજી અને મલુકદાસનો રોટલો પ્રસાદ તરીકે મળે છે.

અહિંથી મોટરમાં બેસીને પણ સાક્ષી-ગોપાળ જઈ શકાય છે. ત્યાં શ્યામ કુંડમાં સ્નાન કરી રાધા–કૃષ્ણના દર્શન કરવાં. જગન્નાથમાં રથ યાત્રાના મેળા ઉપરાંત (૧) ચંદન-યાત્રા (૨) ઝુલણ–યાત્રા. (૩) જનમાષ્ટમી. (૪) ડોલયાત્રા. (૫) સ્નાન-યાત્રા. વિગેરેના મેળા ભરાય છે. અહિં અન્નદાન કરવાનું ઘણું મહાત્મ છે. પંડયાઓ તેને અટકો કહે છે, અને રોજની એક પાકા શેર ચોખાની હાંડીના ભોગના રૂ. ૪૧૬ માંગે છે, છેવટે રોજના સવા તોલા લેખે રૂ. ૬–૮–૦ માગે છે. પરંતુ ભોગ તો નિયમિત ધરાવાય છે. તેથી યથા શક્તિ બને તે લખાવવું. સાક્ષી ગોપાળની પાસે સત પદિમાં કૃષ્ણનું મંદિર છે. તે પુરીથી ૧૦ માઈલ દૂર છે. અહિં એમ કહેવાય છે કે એક ભક્ત યાત્રાળુની સાક્ષી પુરવા છેક વૃંદાવનથી શ્રીકૃષ્ણ આવેલા પરંતુ કૃષ્ણે કહ્યું હતું છતાં યાત્રાળુએ પાછળ ફરીને જોયું અને તેથી ભગવાન ત્યાં પત્થરની મૂર્તિમાં ફેરવાઈ ગયા

કોનારક:–પુરીથી. ૨૧ માઇલ દૂર સમુદ્ર કાંઠે આવેલું છે. મોટર દ્વારા પણ લાંબે રસ્તે અહિં આવી શકાય છે. કોનારક ના મંદિરો બતાવી આપે છે કે સેંકડો વર્ષ પૂર્વે પણ વિશાળ અને ભવ્ય મંદિરોની સુંદર કળાત્મક કોતરણી તેઓ કરી

શકતા હતા. અહિંનું સૂર્યનું મંદિર પૂરા તત્વની દ્રષ્ટીએ અને કળાની દ્રષ્ટીએ ખાસ જોવા જેવું છે. આખું મંદિર ૧૬ પૈડાવાળું હતું. પૈડા ઉપર ૯૦ ચોરસ ફુટ ક્ષેત્રફળનું ૬૬ ફુટ ઉંચું એક રથાકાર મંદિર હતું. તે રથને જોડેલા ઘોડાઓની મૂર્તિઓ હજુ પણ ખંડિત દશામાં છે. અને છતાં તે આકૃતિ એટલી સજીવ, પાણીદાર અને વેગવાન લાગે છે કે આવા ઘોડા સૂર્યસિવાય બીજા કોઈને નાજ હોય. હાથીના કુંભસ્થળ પર છાપો મારતો સિંહ અને તે દ્રષ્યનું આબેહુબ નિરૂપણ હાથીની દ્રઢતા અને સિંહનું જોશ તે બધું બહુજ સુંદરરીતે ત્યાં આલેખાએલુ છે. કાનસકથી પાછા સમુદ્રકિનારે પુરી જઇ ત્યાંથી ખુર્દારોડ થઈ આગળ જતાં કાલુપાડાઘાટ આવે છે. તે રસ્તે થઈ ગંજમ અને ઈચ્છલપુરમ થઇ મદ્રાસ ઇલાકામાં દાખલ થઉ શકાય છે. હાવરાથી ઉપડેલો મદ્રાસમેલ અહિંથી આગળ વોલટેર અને બેઝવાડા થઈ મદ્રાસ જાય છે. પરંતુ આપણે આપણો બંગાલનો પ્રવાસ બાકી છે તે પૂરો કરી આવીએ. એટલે પાછા ખુર્દારોડ અને કટક થઈ ખડકપુર પહોંચી જઈએ.



# પ્રકરણ ૧૨ મું.

**બંગાળ અને આસામ:**—હાવરા મદ્રાસ રેલ્વેમાં બેસી ખડકપુર થઈ સીધા **કલકત્તા** (હાવરા) સ્ટેશને પહોંચી જવાય છે. ખડકપુરથી નાગપુર થઇ મુંબઈ તરફ પણ જઈ શકાય છે.



**કલકત્તા** એ આખા સામ્રાજ્યમાં બીજા નંબરનું શહેર છે અને વસ્તી આશરે પંદર લાખ ઉપરાંતની છે. અંગ્રેજ રાજ્ય દરમ્યાન થોડો વખત હિંદની રાજધાનીનું શહેર હતું. અંગ્રેજોને બંગાળમાં સફળતા એકદમ મળી અને તેથી કલકત્તા નગર ઉપર પણ આધુનિક સંસ્કારો ખૂબ પડયા છે, બાકી તો કલકત્તામાં કાલી માતાનું મંદિર હોવાને લીધે જુના વખતમાં તેનું એટલું જ મહત્વ હતું. હાલમાં તો એ બંગાળ ઈલાકાનું મુખ્ય નગર છે અને હિંદના શ્રેષ્ઠ બંદરોમાંનું એક છે, શણુ, કોલસા, ચોખા, અને ગંગા યમુનાના કાંઠા પરની પેદાશ અહિંથી પરદેશ જાય છે. વળી **ડમડમનું એરપોર્ટ** પણ કાંઈ ઓછી અગત્યનું નથી. આ બંદરે ગંગા નદીમાં હુગલીમાં થઈ અનેક મોટી સ્ટીમરો અને વહાણો આવજા



કરે છે. આ નદીના માર્ગે રૂપીઆ બે અબજનો માલ દર વર્ષે આવે જાય છે. બંદર મોટું અને સર્વ સગવડવાળું હોવા છતાં હુગલી નદીના પ્રવાહો વિગેરે એવાં છે કે કાબેલ સુકાની અને ખલાસીઓને પણ કોઇ વાર મુંઝવી નાંખે છે.

કલકત્તા એ તો "મહેલોનું નગર" (City of Palaces) છે. હિંદનું તો એ મોટામાં મોટું શહેર છે. કલકત્તામાં ઈસ્ટ ઈંડીયા રેલ્વે, બંગાળ નાગપુર રેલ્વે, ઈસ્ટર્નબેંગાલ રેલ્વે ભેગી થાય છે. કલકત્તા તથા તેના પરાના ઘણા નાના મોટા સ્ટેશનો છે. તેમાં શિયાલદા અને હાવરા મુખ્ય છે. ડમડમ સ્ટેશનેથી ડમડમઆરોડ્રોમ જઇ શકાય છે. તેમાં શિયાલદાએ ઇસ્ટર્ન બેંગાલ રેલ્વેનું અને હાવરા એ ઇસ્ટ ઇન્ડીયા અને બેંગાલ નાગપુરનું સ્ટેશન છે. વળી શહેરના વિભાગમાં મ્યુનિસિપલ રેલ્વેની પણ વ્યવસ્થા છે. કલકત્તા શહેર હુગલીના ડાબે કિનારે વસેલું છે. મુખ્યત્વે મુસાફરો હાવરા ઉત્તરે છે. જાત્રાની સ્પેશીયલો પણ ત્યાંજ ઉભી રહે છે. કલકત્તા શહેરમાં દાખલ થતાં પહેલાં આપણે હાવરાનો તરતો પૂલ ઓળંગવો પડે છે. આ મોટા પુલની બંને બાજુએથી માણસો આવે જાય છે. જ્યારે વચ્ચેથી મોટરો ઘોડાગાડીઓ વિગેરે દોડે છે. આ પુલ હુગલી નદીમાં મોટી સ્ટીમરો આવે ત્યારે ખસેડી શકાય છે. તે ૧૫૨૮ ફીટ લાંબો છે અને કલકત્તા અને હાવરાને જોડે છે. હાવરા એ હુગલી નદીને જમણે કાંઠે વસેલું સાત માઈલનું મોટું પરૂં છે.

**ધર્મશાળાઓ અને હોટલો**—રાજા શિવબક્ષ બાગલાની હાવરા સ્ટેશન ઉપર બંબુલાલ અગ્રવાલની, શામદેવ ભૂતિકાની અને વિનાયક મિત્રની તથા જૈનની ધર્મશાળા હેરીસન રોડ પર આવેલી છે આશરે ગાડીભાડુ બાર આનાથી રૂપીયો થાય છે. સુરજમલની ધર્મશાળા મલીક સ્ટ્રીટમાં અને અને બીજી ચીતરંજન એવન્યુમાં, માણીકતૂલામાં, વાંસતૂલામાં બડા બજારમાં અને મછવા બજારમાં આવેલી છે; પરંતુ હેરીસન રોડ અને તેની આજુબાજુ ગુજરાતી વસ્તી વિશેષ છે. તેથી ત્યાં રહેવું વધારે અનુકુળ પડે છે. ત્યાં હોટલો અને લોજો પણ ઘણી છે. તેમાં નીચેની મુખ્ય છે.

**હોટલો**—કલકત્તા હોટલ શ્રદ્ધાનંદ સ્કવેર, પેલેસ હોટલ હેરીસન રોડ, પંજાબ હિંદુ હોટલ હેરીસન રોડ, કૃષ્ણ હોટલ હેરીસન રોડ, ગ્રાન્ડ હોટલ ચૌરંગી અને મહંત આશ્રમ કોર્નવોલીસ સ્ટ્રીટમાં આવેલા છે. જ્યારે વિદેશી ઢબની હોટલોમાં કોન્ટીનેન્ટલ હોટલ અને ગ્રેટ ઇસ્ટર્ન હોટલ મુખ્ય છે. રોજનો રહેવા ખાવાનો દર રૂા. ૧૦) થી રૂા. ૧૫) અને વધારે હોય છે.

**વાહન-વહેવાર**—દરેક સ્ટેશન પાસે ટેકસીઓ, ઘોડાગાડીઓ, રિક્ષા, ટ્રામ વિગેરે મળે છે. હુગલી નદી એક પારથી બીજી પાર જવા માટે વહાણ અને સ્ટીમરો પણ મળે છે. આ શહેર ઘણું મોટું છે; અને તેથી જ્યાં ઉતારો કર્યો હોય ત્યાંનું પૂરેપૂરૂં સરનામું જાણી લેવાની જરૂર છે.

**હાવરા**—હાવરા સ્ટેશનથી બંદરની ગોદીઓએ, શિવપૂર અને શણુની મિલો વિગેરે તરફ જઇ શકાય છે. આ બાજુ નદીના ઘાટ ઘણા છે જ્યારે હાવરા પુલ ઉતરી સામે કાંઠે જતાં સરકારી કચેરીઓ, બજારો અને કલકત્તા શહેર આવેલું છે. હાવરા પુલ હોડકા ઉપર બાંધેલો છે. હાવરાપુલને નાકેથીજ હેરીસન રોડ શરૂ થાય છે. હેરીસન રોડની આસપાસ મોટા બજારો આવેલા છે. ઢાકા પરી નામનાબજારમાં હાથવણાટની સાડીઓ ઝીણી મલમલ વિગેરે સારી મળે છે. બડાબજાર ચીના બજાર,–ધરમ–તલ્લા અને રાધા બજારના બજારો પણ જોવા લાયક છે. યુરોપીયન વહીવટવાળી ન્યુ મારકીટ પણ જોઈ લેવી. અહિંથી ટ્રામમાં બેસી શહેરમાં ફરી શકાય છે. ટ્રામનો દર બે પૈસાથીનવ પૈસા સુધીનો છે ટ્રામના મુખ્ય વિભાગો ચૌદ છે.

૧) ચીતપુર જંકશનથી એસ્પ્લેનેડ જંકશન ચીતપુર રોડ ઉપર થઈને.

૨) શામ–બજાર અને ડમડમ બ્રીજ

૩) બાગબજાર

૪) સરક્યુલર–રોડ

૫) હેરીસન રોડ અને શિયાલદા

૬) વેલેસ્લી સ્ટ્રીટ

૭) પાર્ક–સરકસ

૮) શિયાલદા અને બાગબજાર

૯) રાજા–બજાર અને ધરમતલ્લા

ટેલર્સ એન્ડ આર્ટ પ્રીંટર્સ (સ્પેન્ડીડ) પાંચકુવા, અમદાવાદ.

૧૦) નીમતુલા ઘાટ

૧૧) ચીદરપુર

૧૨) બેહલા

૧૩) ચોરંગી અને બાલીગંજ

૧૪) તોલી-ગંજ

કલકત્તા શહેર તરફ આવીએ તો દરિયામાંથી અગર જમીન માર્ગે દૂરથી તેની ઉંચી ઉંચી ચીમનીયો અને ધુમાડાને લીધે જણાઈ આવે છે. કલકત્તાનું મૂળનામ કાલીક્ષેત્ર હતું. અહિંયા કાલિકા માતાનું મોટું મંદીર શહેરના મધ્ય-ભાગથી ત્રણેક માઈલ દૂર આવેલું છે.

## જોવાલાયક સ્થળો

**કાલીનું મંદીર અને બેલુરમઠ**—આ મંદીર શહેરથા ત્રણેક માઈલ દૂર અલિપુર પાસે આવેલું છે. ટોનીનાલા અને કાલી ઘાટ પુલ ઉપર થઈને ત્યાં જવાય છે. અહિંયા એક સારી ધર્મશાળા છે. પુરાણની કથા એવી છે કે જ્યારે પાર્વતીજી દક્ષરાજાના યજ્ઞમાં સતી થયા ત્યારે ભગવાન શંકરે સતીનું શબ લઈને અહિંયા તાંડવ નૃત્ય કર્યું હતું. કાલિના દર્શન દક્ષિણ તરફના દરવાજેથી કરવા, આ મંદીર વિશાળ ચોગાનમાં આવેલું છે; તેનો ઘુંમટ પણ વિચિત્ર અને અવનવી બાંધણીનો છે. એક ખૂણામાં ચંપાનું ઝાડ છે. તે ઝાડને સ્ત્રીઓ માથાના વાળની એક લટ બાંધેતો પુત્ર પ્રાપ્તિ થાય છે એવી માન્યતા છે. એના પૂર્વના દરવાજે જવું નહિ કેમકે તે

બાજુ બકરા, ઘેટાનો ભોગ માતાને અપાય છે. મહાકાલિની મૂર્તિ કાળી છે. જીભ મોટી અને લાલ છે. આંખો વિકાળ છે અને આખું સ્વરૂપ ભય ઉપજાવે તેવું છે. મંદીરમાં પેસવાનો એક પૈસો લે છે. સાથેજ નકુલેશ્વરનું મંદિર છે. અહિંયા આદી-ગંગાના ઘાટ પર નહવાનો ઘણો મહીમા છે. પાસેજ રાધા-કૃષ્ણનું મંદિર તથા બાર શિવલિંગો છે; અહીંથી નાવડીમાં બેશી સામે કાંઠે બેલુરમાં જઈ શકાય છે ટ્રેન માર્ગે પણ લેલુવા સ્ટેશનથી બેલુરમાં જઇ શકાય છે. ત્યાં **સ્વામિ-વિવેકાનંદનો સ્થાપેલ રામ-કૃષ્ણ મઠ** છે. અહિં **સ્વામિ-વિવેકાનંદ** જે ઓરડીમાં રહેતા હતા તે ઓરડી અને **રામ-કૃષ્ણ પરંમહંસ** તથા **સ્વામિ-વિવેકાનંદની** સમાધીઓ છે. આ મઠ ગંગાના કાંઠેજ આવેલો છે. ત્યાંથી પાછા સ્ટીમ-લાંચમાં બેસી કલકત્તા પહોંચીયે.

**મ્યુઝિયમ (અજાયબઘર) રેઇસ-કોર્સ અને મેદાન—**

કાલીઘાટથી પાછા ફરતાં ચોરંગી. રોડ આગળ મોટું મ્યુઝીયમનું મકાન આવેલું છે તેની વ્યવસ્થા બેંગાળની એસીયાટીક સોસાયટીના હસ્તક છે. તેણે સંસ્કૃત હસ્તલેખીત પુસ્તકો. ઘણા ભેગાં કર્યાં છે. અંહિ જાતજાતની વસ્તુઓ, મરેલા પશુ, પક્ષી અને જીવજંતુ, પત્થરના કોતરકામ, ચિત્રકામ અને માટી કાચના નમુના ત્રાંબા પિત્તળના ભરત કામ, બાવલાં, જુના હથિઆરો, સિક્કાઓ, જરી ભરતના કપડાંઓ વિગેરે જાતજાતની ચીજો જોવા લાયક છે. જોવાની કાંઈ પણ ફી લેવાતી નથી. મ્યુઝિયમની સામેજ કલકત્તાનું મેદાન આવેલું છે અને



વિકટોરીયા મેમોર્યલ (કલકત્તા)

ને મેદાનના એક ભાગમાં સુંદર–મોટું રેઈસ–કોર્સનું મેદાન છે તે પૂર્વના મેદાનોમાં સર્વોત્તમ મેદાનમાંનું એક છે. મેદાનની સામેજ **ચીડીયાખાનું** અને ઝૂલોજીકલ ગાર્ડન આવેલાં છે; તેમાં અનેક જાતના વિધવિધ પ્રકારના ફુલઝાડ અને જીવતાં પશુ, પંખી, માછલાં જીવજંતુ વિગેરેનું સુંદર સંગ્રહસ્થાન છે. ત્યાં મોટા નાગ અને અજગર, ગેંડા, તથા ઉંચી ડોક વાળા જીરાફ જોવા જેવા છે. શરતના મેદાનની બીજી બાજુએ સુંદર અને ભવ્ય વિકટોરીયા મેમોર્યલ અને એડવર્ડ મેમોર્યલ આવેલા છે.



**એડવર્ડ મેમોરીયલ** (કલકત્તા)

## વિક્ટોરીયા મેમોર્યલ અને એડવર્ડ મેમોર્યલ

આ ભવ્ય રોનકદાર ઈમારત શરતના મેદાનેની સામેજ આવેલી છે. તે આધુનિક દુનિયાની મોટી મોટી ઈમારતો માંની એક છે. રૂપીયા છોંતેર લાખના ખર્ચે મહારાણી વિક્ટોરીયા સ્મારક ઉભું કરવામાં આવેલું છે. મોટો ઘુમ્મટ અને આખું સંગેમરમરનું મકાન અને તેની ઉપરની વજનદાર ઉંચી ફરતી આકૃતિ. ખુબ રોનકદાર દ્રશ્ય ઉભું કરે છે. મકાનની ઉંચાઇ લગભગ બસો ફીટ જેટલી છે. તેમાં સુંદર ચિત્રો વિગેરેનો સંગ્રહ સારો છે. વળી મહારાણીનું બાવલું પણ છે. અહિંનો દરબાર હૉલ સુંદર અને ખાસ જોવા લાયક છે તેમાં બંગાળના નવાબોનું ગુસ્તાદ (પથ્થરનું તખ્ત) જોવા જેવું છે તેની ઉપર ઇ. સ. ૧૬૪૧ નો લેખ છે. મકાન જોવાની કંઈ પણ ફી નથી ચિત્ર સંગ્રહ જોવાનો દર ચાર આના છે સવારના દસથી પાંચ સુધી આ મકાન જોવા જઈ શકાય છે. પાસેજ મહારાજા સાતમા એડવર્ડની સ્મારક કમાન આવેલી છે.

**પારસનાથનું મંદિર**—જૈનોનું મંદિર બરાબજારમાં બાબા બદરીદાસના મકાનમાં બગીચો અને સુંદર તળાવ તથા તેને કાંઠે આવેલા જૈનોનાં ત્રણેક મંદિરો છે. એ મંદિર હિંદની સુંદર કળાકૃતિનો અચ્છો નમુનો છે. તે સિયાલદા સ્ટેશનની નજીક લોઅર સરક્યુલર રોડ પર આવેલું છે અને શામ બજારની ટ્રામમાં ત્યાં જવાય છે.

આ મંદિર સવારના છ થી અગ્યાર અને સાંજના ચાર થી આઠ સુધી ખુલ્લું રહે છે. કાચ અને પત્થરના રંગીન ટુકડાઓ વડે દિવાલમાં સુંદર કળામય આકૃતિઓ આલેખી છે, અને કાચમાંથી પડતા સૂર્યના કિરણો અવનવી રંગીત છાપ જમાવે છે. આ રચના ખરેખર સુંદર અને મોહક છે. પાસેજ એક આરામગૃહ વિગેરે છે તેમાં પણ કાચની રચના સુંદર કરી છે. જૈનોનું એક સુવર્ણ મંદિર પણ જોવાલાયક છે.

**મલિકની વાડી-(આરસપહાણનો મહેલ)** કોતરેલા બે બાજુ આરસપહાણના સિંહ, અને વચમાં આરસનો ફુવારો અને તે સામે આવેલો આરસપહાણનો મહેલ જોવા સવારના દસથી સાંજના પાંચ સુધી જઈ શકાય છે આ મહેલ રાજા બ્રીજેન્દ્રલાલ મલીકનો છે. અહિંયા કેટલાક સર્વોત્તમ ચિત્રકારોની મહામુલી મૌલિક કળાકૃતિઓ સંઘરાયેલી છે, તેથી તેને "પૂર્વનું બર્લીંગ્ટન હાઉસ" કહે છે તે યોગ્ય છે. તદ્ ઉપરાંત સુંદર શિલ્પકામની મૂર્તિઓ બાવલાં વિગેરે પણ પણ જોવાલાયક છે.

મદન મોહનજીનું મંદિર બાગ બજારમાં આવેલું છે. અહિં જન્માષ્ટમીનો મેળો ભરાય છે. કલકત્તામાં દુર્ગાપુજાનો મોટો મેળો ભરાય છે. સત્યનારાયણનું મંદિર બરાબજારમાં છે. જગન્નાથ ઘાટ પર પણ વૈષ્ણવ મંદિરો છે. રથયાત્રાના દિવસે અહિંથી શ્રી જગન્નાથજીનો વરઘોડો નીકળે છે.

વળી ઈડિન્સ ગાર્ડન તથા બર્મીઝ મંદિરના આકારનો બ્લેક પેગોડા પણ જોવાલાયક છે. તદ્ ઉપરાંત ચાંદની ચોક, જુનો કિલ્લો, ટાઉન હોલ, કંપની બાગ, વિગેરે જોવાલાયક છે.



બરમીઝ પેગોડા (કલકત્તા)

**લાટ સાહેબની કોઠી (બેલ્વેડેર)**નું ઉંચા પગથીઆ-વાળું મોટું રોનકદાર મકાન શરતના મેદાનની સામે ચીડિયા ઘર પાસે આવેલું છે. પહેલાં ત્યાં બંગાળના ગવર્નર રહેતા



બેલ્વેડેર (કલકત્તા)

હતા. વળી **ગવર્નમેન્ટ હાઉસ** અને તેમાં આવેલી ટીપુ સુલતાનનીગાદી વિગેરે પણ જોવાલાયક છે. તે પણ ઉંચા પગથીઆવાળું રોનકદાર નવી ઢબનું મકાન છે.

**ખિદરપુરબંદર.** કલકત્તાની મહતા તેના સમુદ્ર અને નદી માર્ગને લીધે છે. કોલસા, શણ અને બીજા ધનધાન્યની આ રસ્તેથી આયાત નિકાશ થાય છે. વહાણોને રહેવા માટે અહિયા અનેક ગોદીઓ છે. સમુદ્રમાંથી વહાણો સહેલાઈથી અંદર આવી શકે છે જ્યારે અહિં નદીનું મુખ છે તેથી વચમાં ઉભા

થતા રેતાળ પ્રદેશો અહિંથી ઉપડતા વહાણોને થોડોક અવરોધ કરે છે, બજબજથી છેક કલકત્તા સુધી અનેક ધક્કાઓ બાંધ્યા છે. તેમાં આધુનિક છેલ્લામાં છેલ્લી સગવડ છે. તેમાં કીંગ જર્યોર્જ ડૉક, ગાર્ડન રીચ જેટી વિ. મુખ્ય છે અહિંથી નદીમાં ઘણે દૂર સુધી પણ જળમાર્ગે માલ લઈ જઈ શકાય છે. હિંદના પાંચ બંદરોમાં આ બંદર મુખ્ય છે.

**ફોર્ટ વિલ્યમનો કિલ્લો.** નદીકાંઠે શરતના મેદાનની પાસેજ આવેલો છે. આ કિલ્લામાં અંગ્રેજોની પ્રથમ કોઠી હતી. હાલ તેમાં લશ્કરની છાવણી છે અને દારૂગોળો રાખવામાં આવે છે.

બંગાળમાં સામાન્ય તળાવો (પુકુર–પુષ્કર) વિશેષ સંખ્યામાં છે. કલકત્તા શહેરમાં અને પરામાં પણ જનરલ ટેંક, ઈલ્થટસ ટેંક, ધાકુરીયા લેઈક વિગેરે અનેક તળાવો છે; સાંજે શહેરીઓ



બ્લેક-હૉલ (કલકત્તા)

તળાવો ઉપર ફરવા જાય છે. વળી મેડીકલ કોલેજ, ઓકટર લોની મિનાર, લેજીસ્લેટીવ કાઉન્સીલ ચેમ્બર, હાઈકોર્ટ, અને હિંદના કલંક સમું ખોટા ઈતિહાસને અને ખોટી હકીકતને રજુ કરતું હોલ્વેલ સ્મારક અને કાળી કોઠરી ( બ્લેક હોલ ઓફ કલકત્તા ) અહિં આવેલાં હતાં. તે ખોટા ઈતિહાસના સ્મારકને દૂર કરવા રાષ્ટ્રવીર **શ્રી. સુભાષચંદ્ર બોઝે** લડત ઉપાડી અને પ્રજાએ તેમાં જે સાથ આપ્યો તે જોઇ છેવટે પ્રજામત આગળ સરકારે નમતું આપી તે સ્મારક ત્યાંથી ખસેડી નાંખ્યું છે.

તદ ઉપરાંત ટંકશાળ, ઈમ્પીરીયલ લાયબ્રેરી, હોગ-મારકીટ અને બીજી અનેક શણની મીલો વિગેરે જોવા લાયક છે. **બોટનીકલ ગાર્ડન્સ** મોટર માર્ગે જઈ શકાય છે ત્યાં જાત જાતના જુદા જુદા અનેક વૃક્ષો ઉછેરવામાં આવે છે. શિવપુરમાં આવેલ આ બગીચામાં નાવડા રસ્તે પણ જઈ શકાય છે. ભાડુ આવવા જવાના ચાર આના લે છે.

વળી **ડમડમનું હવાઇ બંદર** શહેરથી સાત માઈલ દૂર છે. સીયાલદા સ્ટેશનથી ઈ. બી. રેલ્વેમાં બેસીને જતાં ડમડમ સ્ટેશન આવે છે. હિંદના મુખ્ય હવાઇ મથકોમાંનુ આ એક છે. બેલૂર સ્ટેશનથી બે માઈલ દૂર બાલી સ્ટેશન આવે છે. ગંગા નદી ઉપરનો નવો **વીલીંગ્ડન બ્રીજ** લાખો રૂપીયાના ખર્ચે તૈયાર થયો છે તેના ઉપર રેલના ડબલ પાટા છે, ગાડીઘોડા તથા માણસોને આવવા જવાના બંને બાજુ ફુટપાથ પણ છે.

## ડમડમની છાવણી

ઈસ્ટર્ન બેંગાળ રેલ્વેના રસ્તે ડમડમ પછી બીજું સ્ટેશન ડમડમની છાવણીનું આવે છે. અને એ રસ્તેથી આગળ ખૂલના તરફ અને બાગેર-હાટ જવાય છે.

વળી કલકત્તામાં બીજી કાલીઘાટ ફાલ્યરેલ્વે અને આરાશેટ બસીરહાટ લાઇટ રેલ્વે પણ આવેલી છે. ઈસ્ટર્ન બેંગાલનો એક ફાંટો છે. ડાયમંડહાર્બર તરફ જાય છે.

## ડાયમંડ હાર્બર

સિયાલદા સ્ટેશનેથી બાલીગંજ, થકુરીઆ, સોનારપુર અને બરૂઇપુર થઈને ડાયમંડ-હાર્બર જઈ શકાય છે. ત્યાં મોટર રસ્તે પણ જઇ શકાય છે. હુગલી નદી સમુદ્રને અહિંયા મળે છે.

## કલકત્તાના બીજા સ્ટેશન

(૧) સિયાલદા, (૨) બાલીગંજ, (૩) કાલીઘાટ, (૪) મઝેરાય, (૫) બ્રેસબ્રીજ, (૬) સંતોષપુર, (૭) અરૂરા, (૮) નાંગી, (૯) બજબજ, (૧૦) ડમડમ, તથા બી. એન. રેલ્વે ઉપરના (૧૧) હાવરા, (૧૨) રામઅજતાલા, (૧૩) તંત્રરાગચ્છી, (૧૪) મૌરીગામ,(૧૫) અંદુલ, (૧૬) સંક્રાયલ, (૧૭) અબાદા, (૧૮) નાલપુર, (૧૯) બોરીયા વિગેરે તથા ઇસ્ટ ઈંડીયા રેલ્વે ઉપરના (૧૯) લીલુવા, (૨૦) બેલુર, અને (૨૧) ચિતપુર, (૨૨) શામબજાર, તથા (૨૩) રસલુલ, (૨૪)

સાહેબ બજારના સ્ટેશનો છે. વળી હાવરાથી હાવરા આમટા લાઈટ રેલ્વે અને હાવરા શ્યાખલા લાઈટ રેલ્વે પણ દોડે છે.

જળ માર્ગે પણ કલકત્તાથી છેક કોલાઘાટ સુધી અગર તો રાજગંજ સુધી જઇ શકાય છે. કલકત્તાની પૂર્વે હુગલી નદીના મુખ આગળ ડાયમંડ બંદરથી છેક બારીસાલ સુધી સુંદર વનનો પ્રદેશ આવેલો છે. ત્યાં નદીના મુખ આગળના ત્રિકોણો (ડેલ્ટા)માં ખુબ વનસ્પતિ થાય છે અને વારંવાર નદીના પ્રવાહો બદલાયાજ કરે છે.

શિવપુરમાં ઇજીનીઅરીંગ કોલેજ આવેલી છે.

કલકત્તાનો ચૌરંગી મહોલ્લો, પાર્ક સ્ટ્રીટ, વિગેરે લત્તાઓ, ઉદ્યોગપ્રધાન અને ખાસજોવા જેવા છે. દલહાઉસી સ્કેવર, તળાવ અને પાસે આવેલું પોષ્ટ ઓફીસનું મોટું મકાન પણ જોવા જેવું છે. તદ્ઉપરાંત ટાઉન હૅાલ, હાઇકોર્ટ, કલાઇવ સ્ટ્રીટ, બાબુઘાટ વિગેરે અનેક સ્થળો આ શહેરમાં જોવા લાયક છે. અહીંનું હાવરા સ્ટેશન બી. એન. રેલ્વે અને ઇસ્ટ ઈંડીયા રેલ્વેનું ટરમીનસ સ્ટેશન છે. જ્યારે સિયાલદહ સ્ટેશન ઇ. બી. રેલ્વેનું ટરમીનસ સ્ટેશન છે. શ્રી રામપુર અને શિવરાકુલી થઇને તારકેશ્વર જઇ શકાય છે. શ્રી રામપુરમાં જગન્નાથનું સુંદર મંદિર છે. શિવરાકુલીથી ગાડી બદલી તારકેશ્વર જવું.

**તારકેશ્વર**—હાવરાથી તારકેશ્વર ૩૬ માઇલ દૂર આવેલું છે.

એમ કહેવાય છે કે અહિંના અનાદિ શિવલીંગ ઉપર ગાય આવીને દૂધની ધારાથી નવરાવી જતી હતી અને તેથી આ શિવલીંગની સર્વેને જાણ છે. શિવરાપુરીથી તારકેશ્વર ના જતાં સીધા બરદ્વાન તરફ જઈએ તો વચમાં ચંદ્રનગર, હુગલી અને ચિનસુરા સ્ટેશનો આવે છે. ચંદ્રનગર તે ફ્રેંચોનો મુલક છે. ત્યાંથી બે માઈલ દૂર હુગલીમોશીન કોલેજ આવેલી છે. ચિંનસુરા અને હુગલી લગોલગ આવેલા છે. ડચ અને અંગ્રેજોના ત્યાં પહેલાં થાણા હતા, પછી બંડેલ જંક્શન આવે છે. અને ત્યારબાદ મગરા જંકશન થઈ બરદ્વાન થઈ આસામસુર જઈ શકાય છે.

## શાંતિનિકેતન અને વિશ્વભારતી વિદ્યાલય

બરદ્વાનથી આસામસુર તરફ જતાં બીજું સ્ટેશન ખાના આવે છે. ત્યાંથી એક ફાંટો સઈનથીયા તરફ જાય છે, વચમાં બોલપુર સ્ટેશન આવે છે. ત્યાંથી ત્રણ માઈલ દૂર કવિવર-**ટાગોરના શાંતિનિકેતન અને વિશ્વભારતી વિદ્યાલય જઈ શકાય છે.**

**રવિન્દનાથ**—એ મહાન કવિ છે અને બંગાલી ઉપરાંત અંગ્રેજીમાં પણ અનેક કાવ્યો, વાર્તાઓ વિગેરે લખ્યા છે. તેઓ એક આર્ષદ્રષ્ટા અને હિંદની એક મહાન વિભુતિ છે. **નોબલ-પ્રાઈઝ** મેળવનાર અને બહાર વસતા છતાં ઓક્ષફર્ડની સૌથી મોટી પદવી ( એલ. એલ. ડી.) મેળવનાર તેઓ હિંદને ગૌરવસમા છે.

વચમાં રાણીગંજનું સ્ટેશન આવે છે.

રાણીગંજથી આસનસુર ને ત્યાંથી સિતારામપુર અને મધુપુરના માર્ગે જતાં નીહીઝામ સ્ટેશન આવે છે. રાણીગંજ નીહીઝામ, બાલકાર, મુગમા, ધનબાદ, ઝરીઆ, ચંદ્રપુર, બોકારો, કર્ણપુર અને રામગઢની કોલસાની ખાણો આ વિસ્તારમાં બેંગાળ અને બિહારમાં આવેલી છે.

આપણે હાવરાથી ઇસ્ટ ઈંડીયામાં ન નીકળતા સિયાલદાથી ઇ. બી. રેલ્વેમાં નીકળીએ તો કલકત્તા, **ઉલટા ડાંગરોડ** ડમડમ જંકશન, બેલઘરીયા વિગેરે સ્ટેશનો આવે છે. ત્યારબાદ દીટાઘર, બારકપુર, નૈહટી, સણાઘાટ થઇ બહરામપુર અને મુર્શીદાબાદ જઈ શકાય છે. વચમાં પ્લાસી આવે છે. અંગ્રેજોની પ્રથમ નિર્ણયાત્મક લડાઈ અહિંયા લડાઇ હતી. આ રેલ્વે હુગલીને ડાબે કાંઠે દોડે છે. હાવરાથી બંડેલ થઈ ત્યાંથી આગળ **નવદ્વીપ** ઘાટ જઇ શકાય છે. વચમાં ત્રીવેણી કાલના કોર્ટના સ્ટેશનો આવે છે.

**નવદ્વીપ અગર માયાપુર**—શ્રી ચૈતન્ય પ્રભુનું આ જન્મ સ્થળ છે. તેને બેંગાળનું ઓકસ્ફર્ડ કહેવાય છે. તેમાં અનેક સંસ્કૃત નિશાળો છે. તેનું બીજું નામ માયાપુર છે. બી. બી. રેલ્વે મારફતે પણ આપણે સિયાલદાથી રાણાઘાટ ત્યાંથી શાંતિપુર અને ત્યાંથી કૃષ્ણનગર અને નવદ્વીપઘાટ જઇ શકીએ છીએ.

આગળ જતાં નદીયા આવે છે. તે આગળના વખતમાં બેંગાળની રાજધાની હતું. નવદ્વીપમાં મહાપ્રભુ બારી, કોડા-માટલા અને ચરણદાસ બાબાજીનો સમાજ બાગ જોવા જેવો છે. છે. રાણાઘાટથી આગળ પોડાદહ કુષ્ટીયા અને રાજવાડી થઇ ગોલંદો જઈ શકાય છે. ત્યાં ગંગા અને બ્રહ્મપુત્રાનો સંગમ થાય છે. એનું દ્રશ્ય અદભુત છે અને બન્ને મહાકાય નદીઓ ત્યાં દરિયા જેવું રૂપ ખડું કરે છે. અહિંથી નૌકા માર્ગે પદમા નદીમાં અને ગંગા અને બ્રહ્મપુત્રામાં જઈ શકાય છે. અહિંથી દરરોજ સ્ટીમરો નારાયણગંજ ચાંદુપુર અને બીજા શહેરો તરફ જાય છે. નારાયણગંજ એ ઢાકાનું બંદર છે. જ્યારે ચાંદપુરથી આસામ બેંગાળ રેલ્વેમાં બેસી ચટગાંવ અથવા ચિતેગોંગ જઇ શકાય છે.

**ચિતેગોંગ**—(ચટગાંવ)માં મહમદ પેંગમ્બર સાહેબના (સલ) પગલાં છે. સીતાકુંડ વગેરે પવીત્ર કુંડો તથા તળાવો અને આદિનાથનું મંદિર જોવાલાયક છે.

**ઢાકા**—ઈ. બી. રેલ્વે પરનું પૂર્વ બંગાળનું મુખ્ય શહેર છે. ઢાકાનું મલમલ હિંદ ભરમાં મુલ્કમશહુર છે. ત્યાંના કારીગરો નખમાં કાણું પાડી એટલું ઝીણું કાંતતાં કે વીંટીમાંથી સાઠ વારનો તાકો ખુશીથી પસાર થઈ શકતો. પરંતુ પોતાના કારીગરોને પ્રોત્સાહન આપી પોષવા ખાતર પરદેશી સત્તાએ તેમને હેરાનપરેશાન કરી તે કળાનો સર્વ નાશ કરી નાખ્યો તેમ કહેવાય છે. ઢાકામાં વિશ્વવિદ્યાલય (યુનીવર્સીટી છે) ઢાકાના વિશ્વવિદ્યાલયનું મકાન, મ્યુઝયમ, અને ઢાકેશ્વરીનું મંદિર

જોવાલાયક છે. પૂર્વ બંગાળનું તે ઉદ્યોગકેન્દ્ર છે. ત્યાંથી માયમેનસીંગ અને પ્રયાગનગર જઈ શકાય છે.

કલકત્તાથી ઇ. બી. રેલ્વે દ્વારા ખુલના અને ત્યાંથી રૂપશાઇસ્ટ અને બાગેરહાટ જવાય છે, વચમાં શલગુંબજરોડ જંકશન આવે છે, ત્યાંથી શતગુંબજ જઇ શકાય છે. પહેલાં ત્યાં સો ઘુમ્મટવાળી મસીદ હતી હાલ પણ એંસી ઘુમટો છે.

## સીલિગુડી, કુર્સિયોંગ, અને દાર્જીલિંગ.

સિયાલદાથી ઈ. બી. રેલ્વે મારફતે સિલિગુડી અને ત્યાંથી દાર્જીલીંગ જઈ શકાય છે. વચમાં કુર્સીયોંગ નામનું હવાખાવાનું સ્થળ આવે છે. સિલિગુડીથી બીજો ફાંટો ગિલિ-ખોલા જાય છે ત્યાંથી કાલિમ્પોંગ જઈ શકાય છે. ત્યાંના હવા-પાણી સારા અને તંદુરસ્ત છે. બંગાળના કવિવર ટાગોર હમણાં ત્યાં આરામ લે છે. કાલીમ્પોંગમાં હિમાલયન હોટલ, શૈલાવાસ, અને કાલિમ્પોંગ હિંદુ હોટલ સારી છે. મોટરો ટટ્ટુ બંને સ્થળે મળી શકે છે. અહિંથી કસ્તુરી, ચાકપુચ્છ, અને ઉની ધાબળા સારા મળે છે.

**દાર્જીલીંગ** અને તેની આસપાસ આવેલા ઉંચા ઉંચા સતત્ બરફથી આચ્છાદિત ચમકતા ગિરિશૃંગો આપણને કાંઈક ઓર અવનવું દૃશ્ય બતાવી મંત્રમુગ્ધ કરી મૂકે છે. દાર્જીલીંગની આસપાસ બાવીસ હજાર ફીટથી વધુ ઉંચાઇના હિમાચળના સાત ગિરિશૃંગોના દર્શન થઈ શકે છે. તેમજ **એવરેસ્ટ (ગૌરીશંકર)**ના દર્શન દાર્જીલીંગથી સાતેક માઇલ



દાર્જીલીંગનો દેખાવ

ફરની વાઘટેકરી પરથી થાય છે. જ્યારે **કંચનગંગાનો** સોનરી ચળકતો પહાડ ( ઉંચાઈ ૨૮૧૪૬ ફીટ ) સામેજ ખડો છે. અહિંયા નેપાળી ઝવેરાત, નેપાળી ચપ્પુ, તથા ટીબેટની સાદડીઓ વગેરે સારૂં મળે છે. અહિં એક સંગ્રહસ્થાન પણ છે. દિવાળીમાં અને લામા (ટીબેટના ધર્મગુરૂ) ના જન્મ વખતે નૃત્ય પ્રસંગે મોટો ઉત્સવ થાય છે. આસપાસનું સૃષ્ટિસૌંદર્ય એવું છે કે તેને કલાકોવિદોએ "દુનિયા ઉપરના સર્વ દશ્યોમાં સર્વોત્તમ" તરીકે લેખ્યું છે. મૉલ, વેધશાળાની ટેકરી અને વિશાળ રસ્તા વિગેરે પરથી ગિરિરાજ હિમાલયનું ભવ્ય ભક્તિપ્રેરક દશ્ય જોઈ માનવીની ક્ષુદ્રતાનો અને જગતમાં વિલસતા સચ્ચિદાનંદનો કાંઈક ખ્યાલ થાય છે.

હવે આપણે જરી ત્વરિત ગતિ રાખી સીધા પાર્વતીપુર અને તિસ્તા થઈ **આસામ** તરફ ઉપડીયે ઇસ્ટર્ન બેંગાળ રેલ્વેથી બિહાર તરફ જવું હોય તો કટિહાર જવું અને ત્યાંથી દિલ્હી તરફ જઈ શકાય છે. કટિહાર એ ઇ. બી. રેલ્વેનું અને બી. એન. ડબલ્યુ. રેલ્વેનું છેલ્લું જંકશન સ્ટેશન છે. દાર્જીલીંગમાં ચાના બગીચા વિગેરે છે.

## પાંડુ, શિલોંગ, ગૌહત્તી અને કામાખ્યા.

આસામ બેંગાલ રેલ્વેમાં માયમેનસીંગથી બેસી મેઘના, અખોરા, બદરપુર, લુમ્ડીંગ થઈ **પાંડુ** અને **ગૌહતી** પહોંચી શકાય છે. કટિહારથી પાર્વતીપુર થઇ અમીનગાંવ ઈ. બી. રેલ્વે રસ્તે જવાય છે. અમીનગાંવથી બ્રહ્મપુત્રા ઓળંગી પાંડુ

અને ગૌહત્તી પહોંચી શકાય છે અને ત્યાંથી મોટર માર્ગે શિલોંગ જઈ શકાય છે. પાંડુ અને ગૌહતી વચ્ચે **કામાખ્યાનું** સ્ટેશન આવે છે. આસામ એ જુનું **કામરૂપ** છે અને ત્યાં ત્રિયારાજ્ય ચાલતું અને તાંત્રિક વિદ્યામાં આ પ્રદેશ ખુબ જ પ્રવીણ હતો. લુમ્ડીગથી એક ફાંટો દીબ્રુગઢ અને તિનસુખીયા સુધી ગયેલો છે. શિલોંગની પાસે **ચેરાપુંજી** ઉપર દુનિયામાં સૌથી વધુ ઇંચ વર્ષાદ પડે છે. આ દેશમાં ચાના પુષ્કળ બગીચા છે, ચોખા પણ સારા થાય છે. અમીનગાંવથી સ્ટીમર દ્વારા બ્રહ્મપુત્રા ઓળંગી શકાય છે, નિયમિત સ્ટીમર સર્વીસ ચાલુ હોય છે. **શિલોંગ** એ ઉંચી ટેકરી પરનું સુંદર હવાખાવાનું સ્થળ છે. બંગાળના ગવર્નર ઉનાળામાં દાર્જીલીંગ જાય છે અને આસામના ગવર્નર શિલોંગમાં ઉનાળો ગાળે છે. ગૌહતી એ આસામનું જુનું મુખ્ય શહેર હતું. ગૌહત્તી અને પાંડુ વચ્ચે કામાખ્યા સ્ટેશન છે. અખિલ હિંદમાં તાંત્રિકવિદ્યામાં પારંગત આ પ્રદેશ હતો. મંત્ર, જંત્ર અને તંત્રમાં ત્યાંના લોકો વિખ્યાત હતા. કામાખ્યાનું મંદિર, વસિષ્ટાશ્રમ, નવગ્રહ વિગેરેના મંદિર જોવા લાયક છે. આસામની એક બાજુએ ભૂતાન અને બીજી બાજુ **મણિનગરનું** દેશીરાજ્ય આવેલું છે.

હવે આપણે ઘણી મુસાફરી કરી, ઉત્તર હિંદમાં જ ખુબ રોકાયા. દક્ષિણમાં અનેક નાના મોટા તીર્થો અને શહેરો, સુંદર કળાકોતરણીવાળા મંદિરો અને ગુફાઓ, તથા ગિરિનગરો આવેલાં છે. તેને અન્યાય ન થાય તે ખાતર પણ હવે આપણે સીધા મદ્રાસ ઈલાકા તરફ જ ઉપડીએ અને પુરી,

ગંજમ, અને ઇચ્છાપુરમથી અધુરો રહેલો હાવરા મદ્રાસ મેઇલનો પ્રવાસ બંગાળના ઉપસાગરને કાંઠે કાંઠે શરૂ કરીએ, કારણ કે મણિનગરનું પૂર્વમાં **બ્રહ્મદેશ** આવ્યો છે. જેને હિંદના હાકેમોએ હિંદથી અલગ પાડી જુદી હકુમતમાં મૂકેલ છે, ને વિખુટો કરેલ બ્રહ્મદેશ અને બંગાળના ઉપસાગરમાં આવેલા **અંદામાન અને નિકોબારના ટાપુ**–દેશનિકાલના કાળાપાણીના ટાપુ એ હિંદનું કલંક છે. જ્યારે ભારતવર્ષ આઝાદ બનશે ત્યારે ન તો આવા કોઈ ભેદભાવ રહેશે કે ન તો આવી કાળાપાણીની સજા રહેશે. તે સુવર્ણદિન કયારે આવશે ? એવા વિચારમાં જ આપણે તો વિજયાનગરમ્ અને વોલ્ટેર પહોંચી જઈશું. વિજયાનગરથી સીધા, રાયપુર અને ત્યાંથી નાગપુર સુધી બી. એન. રેલ્વેનો એક ફાંટો જાય છે. જ્યારે આપણી ટ્રેન વોલ્ટેર જાય છે અને ત્યાંથી મદ્રાસ જવાય છે. આ ઈલાકો તો મંદિરોનો ભંડાર છે. પૂર્વઘાટના પહાડો જોતાં જોતાં આગળ જતાં વિજયનગરમ્ અને વોલ્ટેર વચ્ચે **સિંહચલમ્**નું સ્ટેશન આવે છે ત્યાંનું મંદિર જોવાલાયક છે.

---

# પ્રકરણ ૧૩ મું.

## મદ્રાસ ઇલાકો

આપણે બી. એન. રેલ્વે મારફતે જગન્નાથપુરી અને ચિલકા સરોવરને કાંઠે થઇ ઓરિસા પસાર કરી મદ્રાસ ઈલાકાથી આપણો પ્રવાસ અધુરો મુકયો હતો. તે ઇચ્છાપુરમ્

સ્ટેશનથી આગળ વિજયાનગરમ્ અને વોલ્ટેર તરફ જઇએ વિજયાનગરથી નાગપુર તરફ બી. એન રેલ્વેનો બીજો ફાંટો જાય છે, તે તરફ ન જતાં સીધા વોલ્ટેર તરફ જવું. **વિજયાનગરમાંનો** કિલ્લો સુંદર છે. શહેરમાં બે ત્રણ સારા દેવાલયો પણ છે. વોલ્ટેર પહેલાં પાંચ માઈલ દૂર **સિંહચલમ્નું** સ્ટેશન આવે છે. સ્ટેશનથી ત્રણ માઈલ દૂર પહાડોમાં આ તીર્થસ્થળ આવેલું છે, ધોળું સુંદર મંદિર આસપાસના જંગલોથી છવાએલા પહાડો અને ૧૧૦૦ પત્થરના પગથીઆ ચઢી મંદિરમાં જઈ શકાય છે. ત્યાં ભગવાનની નરસિંહ–અવતારની મૂર્તિ છે, રહેવા માટે મુસાફરખાના અને ધર્મશાળાઓ છે; સ્ટેશનથી મોટર અગર બેલ–ગાડીમાં પહાડની તળેટી સુધી જઇ શકાય છે. અહિંયા **ભક્ત પ્રલ્હાદનું** દુ:ખ ટાળવા ભગવાને નરસિંહ–રૂપ ધારણ કર્યું હતું એમ કહેવાય છે. સિંહચલમ્ પછી વોલ્ટેર સ્ટેશન આવે છે અને ત્યારબાદ વિજાગાપટ્ટણનું સ્ટેશન આવે છે, વિજાગાપટ્ટણમાં ડોલ્ફીન નોઝની ટેકરી ઉપરથી દરિયાનો દેખાવ જોવા લાયક છે, ત્યાં હમણાં નવું બંદર બાંધવામાં આવ્યું છે. વોલ્ટેર એ સ્વાસ્થ્યપ્રદ સ્થાન છે, બી. એન રેલ્વે અને મદ્રાસ સધર્ન મરાઠા રેલ્વે ત્યાં ભેગી થાય છે. તે બી. એન રેલ્વેનું ટરમિનસ સ્ટેશન છે. વોલ્ટેરથી આગળ ટયુની અને શામલકોટ જંકશને થઇ રાજમહેંદ્રી અને બેઝવાડા જવાય છે. શામલકોટથી એક ફાંટો કોકોનાડા જાય છે. કોકોનાડા ટાઉન અને કોકોનાડા બંદર એમ બે સ્ટેશનો છે. ગોદાવરી નદી ત્યાં સમુદ્રને મળે છે.

## રાજમહેન્દ્રી, ગોદાવરી અને બેઝવાડા

**રાજમહેન્દ્રી**—સ્ટેશનથી આશરે દોઢેક માઈલ દૂર ગોદાવરી નદી આવેલી છે. ગોદાવરીનું સ્ટેશન શહેરની મધ્યમાં આવેલું છે. રાજમહેન્દ્રીથી સિધિ સડક ગોદાવરીના કાંઠા સુધી જાય છે. વળી ટ્રામમાં બેસીને પણ ગોદાવરી જઈ શકાય છે. રાજમહેન્દ્રી આગળ ગોદાવરીની શોભા અનેરી છે. અહિંયા ગોદાવરીનો પટ ઘણો વિશાળ છે. અને ગોદાવરી અને કોવુર એ બે સ્ટેશનોની વચ્ચે ગોદાવરી નદી પરનો લગભગ બે માઈલ પહોળો પુલ આવેલો છે. ગોદાવરીના કાંઠે શંકર ભગવાનનું, રામચન્દ્રજીનું તથા માર્કંડેયના મંદિરો આવેલા છે. સ્ટેશન ઉપરથી ઘોડાગાડી કરી આ બધી જગ્યાએ જઇ શકાય છે. ગોદાવરી એ તો દક્ષિણની ગંગા છે. રાજમહેન્દ્રી એ આંધ્રરાજ્યનું મુખ્ય નગર હતું અહિં બાર વર્ષે પુષ્કરનો મેળો ભરાય છે. ગોદાવરીના પટમાં ઘણા નાના નાના બેટ આવેલા છે. આપણે તો આપણો પ્રવાસ ચાલુ રાખી બેઝવાડા જંકશને પહોંચી જઇએ. વચમાં નિડાડગોલુ અને એલોરના સ્ટેશન આવે છે. નિડાદુગોલુથી એક ફાંટો ભીમાવરમ્, ગુદીવાડા અને મચ્છલીપટ્ટણ તરફ જાય છે.

## પ્રભાનરસિંહ અગર મંગળગિરિ અને બેંઝવાડા.

એમ. એસ. એન. રેલ્વે અને નિઝામ-સ્ટેટ રેલ્વેનું જંકશન સ્ટેશન છે. અહીંથી વરંગુલ અને ત્યાંથી સિકંદરાબાદ

અને હૈદ્રાબાદ, ઔરંગાબાદ જઈ શકાય છે. જ્યારે નિઝામ–સ્ટેટ રેલ્વે મારફત ચાંદા અને વર્ધા થઈ નાગપુર જઈ શકાય છે. બેઝવાડા સ્ટેશનેથી અર્ધા માઇલ દૂર કૃષ્ણા નદી આવેલી છે. સ્ટેશનની પાસે જ ધર્મશાળા છે. બેઝવાડામાં આર્ય–આનંદ ભુવન, મોરીસ હોટલ, માર્ડનકાફે વિગેરેમાં પણ ઉતરી શકાય છે. લગભગ રોજનો રહેવાખાવાનો એક રૂપિયો છે. બેઝવાડાથી એમ. એસ. એમ. રેલ્વેનો નાનો ફાંટો ગંતુર દ્રોણાચલ અને ગુંતકલ સુધી જાય છે આ રસ્તે જતાં **મંગળગિરિનું** સ્ટેશન આવે છે. મંગળગિરિને પ્રન્નાનરસિંહ પણ કહે છે. મંગળગિરિનું ચઢાણ મુશ્કેલ નથી. મુંડકા વેરો લેવાય છે. ત્યાં ભગવાનને સરબત ચઢાવવામાં આવે છે. બેઝવાડાથી મંગળગિરિની ટીકીટ સવા બે આના છે. સ્ટેશનથી અર્ધા માઇલ ઉપર ગામની અંદર સુશોભિત લક્ષ્મી નરસિંહજીનું મંદિર છે તેની સામે નરસિંહજીનો લાકડાનો રથ છે. તેની પાસે પર્વતપર ચઢવાના પાંચસો પગથીયાં છે. આ પહાડ ચારહજાર ફીટ ઉંચો છે. મંદીર શિખરની ટોચે છે ત્યાં લક્ષ્મીજીનું સ્થાન છે તેની આસપાસ બાલાજી, રંગનાથ વિગેરેની મૂર્તિઓ અને મંદીરો છે. અહિંયા પ્રન્ના શરબત પીએ છે તેમાં કાળા મરીને એલચી નાંખે છે. પ્રન્નાનરસિંહ ભગવાનના દર્શન કરવા, શરબત પાવા તથા આરતિ ઉતારવા જુદા જુદા કર લેવાય છે. પુજારી શંખ ભરી ભરીને શરબત પાય છે. ખૂબશરબત ઢોળાય છે છતાં જીવ, જંતુ દેખાતા નથી અને હજારો મણ શરબત ઢોળાય છે છતાં તેના

નિકાલનો રસ્તો દેખાતો નથી. કૃષ્ણા નદીનો વેગ ઘણો છે. બેઝવાડાની પાસે ઇંદ્ર કિડાદ્રીની ટેકરી છે કે જ્યાં અર્જુને શ્રી પશુ–પતિને મેળવવા તપ કર્યું હતું. સંગ્રહસ્થાન અને બગીચાઓ જોવા લાયક છે. ત્યાં કાપડની પાંચ સાત મિલો છે વળી કૃષ્ણા નદીમાંથી નેહેરો કહાડેલી છે. કૃષ્ણાનદી વચ્ચે બાંધેલો બંધ તથા નેહેરમાં તથા નદીમાં આવતી જતી હોડીઓનો દેખાવ સુંદર છે. ઘાટ ઉપર મહાદેવનું મંદીર છે. વળી અર્ધો માઈલ દૂર કનકદુર્ગાનું, મલ્લીકાનું મંદીર છે. અહીંથી બે માઈલ દુર ગુંડાવેલીની ગુફાઓ છે તેમાં અનંત સ્વામિ એટલે વિષ્ણુની મૂર્તિઓ છે. આ ગુફાઓને ત્રણ, ચાર માળ છે અને તેમાં, સિતાહરણ, સિતાશોધ, રાવણ વધ વિગેરેની મૂર્તિઓ છે. બેઝવાડાથી નાની રેલ્વે દ્વારા ગંતુર અને ગુંતકલ જઈ શકાય છે. તે રસ્તે વિનુકુંડા સ્ટેશનેથી મલ્લીકા–ર્જુનના દર્શન કરવા જઈ શકાય છે.

**મલ્લીકાર્જુન મહાદેવઃ**–ગંતુરના રેલ્વે સ્ટેશનથી આગળ જતાં વિનુકુંડા સ્ટેશન આવે છે ત્યાંથી ત્રણ માઈલ દૂર મલ્લીકાર્જુન મહાદેવ આવે છે. ત્યાં જવાનો રસ્તો પહાડી પગ દંડીઓ અને જંગલવાળો છે. રસ્તામાં વાઘ, વરૂનો ભય છે તેથી એકલા જવું નહિ. બાર જ્યોતિર્લીંગમાંનું આ પણ એક છે. કૃષ્ણાનદીને કિનારે આ વિશાળ શિવાલય આવેલું છે. મંદીરની ચારે બાજુ ગોપુર વાળા દરવાજા છે. ધર્મશાળાની સગવડ પણ છે. અહિંયા કૃષ્ણાનદીની ધારા ઘણીજ નિચાણમાં હોવાથી તેને પાતાળગંગા પણ કહે છે.

નદીમાં ઉતરવું મુશ્કેલ છે. અહિંથી આગળજતાં નંદયાલ સ્ટેશનેથી શ્રી શૈલમ્ પર્વતપર જઈ શકાય છે. મલ્લીકાર્જુન આ ટેકરીના એક ભાગપર આવેલા છે. નંદયાલથી શ્રી શૈલમ્ ૬૪ માઈલ દૂર છે માટે વિનુકુંડા સ્ટેશનથી જવું વધારે અનુકુળ છે. પરંતુ આપણે નાની ટ્રેનની આ બાજુની મુસાફરી છોડી સમુદ્ર કાંઠે મછલીપટ્ટણ જઈ આવીએ, બંગાળના ઉપસાગર ઉપરનું બંદર અને એમ. એસ. એમ રેલ્વેનું સ્ટેશન છે. મછલીપટ્ટણ થઈ પાછા બેઝવાડા આવી મદ્રાસ મેલ દ્વારા આપણો પ્રવાસ આગળ ચાલુ કરીએ. બેઝવાડાથી બીજું સ્ટેશન કૃષ્ણા કૅનાલ આવે છે. ત્યાંથી કૃષ્ણાનદીની કહાડેલી નહેરો જોવા જઈ શકાય છે. ત્યારબાદ ટેનાલી, ચિનગંજામ, નેલોર, વેંકટાચલ અને ગુદુર થઈને મદ્રાસ જઈ શકાય છે. વોલ્ટેયરથી મદ્રાસ લગભગ ૫૦૦ માઇલ દૂર છે.





**મદ્રાસઃ**–મદ્રાસ ઈલાકાનું મુખ્ય શહેર છે અને હિંદનું ત્રીજા નંબરનું શહેર છે. આ શહેર દસમાઇલ લાંબુ અને ચાર માઈલ પહોળું છે. મદ્રાસ ઈલાકો વિષુવૃતની નજીક હોવાથી ગરમી વિશેષ પડે છે; છતાં મદ્રાસ દરિયાની નજીક હોઈ ત્યાં ગરમી સામાન્ય હોય છે. મદ્રાસમાં એમ. એસ. એમ રેલ્વે અને એસ. આઇ. રેલ્વે ભેગી થાય છે.

મદ્રાસના બે મુખ્ય રેલ્વે સ્ટેશનો છે. ૧) મદ્રાસ–સેન્ટ્રલ અને ઇગમોર. સેન્ટ્રલ સ્ટેશન એ એમ. એસ. એમ રેલ્વેનું ટરમિનશ સ્ટેશન છે. જ્યારે એસ. આઈ રેલ્વેનું મુખ્ય સ્ટેશન ઈગમોર છે. એમ. એસ. એમ. રેલ્વેમાં મદ્રાસ પછી વેસીન–બ્રીજ, પેરામપુર વેયાસર-પોડી, વોશરમેન પેટ, રાયપુરમ્, હાર્બર, પિરૂવત્તીયુર વિગેરે સ્ટેશનો આવેલા છે. જ્યારે એસ. આઇ રેલ્વેમાં મદ્રાસ બીચ, પૉર્ટ, પાર્ક-ચેટપટ; સૈડાપેટ; વિગેરે સ્ટેશનો આવેલા છે.

આ ઈલાકામાં અંગ્રેજી શિક્ષણનો પ્રચાર વધારે થયેલો જણાય છે. મદ્રાસમાં ધર્મશાળાને ચોલ્ટ્રી કહે છે. મદ્રાસના

દરેક સ્ટેશનેથી ઘોડાગાડી, મોટર, ટ્રામ; રિક્ષા વિગેરે મળે છે.



ઈગમોર રેલ્વે સ્ટેશન (મદ્રાસ)

**ધર્મશાળાઓ અને હોટલો:**–૧) રામસ્વામિ મુડાલીયર, પાર્ક–સ્ટેશનની સામે. ૨) બંસીલાલ, અબીરચંદની, શાહુકારપેટ, ૩) પરમાનંદ છોટાદાસની સ્ટેશનની પાસેજ આવેલી છે.

**હોટલો:**–વિદેશી ઢબની હોટલો. ૧) સ્પેન્સર્સ હોટલ. ૨) બોસોટ્ટો હોટલ વિગેરે છે. રોજનો રહેવાખાવાના રૂ. ૧૦) લે છે જ્યારે દેશી ઢબની હોટલોમાં ૧) શ્રી અંબીકા-

ાવન. ૨) માર્ડન–કાફે. ૩) મૈસુર કાફે. ૪) મોડર્ન હિંદુ ાટલ વિગેરે છે. રોજના રૂ. ૨) થી રૂ. ૪) લે છે.

સેન્ટ્રલ સ્ટેશનની સામેજ માઉન્ટરોડ આવેલો છે. મદ્રા- ાની વચમાં થઇને અદ્યાર નદી કુંમનદી અને કોકરેન વહે છે. ાદ્રાસમાં સ્પેસીઅલો રાયપુર સ્ટેશને ઉભી રહે છે. મદ્રાસમાં ાલકત્તા અને મુંબઈની માફક ઉંચા મકાનો નહિ હોવાથી ાવા અજવાળાનો લાભ વિશેષ મળે છે. શહેરમાં અનેક ાુંદર જોવાલાયક મંદીરો છે. મદ્રાસમાં ફોર્ટ સેંટ જ્યોર્જ ાીપ્લીકેન ટીરૂવલ્લુર, મરીના, સેંટ થોમસ વિગેરે તેના વિભાગો છે. દરિયાની નજીકજ કિલ્લો આવેલો છે. **માઉંટ** ાોડ કિલ્લાથી શરૂ થઈ **થોમસની** ટેકરી સુધી જાય છે. અદ્યારનો **મઉબ્રેરોડ** સર્વથી સુંદર રસ્તો છે.

રાયાપુરમ્ સ્ટેશનની પાસેજ સ્ટીમરોને થોભવાની ાોદી છે. ત્યાંથી ટ્રામ મારફતે શહેરના જુદા જુદા ભાગોમાં ાઈ શકાય છે. ટ્રામનો દર આનાથી બે આના સુધીના છે. ાામના મુખ્ય રસ્તા નીચે મુજબના છે.

૧. ઇગમોર, ૨. રાયાપુરમ્, ૨. ઓસોટ્ટો હોટલ, ૪. **મયલાપુર**, ૫. **સેન્ટ્રલ** સ્ટેશન અને ૬. **પેરિસ** કોર્નર

જોવાલાયક સ્થળો:—

૧. માછલીઓનું સંગ્રહસ્થાન.

લાલબંગલામાં આવેલા આ સંગ્રહસ્થાન જોવાની ફ્રી રૂા. ૦–૨–૦ બે આના લેવામાં આવે છે. આ સંગ્રહસ્થાન ાુનિયાના માછલીઓના સંગ્રહસ્થાનમાંનુ એક ગણાય છે. તેમાં

અનેક પ્રકારની ચિત્રવિચિત્ર જાતની આ દેશની તેમજ પરદેશની માછલીઓને રાખવામાં આવી છે. આવું માછલીઓનું સંગ્રહસ્થાન હિન્દુસ્તાનમાં બીજે કયાંય નથી. તેમાં દોઢસો ઉપરાંતની જાતની માછલીઓ છે.



**મરીના** (મદ્રાસ)

૨. **મરીના.**

ઉપર જણાવેલું માછલીઓનું સંગ્રહસ્થાન **મરીના** ઉપર આવેલું છે. ફ્રાન્સમાં જેમ **પેરિસ** સુંદર ગણાય છે તેમ મદ્રાસનું આ સર્વથી સુંદર સ્થળ ગણાય છે. દરિયાકાંઠે સુંદર વિશાળ રસ્તાપર આવેલું આ સ્થળ મદ્રાસના સહેલાણીઓ માટે સહેલ કરવા માટેનું સર્વોત્તમ સ્થળ છે. ત્યાં સમુદ્રસ્નાન માટેની સગવડો પણ રખાયેલી છે.

ટેલર્સ એન્ડ આર્ટ પ્રીંટર્સ (સ્પેન્ડીડ) પાંચકુવા, અમદાવાદ.

૩. અધાર.

**મરીનાની** દક્ષિણે **અધાર** નહિ અને **અધાર** નામનું પરૂં આવેલું છે. મદ્રાસમાં ઘર અને બંગલાના પ્રમાણમાં તેના ફરતું ઘણું મોટું કમ્પાઉન્ડ છુટી જગાનું હોય છે.

"અધાર થિઓસોફીકલ સોસાયટી અને લૉજ" **થી**ઓસોફીના આન્તર પ્રાન્તિય કેન્દ્ર તરિકે આ સ્થળ દુનિયામાં જાણીતું છે. એના દુનિયાના દરેક ભાગમાં સભ્યો છે. એના અધિષ્ઠાત્રી મિસિસ એનિબિસાન્ટ હતાં. તેનાં પુસ્તકાલય અને સંગ્રહસ્થાન પણ જોવાલાયક છે. એ સ્થળ પણ જોવાલાયક છે.

૪. ફોર્ટ સેન્ટ જ્યોર્જ.

આ કિલ્લામાં લશ્કરી છાવણી રહે છે અને દારૂગોળો રાખવામાં આવે છે. તેમજ તેમાં નૌકાધિપતિની કચેરી, ટાઉન હૉલ વગેરે આવેલાં છે.

૫. હાઈકોર્ટ અને લૉ-કોલેજ.

જ્યોર્જ ટાઉનની દક્ષિણે આવેલું આ ભવ્ય મકાન ખાસ જોવાલાયક છે. તેની બાંધણી, કોતરકામ, શણગાર વગેરે પણ સુંદર છે. તેના મુખ્ય ઘુમ્મટની ઉપર 'સર્ચ-લાઈટ' રાખવામાં આવેલું છે. તેના ઉપરથી સુંદર દશ્ય નજરે પડે છે. ત્યાં ઉપર જવાની ફી બે આના લેવાય છે. મદ્રાસમાં યુનીવર્સીટીનું મકાન પણ જોવા જેવું છે.



યુનીવરસીટી બિલ્ડીંગ (મદ્રાસ)

**૬. ટ્રીપ્લીકેન, કપિલેશ્વર મહાદેવ અને પાર્થ-સારથિનું દેવાલય.**

ટ્રીપ્લીકેન ડાબા હાથપર પાર્થ-સારથિનું મોટું દેવાલય આવેલું છે. તેનો ભવ્ય ગોપૂર, સુવર્ણ સ્તમ્ભ અને સોનાનાં પતરાંથી મઢેલો ઘુમ્મટ ખાસ આકર્ષક છે. અહિં બે માઈલ દૂર માયલાપુરમાં ટ્રામ તેમજ મોટરથી જઇ શકાય છે ત્યાં કપિલેશ્વર મહાદેવનું દેવાલય છે. મહાત્મા તિલુવલ્લુરનો આશ્રમ અને મહાત્મા પ્યાલવારજીનું મંદિર છે. પાર્થ-સારથિના દેવાલય પાસે પુષ્કરણી તળાવ છે.

**૭. ગવર્નમેન્ટ હાઉસ અને દીવાદાંડી.**

જ્યોર્જ ટાઉનની દક્ષિણે દોઢસો ફુટ ઉંચી દીવાદાંડી આવેલી છે. તેના પરથી પણ દૃશ્ય સુંદર દેખાય છે. પાસેજ




હાઈકોર્ટ (મદ્રાસ)

માઉન્ટ રોડપર ગવર્નમેન્ટ હાઉસ આવેલું છે. તેમાં ગવર્નર રહે છે.

૮. ઇગમોર સ્ટેશન અને ત્યાગરાજ

આ સ્ટેશનનું મકાન ભવ્ય અને સુંદર છે. શહેરથી પાંચ માઇલ દૂર તિરૂવત્યારમાં ત્યાગરાજનું દેવાલય જોવાલાયક છે.

૯. પ્રાણીઓનું સંગ્રહસ્થાન અને મ્યુઝીઅમ.

અહિંના મ્યુઝીઅમમાં દક્ષિણનાં હથિઆરો, બખતરો, જુના સિક્કાઓ, પુરાણાં ચિત્રો વગેરેનો સંગ્રહ કરવામાં આવેલો છે. તેમજ પીપલ્સ પાર્કમાં પ્રાણીઓનું સંગ્રહસ્થાન કરવામાં આવેલ છે.

૧૦ વિકટોરિઆ ટેકનિકલ ઇન્સ્ટીટયુટ અને સ્મોલ કોઝીઝ કોર્ટ.



ટેકનિકલ ઇન્સ્ટીટયુટ ( મદ્રાસ )

મ્યુઝીઅમની પશ્ચિમે આવેલું ઉંચા દરવાજા અને મોટા ઘુમ્મટવાળું વિક્ટોરિઆ ટેકનીકલ ઇન્સ્ટીટયુટનું મકાન તેમજ તેમાં થતા કામના નમુના જોવાલાયક છે. સ્મૉલ કોઝીઝ-કોર્ટનું મકાન પણ ભવ્ય અને રોનકદાર છે.

## ૧૧. ગુન્ડી. મિનામ્બકમ્ અને સેન્ટ થોમસ.

એસ. આઇ. રેલ્વેના સૈદાપેટ સ્ટેશન પછીથી ગુન્ડી સેન્ટ થોમસ માઉન્ટ અને મિનામ્બકમનાં સ્ટેશનો આવે છે. મિનામ્બકમ્‌માં મદ્રાસનું એરોડ્રોમ છે. કરાંચી-મદ્રાસ અને કોલમ્બો, કરાંચીની હવાઈ વિમાનોની સર્વિસ અહિંથી ચાલે છે.



સેન્ટથોમસ માઉન્ટ (મદ્રાસ)

સેન્ટથોમસની ટેકરી ઉપર ચડવાનો રસ્તો સુંદર હોઈ, પગથીઆંથી બાંધેલો છે અને ત્યાં ક્રીશ્ચીઅન દેવળ

અને બંગલાઓ આવેલા છે. આ ટેકરી પરથી સુંદર દેખાવ નજરે પડે છે.

ગુન્ડી પાસે ઘોડદોડની શરતનું મેદાન આવેલું છે. છેક તામ્બરમ્ સુધી મદ્રાસની લોકલ ગાડીઓ દોડે છે.

આ ઉપરાંત **મદ્રાસ યુનિવર્સીટીનું મકાન, સેનેટ હાઉસ,** જનરલ **પોસ્ટ ઓફીસનું** મકાન, **કર્ણાટકના નવાબનો મહેલ મૂરમાર્કેટ** અને જૈન મંદિર જોવા લાયક છે. મદ્રાસની **ગૌશાળા** પણ ખાસ જોવા જેવી છે. તેની વ્યવસ્થા ઘણી સુંદર છે. એનું અનુકરણ સર્વ જગાની ગૌશાળાઓમાં કરવા જેવું છે.

**મદ્રાસ** હુન્નર-ઉદ્યોગનું કેન્દ્ર છે ત્યાં ચાર મિલો અને પેન્સીલ (સીસાપેનનું) કારખાનું પણ છે.

અહિંથી આપણે એમ. એસ. એમ. રેલ્વે-દ્વારા **આર્કોનમ્** અને **રેનીગુન્ટા** થઈ ગુન્તકલ, **રાયચુર** અને પુનાના માર્ગે **મુંબઇ** જઈ શકીએ છીએ. જ્યારે **આર્કોનમ્** કાટપાડી અને **જલારપેટ** થઇ બેંગ્લોર અને મ્હૈસુર અગર તો જલારપેટથી એસ. આઇ. રેલ્વે દ્વારા ઉટાકામંડ જઈ શકાય છે. તેમજ મદ્રાસના ઇગમોર સ્ટેશનથી એસ. આઈ. રેલ્વેદ્વારા **ધનુષકોટી** અને **રામેશ્વર** થઇને **સીલોન-લંકા** જઈ શકાય છે.

મદ્રાસના ઈગમોર સ્ટેશનેથી એસ. આઈ. રેલ્વેમાં બેસી ધનુષ્ય-કોટી જઈ શકાય છે. વચમાં ચીંગલપેટ, વેલુ-પુરમ્, ચિદમબરમ્, કુંભકોનમ્, તાંજોર, ત્રિચીનોપલ્લી અને

પાંબન જંકશન આવે છે. પાંબનથી એક ફાંટો રામેશ્વર જાય છે.

## ચિંગલપેટ અગર પક્ષિતીર્થ અને મહાબલિપુરમ્

**ચિંગલપેટઃ**–મદ્રાસથી પાંત્રીસ માઇલ દૂર છે. ચિંગલપેટ સ્ટેશનથી નવ માઇલ ઉપર તિરૂકુંડમ્ આવેલું છે. ગામની પાસે નાના પર્વત ઉપર વેદગિરિશ્વરનું મંદિર છે. પહાડ પર જવા માટે ઘોડાગાડી મળે છે. જવા આવવાના છ થી આઠ આના લે છે. ત્યારબાદ ચારસોથી પાંચસો પગથીઆ ચઢવા પડે છે. ડોળીવાળા આઠ આનાથી દોઢ રૂપીઓ લે છે. પત્થરમાં આઠ ફુટ પહોળો અઢાર ફુટ લાંબો અને આશરે બાર ફુટ ઉંડો ખાડો છે. તેને પક્ષિતીર્થ કહે છે. તેમાં પાણીનું એક ઝરણુ છે. તેને પણ પક્ષિતીર્થ કહે છે. ચિંગલપેટમાં રહેવા માટે મારવાડી ચૌલ્ટ્રી અને બીજી ઘણી ધર્મશાળાઓ છે.

**પક્ષિતીર્થ**–પક્ષિતીર્થ ઉપર લગભગ સાડા અગિઆર વાગે આકાશમાંથી બે સફેદ સમડી જેવા પક્ષીઓ આવી પૂજારીના હાથમાંથી ખીર જમી જાય છે. આ બંને પક્ષિઓ નર જાતીના છે. પુરાણ કાળથી એવી વાત ચાલી આવે છે. કશ્યપ ઋષિના આઠ પુત્રો દુન્યવી સંપત્તી માટે તપ કરતા હતા. શ્રી શંકર ભગવાને તેમને પૂછ્યું ત્યારે તેઓ જુઠું બોલ્યા કે અમે મોક્ષ માટે તપ કરીએ છીએ. જુઠું-બોલવાથી તેમના ગળામાંથી સ્પષ્ટ અવાજ આવી શકયો નહિ, તેથી ગળામાંથી કા જેવો અવાજ નિકળ્યો અને શ્રી

મહાદેવે શ્રાપ આપ્યો કે જુઠું બોલ્યા છો માટે તેઓ અવાજ કરનાર યોનીમાં તમારો જન્મ થશે. આ શ્રાપના નિવારણ અર્થે પ્રાર્થના કરતાં શંકર ભગવાને કહ્યું કે તમો રોજ કાશિમાં સ્નાન કરી, રામેશ્વરમાં દર્શન કરી પક્ષિતીર્થમાં ભોજન કરી ચિત્રકુટમાં શયન કરજો અને એ રીતે દરેક યુગને અંતે બબ્બે પક્ષિઓનો મોક્ષ થશે.

## મહાબલીપુરમ્ અથવા સાતપેગોડા

ચિંગલપેટથી વીસ માઈલ દૂર આવેલા છે, મોટર રસ્તે જઈ શકાય છે. મદ્રાસથી મોટર તથા જળમાર્ગે હોડીથી જઈ શકાય છે. મદ્રાસથી છ માઈલ દૂર બેકીંમ–હામ નહેરની પાસે ગાડીના પુલની પાસે ઘોડાગાડીની સડક છે. ત્યાંથી હોડીમાં બેસી નહેરમાં થઇ **મહાબલી** જવાય છે. નહેરની પૂર્વે નહેર અને સમુદ્રની વચ્ચે પર્વત કોતરી કટલીક ગુફાઓ તથા મૂર્તિઓ બનાવેલી છે. બલીપોકમ્ ગામ પાસે હોડીમાંથી ઉતરી જવું. બલીપીઠમથી દોઢ માઇલ દૂર વ્યાઘ્ર ગુફા છે. ત્યાં ધર્મશાળાની સગવડ છે. ત્યાં પાંડવોના પાંચ રથ, દરિયાકાંઠાનું મંદિર અને બીજા કોતરકામવાળા સુંદર મંદિરો છે. ત્યાં **સાત–પેગોડા** ખાસ જોવાલાયક છે. ગુફાઓ ૬૦ ફુટ લાંબી, પહોળી છે. મહાબલી રાજાએ અહિં આવા સાત મંદિરો બંધાવ્યા હતા, પરંતુ છ મંદિરો સમુદ્રથી ધોવાઈ ગયા છે. મહાબલી રાજાની મૂર્તિ અહીં છે. અર્જુને અહિં તપ કરી **પાશુપતા** અસ્ત્ર મેળવ્યું હતું અને નાગકન્યાને પરણ્યો

હતો. ખડકો ઘણા છે એટલે હોડી અથડાય નહિ એટલે એક દિવાદાંડી છે.

**ચિદંબરમ:**–મદ્રાસથી ૧૦૧ માઇલ દૂર છે. સ્ટેશનની નજીકજ ગામ છે; અને ત્યાં નાટુકોટાઇ ધર્મશાળા છે. અને ખાવાપિવાની દરેક સવડ ત્યાં મળે છે. ગામની વચ્ચે અતિ-ભવ્ય અને અનુપમ કારિગરિવાળું નટેશ ભગવાનનું મંદીર છે. મંદીરને દેવદેવીઓની આકૃતિઓથી વિભુષીત ચાર ગોપુર છે. મંદીરને ફરતા ત્રણ કોટ છે. પહેલા કોટની અંદર શિવગંગા સરોવર છે. ત્યાં પાર્વતિ અને કાર્તિકસ્વામિના મંદીરો છે. બીજા કોટની અંદર નટેશ ભગવાનનું મદીર છે. મંદીરનો ઘુંમટ સોનાના પતરાથી આછાદિત છે અને તેની



નટેશ મંદીર (ચિદંમબરમ)

સામે સોનાના પતરાંથી મઢેલ સુવર્ણ કળશ છે. નટેશભગવાનનું લીંગ હવા (આકાશ)નું બનેલું છે. જે જગ્યાએ આ લીંગ છે, ત્યાં યાત્રાળુઓને પડદો દૂર કરી ખાલી જગ્યા બતાવવામાં આવે છે અને મંદીર ગર્ભદ્વારની બહાર નટેશની સૂવર્ણ મૂર્તિની શાસ્ત્રોક્ત રીતે પૂજા કરવામાં આવે છે. ચિદંબરમૂમાં થતી આપૂજા શંકરભગવાનની બધે થતી પૂજા કરતાં અનેરી



ચીદંમબરમનું મંદીર ( ચીદંમબરમ )

હોય છે અને તેનું ખુબ મહાત્મ ગણાય છે. પૂજા પૂરી થઈ ગયા પછી યાત્રાળુઓ પાસેથી એક એક આનો લઈને નેટશ-ભગવાનની ચંદનની મૂર્તિના દર્શન કરાવવામાં આવે છે.

આ મૂર્તિ પહેલે દેખાવે લાલ દેખાય છે પણ કપુર ચેતાવાથી આ મૂર્તિ પારદર્શક દેખાય છે. આખા હિંદમાં આવી આ એક મૂર્તિ છે. મંદીરની અંદર મિનાક્ષીદેવીનું નિજમંદીર છે અને તેની પાસે સહસ્ત્ર થંભનો રંગમંડપ છે; અને ચારે



વાઇસચેનસલરનું મકાન ( ચિદંમબરમ્ )

બાજુએ બાંધેલ ઘાટો વાળું તેપુરીમ્ સરોવર છે. વાઇસ ચેનસલરનું મકાન જોવા જેવું છે.

ચિંગલપેટથી વેલુપુરમ્ જતાં વચમાં ચિન્ડીવરમ્ સ્ટેશન આવે છે. અહિંથી મોટર રસ્તે જીંજીનો કિલ્લો વાંદી વાસ જોવા જઈ શકાય. વેલુપુરમથી ફ્રેંચ સંસ્થાન **પોંડીચેરી** જવાય છે. ત્યાં **અરવિંદ ઘોષનો યોગાશ્રમ** આવેલો છે.

**કુંભકોનમ**:-મદ્રાસથી ૧૮૩ાા માઇલ દૂર આવેલું આ શહેર છે.

એક વખતે ચૌલા રાજ્યની રાજધાનીનું આ શહેર હતું. બ્રહ્મ-સંસ્કૃતિના જ્ઞાનને માટે આ સ્થળનું મહાત્મ હિંદના



ગોપુરમ્ (કુંભકોનમ્)

કેમ્બ્રીજ તરીકેનું છે. ત્યાંના પંડિતોની વિદ્વતા પ્રમાણ પત્ર ગણાય છે અને હજીએ સ્થાન સાચવી રહ્યું છે. કાવેરી નદી ઉપર આવેલું છે. આ શહેરનું મુખ્ય મંદીર અનેક ગોપુરોથી સુસોભીત છે, મહા પદ્મ નામનું સુંદર દેવાલય છે. આ મંદીર

પાસે મહામખ્ખમ. (મહામાઘ) નામનું સરોવર છે અને સૂર્ય અને ચંદ્રગ્રહણ વખતે તેમાં નાહવાનું મોટું પુણ્ય આલેખ્યું છે; અને લાખો યાત્રાળુઓ તેમાં સ્નાન કરે છે. તેનો વિસ્તાર વિસ એકરનો છે. આ મંદીર સિવાય અનેક મંદીરો ત્યાં છે.

## તાંજોર.

કાવેરી નદિના મૂખ ઉપર આવેલું આ પુરાણું શહેર છે. ચૌલ, નાયક અને મરાઠા રાજાઓની રાજ્યધાનીનું મુખ્ય શહેર હોઇને, ઘણાં મંદિરો અને મહેલોથી શોભાયમાન થયેલું છે. મુખ્ય અને એવું દક્ષિણમાં અપૂર્વ અને અનોખી ભાત પાડતું બ્રહદેશ્વરનું દેવાલય છે. તેની પાસે શિવગંગા સરોવર છે. આ ઉપરાંત જુના રાજ્યમહેલો, શિવગંગા બાગ, નાદિરબાગ વગેરે જોવાલાયક સ્થળો છે. મુખ્ય શિવમંદિર પાસે હિંન્દુસ્તાનના દેવાલયોમાં બીજે નથી તેવા મોટા મોટા સુંદર નન્દી (પોઠીઓ) છે.

તાંજોરને ઇતિહાસમાં પૂર્વના મોટા ભંડાર તરિકે આલેખવામાં આવેલ છે.

કાવેરીનદિની મેટુર કેનાલ પણ જોવાલાયક છે.

## ત્રિચીનાપલ્લી.

દ્રાવિડીયન મહારાજ્યનું આ મુખ્ય શહેર હતું અને અત્યારે એસ. આઈ. રેલ્વેનું સુંદર બાંધણીવાળું, હિંદભરમાં અનોખી રીતે તરી આવતું આ શહેરનું સ્ટેશન છે. સ્ટેશનથી ચાર માઈલ દૂર ટીપુસુલતાનનો ઐતિહાસીક કિલ્લો છે અને

કિલ્લાની ટેકરી ઉપર ગણુપતિનું સુંદર દેવાલય છે. ટેકરીની પાસે બાંધેલું સુંદર સરોવર છે. મુખ્ય દરવાજાના ગોપુરમમાં



ગણેશ મંદીર ( ત્રીચીનાપલ્લી )

થઇને અનેક પગથીઆંઓ ચડતાં, જુદા જુદા દેવાલયો, સભામંડપો અને રંગમંડપો આવેલાં છે. એ બધામાંથી પસાર થઇને શીખર ઉપર ગણુપતિનું ન્હાનું અને સુંદર દેવાલય આવેલું છે. આ દેવાલય ઉપરથી વિશાળકાય ત્રિચિ-નાપલ્લી હેદર અને ટીપુસુલતાનના રાજ્યમહાલયો, અને નિર્મળ જળ વહાવતી કાવેરી નદી અને તેનો પૂલ અને તેની પાછળ સુવર્ણરંગી શ્રીરંગમનું દેવાલય આંખને આનંદ

આપવાને અપૂર્વ દ્રશ્ય રજુ કરે છે. ઉપરોક્ત બધાં કારણોને અંગે આ પર્વત બંધી ગણુપતિનું મહાત્મ્ય જુદું તરી આવતું દેખાય છે.

ત્રિચિનાપલ્લીથી ચાર માઈલ દૂર **શ્રીરંગમ્** સ્ટેશન આવેલું છે. મોટરદ્વારા પણ ત્યાં જઈ શકાય છે. **શ્રીરંગમ્**નું **દે**વાલય દક્ષિણના અપૂર્વ ગણાતાં દેવાલયો પૈકીનું એક ગણાય છે. એની અંદર પુષ્કરણી તળાવ છે. આ દેવાલય **શ્રી** રામાનુજાચાર્યના સમ્પ્રદાયનું છે અને **તો**તાક્ષી જેટલુંજ પવિત્ર મનાય છે. તેના જેટલો મોટો મહિમા **શ્રી જામ્બુ-કેશ્વર મહાદેવ**ના દેવાલયનો છે. આ દેવાલયમાં શિવપૂજન કરવાની દરેકને છૂટ મળતી નથી. આ શિવલિંગ પંચતત્ત્વ પૈકીના જળ તત્વનું ગણાય છે.

ત્રિચિનાપલ્લીથી આગળ જતાં કોડાઈકેનાળ અને મદુરા આવે છે. અહિંથી મોટરદ્વારા **પાલ**ની ટેકરીપર જઈ શકાય છે. ટેકરીઉપર હોટલોની સગવડ સારી છે. ત્યાં કોડાઈકેનાળનું સુંદર સરોવર આવેલું છે. ત્યાં વેધશાળા પણ છે. સરોવરની આસપાસ મોટર રસ્તો છે, પહાડો ઉપરની વૃક્ષરાજી અહિંઆ સુંદર દ્રશ્ય ખડું કરે છે. કોડા-ઈકેનાળની પાસેના સુંદર જળધોધ પણ જોવા લાયક છે.






## મદુરા.

મદ્રાસથી ૩૪૫ માઇલ દૂર આ શહેર આવેલું છે અને
મહાત્મ્ય પાંડય રાજ્યથી ચાલતું આવેલું છે. તામિલભાષાની
મોટી કોલેજ ત્યાં છે. અને વાઇગાઈ નદિ ઉપર વસેલા,
આ શહેરની યશગાથા ગ્રીકો અને રોમનોએ ગાયેલી છે. આ
શહેરમાં ભારતવર્ષમાં કળા અને સ્થાપત્યમાં અદ્ભૂત અને
અપૂર્વ એવું મિનાક્ષીનું દેવાલય છે. નવનવ માળના ઉર્ધ્વગામી
ગોપુરોથી વિભૂષિત કિલ્લાઓની વચ્ચે આ દેવાલય આવેલું
છે. અને કિલ્લાઓની અંદર અનેક જાતનાં બજારો ભરાય છે.
અંદરનું મેદાન બે ભાગમાં વહેંચાયેલું છે એક ભાગમાં
મિનાક્ષી દેવીનું દેવાલય અને બીજાભાગમાં સોમસુન્દરેશ્વર
મહાદેવનું દેવાલય છે. મિનાક્ષી દેવીના દેવાલયના દરવાજામાં
અષ્ટ-લક્ષ્મીના ભંડાર છે. અને જેમાં આઠ દેવીઓની મૂર્તિઓ
છે. ત્યાં સુંદર બાંધણીનું પુષ્કરણી તળાવ છે. દેવાલયના
મંડપના સ્તમ્ભોમાં શિવ-મહાદેવજીના જીવનને આલેખતા
કળાની વિવિધતાના અપૂર્વ સ્વરૂપો દર્શાવતા શીલ્પના ઉત્તમ
નમૂનાઓ છે અને આ ઉપરાંત નવ ગૃહોનું પણ સુંદર

કોતરકામ છે. દેવાલયને ઘણા ઘુમ્મટો છે ને તે સોનેરી પતરાંથી મઢેલાં છે. ઉંડાણુના ભાગમાં મૂર્તિ અંધારામાં છે.



મીનાક્ષીનું દેવળ (મદુરા)

તેની પાસે મોટી દીવીઓપર અહર્નિશ દીવા બળે છે. આ દેવાલયની પાસેજ સહસ્ત્ર સ્તમ્ભવાળો મંડપ છે. મદુરાના ઉદ્યોગોમાં શેલાં, સાડીઓ અને હાથવણાટનું કાપડ મુખ્ય છે. અને ભારતમાં સૌથી મોટી સુતરની મિલ મદુરામાં છે.

## ધનુષ કોટી.

પમ્બન જંકશનથી ૧૬ માઈલ દૂર અરબી સમુદ્ર અને બંગાળના ઉપસાગરના સંગમ ઉપર આ તીર્થધામ આવેલું છે. યાત્રાળુઓને રેતીથી બચવા ખાસ સાવચેત રહેવાની ભલામણ છે. સ્ટેશનથી બે માઈલ દૂર રેતી ખુંદતાં સંગમ પાસે સમુદ્રસ્નાન માટે જવાય છે. અહિં જવા ગાડા ભાડે પણ મળી શકે છે. શ્રી રામચંન્દ્રજીએ લંકાપર ચઢાઈ કરવા જતી વખતે સેતુ બાંધેલો હતો અને વિભીષણની વિનંતીથી પાછા ફરતાં આ સેતુ તોડી નાંખવામાં આવ્યો હતો. અહિં બે સમુદ્રોના પાણીનાં મોજાં એકબીજા સાથે અથડાતાં હોવાથી આજુબાજુનું દ્રશ્ય સુંદર થાય છે અને ત્યાં એક નાનું મંદિર છે અને ધર્મશાળા પણ છે. યાત્રાળુઓને ચણાનો પ્રસાદ અને પાણી ફક્ત મળી શકે છે. ધનુષકોટી સ્ટેશનથી બે માઇલ દૂર ધનુષકોટી બંદર (પીઅર) છે, જ્યાંથી લંકા (સીલોન)માં જઈ શકાય છે.

ધનુષકોટીથી પાછા ફરતાં એસ. આઈ. રેલ્વેનો એક ફાંટો રામેશ્વર જાય છે એનું અંતર સાત માઈલનું છે.

## રામેશ્વર.

રામેશ્વરનું મહાત્મ્ય પુરાણ પવિત્ર ચારધામ માંહેના એક ધામ તરિકેનું છે. સ્ટેશનથી બે માઈલ દૂર રામેશ્વરનું અતિભવ્ય દેવાલય છે. રામેશ્વરના મંદિરના દર્શન કરતાં યાત્રાળુઓ પોતાને ધન્ય માને છે. શ્રી રામચંન્દ્ર ભગવાને



રંગનાથનું મંદીર ( શ્રીરંગમ )



કોડાઈ કેનાલનું તળાવ. ( કોડાઈ-કેનાલ )



ટીરૂ કાલુકીંદ્રમ ( પક્ષીતિર્થની તળેટીનું મંદીર )

આ લિંગની સ્થાપના કરી છે અને રામજદના સેતુપતિ રાજાઓએ આ મંદિર બાંધ્યું છે અને અત્યારે રામજદના



રામેશ્વરનું મંદીર

રાજાના વહીવટમાં આ મંદિર છે. આ મંદિરને ફરતા ત્રણ કિલ્લા છે અને એ કિલ્લાની અંદર બજારો ભરાય છે. રામેશ્વરના મંદિરના મહાત્મ્ય અંગે પુરાણમાં કહ્યું છે કે—

रामप्रतिष्ठितं लिंगं यः पश्यति नरः सकृत् ।
स नरो मुक्तिमाप्नोति शिवत्सापुज्य रूपिणीम् ॥ १ ॥

ઋગ્વેદથી માંડીને છેક પુરાણો અને નાટકોમાં પણ તેની ખ્યાતિ ખુબ છે. રામેશ્વર ગંધમાદન પર્વત ઉપર આવેલું છે. આ મંદિર બે બાબતમાં મહાન છે. એક તો તેની લંબાઈ અને ઘેરાવામાં અને બીજું શિવલીંગોની મહત્તા અને વિશેષતા. તેને ત્રણ કિલ્લા છે; પહેલા કિલ્લાનો વિસ્તાર



રામેશ્વરના મંદીરનો અંદરનો ભાગ

૬૦૦ ફીટ પહોળો અને ૧૦૦૦ ફીટ લાંબો છે. હિંદુસ્તાનના સૌથી ધનાઢય મંદિરોમાં તેની ગણના થાય છે. મંદિરના સોના ચાંદીના, હીરા, મોતી, મુગટ વિગેરેની કીંમત લગભગ

પચીસ લાખ રૂપીઆ થાય છે. એક મોટો ચાંદીનો રથ છે. મોટા ગોપુરમ્‌વાળા દરવાજામાંથી પસાર થતાં ત્રણ દેવડીની અંદર દ્વાદશ જ્યોર્તિલીંગમાનું એક છે તે પૃથ્વી તત્વ (રેતીનું) બનેલું છે. રામેશ્વરને ગંગોત્રીનું જળ ચઢાવવાનું ઘણું મહાત્મ્ય છે. મહારાણી અહલ્યાબાઈ હોલ્કર તરફથી થએલી વ્યવસ્થા મુજબ હજી પણ દરરોજ જળ ચઢયા કરે છે. યાત્રાળુઓને જળ ચઢાવવા માટે બે રૂપીઆ દર લેવામાં આવે છે. મંદીરના અંતરગૃહની અંદર પૂજા અર્થે યાત્રાળુઓને આવવા દેવામાં આવતા નથી; પણ પૂજારી જળ ચઢાવી આપે છે અને ચઢાવેલું ગંગાજળ યાત્રાળુઓને પાછું મળે છે. પાછું આવેલું ગંગાજળ દ્વારકાધીશને ચઢાવવાનું મહાત્મ્ય છે. રામેશ્વરના મંદિર પાસે કાશીવિશ્વનાથનું મંદિર છે. હનમાનજી પ્રયાગમાં લિંગ લેવા ગયા પરન્તુ મુહુર્ત જતું હોવાથી **શ્રી રામચંદ્રજીએ** રેતીનું લીંગ બનાવી લીધું; એટલે હનમાનજી ઉદાસ થઈ ગયા. એટલે તેની બાજુમાં આ લીંગની સ્થાપના કરી. પાસે જ પાર્વતીજીનું કૈલાસ મંદિર આવેલું છે. ચોગાનમાં એક મોટો સોનેરી સ્થંભ છે. પાસે જ લક્ષ્મણકુંડ, સિતાકુંડ આવેલા છે.

**રામઝરૂખો**—રામેશ્વરથી એક માઈલ દૂર રામઝરૂખો આવેલો છે. ત્યાં એક ટેકરી પર બે માળનું એક મકાન છે. ત્યાં રામચંદ્રજીના પગલાં છે. આ ઝરૂખા વિષે તુલસિદાસજીએ ગાયું છે કે—

રામ ઝરૂખે બેઠકર સબકા મુજરા લેત
જેસી જીનકી ચાકરી એસા ઇનકુ દેત.

ત્યાંથી સમુદ્રનો દેખાવ સુંદર લાગે છે. આસપાસ અનેક દેવાલયો આવેલા છે. રામેશ્વરની પરિક્રમા પાંચ માઇલની છે. અહિંથી રામે બાંધેલો સેતુ દેખી શકાય છે.

રામેશ્વરથી રામનદ માનામદુરઈ અને મદુરા થઇ ટીન–કાશી, તીનીવેલી થઈ **કન્યાકુમારી** જઈ શકાય છે. કન્યા-કુમારી હિંદનો દક્ષિણનો છેડો છે. ત્રીવેન્દ્રમ્ થઇને પણ મોટર રસ્તે ત્યાં જઇ શકાય છે. અહિંયા અરબીસમુદ્ર હિંદિમહાસાગર તથા બંગાળનો ઉપસાગર ત્રણેનો અપૂર્વ સંગમ થાય છે અને અતિ રમ્ય દ્રષ્ય ખડું કરે છે. **મહાત્મા ગાંધીજીએ** પોતાના પ્રવાસમાં આ દ્રષ્યના ખૂબ વખાણ કર્યા છે.

**તિનેવેલી**—તિનેવેલી ગામ તામ્રપર્ણિ નદીને કાંઠે આવેલું છે. લગભગ સાઠ હજારની વસ્તી છે. અહિંઆ એક શિવનું મંદિર સોળ વિઘાના વિસ્તારમાં છે. અર્ધું શિવનું અને અર્ધું પાર્વતિનું છે. વળી ટેપુકુલમ્ નામનું તળાવ અને એક સહસ્ત્ર સ્થંભ મંડપ છે. તિનેવેલીથી તોતાદ્રી ભગવાનનું મંદીર આવેલું છે. ત્યાં મોટર પણ લઇ જઈ શકાય છે. ત્યાંથી નવ માઇલ દૂર **લંબેનારાયણનું** મંદિર છે. અને લંબ્બીયા નદી છે આ ગામ બલિરાજાનું કહેવાય છે.

બલિરાજા પાસેથી વામનરૂપમાં આવી ત્રણ ડગલાં પૃથ્વીની માગણી કરેલી. પછી બલિરાજાએ તે કબુલ કરતાં

વામન ભગવાને એકદમ વૈરાટ સ્વરૂપ ધારણુ કરી એક પગલામાં પૃથ્વીને આવરી લીધી. અને બીજા પગલામાં સ્વર્ગને છાઈ દીધું ત્રીજું પગલું બલિ રાજાએ તેમને માથે ઝીલ્યું; અને ભગવાને બલિરાજાને પાતાળમાં ચાંપ્યો. લંબે નારાયણુ એ વામનનું વિરાટ સ્વરૂપ છે. લંબે નારાયણુને પડખે મહેન્દ્રગિરી પર્વત છે. લંબેનારાયણુથી નવ માઈલ છેટે છોટેનારાયણુ છે. તે ગામનું નામ પન્નાગુડી છે. ત્યાં શિવગંગાનો કુંડ છે. તાડીકાનો વધ શ્રી રામચંદ્રજીએ અહીં કરેલો. છોટે નારાયણુ કન્યાકુમારીકા, ભૂશિર બાવીસ માઈલ દૂર છે. ત્યાં કુમારીનું મંદિર છે. દૈત્યોને મારવા ઇંદ્રએ યજ્ઞ કર્યો તેમાંથી જે દેવી નીકળી તે આ કન્યાકુમારી છે. આ કન્યાએ શંકરને વરવા માટે તપ આદરેલું; અને તેથી પ્રસન્ન થઈ ભગવાને મુહૂર્ત આપ્યું. પરંતુ કન્યા મોડીપડી તેથી કળિયુગના અંત સુધી રાહ જોતી તે કન્યાનું મંદિર ત્યાં છે.

તીનેવેલીથી કવીલોન અને ત્રિવેન્દ્રમ્ મોટર રસ્તે જઇ શકાય છે.



સચીન્દ્રમ્—તેનું દેવળ જોવા જેવું છે.



સચીન્દ્રમનું દેવળ

તીન-કાશીથી ત્રણેક માઈલ દૂર ચિતરનો ધોધ જોવા જેવો છે. સ્ટેશન પાસે મોટરો મળે છે.

ત્રીવેન્દ્રમ્—ત્રાવણકોર રાજ્યની રાજધાનીનું શહેર છે અને મહા પદ્મનાથ ઉર્ફે કાર્તિકેય સ્વામીનું ભવ્ય વિશાળ મંદીર છે. કાડિયાર મહેલ, રંગવિલાસ મહેલ જોવા લાયક છે. કવીલોનનું બંદર જોવા જેવું છે. તેમાં કાપડની મિલ આવેલી છે.

ત્યાંથી સીધા મદુરા, ત્રિચિનાપલ્લી, ચિગલપેટ થઈને આર્કોનમ્ જંકશન જતાં સત્પપુરીમાં જેની ગણના થાય છે. એવી કાંચીપુરી ઉર્ફે કાંજીવરમ્ આવે છે.

ટેલર્સ એન્ડ આઉટ પ્રીંટર્સ (રૂપેન્ડીડ) પાંચકુવા, અમદાવાદ.



ચિત્તરનો પાણીનો ધોધ

હરિહરના—અદ્વૈતભાવ બતાવતું આ તિર્થધામ છે.

આ શહેર બે ભાગમાં વહેંચાએલું છે. શિવકાંચી અને વિષ્ણુકાંચી **શિવકાંચીમાં** સર્વ તીર્થ કુંડમાં સ્નાન કરી એકામ્ર-નાથના દર્શન કરવાં. ત્યાં આપણી તરફના માણસોને પૂજન કરવાની છુટ નથી. અહિં કામાક્ષીદેવી અને વામન અવતારના



ત્રીવેંદ્રમનું મંદીર અને તળાવ

મંદિરો છે. વિષ્ણુકાંચી-શિવકાંચીથી ત્રણ માઈલ દૂર છે. મંદિરનો બહારનો મંડપ કાળા પત્થરના નકશીદાર સ્તંભો ઉપર છે. અને આ સ્તંભોપર ચોવીસ અવતારના ચિત્રો કોતરેલાં છે, વિષ્ણુ અવતાર નરસિંહજીની અને બાલાજી વિષ્ણુ-ભગવાનની મૂર્તિઓ છે.

આર્કોનમથી કાટપાડી અને જલારપેટ સુધી એમ. એસ. એમ. રેલ્વેની મોટી ગાડીમાં મુસાફરી કરવી. જલારપેટથી એક ફાંટો બેંગલોર અને મ્હેસુર તરફ જાય છે. જ્યારે બીજો ફાંટો સીધો સાલેમ, કોઈમ્બટુર થઇ ઉટાકામંડ તરફ જવાય છે.

સાલેમ્ જંકશનથી એક ફાંટો મેટુરના બંધ તરફ જાય છે. આ બંધ દુનિયાનો બીજા નંબરનો બંધ છે. કાવેરી નદી ઉપર એક



મેટુરનો બંધ

માઈલ લાંબો અને બસો ફુટ ઉંચો બંધ બાંધીને ૬૦ ચોરસ માઇલના વિસ્તારમાં કાવેરીના પાણીને રોકી રાખ્યું છે. આધુનિક વિજ્ઞાનનો સુંદર ઉપયોગ કરી ખેતીવાડી માટે નહેરો કહાડી છે. અને એના પ્રવાહમાંથી વિજળી ઉત્પન્ન કરવામાં આવી છે.

**કોઈમ્બટુર**—તે દક્ષિણ હિંદનું માનચેસ્ટર ગણાય છે. ત્યાં કાપડની ઘણી મિલો છે. નિલગિરિ પર્વત પાસેજ આવેલો છે. જ્યાં કોફી ઘણી થાય છે, ત્યાંથી ગાડી બદલી નિલગીરી રેલ્વે દ્વારા મુસાફરી કરવી પડે છે. કોઈમ્બટુરથી મેટ્ટુપેલીયમ જઈ ત્યાથી નિલગીરી રેલ્વેમાં મુસાફરી કરવી પડે છે. પર્વત ઉપર ઉંચી નીચી જતી તે ટ્રેન ઉપરથી ઘાટનું સુંદર દ્રશ્ય દેખાય છે.



માઉન્ટન રેલ્વે (સાઉથ-ઇંડીયા.)

ઉટાકામંડ—એ ગિરિનગરોની રાણી છે. અને મદ્રાસના ગવર્નર ઉનાળો ત્યાં ગાળે છે. હોટલો ઘણી છે. બોટેનિકલ ગાર્ડન્સ, ડોડાબેટાનું શિખર, શરતનું મેદાન, કોફીનાબગીચા વિગેરે જોવા લાયક છે. નિલગિરિ પર્વત ઘણો સુંદર છે. ઉટાકામંડથી પાછા કોઈમબટુર આવી સિધ્ધા અરબીસમુદ્ર તરફ જતાં સોરાનુરનું જંકશન આવે છે. તેની નજીકમાં કેરાળા-



ઉટાકામંડનો બગીચો

**કુલામંડપ** આવેલ છે. સોરાનુરથી દક્ષિણે જતાં અર્નાકુલમ આવેલું છે ત્યાંથી કોચીન બંદરે જઇ શકાય છે; અને સોનાનુરથી ઉત્તરે જમાં કાલિકટ, કાનાનોર, અને મેંગલોર આવે છે.

**કાનાનોર**નો કિલ્લો જોવાલાયક છે, ત્યાં કાપડની મિલો અને લશ્કરી છાવણી છે.



કાનાનોરનો કિલ્લો

**મેંગલોર:**--એ. એસ. આઇ રેલ્વેનું ટરમિનસ સ્ટેશન છે. અને ત્યાંથી કુર્ગના દેશી રાજ્યમાં મોટર રસ્તે જઇ શકાય છે. ત્યાં મંગળાદેવી અને સુબ્રામન્યમ્‌નું મંદિર છે; હવે આ રસ્તે સોરાનુર, કોઇંમબટુર અને જલારપેટ આવી ત્યાંથી મૈસુર રાજ્યમાં દાખલ થઈ જઈએ.

## રેણીગુંટા, તિરૂપતિ અને કાલહસ્તી:—

મદ્રાસ ઇલાકામાં હજુ આરકોનમ્‌થી તકલ અને રાયચુરનો પ્રવાસ બાકી છે. મુંબઈથી ઉપડેલો મદ્રાસ મેઈલ આ રસ્તે આવજા કરે છે. આરકોનાથી આગળ જતાં રેણીગુંટા જંકશન અને ગુંતકલ જંકશન આવે છે.

**રેણીગુંટા**:-સ્ટેશનથી બે માઈલ દૂર **તિરૂપતિ** ગામ છે. આ ગામથી એક માઈલ દૂર **તિરૂમલ્લાઇ** પર્વત ઉપર **બાલાજીનું** મંદીર છે. આ પર્વતની સાત ટુંકો ચઢવાની છે. ચઢવા માટે પાકા પગથીઆ બાંધેલા છે. રસ્તા ઉપર વિજળીની બત્તી હોય છે. પર્વત ઉપર ધર્મશાળા છે. બાલાજીને ફરતાં ત્રણકોટ છે. અને સુંદર ગોપુરો છે. મંદીર નજીક પુષ્કરણી તળાવ છે. બાલાજીનું મંદીર ઘણું જુનું છે. મંદીરમાં બાલાજીની, વ્યંકટેશ્વર ભગવાનની શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલી સાત ફીટ ઉંચી ભવ્ય મૂર્તિ છે. મંદીરની પાછળ કુંડ અને વરાહ મંદીર છે મંદીરના દર્શન ત્રણ વખત થાય છે. સવારના સાત, બપોરના બાર અને સાંજે ચારવાગે શુક્રવારના દર્શનનો મહિમા મોટો ગણાય છે તે દિવસે દર્શન કરવાનો રૂ. ૧) કર લેવામાં આવે છે. બાલાજીથી ત્રણ માઈલ દૂર **પાપનાશીનિ** ગંગા છે. જ્યાં પર્વત ઉપરથી પડતા પાણીનું જોશ એટલું બધું છે કે યાત્રાળુઓને લોઢાની સાંકળો ઝાલી સ્નાન કરવું પડે છે. માણસના શરીર પર ધોધબંધ પડતુ પાણી સફેદ થઈ જતું હોવાથી તેના પાપ ધોવાઈ ગયાં એમ મનાય છે. શ્રી જગન્નાથજીને પેઠે પ્રસાદ લેવાં જાતીભેદ નડતો નથી.

**કાલ હસ્તી**:—રેણિગુંટાથી નાની લાઈનમાં કાલહસ્તી, વ્યંકટગિરિ થઇને પાછા ગુડુર સ્ટેશને મોટી લાઈને મળી શકાય છે. સ્ટેશનથી એક માઈલ-દૂર ત્વર્ણમુખી નદીના કાંઠે **કાલહસ્તીશ્વરનું** વાયુતત્વનું શિવલિંગ છે. ત્યાં ભીલ ભક્ત

કણુપ્પાની મૂર્તિ છે. તે ભક્તે ભગવાન શંકરને પોતાના બંન્ને નેત્રો ચઢાવ્યા હતા. પાસેજ કૈલાસગિરિ, માર્કંડેયતિર્થ અને સ્વરસ્વતિતિર્થ આવેલા છે. ગામમાં ઉતરવા માટે જાતિવાર જુદી જુદી ચૌદ ધર્મ-શાળાઓ છે. એમ કહેવાય છે કે એક કાલ (સાપ) અને એક હસ્તી (હાથી) એ બંનેએ શંકરની ભક્તિમાં દેહ છોડયો હતો. તેથી ત્યાં શંકરે પ્રગટ થઈ જીવતદાન આપ્યું એટલે **કાલહસ્તીશ્વર** કહેવાય છે.

હવે આપણે પકાલા થઈ કાટપડી પહોંચી મોટી લાઇનમાં બેસી બેંગલોર મેઈલ મારફતે બેંગલોર અને મ્હૈસુર પહોંચી જઈએ.



# પ્રકરણ ૧૪ મું

## મ્હેસુર અને નિઝામ હૈદ્રાબાદ

હિંદના પ્રથમ પંક્તીના ગણાતા દેશી–રાજ્યોમાંનું એક મ્હૈસુર મુંબઈ ઈલાકા અને મદ્રાસ ઈલાકા વચ્ચે આવેલું છે. તે એક ઉદ્યોગ પ્રધાન, ઐતિહાસિક દેશી રાજ્ય છે. તેમાં લોઢું, તાંબુ અને સોનાની ખાણો આવેલી છે. જંગલો અને પહાડોનું સૃષ્ટિ–સૌંદર્ય બહુજ સુંદર છે અને અહિંના જંગલોમાં હાથીઓ ઘણા છે. સુખડ, ચંદનના ઝાડો પુષ્કળ છે. ભદ્રાવતિના લોઢાના કારખાના અને મિલઉદ્યોગ અને રેશમનો ઉદ્યોગ પણ સારો છે. કાવેરી અને શરાવતીના જળધોધ, મ્હેસુર–યુનિવર્સીટી, સાયન્સઈન્સ્ટીટયુટ વિગેરે જોવા લાયક છે.

**કોલરનીસોનાનીખાણો**–જલાલપેટથી બેંગલોર જતાં રસ્તામાં બોરીંગપેટ સ્ટેશન આવે છે, ત્યાંથી ગાડી બદલી કોલર સ્ટેશને જઈ શકાય છે. હિંદમાં મોટામાં મોટી સોનાની ખાણુ અહિંયા છે. સોનાની ખાણુમાં ઉતરવા માટે "લીફ્ટ" વાપરે છે. પૃથ્વીની સપાટીથી પાંચ હજાર ફુટ નિચે મોટા મોટા રસ્તાઓ કરેલા છે અને તે દ્વારા પૃથ્વીના પેટામાં ટ્રોલીઓ દોડે છે. ખાણુના પથરા રાખોડી અગર કાબરચિતરા રંગના હોય છે. તેને વિજળીક મદદથી તોડી વૈજ્ઞાનીક મદદથી સાફ કરી શુદ્ધ સોનું કહાડવામાં આવે છે. ખાણો માટે

વિજળી બાણું માઈલ દૂરથી **શિવ-સમુદ્રમ્ ધોધ**થી ઉત્પન્ન કરી લાવવામાં આવે છે. કાવેરી ઉપરનો જળધોધ જોવા બેંગલોર અને મ્હેસુર વચ્ચેના મેદુર સ્ટેશનેથી જઈ શકાય છે. મેદુર સ્ટેશનથી ત્રીસ માઈલ દૂર કાવેરી નદી ત્રણસો ફીટ ઉંચાઈએથી એકદમ ભૂસકો મારે છે. તેમાં **ગગનછુક્કી અને બારછુકકી**ના જળધોધ જોવાલાયક છે. અહિંથી બેંગલોર, મ્હેસુર અને કોલરની ખાણોને વિજળી પુરી પાડવામાં આવે છે.

## મ્હેસુર

મ્હેસુર રાજ્યની રાજધાનિ અને મુખ્ય શહેર છે, અહિં દશેરાની અને રાજાના જન્મ-દિવસની મોટી સ્વારી નિકળે છે જ્યારે હજારો માણસો તે જોવા આવે છે. આ શહેરમાં અનેક હોટલો અને **ધર્મશાળાઓ** છે. ચિત-વિલાસ ધર્મશાળા અંબલ પંડીત ધર્મ-શાળા બોમ્બે અનંતભૂવન હોટલ, ઉડુપીનારાયણ ગૃહ અને સેવોય હોટલ મુખ્ય છે. શહેરમાં હાથી દાંત, રેશમ, સુખડ અને સુખડના તેલનો હુન્નર-ઉદ્યોગ સારો ચાલે છે.

**જોવાલાયક સ્થળો**—શહેરમાં અનેક બગીચાઓ છે. સરકારી રેશમનું કારખાનું, સુખડના તેલનું કારખાનું, શરતનું મેદાન, ઝુઓલોજીકલ ગાર્ડન અને મોટા રસ્તા ઉપરના આરસના મહેલો, લલિતા મહાલ, જગન-મોહન મહાલ અને મ્હેસુરનીગાદી ખાસ જોવા લાયક છે. પાંડવો આ ગાદી ઉપર બેઠેલા એમ કહેવાય છે. વિજયનગરના ઇતિહાસ સાથે મ્હેસુરનો

ઇતિહાસ સંકળાએલો છે. લોક-રંજન મહાલ, ઓરી એન્ટલ લાઇબ્રેરી, મિરઝા પાર્ક, ચામ રાજેન્દ્ર ટેકનીકલ-ઇન્સ્ટીટ્યુટ જોવાલાયક છે. દિવસ ચોકખો હોય તો નિલગિરિ પર્વત અહિંથી જોઈ શકાય છે.

**ચામુંડી-ટેકરી:**—શહેરથી બે માઈલ દૂર ચામુંડી-ટેકરી ઉપર સુંદર સરોવર અને જુનું દેવાલય આવેલા છે ત્યાં મ્હૈસુરના રાજાનું કુળ દેવીનું સ્થાનક આવેલું છે. વચમાં એક મહાકાય પત્થરનો નંદી આવેલો છે. તે સોળ ફીટથી વધારે ઉંચો છે.

## કૃષ્ણરાજ સાગર બંધ અને વૃંદાવનના બગીચા

શહેરથી બાર માઈલ દૂર કનમ બંડી (કૃષ્ણરાજસાગર) બંધ આવેલો છે એ દૂનિયામાં ત્રીજા નંબરનો બંધ ગણાય છે. બંધ ઉપરથી ઉતરતા વૃંદાવનનાબગીચે જઈ શકાય છે. આ બગીચાને હિંદમાં સર્વોત્તમ ગણવામાં આવે છે. આ બગીચાની અંદર રંગબેરંગી દિવાઓ અને અનેક ફુવારા છે. અને તે બાગ સુંદર ઝાડપાનથી વિભુષિત કરવામાં આવેલા છે. એ દ્રશ્ય જોતાં લાગે છે કે આકાશનું સ્વર્ગ સદેહે પૃથ્વી પર ઉતર્યું છે. કાશ્મીરની કમનીય-કુંજોને આ બગીચો ભૂલાવી આપે છે. વચમાં એક સરોવર છે. તેમાં નાહવા માટે સ્નાનાગાર છે અને નૃત્યસમારંભ માટે ખાસ વ્યવસ્થા છે. મ્હૈસુરથી દશ માઈલ દૂર **શ્રીરંગપટમ્** આવેલું છે. તે કાવેરી નદીને કાંઠે છે મ્હૈસુરથી મોટર રસ્તે પણ જઈ શકાય છે. અહિંયા **ટીપુ**



ટીપુસુલ્તાનની કબર ( મ્હૈસુર )

**સુલતાનની** કબર આવેલી છે. કિલ્લો મજબૂત અને જોવા લાયક છે. **ટીપુસુલતાન** અહિં ત્રણ વખત અંગ્રેજોની જોડે લઢયો હતો. શ્રી રંગનાથ સ્વામિનું મંદીર પણ જોવાલાયક છે. ત્યાં એક ઈંટોની ઝૂલતી કમાન હતી હાલમાં તે તૂટી ગઈ છે. દરિયાઇ દોલતનો બગીચો, **હૈદર–અલી**ની કબર, મહેલ, જુમ્મામસ્જીદ વિગેરે જોવા લાયક છે.

મ્હૈસુરથી પચાસ માઈલ દૂર **શ્રાવણબેલગોલા** આવેલ છે ત્યાં પત્થરમાંથી કોતરેલ અઠ્ઠાવન ફીટ ઉંચી અતિ ભવ્ય અને વિશાળ **ગોમતેશ્વર**ની મૂર્તિ છે અને જે આખા પ્રદેશમાં ઘણા માઇલના અંતરેથી જોઈ શકાય છે. તપમાં ધ્યાનસ્થ બેઠેલ યતિનું આધ્યાત્મિક સ્વરૂપ આ મૂર્તિ દર્શાવે આ મૂર્તિના પગ પાસે કમળ કોતરવામાં આવ્યા છે. **બેરી-**

**ટોનેમી** નામના સ્થાપત્ય કારે ચામુંડરાયના વખતમાં ઈ. સ. ૯૮૩ માં કોતરેલી છે, આ સિવાય ત્યાં જૈનોના દહેરા છે.

ગેરસપ્પાધોધ—મ્હૈસુરથી મોટર રસ્તે એકસો પંચોતેર માઇલ દૂર અને રેલ્વે રસ્તે આરસિકરી મારફત શિમોગા અને ત્યાંથી સાગર સ્ટેશન થઈ ગેરસપ્પા ધોધ જવાય છે. સાગરથી તે ઓગણીસ માઇલ દૂર છે, જવા આવવા માટે મોટરો મળી શકે છે.

## બેંગલોર

સાગરથી પાછા મ્હૈસુર રેલ્વેમાં બેસી બિરૂલ અને આરસિકરી થઈ બેંગલોર પહોંચી જઈએ, મ્હૈસુરનું તે મોટામાં મોટું શહેર છે. અને મ્હૈસુર રેલ્વે અને એમ. એસ. એમ રેલ્વેનું જંકશન સ્ટેશન છે. બેંગલોર, સીટી, બેંગલોર છાવણી અને બેંગલોર ઇસ્ટ એમ ત્રણ રેલ્વે સ્ટેશન છે.

**જોવા લાયક સ્થળો**—બેંગલોરનો કિલ્લો, ટીપુ સુલતાનનો મહેલ, વેધશાળા અને લાલબાગ જોવા લાયક છે. ત્યાં હિંદનું વિખ્યાત સાયન્સઇન્સ્ટીટ્યુટ વિગેરે જોવા લાયક છે. આ શહેરમાં રેશમ સારૂ થાય છે. લાલ બાગના સંગ્રહસ્થાનમાં બે માથાની ગાય તથા ભેંસના મૃત શરીરો છે. સ્ટેશનથી ત્રણ માઇલ દૂર કોરામંગલ નામનું સરોવર આવેલું છે, અહિં રેઈસ કોર્સ અને બ્રિટિશની છાવણી છે, અહિંથી સીધા ગુંતકલ થઈ ત્યાંથી રાયચુર જવાય છે.

## ગુંતકલ ( કીષ્કિંધા )

ગુંતકલથી ગાડી બદલી હોસ્પેટ જંકશને જવું. હોસ્પેટ-સ્ટેશનથી ગામ એક માઇલ દૂર આવેલું છે, ત્યાં જવા માટે મોટરો મળે છે. તુંગભદ્રા નદીને કિનારે પંપનાથ મહાદેવનું મંદિર છે. નદી ઉતરીને સામે પાર પંપાસરોવરે જવાય છે તેની જોડે માનસરોવર આવેલું છે. તળાવની ફરતે પહાડ છે પાસે શબરીનોઆશ્રમ છે ત્યાં શ્રી રામચંદ્રજીએ ભક્તના એઠા બોર ખાધા હતા. પંપા સરોવરથી ત્રીસ ગાઉ દૂર સૂરોવરમ્ ગામ છે. રસ્તામાં વિરૂપાક્ષમંદિર અને અંજનપર્વત આવે છે ત્યાંથી કીશ્કિંધા નગરી જવાય છે. વચ્ચે એક નદી આવે છે, જે ચામડે મઢેલી ટોપલીમાં બેસી ઉતરવી પડે છે. આ નગર અંગદ અને સુગ્રીવની રાજધાની હતું. પાસેજ રૂષિમુખ પર્વત આવેલો છે હોસ્પેટથી આઠ માઈલ દૂર વિજયનગરના ઐતિહાસિકખંડેરો જોવા લાયક છે, ત્યાં નૃસિંહની મોટી મૂર્તિ, ઘંટાઘર (ટાવર) આવેલો છે અને તુંગભદ્રાને કિનારે એક મોટું શહેર દટાએલું પડયું છે; ત્યાં જુની ટંકશાળ, રાણીઓના સ્નાનાગાર; મોટું સિંહાસન, મહેલ, હાથિખાનું, રંગમહેલ અને ભોયરાઓ જોવા જેવા છે. આ રીતે આપણે મ્હેસુર અને મદ્રાસની મુસાફરી પૂરી કરી નિઝામ હૈદ્રાબાદમાં દાખલ થઈએ છીએ.

**નિઝામ હૈદ્રાબાદ**:—હૈદ્રાબાદ એ હિંદનું મોટામાં મોટું દેશી રાજ્ય છે. તેનો વિસ્તાર ત્યાસીહજાર ચોરસ માઇલ છે. આ મુસલમાની દેશી રાજ્ય છે. અને ઐતિહાસીક મહ-



ચારમિનાર હૈદ્રાબાદ (દક્ષિણ)

ત્વના સ્થાનો અને ભારત-વર્ષની કળાની વિદ્યાપીઠસમી બૌદ્ધ-ધર્મની સુંદર કોતરણીવાળી મોટી ગુફાઓ આ રાજ્યમાં આવેલી છે.

**હૈદ્રાબાદ**—જી. આઈ પી. અને નિઝામ સ્ટેટ રેલ્વેનું મોટું જંકશન છે. ત્યાંથી વિકારાબાદ થઇ હૈદ્રાબાદના મોટી લાઈનના સ્ટેશન પર પહોંચી જઈએ છીએ. તે નિઝામ રાજ્યની રાજધાની છે, ત્યાં મોટી અને નાની ગાડીઓ મળે છે. નિઝામનો મહેલ જોવા જેવો છે. અફ્જલગંજ બ્રીજ શહેરની વચ્ચે આવેલો છે, શહેર મોટું અને ઉદ્યોગનું કેન્દ્ર છે.

**ચાર મિનાર**-શહેરની વચ્ચે આવેલી આ ઉંચી ઈમારત ઘણી સુંદર છે. અને પૂર્વનો વિજયસ્થંભ લેખાય છે. પાસે જુમ્મા મસ્જીદ હવાખાના આવેલા છે. સંગ્રહસ્થાન અને ચીડીયાખાનું જોવાલાયક છે.

**ગોવલકોંડા કોહીનુરનું મૂળસ્થાન**:-શહેરની પશ્ચિમે આવેલો મોટો બુરજવાળો કિલ્લો મજબુત અને જોવાલાયક છે. ગોવલકુંડામાંથી હીરા નિકળે છે. ઉસમાનીયા યુનીવર્સીટીના મકાનો જોવાલાયક છે.

**સિકંદરાબાદ**—હૈદ્રાબાદથી ભૂશિનસાગર આવી સિકંદરાબાદ જઈ શકાય છે. દ્રોણ ચલમથી ઉપડેલી નાની ગાડી સિકંદરાબાદ જંકશને મળે છે. સિકંદરાબાદમાં લશકરી છાવણી છે. સિકંદરાબાદથી નાની ગાડીમાં બેસી બુલારૂમ અને નિઝામબાદ થઈ પરભણી

જંકશને જઈ શકાય છે. ત્યાંથી પરલી–વૈજનાથ જઈ શકાય છે દ્વાદશ જ્યોતિર્લિંગમાંનું **વૈજનાથનું** જ્યોતિર્લિંગ અહિંયા છે એમ કેટલાક શાસ્ત્રકારો માને છે. પરભણીથી ઔરંગાબાદ થઈ મનીમાર જઈ શકાય છે. વચમાં ઇલોરા રોડ, દૌલતાબાદના સ્ટેશનો આવે છે.

**ઔરંગાબાદ, ઇલોરા અને અજંટા**—ઔરંગાબાદથી ઇલોરા અને અજંટા જઈ શકાય છે. આ શહેર ઔરંગઝેબ બાદશાહે વસાવેલું. સ્ટેશનથી ચાર માઈલ દૂર ઔરંગઝેબની બીબીનો મુકરબો આવેલો છે, તે જોવાલાયક છે. અહિંથી દૌલતાબાદ ઇલોરા અને અજંટાં જવાની મોટરો મળે છે શહેરમાં શર્માલોજ, કાજુભાઈ હૉટલ અને સ્ટેટરેલ્વે હૉટલમાં ઉતરી શકાય છે હૈદ્રાબાદમાં ત્યાંનું ચલણી નાણું ચાલે છે. ઔરંગાબાદનું કીનખાબ અને રેશમ વખણાય છે અહિંથી ઇલોરા નિયમિત સર્વિસ મોટર દોડે છે અને માણસદીઠ ભાડું દસ આના છે. ઔરંગાબાદથી ઇલોરા જતાં મહુંમદ ગાંડાએ વસાવેલું દૌલતાબાદ શહેર અને તેનો કિલ્લો આવે છે ત્યાં એક બસો ફીટ ઉચો મિનારો છે. તે જોવાલાયક છે. આ કિલ્લાને ફરતા મોટી ખાઈ છે અને અંદર બે મોટા કિલ્લા છે.

**ઇલોરાની ગુફાઓ**—(વેલુરની ગુફા અને મંદીર) આ સ્થળ દૌલતાબાદથી નવ માઈલ અને ઔરંગાબાદથી ચૌદ માઈલ દૂર છે. એક મોટા પહાડની અંદર સવા માઈલના ઘેરાવામાં ચોત્રીસ ગુફાઓ આવેલી છે. તે તેમાં કેટલીક બૌદ્ધોની કેટલીક

બ્રાહ્મણોની અને કેટલીક જૈનોની આવેલી છે. તેમાં દરેકને નંબર આપેલા છે અને તે બધી ગુફાઓ નવમા સૈકાની છે. ઇલોરા રોડસ્ટેશનેથી ઇલોરા જઈ શકાય છે. પહાડમાંથી કોરી કાઢેલી આટલી ભવ્ય અને સુંદર ગુફાઓ આપણને દીંગ કરી નાંખે છે નં. ૧ થી ૧૨ બૌદ્ધ ગુફાઓ છે. બૌદ્ધ ગુફાઓમાં બે જાત છે (૧) પહેલું ચૈત્ય અને (૨) વિહાર–ચૈત્ય એટલે ભક્તો માટેની પ્રાર્થના અને ઉપાસનાનું મંદીર, તેનું બારણું કમાનવાળું હોય છે. ચૈત્યની વચ્ચે સ્તુપ હોય છે, સ્તુપમાં બુદ્ધ ભગવાનના હાડકાં હોય છે અને પ્રદક્ષિણા કરી શકાય છે. ચૈત્ય એટલે સભા મંડપ. વિહાર એટલે ભક્તોને રહેવાનું સ્થાન, તેનું બારણું લંબચોરસ હોય છે. અને તેમાં છાત્રાલયની માફક ઓરડીઓ ચણી કાઢેલી હોય છે. આમાં કેટલીક ગુફાઓ બે ત્રણ માળની હોય છે. વિશ્વકર્માનીઝુંપડી નામની ગુફા ઘણી સુંદર છે અને સોળમાં નંબરનું કૈલાસ ખરેખર અદ્દભુત છે. તે ઉંચી ભવ્ય ગુફામાં પ્રવેશ કરતાં શિવની પ્રચંડ મૂર્તિઓ દેખાય છે મૂર્તિઓના અંગ મરોડ, આંખ અને મુખનો ભાવ, અને હવામાં ઉડતાં બહુજ સુંદર તાદૃષ્ય આલેખેલાં છે. થાંભલા, બારણાં, કોતરકામથી ભરી દીધાં છે.

**કળાધામ અજંટા**—ઔરંગાબાદથી અજંટા જઈ શકાય છે. તે પંચાવન માઇલ દૂર છે અને નિયમિત મોટરો દોડે છે. મુસાફીર દીઠ ભાડુ રૂ. ૧–૧૪–૦ છે. વળી જી. આઈ પી. રસ્તે જળગાંવથી અગર તો જળગાંવ પહેલા પાંચોરા



યક્ષ દંપતી ( અજંટા )

સ્ટેશને ઉતરી ત્યાંથી નાની ગાડીમાં બેસી પહુરગામે જવું. ત્યાંથી અજંટા મોટર માર્ગે જવાય છે. અજંટાની ગુફાઓ ફરદાપુર ગામથી ચાર માઈલ દૂર ટેકરીઓમાં આવેલી છે. ત્યાં રહેવાને માટે મુસાફરી બંગલો છે. રોજનો રહેવાનો ચાર્જ રૂ. ૫–૮–૦ છે. બંગલેથી ગાડામાં બેસી અગર તો ચાલતાં જઈ શકાય છે. અજંટાના કલા–મંડપોમાં કુલ ઓગણત્રીસ ગુફાઓ છે તે બધી ગુફાઓના દ્વાર, ભીંતો, છત, થાંભલાંઓ કોતરણીથી ભરપુર છે. આ ગુફાઓ બેહજાર વર્ષ પહેલાંની છે. અને સ્થાપત્ય, કોતરકામ અને ચિત્રકામના સર્વશ્રેષ્ટ નમુનાસમી આ ગુફાઓની કળા એટલી "અપૂર્વ અને સમ્પૂર્ણ પરિપાકવાળી છે, કે આપણે તેને ભારતવર્ષની કળાની ગુરૂપીઠ માનીએ તો જરાએ અતિશયોક્તિ ન ગણાય." ગુફા બધી જમીનથી તો છત સુધી કોતરકામથી ભરી દીધી છે. અને આટલા વર્ષો થયા છતાં તેના રંગો હજુ પણ તાજાજ હોય એમ જણાય છે. ભાવનું નિરૂપણ સુંદર જીવન્ત અને તદ્દન આબેહુબ છે. જીવનના પ્રણયના, કરૂણાના, ક્રોધના, આનંદના, ભક્તિના, અને દર્દના, વિધવિધ પ્રસંગો એવા હુબહુ કોતરી કાઢયા છે કે આથી સુંદર તે ભાવોનું નિરૂપણ મળવું મુશ્કેલ છે. પત્થરની રેખાઓમાંથી સુંદર લાવણ્ય અને સજીવ મૂર્તિઓ કોરી, સુંદર અંગ મરોડ અને મોટા મોટા ઉત્સવ પ્રસંગોના ચિત્રોને ઘણી બારીક વિગતો વિગેરે સુંદર રીતે દર્શાવ્યા છે. હાથી, ગેંડા, વાઘ, ગાય, કિન્નરીઓ, અપ્સરાઓ રાજરાણી અને દાસીઓ અને કંચુકીઓ વીગેરેનું



નાગરાજ:-અજંટા.

ભગવાન બુદ્ધ



"અજંટાની ૧૭મા નંબરની ગુફાના ગર્ભ-મંદીરની પરસાળમાં બારણાની જમણી બાજુ પર આ ભવ્ય અને વેધક ચિત્ર આવેલું છે. ભીંત પરના એ ચિત્રમાં યશોધરા અને રાહુલની આકૃતિઓ પૂરા માનવ માપની છે. તો બુદ્ધની આકૃતિ કેવડી વિશાળ હશે અને સમગ્ર ચિત્ર કેટલું વિસ્તારવાળું અને ભવ્ય હશે તેનો ખ્યાલ આવશે. અજંટાની ગુફાઓમાં ૨૬મા નંબરના ચૈત્ય નું શિલ્પકામ જેમ સર્વોત્કૃષ્ટ લેખાય છે. તેમ આ ૧૭મા નંબરના વિહાર મંડપમાંનાં ચિત્રો ઉંચી પંક્તિનાં ગણાય છે. અને એમ મનાય છે કે એ ગુફામાંનાં લગભગ બધાં ચિત્રો મુખ્ય ઉસ્તાદોએ ચીતરેલા છે. એમની શૈલીમાં સચોટતા અને ભાવનિદર્શનમાં સુકુમાર છટા સહજ પ્રયત્ને ઊતરેલાં લાગે છે."

( અનુકૃતિ શ્રી. રવિશંકર રાવળ )

જુદુ જુદુ સુંદર આભુષણુ અને અંગમરોડવાળું નિરૂપણુ અત્યારે પણ થવું મુશ્કેલ છે. અનેક મુદ્રાઓ, વૈવિધ્ય લીલા-ભરી કરાંગુલીઓ અને જુદા જુદા પ્રકારના આભૂષણો અને કેશ-કલાપો વાળી મૂર્તિઓ તે વખતની સમૃદ્ધિ અને કળાનો ખ્યાલ આપી કેટલાં વર્ષે અને કેટલાં માણુસોએ આ પત્થર કોરી રંગ પુર્યા હશે. તેવા વિચારમાં ગરકાવ કરી દે છે. મુખ્ય ચિત્રોમાં યક્ષ-દંપતી, બુદ્ધયશોધરા અને રાહુલના ચિત્રો જોવાથી ત્યાંના શિલ્પ અને સ્થાપત્ય કળાનો આછો ખ્યાલ આવશે. અહિંથી જળગાંવ થઇ ભુશાવળ જવું, ત્યાંથી કલકત્તા મેઇલ દ્વારા અમરાવતી અને વર્ધા જઈ શકાય છે. જ્યારે ખંડવા, ઈટારસી અને બિના, ઝાંસી, ગ્વાલીયર અને આગ્રા થઈ દિલ્હી જઈ શકાય છે. એ રીતે આપણે મધ્યપ્રાંત અને મધ્યહિંદ એજન્સીનો પ્રવાસ કરવાનો હવે રહ્યો છે.



ટેલર્સ એન્ડ આર્ટ પ્રીંટર્સ (સ્પેન્ડીડ) પાંચકુવા, અમદાવાદ.

# પ્રકરણ ૧૫ મું.

## મધ્ય પ્રાન્ત અને મધ્યહિંદ એજન્સી

હિન્દની મધ્યમાં આવેલો આ પ્રાન્ત ખનીજ અને હુન્નર–ઉદ્યોગમાં આગળ પડતો છે. કપાસ, ઘઉં, શેરડી અને ચોખા આ પ્રાન્તમાં સારાં થાય છે, તેમજ કોલસાની ખાણો પણ છે. **નર્મદા અને તાપી** વિન્ધ્યાચળ પર્વતનું જળ ખેંચી જઈને **અરબી** સમુદ્રમાં નાંખે છે. જ્યારે દક્ષિણે પૂર્ણા અને પેન–ગંગા નદીઓ ગોદાવરીને મળી, **બં**ગાળાના ઉપસાગર ભણી દોડી જાય છે.

**ભૂસાવળ**થી **નાગપુર** જતાં વચમાં **આકોલા, અમરાવતિ વર્ધા** અને **નાગપુર** આવે છે. **આકોલા, અમરાવતિ** અને હિંગનઘાટ આ પ્રાન્તના રૂના ઉત્પન્નના તેમજ વેપારનાં મૂખ્ય મથકો છે.

### વર્ધા.

વર્ધા જંકશન સ્ટેશન છે અને ત્યાંથી રેલ્વેનો એક ફાંટો હિંગનઘાટ, ચાંદા અને બલહર્ષ તરફ જાય છે. **મદ્રાસ મેઇલ**, દિલ્હીથી આ રસ્તે બેઝવાડા તરફ જાય છે. વર્ધાની પાસે **શેગાંવ** ( હવે **સેવાગ્રામ** ) માં **મહાત્મા ગાંધીજીએ** અમદાવાદના **સત્યાગ્રહાશ્રમને** છોડયા પછી નિવાસ કર્યો છે અને ત્યારથી આ પ્રાન્ત એ હિંદનો ખરેખરો મધ્યસ્થ પ્રાંત બન્યો છે. વર્ધામાં **મહાત્મા ગાંધીજીએ** હિંદના શિક્ષણની નૂતન પ્રણાલીની યોજના તૈયાર કરી, તેને અમલમાં મૂકવાનું

શરૂ કર્યું છે. એ યોજના "વર્ધા કેળવણી યોજના"ના નામથી પ્રસિદ્ધ થયેલ છે. મહાત્માશ્રીનો ત્યાં મુકામ થવાથી આ સ્થાનની ઉપયોગીતા ઘણીજ વધી પડી છે.

## નાગપુર

આ પ્રાન્તનું આ મૂખ્ય સ્થળ છે અને બી. એન. રેલ્વે અને જી. આઇ. પી. રેલ્વેનું મોટું જંકશન સ્ટેશન છે. વળી અહિંથી જી. આઇ. પી.નો એક ફાંટો ઇટારસી તરફ અને બી. એન. રેલ્વેનો એક ફાંટો જબલપુર તરફ જાય છે. સ્ટેશનની સામેજ સીતાબલ્દીનો કિલ્લો આવેલો છે.

સ્ટેશનની પાસે જમનાદાસ પોદ્દારની અને બીજી ધર્મશાળાઓ ઇતવારી બજારમાં આવેલી છે. નાગપુરી સંતરાં બહુ વખણાય છે. શહેરમાં સૂતરાઉ અને ગરમ કાપડની મિલો છે. અહિંઆ લશ્કરી છાવણી છે અને ગવર્નરનો મુકામ અહિં રહે છે ને મધ્યપ્રાંતની ધારાસભા પણ આ શહેરમાં મળે છે.

**જોવાલાયક સ્થળો**માં મ્યુઝીઅમ (અજાયબઘર) ચીફ કોર્ટ, નાગપુર યૂનિવર્સીટી, કોલેજો, કાઉન્સીલ હોલ વિગેરે મુખ્ય છે તેમજ નદિપરના ઘાટો પણ જોવાલાયક છે.

અહિંથી કલકત્તા જતાં કામઠી સ્ટેશન આવે છે ત્યાંથી રામટેકની ટેકરી ઉપર જઇ શકાય છે. રામટેક પરના તળાવ ને ભોગવતી કહેવામાં આવે છે. કામઠીથી રેલ્વે તેમજ મોટર દ્વારા રામટેક જવાય છે ત્યાંના હિંદુઓ અને જૈનોનાં સુંદર દેવાલયો જોવા લાયક છે. તેમજ એ ટેકરીપર સુંદર

કિલ્લો છે. રામટેકના ખડકપર લાલ ચીરાડો દેખાય છે એના વિષે એમ કહેવાય છે કે,–નૃસિંહાવતાર ભગવાને હિરણ્યકશ્યને માર્યો તેના લોહીની તે ધારાઓ છે. તેના ઉંચા કિલ્લાના મંદિરપરથી નજરે પડતું સૃષ્ટિસૌન્દર્ય અદભુત છે.

રામટેકથી પાછા કામઠી આવી, ગોડીયા જંકશને ગાડી બદલાવી, સીદ્ધા જબલપૂર પહોંચી જવું.

### જબલપૂર.

નર્મદા નદીપાસે આવેલું આ શહેર મુસાફરો ને ઘણું આકર્ષક લાગે છે. સંગેમરપરના ખડકો અહિંથી તેર માઈલ દૂર આવેલ છે. ને ત્યાં મોટરથી જવાય છે. તે જી. આંઈ. પી. રેલ્વે અને બી. એન. રેલ્વેનું જંકશાન સ્ટેશન છે. ને લશ્કરી છાવણી છે.

**જોવાલાયક સ્થળો:**–મદનમહાલ, ભેડાઘાટ અને દારૂગોળાનું કારખાનું જોવાલાયક છે. નર્મદા નદિનાં જળ ૩૦ ફીટ ઉંચાઈએથી પડે છે તે સ્થળને ધૂંવાધાર કહે છે; ને ત્યાંથી સંગેમરમરનાં ખડકો શરૂ થાય છે. ચાંદની રાત્રિએ એ બહુ સુંદર જણાય છે. અહિં બીડીનાં કારખાનાં છે.

જબલપૂરથી મુંબઈ તરફ આવતાં, ભેડાઘાટ અને પીપરીઆ સ્ટેશન આવે છે. ભેડાઘાટથી ધૂંવાધાર અને પીપરીઆથી પંચમઢી જઈ શકાય છે. પંચમઢી હવાખાવાનું સ્થળ છે ત્યાં આપણે ઇટારસી પહોંચી, દિલ્હી તરફ જતાં વચમાં ભોપાળ જંકશન અને સાંચીનાં સ્ટેશનો આવે છે.

## ભોપાળ.

ભોપાળ એ મધ્યહિંદ એજન્સીમાં આવેલા ભોપાળ રાજ્યનું મૂખ્ય શહેર છે. અહિંથી જી. આઈ. પી. રેલ્વેનો એક ફાંટો ઉજ્જન જઈ બી. બી. સી. આઈ રેલ્વેને મળે છે. આ નગર પૂરાણા ભોજરાજાનું છે. અહિંનુ તળાવ ઘણું મોટું છે અને એને માટે એમ કહેવાય છે કે,–"તાલ તો ભોપાલ તાળ ઓર સબ તલૈયાં" તળાવ તો ભોપાલનું અને બીજાં બધાં તો તળાવડાં.

## સાંચી.

ભોપાલથી દિલ્હી જતાં સાંચી શહેર આવે છે. સ્ટેશનથી એકાદ માઈલ દૂર નાની ટેકરીપર બુદ્ધભગવાનનાં હાડકાં ઉપર સુંદર સ્તુપ બાંધવામાં આવેલો છે. તે ઈ. સ. પૂર્વે ૨૦૦ ની સાલમાં બાંધવામાં આવેલો છે. તેની ચારે બાજુએ ચાર પ્રવેશદ્વાર છે અને તે દરવાજાઓ પર બુદ્ધભગવાનના જીવનના પ્રસંગોને સુંદર રીતે કોતરેલા છે. દરવાજામાં વાઘ અને હાથીઓ સુંદર કોરેલા છે.



સાંચીથી ભોપાળ આવી ઉજ્જન પહોંચવું.

## ઉજ્જન

માળવાની પ્રાચીન રાજ્યધાની ઉજ્જૈની નગરી અનેક નામોથી ઈતિહાસમાં ઓળખાય છે. અમરાવતી, અવન્તી, કનકશૃંગ, ઉપસ્થલી, પદ્માવતિ, શિવપૂરી, ઈન્દ્રેશ્વર વગેરે નામો તેનાં હતાં. શ્રીકૃષ્ણ, બળદેવજી તથા સુદામાજી અવન્તિકામાં સાંદિપની ઋષિના આશ્રમમાં વિદ્યાભ્યાસ માટે રહેલા હતા. જે જગ્યાએ સાંદિપની મુનીનો આશ્રમ હતો ત્યાં હોલ્કર સરકારે મંદિર બંધાવેલું છે. તેમાં સાંદિપની ઋષિની આરસની મૂર્તિ છે. ઉજ્જનની પશ્ચિમ દિશામાં ક્ષિપ્રા નદિના કાંઠે દ્વાદશ જ્યાતિર્લિંગમાંનું મહાકાલેશ્વરનું જ્યોતિર્લિંગ અહિં છે. દેવાલયની અંદર ખંડિત મૂર્તિઓનું સારૂં સંગ્રહસ્થાન છે. નદિના ઘાટપર પિશાચમૂક્તેશ્વર, અગતેશ્વર તથા હરસિદ્ધમાતાનાં દેવાલયો છે આગળ ચાલતાં ઓમકારેશ્વરનું દેવાલય આવે છે ને ત્યાંથી મહાકાળેશ્વરનું અતિપૂરાણું દેવાલય આવે છે. દર બાર વર્ષે મહાકાળેશ્વરનું એક વર્ષ થતું ગણાતું હોવાથી, દર બારવર્ષે મોટો મેળો ત્યાં ભરાય છે. ક્ષિપ્રા નદિપર ગૌઘાટ બાંધેલો છે ને ત્યાં રાજા જયસિંહે બંધાવેલી વેધશાળા આવેલી છે. ભૂકંપને અંગે પ્રાચીન અવન્તીકાનો નાશ થવાને અંગે રાજા વીર વિક્રમ રાજાએ લીથીઅન અને ગ્રીક લોકોને હરાવી વિજય પ્રાપ્ત કર્યો તેની યાદગીરીમાં આ શહેર વસાવ્યું છે. પુરાણ પવિત્ર સપ્તપૂરીમાં આ શહેરની ગણત્રી કરાય છે. વેપાર ઉદ્યોગનું મથક છે. ધર્મશાળાઓ ઘણી છે અને ગુજરાતી લોકો

માટે સ્ટેશન પાસે એક ટેકરી ઉપર ‘ગુજરાતી સમાજ’ છે. જેમાં ગુજરાતીઓને ઉતરવાની દરેક પ્રકારની સગવડ આપવામાં આવે છે.

સુતરાઉ કાપડની મિલો છે. ઘઉં અને ઘીના વેપારનું મોટું મથક છે. ક્ષિપ્રા નદિપર જળ–મહેલ યાને કાળીયાદેહનો મહેલ જોવા લાયક છે. ઉજ્જન એ ભારતનું ગ્રીનીચ ગણાય છે. એ મહાકવિ કાલિદાસની જન્મભૂમિ છે.

## ઇન્દોર.

ઉજ્જનથી રેલ્વે તેમજ મોટર રસ્તે ઇન્દોર જવાય છે. હોલ્કર રાજ્યની એ રાજ્યધાનીનું મૂખ્ય શહેર છે ઇતિહાસ પ્રસિદ્ધ અહલ્યાબાઇ હોલ્કર અહિં થઇ ગયાં અને તેમની છત્રી હજુ છે.

પાર્શ્વનાથજીનું જૈન મંદિર અને સર હુકમીચંદજીના મહેલો ખાસ જોવા જેવા છે. સૂતરાઉ કાપડની અહિં સાત મિલો છે. અને રૂના વેપારનુંસ્થળ છે. ઇન્દોરની પાસે મહૂમાં લશ્કરની છાવણી છે. અને ત્યાંથી પાંડવના કિલ્લા સુધી મોટોરથી જવાક છે.

## ઓમ્કારેશ્વર

મહૂથી ખંડવા તરફ જતાં મોરટક્કા સ્ટેશન આવે છે ત્યાંથી ઓમકારેશ્વર જવાને માટે મોટરો મળે છે. મોરટક્કાથી છ માઇલ દૂર નર્મદા નદીના કિનારે ઓમ્કારેશ્વર આવેલ છે. વિષ્ણુપુરી મોટોર જાય છે ને ત્યાંથી હોડીથી નદિ ઓળંગી ત્યાં જવાય છે. ત્યાંના નદિના ધરામાં અનેક જાતનાં શિવલિંગો થાય છે. ઓમકારેશ્વર મહાદેવનું દેવાલય ટેકરી પર આવેલું છે. એ શિવલિંગ તેજ તત્ત્વનું ગણાય છે.



ગ્વાલીઅરના કિલ્લાનો દેખાવ.

શિવલિંગ પર નિરંતર પહાડમાંથી પાણી પડયા કરે છે. આ દેવાલયમાં માંધાતા વગેરેની મૂર્તિઓ છે. ત્યાં ધર્મશાળા પણ છે.

અહિંથી ખંડલા, ઇટારસી થઇ ભોપાળ, બીણા અને ઝાંસી થઈને ગ્વાલીયર જવાય છે.

## ગ્વાલિયર

ગ્વાલિયરનો કિલ્લો જોવાલાયક છે. ત્રણસો ફૂટ ઉંચા ખડકોપરનો આ કિલ્લો અને તેની પરના ભવ્ય મહેલો તથા ખડક પરનો માર્ગ વગેરે ઘણાં સુંદર છે. ત્યાં ઇતિહાસ પ્રસિદ્ધ મહારાણી લક્ષ્મીબાઈની છત્રી અને કવિવર તાનસેનની કબર ખાસ જોવાલાયક છે. તે ઉપરાંત મ્યુઝિયમ (અજાયબઘર) જયાજી ચોક, મોતી મહાલય, નવો મહેલ ચીની માટીનું કારખાનું અને વેધશાળા દર્શનીય છે, સીધા ચઢાણવાળા ખડક પરના બુરજોથી કિલ્લો ઘણો મજબૂત બાંધેલો છે.

અહિંથી સીધા આગ્રા પહોંચી, ત્યાંથી બી. બી. સી. આઇ. ની ગાડીમાં જયપુર, અજમેર થઈને અમદાવાદ પહોંચી જઇએ.

આ રીતે ભારતવર્ષ અનેક ધર્મ મંદિરો, વિદ્યાકેન્દ્રો પતિતપાવનની લોકમાતા–નદિઓ, ગિરિશૃંગો, ગિરિકંદરો ઐતિહાસિક સ્થળો, રાષ્ટ્રોત્થાનના કેન્દ્રો, ઉદ્યોગકેન્દ્રો અને સૃષ્ટિ–સૌંદર્યનાં સ્થળો વિગેરેથી સભર ભર્યો છે. વન્દન હો તેવા મહાકાય સમન્વયશાળી ભારત દેશને !

### वंदेमातरम्

सुजलां सुफलां मलयजशितलां शस्यश्यामलां मातरम्
शुभ्रज्योत्स्नापुलकितयामिनीं फुल्लकुसुमितद्रुमदल शोभिनीम्
सुहासिनीं सुमधुरभाषिणीं सुखदां वरदां मातरम्
वन्देमातरम् ॥

